હતા એ સંબંધ વધારે સુદૃઢ હતો. પોતાનાં કાવ્યો રચાય કે તરત એની નકલ કરી અમારા પર મોકલતા અને અભિપ્રાય માગતા. જાતજાતના વિષયો પર એમનો પત્રવ્યવહાર થતો. આ રોજનીશીમાં પણ અમારા આ સંબંધનો ઉલ્લેખ અનેક વાર જોવામાં આવે છે. વિદ્યાસભા તરફથી વાર્ષિક વ્યાખ્યાન આપવા એમને બોલાવેલા ત્યારે એઓ અત્યંત પ્રસન્ન થયેલા એ યાદ આવે છે.

રોજનીશીની હકીકતો જાહેર જનતાને ઉપયોગી થઈ પડે તેવી હોય અને લખનારની સાહિત્ય અને ઇતર પ્રવૃત્તિઓ પર પ્રકાશ પાડે તેવી હોય તો એ સાર્થક છે. જે બાબતો અતિ અંગત હોઈ માત્ર કુતૂહલ સંતોષાય તેવી હોય તેનું ખાસ મહત્ત્વ નથી એમ મારો નમ્ર મત છે. લખનાર ગમે તે હેતુથી લખે, પરંતુ જાહેર વાચકવર્ગને એમાંથી કેટલું જણાવવાનો લેખકનો આશય હશે એ આપણે કહી શકીએ એમ નથી. સંપાદકોએ આ બાબત પર ધ્યાન આપેલું હોવું જ જોઈએ એમ માનું છું.

ભાષાશાસ્ત્રના વિવરણમાં, કવિતાદેવીના અર્ચનમાં, અને સાહિત્યના અન્ય પ્રદેશોમાં વિચરવામાં જેમનું આખું જીવન વીત્યું તેવા એક પ્રખર વિદ્વાનની સ્વલિખિત દિનચર્યાનું પુસ્તક ગુજરાતી સાહિત્યમાં એક સંગીન ફાળો આપે છે એ નિર્વિવાદ છે અને ગુજરાત વિદ્યાસભાને એનો કિંચિત્ યશ પ્રાપ્ત થાય છે એની સગર્વ નોંધ લઉં છું; અને આ આખું કાર્ય શ્રી. રામભાઈ બક્ષી તથા શ્રી. ધનસુખલાલ મહેતાએ કશા પણ પુરસ્કાર વિના સાહિત્ય-પ્રીત્યર્થે કરી અમને સોંપ્યું એ બદલ સંસ્થા તરફથી એમનો આભાર માની આ નિવેદન પૂરું કરું છું.

અમદાવાદ, તા. ૧-૨-'૫૩.

વિદ્યાબહેન ર. નીલકંઠ

# સંપાદકોનું નિવેદન

સદ્‌ગત નરસિંહરાવના પૌત્ર શ્રી. અરુણકાન્ત દિવેટિયાની સૂચનાથી અમે સદ્‌ગતની વિસ્તીર્ણ રોજનીશીનું સંપાદન અને ક્રમશઃ પ્રકાશન કરવાનું કાર્ય સ્વીકાર્યું. એ રીતે ક્રમે ક્રમે પ્રકટ થયેલી રોજનીશીને પુસ્તકરૂપે પ્રકટ કરવાની શ્રી. અરુણકાન્તની ઇચ્છા હતી. એ ઇચ્છા નરસિંહરાવનાં દૌહિત્રી શ્રીમતી કુરંગી દેસાઈના પ્રસ્તાવથી આજે ગુજરાત વિદ્યાસભા દ્વારા શક્ય થાય છે.

રોજનીશીનાં પુસ્તકોનું સ્વામિત્વ શ્રી. અરુણકાન્તનું છે. એમણે એ પુસ્તકો અમને ક્રમે ક્રમે મોકલવાં શરૂ કર્યાં; અને અમે રોજનીશીના 'ગુજરાતી' સાપ્તાહિકમાં થનારા પ્રકાશનની જાહેરાત ૧૯૪૮ ના જાન્યુઆરીમાં કરી.

એ જાહેરાત વાંચીને શ્રી. જહાંગીર એદલજી સંજાનાએ તા. ૨૦-૧-૧૯૪૮ને રોજ પત્ર લખીને નીચે પ્રમાણે સૂચના કરી:

"Dear Mr. Bakshi,

I was mightily pleased to read yesterday the anouncement in the **Gujarati** about the serial publication of our dear N. B. D.'s diary.

I do hope you will give as generous extracts as legal safely will permit. But, barring probable slander and libel, I would urge you to keep back nothing, without minding whose toes the Diarist treads upon. There is too much of hush hush in our country, and too much homage paid to the old worldly-wise dictum न ब्रूयात् सत्यमप्रियम्. I

think we ought to be less 'tender about hurting people's and Mrs. Grundy's feelings............"

આ સંદર્ભમાં નરસિંહરાવની પોતાની રોજનીશીને લગતી તા. ૨૯-૧૦-૨૩ ની નોંધ જોવા જેવી છે :

"મ્હને બ. ક. ઠા. કહે છે ત્હમે Diary રાખો છો? નિયમસર! ક્યારથી?

હું :—૧૮૯૨ થી. રમ. મુ મણિશંકર વિશેનામાં છે જ કની?

બ. ક. ઠા.—You are a very dangerous man! આજ મળ્યા તે પણ નોંધશો કે?

હું :—નોંધાઈ ગયું. Dangerous શા માટે? જુઠ્ઠું નોધું તો dangerous."

આ પ્રમાણે ૧૮૯૨ થી ૨૫-૧૦-૧૯૩૫ સુધી સતત રોજનીશી લખાઈ છે—તેમાંનાં માત્ર ૧૯૨૭-૨૮ નાં પુસ્તકો લભ્ય નથી. નરસિંહરાવ નાની નોંધબુક ગજવામાં રાખતા અને એમાં તત્કાળ ત્વરિત નોંધ કરી લેતા. એ નોંધપોથીઓમાંનું લખાણ રાત્રે મોટા ફુલ્સકેપ સાઈઝના જાડા ગ્રન્થોમાં ઉતારી લેતા. છેલ્લાં થોડાં વર્ષોની નોંધ નાની નોંધબુકોમાં જ રહી છે, ચોપડીમાં ઉતારાઈ નથી, તે બાદ કરતાં આ ક્રમ એકધારો જળવાયો છે.

આ ગ્રન્થોમાંથી રોજનીશી ચૂંટી ચૂંટીને, નકલ કરીને, 'ગુજરાતી'માં પ્રકટ કરવાનો આરંભ તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૮ ને રોજ કર્યો.

થોડા જ સમયમાં રોજનીશીમાં આવતી બાબતો ઉપર ઊહાપોહ શરૂ થયો. પ્રકાશન ચાલુ રહેવું જોઈએ કે બંધ થવું જોઈએ એ વિશે ભિન્ન ભિન્ન મતો દર્શાવાયા. અમણી સાહિત્યકારોમાંથી શ્રી. બળવંતરાય ઠાકોરે, શ્રી. વિજયરાય વૈદ્યે તથા શ્રી. ઉમાશંકર જોશીએ

પ્રકાશન ચાલુ રાખવાનો મત જાહેર કર્યો. પણ અન્ય પ્રતિષ્ઠિત વ્યક્તિઓ તરફથી રોજનીશીનું પ્રકાશન બંધ કરવાનું દબાણ થતાં શ્રી. અરુણકાન્તની સ્થિતિ કફોડી બની. સદ્ભાગ્યે પ્રકાશન ચાલુ રહ્યું અને ૨૫મી ડિસેંબર ૧૯૪૯ ને દિવસે સમાપ્ત થયું.

અઢેક વર્ષના જાડા, મોટા, અનેક ચોપડા–એની અતિવિસ્તીર્ણ રોજનીશીમાંથી કાપકૂપ તો ક્રમિક પ્રકાશન દરમ્યાન જ કરવી પડી હતી. ગ્રન્થરૂપે પ્રકટ કરવામાં એમાંથી પણ બહુ મહત્ત્વના ન હોય એવા ભાગો કાઢી નાખવા પડયા છે. એવી બેવડી કાપકૂપ પછી રોજનીશી ગ્રન્થરૂપે પ્રકટ થાય છે.

છતાં, નરસિંહરાવના જીવનને લગતી, કે સાહિત્યવિષયક, કે સામાજિક, જે બાબતો મહત્ત્વની ગણાય એ બધી આ ગ્રન્થમાં રજૂ કરી શકયા છીએ એનો અમને સંતોષ છે.

૨૮–૧–૫૩ સંપાદકો.

સાંટાક્રુઝ

## સ્વ. નરસિંહરાવ દિવેટિયાનો
## જીવનપરિચય

નરસિંહરાવે આ રોજનીશીમાં એક પ્રસંગે નીચે પ્રમાણે નોંધ કરી છે :

"મ્હારું જીવનચરિત !!—શું?—શૂન્ય."

અને અન્ય પ્રસંગે વળી એમણે આવાં વિનયવાક્યો લખ્યાં છે.: "હું શું કરું ? લોકો મ્હને 'વિદ્વાન્' ધારે છે–પણ મ્હારામાં તેટલું વિશાળ વાચન, જ્ઞાનભંડાર, વગેરે નથી–તે હું પૂરેપૂરું જાણું છું. જગત્માં ઢંઢેરો પીટાવું કે હું વિદ્વાન નથી? તેમ કરું તો ઉલટો દંભી ઠરું!"

સરકારી નોકરીમાં અને સાહિત્યની ઉપાસનામાં વ્યતીત થયેલ નરસિંહરાવના જીવનમાં કોઈ રણસંગ્રામવિજયી સૈનિકના જેવા વીરરસના પ્રસંગો ન હોય; કોઈ રાજનૈતિક મહાપુરુષના જેવા રાજકીય લડતના પ્રસંગો ન હોય; કોઈ ધર્મપ્રચારક ધર્મગુરુના જેવા ધર્મયુદ્ધના પ્રસંગો ન હોય; કોઈ ભક્તિપરાયણ ભક્તના જેવા પ્રભુકૃપાના ચમત્કારો ન હોય.

પણ તે છતાં નરસિંહરાવના જીવનમાં ઘણાં ઘણાં ઉલ્લેખ કરવા જેવાં તત્ત્વો હતાં. સરકારી નોકરીમાં ભારતીય જનના સ્વમાનને ગોરા અમલદારોની તુમાખીની સામે ટકાવી રાખવાના કેટલાકટીના પ્રસંગોમાં એમણે દઢતા અને વીરતા દર્શાવી હતી. એમણે સ્વાતંત્ર્યસંગ્રામમાં ભાગ નહોતો લીધો છતાં એમનું સ્વદેશાભિમાન, અન્ય પ્રકારે, જ્વલંત હતું. એમણે એક અવતરણ ટાંક્યું છે તે પ્રમાણે "સ્વદેશભક્તિ માત્ર political જ નથી હોતી, social અને religious હોય છે, ને તે વધારે કામની છે." પોતાનાં ધાર્મિક

અંતઓમાં તેઓ દૃઢ અને ટેકીલા રહ્યા હતા. અને આપત્તિમાં પણ પ્રભુની કૃપાનું દર્શન કરનારી એમની પ્રભુશ્રદ્ધા અવિચલિત હતી.

સતત અથાક સાહિત્યઉપાસના એ નરસિંહરાવનો કર્મયોગ હતો; સત્યનું નિષ્પક્ષપાત અન્વેષણ એ એમનો બુદ્ધિયોગ હતો; સ્વજનના મૃત્યુરૂપી અનેક આઘાતોમાં ધૈર્ય ટકાવનારી અને આશ્વાસન આપવા આવનારાઓને સામું આશ્વાસન આપતી એમની પ્રભુમયતા એ એમનો ભક્તિયોગ હતો.

આવા, ગુજરાતી કવિતામાં અર્વાચીન યુગના પહેલા પ્રતિનિધિ સત્યપ્રિય વિવેચક અને સમર્થ ભાષાશાસ્ત્રી, નરસિંહરાવનો જન્મ તા. ૩ સપ્ટેંબર ૧૮૫૯ ને રોજ અમદાવાદ મુકામે થયો હતો. એમના પિતા સરદાર રા. બ. ભોળાનાથ સારાભાઈ સરકારી અમલદાર હતા. દેવેન્દ્રનાથ ટાગોર, પ્રતાપચંદ્ર મુઝુમદાર, કેશવચંદ્ર સેન વગેરે બંગાળી વિભૂતિઓ જોડેના સંપર્કે અને રણછોડલાલ છોટાલાલ, મહીપતરામ રૂપરામ, લાલશંકર ઉમિયાશંકર વગેરે અમદાવાદના અગ્રણીઓની મૈત્રીએ ભોળાનાથની સુધારકવૃત્તિને અને રૂઢિમુક્ત સંસ્કારિતાને વેગ આપ્યો હતો. વિદ્યા, કલારસિકતા અને ખાનદાનીને કારણે ભોળાનાથભાઈના કુટુંબની સારી ખ્યાતિ હતી. ભોળાનાથભાઈના સાત બાળકોમાં નરસિંહરાવ છઠ્ઠા હતા. એમના બે વડીલ બંધુઓમાંથી એક આપારાવ ૧૮૬૯ માં અને બીજા, સૌમાં જ્યેષ્ઠ, બાબારાવ ૧૮૮૪ માં ગુજરી ગયા હતા. નરસિંહરાવથી નાના બેરિસ્ટર કૃષ્ણરાવ સંગીતમાં પ્રવીણ હતા. નરસિંહરાવ ઉર્ફે નન્નુભાઈ કવિ, અને મનુભાઈ (કૃષ્ણરાવ) સંગીતજ્ઞ, એ બેનો સ્નેહસહચાર 'હૃદયવીણા' ના અર્પણ-કાવ્યમાં અમર થયો છે. નરસિંહરાવ કવિ હતા તો કૃષ્ણરાવ કાવ્યના રસજ્ઞ હતા; કૃષ્ણરાવ સંગીતપ્રવીણ હતા, તો નરસિંહરાવ સંગીતના રસિક ભોક્તા હતા. નરસિંહરાવમાં કવિત્વ અને સંગીતરસિકતાનો સમન્વય થયો હતો. એમની આ ઉભયકલા-

પ્રિયતાના બીજમાં એમની સૌંદર્યભક્તિ રહેલી હતી. એમણે પોતે જ કહ્યું છે કે:—"સંગીત અને કવિતા તે બંને તરફ:—

"હું તો ઉભયતણો દઢભક્ત બનીને રહું છું રે,
નિજ હૃદય ઉભય સૌન્દર્યનું બિમ્બ લહું છું રે."

એ ચન્દા તથા સંધ્યા વિશે કુસુમમાળામાં કહેલી કડી મ્હારી ખરી વૃત્તિ દર્શાવે છે."

નરસિંહરાવની વિદ્યાર્થી-અવસ્થા સંસ્કૃત, અંગ્રેજી, ગણિત વગેરે વિષયોમાં પ્રકટ થતી એમની બુદ્ધિમત્તાથી, અને ઊંડી નિર્વ્યાજ ગુરુભક્તિથી, દીપી ઊઠી હતી. એમના ગુરુઓમાં મુખ્ય સદ્‌ગત અંબાલાલ સાકરલાલ દેસાઈ અને (કૉલેજમાં) સદ્‌ગત ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર. આગળ ઉપર જ્યારે ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદે ગુરુ અંબાલાલભાઈ અને શિષ્ય નરસિંહરાવ વચ્ચે ગુજરાત કોની પસંદગી કરે એ વિકટ પ્રશ્ન આવ્યો ત્યારે, તેમજ સંસ્કૃતનાં અને ગુજરાતીના ભાષાક્ષેત્રમાં ડૉ. ભાંડારકરથી મતભેદનો નાજુક અવસર આવ્યો ત્યારે-એ બંને પ્રસંગોએ-નરસિંહરાવે પોતાનો એ બંને ગુરુઓ પ્રત્યેનો શુદ્ધ પૂજ્યભાવ પુરવાર કરી બતાવ્યો હતો. એમનો એ પૂજ્યભાવ એમની વિદ્યાને ધન્યતા અપાવે એવો હતો.

વિદ્યાસંસ્થાઓમાંના આ ગુરુઓ ઉપરાંત બાળવયમાં પદ્ય-રચનાના પ્રાથમિક પાઠ આપનાર કવિ દલપતરામ ડાહ્યાભાઈને પણ નરસિંહરાવ ગુરુ માનતા.

બી એ.ની પરીક્ષામાં સંસ્કૃતના વિષયમાં આખી યુનિવર્સિટીમાં જે પ્રથમ આવે તેને મુંબઈ યુનિવર્સિટીનું ભાઉ દાજી પારિતોષિક આપવામાં આવે છે. આ ઈનામ ઉપર આપણા દક્ષિણી બંધુઓનો લગભગ ઈજારો:જ મનાય છે. ગુજરાતીઓમાંથી એ ઈનામ મેળવનારા નીકળ્યા છે ખરા, પણ બહુ જૂજ. નરસિંહરાવે હોશિયાર અને મહેનતુ દક્ષિણી હરીફોને હરાવીને એ ભાઉ દાજી ઈનામ મેળવ્યું હતું.

ઇંડિયન સિવિલ સર્વિસની-આઇ. સી. એસ ની-મશહૂર પરીક્ષા આજે તો હવે બંધ પડી છે, અને ભારતને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થતાં એ પરીક્ષાનું સ્થાન Indian Administrative Service માટેની પરીક્ષાએ લીધું છે. આઇ. સી. એસ.ની પરીક્ષા ઇંગ્લંડમાં લેવાતી. એમાં ઊંચે નંબરે પાસ થનારાની હિંદ સરકારમાં કલેક્ટર જેવા ઉચ્ચ હોદ્દાઓ પર નિમણૂક થતી. એવા ઉચ્ચ હોદ્દાઓ મેળવવાનો આઈ. સી. એસ.ની પરીક્ષા એ એક જ માર્ગ હતો. અને એ માટે વિલાયતમાં અભ્યાસ કરવો પડતો. નરસિંહરાવ બી. એ. થયા એ જમાનામાં આ ઇન્ડિયન સિવિલ સર્વિસ ઉપરાંત બીજો પણ એ નોકરશાહીમાં પ્રવેશમાર્ગ હતો. તેને સ્ટેટ્યુટરી સિવિલ સર્વિસ કહેતા. પ્રતિષ્ઠિત કુટુંબના વિદ્વાન, બુદ્ધિશાળી અને શક્તિસંપન્ન નબીરાઓમાંથી એ નોકરી માટે અમલદારો પસંદ કરવાની એ કાયદાસરની વ્યવસ્થા હતી. આ રીતે પસંદ થયેલા યુવાનોને વિલાયત જઈને ઇંડિયન સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કર્યા વગર જ આસિસ્ટંટ કલેક્ટરની જગ્યા મળતી. નરસિંહરાવની એ કાયદાની રૂએ પસંદગી થઈ અને એમણે ૧૮૮૪ માં ખેડા જિલ્લાના આસિસ્ટન્ટ કલેક્ટર તરીકે સરકારી નોકરીની શરૂઆત કરી. એ નોકરી દરમ્યાન એમણે ગૌરવથી, નિષ્પક્ષપાતપણે, કુશળતાથી અને એકનિષ્ઠાથી કામગીરી બજાવી. એમની સમાન કક્ષાના, અને કોઈક વાર એમનાથી ઊતરતી કક્ષાના ગોરા અમલદારો, પોતે ગોરા-અંગ્રેજ-છે એ કારણે મિજાજી અને અભિમાનભર્યું વર્તન દાખવતા તે નરસિંહરાવ સહી લેતા નહિ, બલ્કે સ્પષ્ટ અને સખ્ત વિરોધ કરતા. એમના આ હિંદી તરીકેના સ્તુત્ય સ્વમાનને લીધે એમના ઉચ્ચ પદવીના ખરા હકથી પણ એમને વંચિત રાખવાનો પ્રસંગ ઊપજ્યો હતો.

આવી ઉચ્ચ નોકરી મળવાથી નરસિંહરાવનું માન કુટુંબમાં અને સમાજમાં બહુ વધ્યું. એમના કુટુંબને પણ આ કારણે અધિકતર પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ. નરસિંહરાવનાં ભાણેજ લેડી વિદ્યાગૌરી નીલકંઠ

આ. પ્રતિષ્ઠાવૃદ્ધિનો ઉલ્લેખ કરતાં લખ્યું છે કે "આ નોકરીને અંગે અમે બધાં પણ કાંઈક ઊંચી પદવીએ આવ્યાં હોઈએ એમ અમારા બાળમાનસને લાગતું."

આ નોકરીમાં નરસિંહરાવની બદલી સોલાપુર, કારવાર, રત્નાગિરિ, સિંધ-હૈદરાબાદ વગેરે સ્થળોએ થવાથી એમના ભાષાશાસ્ત્રના અભ્યાસમાં ઉપયોગી નીવડે એવો મરાઠી, કાનડી અને સિંધી ભાષાઓનો એમને પરિચય થયો. કારવાર અને રત્નાગિરિની આજુબાજુના પ્રકૃતિસૌન્દર્યે એમની, પાશ્ચાત્યપદ્ધતિના પ્રકૃતિપ્રેમ તરફ વળેલી, કવિત્વવૃત્તિને મનોહર વિષયસામગ્રી પૂરી પાડી.

૨૮ વર્ષની નોકરી કરીને ૨૦-૨-૧૯૧૨ ને દિવસે તેઓ નિવૃત્ત થયા. અને એ દિવસની રોજનીશીમાં એમણે નીચે પ્રમાણે લખ્યું :—

"સતારા—તા૦ ૨૦-૨-૧૨ : મંગળવાર.

બપોરે સાડેને બાર વાગ્યા પછી ચાર્જ આપી દીધો.

અઠ્ઠાવીશ વર્ષ અને એક મહિનામાં ચાર દિવસ ઓછા એટલી મુદ્દત સરકારી નોકરી કરીને આજ હ્ડેમાંથી નિવૃત્ત થતાં મન ઉપરથી ભાર ઓછો થવાની સાથે શાન્તિ થાય છે. આ લાંબા વખતમાં મ્હેં એકનિષ્ઠાથી મ્હારું કર્તવ્ય બજાવ્યું છે એ જ સંતોષ માનવાનો છે. + + + એ દરમ્યાનના કામમાં કદાચ-જવલ્લે જ-હું અવિચારી થયો હઈશ પણ મ્હને હ્રદયદંશ થાય હેવું કૃત્ય કરેલું જણાતું નથી. ઈશ્વરનો એ ઉપકાર માનું છું.

મ્હારા શ્રમનો અંશ કાયમ રહેશે જ. સર્વ વાતમાં પરમ કૃપાળુ પિતાની સહાયતા હોય એટલે બસ."

નિવૃત્તિની ક્ષણે જે હૃદયે આવી ઈશ્વરપ્રાર્થના કરી એ હૃદયની, એ હૃદયમાં રહેલી ઈશ્વરશ્રદ્ધાની, કેવી આકરી કસોટી ઈશ્વરે કરવી ધારી હતી!

નરસિંહરાવનું પ્રથમ લગ્ન ૧૮૭૨ માં એટલે કે એમની માત્ર ૧૩ વર્ષની વયે થયું હતું. એ પ્રથમ લગ્નથી એમને એક જ પુત્ર હતા, તે સ્વ. પ્રસન્નકુમાર; અમદાવાદમાં એમના લાડકા કૌટુમ્બિક નામથી 'કુમારભાઈ' તરીકે જાણીતા થયેલા પોલિસ અમલદાર. એ કુમારભાઈ નરસિંહરાવના મૃત્યુ પછી ત્રણ વર્ષે ગુજરી ગયા. એમના પુત્રો શ્રી. અરુણકાન્ત તથા શ્રી. નિશિકાન્ત આજે અમદાવાદમાં જ રહે છે.

પ્રથમ પત્નીના અવસાન પછી નરસિંહરાવનાં પત્ની તે શ્રીમતી. સુશીલાબ્હેન. નરસિંહરાવનો અને સુશીલાબ્હેનનો જીવનસહચાર દીર્ઘજીવી નીવડયો. દુઃખની પરંપરાને આ દંપતીએ અન્યોન્યની સાથે રહીને બલપૂર્વક દૃઢતાથી સહન કરી. શ્રી. સુશીલાથી એમને ત્રણ સંતાન થયાં: ઊર્મિલા, નલિનકાન્ત અને લવંગિકા. આ ત્રણે સંતાનો નરસિંહરાવના અને સુશીલાબ્હેનના જીવનકાળ દરમ્યાન જ એમને મૂકીને મૃત્યુ પામ્યાં—ઊર્મિલા ૧૯૧૩ માં, નલિનકાન્ત ૧૯૧૫ માં, અને લવંગિકા ૧૯૩૨ માં. લવંગિકાબ્હેનની બે પુત્રીઓ સૌ. કુરંગી (ઉર્ફે માધવી) અને સૌ. ચિત્રા આજે મુંબઈમાં રહે છે.

આ મહાનુભાવ યુગલે આ અસહ્ય આઘાતોને અવિચલ ઈશ્વરશ્રદ્ધાને બળે સહન કર્યા. ઈશ્વરની આકરામાં આકરી કસોટીમાં પણ પરાજિત ન થવાના દૃઢ નિશ્ચયથી આ યુગલે હૃદયનાં આંસુઓને હૃદયમાં જ શમાવ્યાં.

ઈશ્વરની અકળ યોજના અનુસાર કે દુર્દૈવના પ્રચંડ કોપને

લીધે આવી સ્વજનનાશની આપત્તિઓ જેમના ઉપર પડે તેમ પ્રત્યે સમાજ સમભાવ વ્યક્ત કરે છે, અને આ સમભાવ વિયોગવ્યથિત હૃદયનો દુઃખભાર હળવો કરે છે. પરંતુ સમાજે પોતે સ્વીકારેલાં અને રૂઢિપરંપરાએ પાળેલાં સામાજિક ધોરણોના ચોકઠામાં બંધબેસતો ન આવે એવો વ્યવહાર કોઈ કુટુંબમાં થયેલો જણાય ત્યારે દારુણ હૃદયક્ષોભ અને અપાર મનોમન્થન સહન કરી રહેલા એ કુટુંબપ્રત્યે સમાજ ઊલટી રીતે જ વર્તે છે. એવા પ્રસંગોએ એ કુટુંબના મનોમંથનને સહ્ય બનાવે એવા સમભાવને બદલે એમાં અધિકતર દુઃખ થાય એવું અનુદાર વર્તન સમાજનો મોટો ભાગ સ્વીકારે છે. આવો અનુભવ નરસિંહરાવને અને સુશીલાબહેનને ઊર્મિલાના દયારામ ગિદુમલ જોડેના લગ્ન પ્રસંગે થયો. સંતપુરુષ દયારામે વૃદ્ધાવસ્થામાં ૨૬ વર્ષની પુત્રીતુલ્ય ઊર્મિલા જોડે પોતાની પ્રથમ પત્ની હયાત છતાં, નરસિંહરાવ તથા સુશીલાબહેનની અનુમતિ મેળવ્યા વગર એમને અજાણ રાખીને, લગ્ન કર્યું એ ઘટના સમાજમાં ઉગ્ર પ્રત્યાઘાત અને ઊહાપોહ ઉપજાવે એવી હતી તેની ના નહિ. એ ઘટના પાછળ પરણનાર વ્યક્તિઓનું કેટલું ચિંતાપૂર્ણ મનોમંથન રહ્યું હશે, એ ઘટનાથી કન્યાનાં માતપિતાની–સંસ્કારી સુધારક અને સિદ્ધાન્તપ્રિય માતપિતાની–કેટલી દુરવસ્થા થઈ હશે, એની કલ્પના કરવા જેટલી ઉદારતા અને સદ્‌ભાવના સેવવાને બદલે સમાજ–ખાસ કરીને બહુપત્નીત્વના દોષને કારણે અને વયના તફાવતને કારણે–ઉગ્ર વિરોધથી ઊકળી ઊઠ્યો. પોતાની સંમતિ વિનાના, પોતાથી છૂપા અને વળી સુધારાની ઉચ્ચ સમાજભાવનાથી પ્રતિકૂળ એવા આ લગ્નથી વૃદ્ધ દંપતીને દુઃખ થયું હતું, પણ આ દુઃખમાં સમાજનો આશ્વાસનદાયક સમભાવ નહોતો. સદ્‌ભાગ્યે ચોતરફથી ઊઠતા વિરોધના અવાજો વચ્ચે થોડાઘણા, સમભાવયુક્ત કલ્પનાવાળા મિત્રોના, સહાનુભૂતિના સૂર સંભળાતા હતા. આ પ્રસંગે દયારામે, નરસિંહરાવે તથા સુશીલાએ વસ્તુસ્થિતિને સ્વીકારવામાં અને એનાથી

કોઈને પણ કાંઇ અન્યાવ થતો હોય તે દૂર કરવામાં કેવો ઉદાત્ત આશય બતાવ્યો તે આ રોજનીશીમાં આપેલા આ પ્રસંગના આલેખનમાં જોઈ શકાય છે.

એક પુત્રને જન્મ આપીને ઊર્મિલાએ ૧૯૧૩ ની આખરમાં પરલોકવાસ કર્યો. સ્વેચ્છાએ સમાજથી બહિષ્કાર સાધીને એકલજીવન ગાળતા દયારામે એ પુત્ર પ્રેમલના પાલનપોષણનો ધર્મ બજાવ્યો. દયારામના સ્વર્ગવાસ પછી એ કર્તવ્ય નરસિંહરાવ તથા સુશીલાબહેને ઉપાડી લીધું.

નોકરીમાંથી નિવૃત્ત થઈને નરસિંહરાવ વાંદરાને સમુદ્રતટે 'બ્લુ બંગલા'માં રહેતા હતા. એ દરમ્યાન આ લગ્ન થયું, પ્રેમલનો જન્મ થયો, ઊર્મિલાનું અને નલિનકાન્તનું તથા દયારામનું અવસાન થયું. ૧૯૨૬–૨૭ માં નરસિંહરાવ સાંટાક્રુઝ રહેવા આવ્યા અને ત્યાં થોડાં વર્ષ રહીને ખારમાં 'મરીનવિલા'માં નિવાસ ફેરવ્યો.

એ મરીનવિલામાં સૌ. લવંગિકાએ થોડા કલાકની માંદગીમાં દેહ છોડયો. અને એ જ મકાનમાં ૧૯૩૪માં પ્રેમલે પરલોકગમન કર્યું.

ગુજરાતી સાહિત્યમાં નરસિંહરાવ પ્રથમ કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. અંગ્રેજીમાં જેને 'લિરિક' કહે છે એ પ્રકારનાં એમનાં ઊર્મિકાવ્યો ગુજરાતી કાવ્યસૃષ્ટિમાં નવું પ્રસ્થાન કરનારાં હતાં. ત્યાર પહેલાંના કવિઓનાં–ભક્તિભાવનાં, પ્રેમભક્તિનાં, આખ્યાનશૈલીનાં, જ્ઞાનતત્ત્વનાં અને કથાવસ્તુનાં કાવ્યો રચનારા પ્રાચીન કવિઓનાં, તેમ જ જોરસા ભર્યાં, સુધારાની છાયાવાળાં, કે વર્ણનાત્મક કાવ્ય રચનારા સ્વપૂર્વગામી કવિઓનાં–કાવ્યો કરતાં નરસિંહરાવનાં કાવ્યોની દૃષ્ટિ અને શૈલી જુદી હતી. પ્રકૃતિના સૌન્દર્યનું સ્વતંત્ર વિષય તરીકે રસદ્ર દૃષ્ટિથી દર્શન; પ્રકૃતિનાં તત્ત્વોનો માનવના હૃદયગત ભાવો જોડે સમન્વય; વૈધવ્યથી અને બાળલગ્નથી, કુરૂઢિગ્રસ્ત સમાજમાં, દયાપાત્ર દુર્દશાને ભોગવતી નારીનું સમભાવી દ્રવીભૂત હૃદયવૃત્તિથી કરેલું

આલેખન; એ એમના કાવ્યવિષયો નવા હતા અને એમાં પ્રકટ થતી એમની દૃષ્ટિ નવી હતી. એના વાહન તરીકે સ્વીકારેલી શિષ્ટ સંસ્કૃત શબ્દોનો સુભગ ઉપયોગ કરનારી ભાષાશૈલી નવી હતી. પાશ્ચાત્ય કાવ્યસાહિત્યના પરિશીલનમાંથી ઉદ્ભવેલી સ્વસંવેદનમય, અથવા પરસંવેદનજનિત, ભાવસંપત્તિ અને સમર્પણરીતિ નવી હતી. એવાં એમનાં કાવ્યોના ત્રણ સંગ્રહો પ્રકટ થયા છે: 'કુસુમમાળા' ૧૮૮૭ માં, 'હૃદયવીણા' ૧૮૯૬ માં, અને 'નૂપુરઝંકાર' ૧૯૧૪ માં.

નરસિંહરાવની કાવ્યશૈલી મુખ્યતઃ સ્વસંવેદનમય ઊર્મિગીતોની, અથવા પરસંવેદનને રજૂ કરતાં dramatic lyricsની, શૈલી હતી. પણ નલિનકાન્તના મૃત્યુથી શોકસંક્ષુબ્ધ થયેલું કવિહૃદય અન્ય દિશામાં વળ્યું. પુત્રમરણના આઘાતથી કરુણસંવેદન અનુભવતા કવિહૃદયે જન્મમરણના મહાપ્રશ્નોના ચિન્તનનો માર્ગ લીધો, અને મૃત્યુની, દુઃખની, શ્રદ્ધાની, ધર્મની અને તત્ત્વજ્ઞાનની તત્ત્વસમૃદ્ધ પરંતુ કવિત્વકોમલ મીમાંસા કરતું 'સ્મરણસંહિતા' નામનું એમનુ કરુણપ્રશસ્તિકાવ્ય ગુજરાતને મળ્યું.

આ ઉપરાંત ભગવાન બુદ્ધના ચરિતને આલેખતું વિસ્તીર્ણ કાવ્ય રચવાની નરસિંહરાવને અભિલાષા હતી, પણ એ સંપૂર્ણ રીતે સફળ ન થઈ. માત્ર બુદ્ધના જીવન અને ઉપદેશના છૂટક છૂટક પ્રસંગોનાં ખંડકાવ્યોનો સંગ્રહ 'બુદ્ધચરિત' નામે ૧૯૩૪ માં પ્રકટ થયો.

'નૂપુરઝંકાર'ના પ્રકાશન પછી પણ એમણે છૂટક છૂટક ઊર્મિકાવ્યો રચ્યાં હતાં. એમાંનાં ઘણાંખરાંનો ઉલ્લેખ રોજનીશીમાં થયેલો છે. એ કાવ્યો હજી અસંગૃહીત રહ્યાં છે.

નરસિંહરાવ કવિ હતા અને ગુજરાતીભાષાશુદ્ધિના અને ગુજરાતી–કવિતાકલાના સદાજાગ્રત ચોકીદાર હતા. ભાષાસ્વરૂપ વિશેના અને સાહિત્યવિવેચનના લેખો માસિકોમાં–મુખ્યત્વે સદ્ગત

આનંદશંકરભાઈના 'વસન્ત'માં-તેઓ પ્રકટ કરતા. ગુજરાતી ભાષાની જોડણી શાસ્ત્રીય દૃષ્ટિએ કેવી હોવી જોઈએ, વસ્તુતઃ મૂળમાં એ શાસ્ત્રીય જ હતી તેમાંથી કેવી રીતે, કૃત્રિમ આક્રમણથી, અશાસ્ત્રીય રૂપ પામી; એ વિષયની વિદ્વત્તાભરી વિસ્તીર્ણ મીમાંસા એમણે ગુજરાતી સાહિત્ય પરિષદ સમક્ષ નિબંધરૂપે રજૂ કરી હતી. અત્યારે એમની જોડણીપદ્ધતિ વ્યાપક સ્વીકાર પામી નથી, જે થોડોઘણો સ્વીકાર તજજ્ઞ પંડિતોએ કર્યો હતો એ પણ ગાંધીજી-પ્રેરિત જોડણી-કોશના પ્રકાશન પછી, ગાંધીજીના જ આદેશને પરિણામે, લુપ્ત થયો છે. છતાં ભાષાશાસ્ત્રના અભ્યાસી અને સ્વતંત્ર નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોનારા પંડિતો એ જોડણીની શાસ્ત્રીયતાનો સ્વીકાર કરે છે.

પ્રેમાનંદને નામે પ્રકટ થયેલાં નાટકો વસ્તુતઃ પ્રેમાનન્દનાં રચેલાં નથી અને ન હોઈ શકે એવો સક્રમ અભિપ્રાય નરસિંહરાવે પ્રકટ કર્યો હતો અને એ વિષયની હિંમતથી, સત્યાગ્રહપૂર્વક, વિદ્વત્તાપૂર્ણ, લાંબી લડત એમણે ચલાવી હતી, એ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે.

એમના વિવેચનલેખોમાં કવિતાસમીક્ષા, છન્દરચના, ભાષા-પ્રયોગ, ભાષાવિકાસ, સાહિત્યતત્ત્વની મીમાંસા વગેરે અનેક વિષયોનું ઊંડું મર્મગામી અવગાહન છે. સૂક્ષ્મ અને નિપુણ અવલોકન, અંગ-ઉપાંગની અને મતમતાંતરની વિસ્તીર્ણ ચર્ચા, સત્યનું નીડર અને આગ્રહયુક્ત સમર્પણ, એ ગુણોથી અંકિત થયેલા એ લેખોના ચાર સંગ્રહો 'મનોમુકુર' નામથી પ્રકટ થાય છે

એમની કુશળ તાર્કિકદૃષ્ટિનો એમની ભાષાશાસ્ત્રની મીમાંસામાં પરિચય થાય છે. ભાષાશાસ્ત્રના પ્રદેશમાં પૂર્વગામીઓએ સ્થાપેલા નિયમોનું સબળ દલીલોથી ખંડન કરીને પોતાના સિદ્ધાન્તોને સ્થાપતાં એમનાં Wilson Philological Lectures બે ભાગમાં ગ્રન્થસ્થ થયાં છે. એ ગ્રન્થને એમણે 'Gujarati Language and Literature' એવું નામ આપ્યું છે. પાશ્ચાત્ય ભાષાશાસ્ત્રીઓના

જેવો ઉચ્ચારશાસ્ત્રનો એમનો અભ્યાસ નહોતો એ વાતનું એમને પોતાને ભાન હતું. પરંતુ એવા અભ્યાસ વગર પણ ધ્વનિશાસ્ત્રનાં તત્ત્વોનું એમને આછું પણ સાહજિક જ્ઞાન હતું. એ ધ્વનિશાસ્ત્રનો અર્વાચીનતમ અભ્યાસ કરીને ભાષાશાસ્ત્રમાં પ્રવેશ કરનારા જે થોડા તરુણ પંડિતો છે એમની દૃષ્ટિએ નરસિંહરાવની ભાષાશાસ્ત્રની નિરૂપણપદ્ધતિ કદાચ પુરાણી ગણાશે; છતાં અર્વાચીન પદ્ધતિની મહાવતા વિના જે નિર્ણયો નરસિંહરાવે બાંધ્યા હતા એ નિર્ણયો ફેરવીને નવા નિર્ણયો બાંધવાનું કાર્ય હજી તો કોઈએ કર્યું નથી.

મુંબઈ યુનિવર્સિટીને આશ્રયે નરસિંહરાવે બીજી ઠક્કર વસનજી માધવજી નામક વ્યાખ્યાનમાળા પણ આપી હતી. એ પણ ગ્રંથરૂપે પ્રકટ થઈ છે.

૧૯૧૮ માં નરસિંહરાવે જ્ઞાનબાલ તખલ્લુસથી એક લેખમાળા 'વસંત'માં આપવી શરૂ કરી; અને એનું 'વિવર્તલીલા' એવું નામ રાખ્યું. એ વિશે આનંદશંકરભાઈએ લખ્યું હતું કે "It will be a very interesting serial." અને ખરેખર તત્ત્વચિંતનને આકર્ષક કલ્પનામય હૃદયસ્પર્શી શૈલીથી રજૂ કરનારી એ લેખમાળા બહુ રસિક નીવડી. એ 'વિવર્તલીલા' ગ્રન્થરૂપે લભ્ય છે. આપણા સાહિત્યમાં કાવ્યમય ગદ્યશૈલીના ગ્રન્થનું એ સૌથી પહેલું ઉદાહરણ છે.

૧૯૨૨ માં શ્રી. કનૈયાલાલ મુનશીની માગણીથી નરસિંહરાવે 'સ્મરણમુકુર' નામની લેખમાળા 'ગુજરાત' માસિકમાં આપવી શરૂ કરી. એમાં એમણે પોતાના પરિચયમાં આવેલી વ્યક્તિઓના ગુણ-દોષની પોતા ઉપર પડેલી છાપનાં સંસ્મરણો શબ્દચિત્રરૂપે રજૂ કર્યાં. એમાં લેખવિષયભૂત વ્યક્તિઓના ગુણોની સાથે દોષોની પણ સ્પષ્ટ મર્મગામી રજૂઆત થઈ હતી તેથી એ લેખમાળા બહુ ચર્ચાસ્પદ બની હતી. કેટલાકને એમાં સુરુચિત્યાગ દેખાયો હતો. એ લેખમાળા

ગ્રંથરૂપે પ્રકટ થઈ એ અવસરે નિવેદનમાં નરસિંહરાવે કહ્યું છે કે "આ ચિત્રોમાં દર્શન કરવામાં કોઈપણ વ્યક્તિને કે વર્ગને આઘાત કરવાનો ઉદ્દેશ મ્હારો અણુમાત્ર હતો નહિ. છતાં કોઈને ક્ષોભ થયો હોય તો હું નિરુપાય છું."

છેક છેલ્લી માંદગીમાં રચાયેલી 'તરંગલીલા' મરણપથારીએ પડેલા કલમવીરના સાહિત્યક્ષેત્રમાં ઝઝૂમતા રહેવાના દઢ આગ્રહનું પરિણામ છે.

કવિ તરીકે કોમલહૃદય, પતિ અને પિતા તરીકે અત્યન્ત વત્સલ, મિત્ર તરીકે સદાશ્રદ્ધેય અને સ્નેહલ, ભાષાશાસ્ત્રી તરીકે તર્કશુદ્ધ, એવા નરસિંહરાવ વિવેચક તરીકે કડક હતા. એમની ગુણ-પરીક્ષા આકરી હતી. એમનું દોષદર્શન તડ ને ફડ કરનારું હતું. ગમે તેવા મોટા ભૂલ કરનારનો એ તરત કાન પકડાવતા. થયેલી ભૂલનો સ્વીકાર કરે, અથવા નરસિંહરાવની પોતાની ભૂલ સપ્રમાણ પુરવાર કરી શકે, એવાઓ પ્રત્યે એ ક્ષમાપૂર્ણ અને ઉદાર હતા. પણ ભૂલ કરનારો લૂલો બચાવ કરીને છટકવા મથે તો તેથી એમની કડકાઈ વધી જતી. પ્રત્યક્ષમા હામાં હા ભેળવનારા અને પરોક્ષમાં એમની સામે ખોટો પ્રચાર કરનારા કેટલાક હતા, અને એમને શિરે નરસિંહરાવની ઉગ્રતા વધારવાની જવાબદારી જાય છે.

બાકી તો અનેક કવિઓની અને લેખકોની એઓએ મુક્તકંઠે પ્રશંસા કરી હતી. નાનાલાલનાં અનેક કાવ્યોનું ગુણદર્શન-વિશેષતઃ "ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે લોલ' એ ગીતનું અપૂર્વ અર્થદર્શન; "ગુજરાતનો નાથ," "શૈવલિની" અને 'વિશ્વશાન્તિ'નાં ગુણદર્શનો એ એમની ગુણગ્રાહિતાનાં પ્રમાણો મોજૂદ છે.

નરસિંહરાવની ધાર્મિક ભાવનામાં પાશ્ચાત્ય અને ભારતીય, પ્રાચીન અને અર્વાચીન, ઉભય તત્ત્વો ભળ્યાં હતાં, સમન્વય પામ્યાં હતાં, એકરૂપ બન્યાં હતાં. ભોળાનાથની ધાર્મિકતા, પ્રારંભદશામાં,

દેવદેવીઓને શ્રદ્ધાપૂર્વક ભક્તિભાવે પૂજનારા નાગરોની ધાર્મિકતાથી જુદી ન હોતી. પણ બંગાળમાં ઉદય પામેલી બ્રહ્મસમાજપ્રેરિત નવીન દૃષ્ટિનો એમના ઉપર પ્રભાવ પડતાં તેઓ ગતાનુગતિક રૂઢિઓને અને ખોટા વહેમોને તજીને એકેશ્વરવાદ તરફ, અને એક ઈશ્વરની શરણાગતિરૂપ ભક્તિ પ્રત્યે વળ્યા હતા. એ બ્રહ્મસમાજના જેવી પ્રાર્થનાસમાજ અમદાવાદમાં સ્થાઈ તેમાં ભોળાનાથભાઈનો હિસ્સો આગળ પડતો હતો. અનેક દેવદેવીઓમાં અને અવતારોમાં શ્રદ્ધા ન રાખતાં એક જ સગુણ જગતપિતા પરમેશ્વરની પ્રાર્થના અને ભક્તિ કરવાનો આ નવો સંપ્રદાય તત્ત્વતઃ ભારતીય હતો, આર્યધર્મના સંસ્કારોને અપનાવનારો હતો, છતાં એના ઉદયમાં ખ્રિસ્તીધર્મના પરિચયથી ઊપજેલ મનોમંથન કારણભૂત હતું. એ નવી ધર્મભાવનામાંનાં ઈશ્વર, ઈશ્વરપ્રાર્થના, ભક્તિ, ઈશ્વરનું આરાધન કરીને એની કરુણા યાચવાની વૃત્તિ, એ તત્ત્વો નવાં નહોતાં. પણ ઈશ્વર એટલે જગતપિતા, એનું આરાધન એટલે ષોડશદ્રવ્યોપચાર-યુક્ત મૂર્તિપૂજન નહિ પણ પ્રાર્થના, મંદિર એટલે જેમાં કોઈ દેવની કે દેવીની મૂર્તિ બિરાજતી હોય એવું દેવાલય નહિ પણ પ્રાર્થનામંદિર, એ ભાવના નવી હતી અને ખ્રિસ્તીઓના સંપર્કમાંથી ઉદ્ભવી હતી.

આ ભાવના દ્વિજોના યજ્ઞોપવીત જેવા સંસ્કારોનો અસ્વીકાર કરનારી પણ નીતિસંસ્કારોની આગ્રહી હતી; જ્ઞાતિભેદને ન ગણનારી છતાં કુલીનતાનું અભિમાન રાખનારી હતી; ભોજનાદિક વ્યવહારમાં નિયમોને મહત્ત્વ ન આપનારી છતાં યમોને દૃઢતાથી પાળનારી હતી. જૂનાં અને નવાં સુતત્ત્વોનો સમન્વય કરનારી અથવા ખરી રીતે જૂની ભાવનાઓને નવીના રંગે રંગનારી આવી ધર્મભાવના નરસિંહરાવને એમના પિતા તરફથી મળી હતી.

આ ભાવનાનો નરસિંહરાવના જીવનમાં પડેલો પ્રભાવ વિશિષ્ટ હતો. યજનપૂજનાદિ કર્મકાંડના જાળાથી મુક્ત એવું એમનું અંતઃ-

કરણુ હરહંમેશ પ્રભુશ્રદ્ધાનું બળ પામ્યું હતું, પ્રભુકૃપાનું અવલંબન પામ્યું હતું. નાની મોટી ચિંતાની, આપત્તિની, ક્ષણોએ પ્રભુની કૃપાયાચના કરતું નરસિંહરાવનું હૃદય ભક્તહૃદય હતું. એમના ઉપર સ્વજનના મૃત્યુના આઘાત જેમ જેમ પડતા ગયા તેમ તેમ એમણે એ આઘાતોને શ્રદ્ધાની કસોટી ગણીને હૃદયને વધારે ને વધારે સહનશીલ બનાવ્યું હતું. સ્વજનના મૃત્યુમાં શ્રદ્ધાની કસોટી જોનારો નરસિંહરાવે એ દુઃખને અવસરે મિત્રવર્ગ તરફથી વ્યક્ત થતી સહાનુભૂતિમાં ઈશ્વરની કૃપા જોઈ હતી. પરલોકની અને પુનર્જન્મની માન્યતામાં શિથિલ બનેલી એમની 'હૃદયમતિ' પરકાળની–પરજીવનની–માન્યતામાં દઢતર બની હતી. મૃત્યુ એ એમને મન મૃત્યુનું મરણ હતું; પ્રભુના સંનિધાનમાં–પિતાના ઉત્સંગમાં–બાળકનું ગમન હતું. પ્રભુના ધામમાં ગયેલાં સ્વજનોને પોતે મૃત્યુ પછી મળશે એવી એમને શ્રદ્ધા હતી

એમની એ શ્રદ્ધા દશાહશ્રાદ્ધરૂપે નહિ પણ દશાહપ્રાર્થનારૂપે સાકાર બનતી હતી. એમની એ શ્રદ્ધા એમને દેવમંદિરમાં ખેંચી જનારી નહોતી, પણ પ્રભુને હૃદયમંદિરમાં પધરાવનારી હતી.

પ્રભુના મૂર્તરૂપને ન ઉપાસનારું છતાં આ ભક્તહૃદય સગુણ ઈશ્વરનું ઉપાસક હતું. 'સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા' એવી પ્રાર્થના કરતા નરસિંહરાવને મન પ્રભુ હંમેશ શિવરૂપ એટલે કલ્યાણરૂપ અને કલ્યાણગુણોથી સંપન્ન હતા.

આવા મંગલગુણ પ્રભુની ઉપાસનાઆરાધનાને નીતિનું ઉદ્‌ભવસ્થાન માનનારા નરસિંહરાવને અનેક વર્ષો સુધી એમ લાગ્યા કર્યું હતું કે શાંકરવેદાન્તનો અદ્વૈતસિદ્ધાન્ત, અને અદ્વૈતવાદીઓએ સ્વીકારેલો બ્રહ્મજ્ઞાની વિધિનિષેધથી પર છે એવો સિદ્ધાન્ત, સદાચરણ અને નીતિનું યથાર્થ પોષણ કરનારો નથી. એમનો આ ખ્યાલ બ્રહ્મજ્ઞાનનો દાવો કરનારા પંડિતના સમાજિક નીતિને અવગણતા

વ્યવહારમાંથી ઊપજ્યો હતો. પણ કાળક્રમે વેદાન્ત વિશેનો તેમનો આ ખ્યાલ દૂર થયો હતો, અને જ્ઞાનમાર્ગ પણ ભક્તિનો કે નીતિનો વિરોધી નથી, પરિપોષક છે, એવી પ્રતીતિ તેમને ઊપજી હતી. આ રીતે વેદાન્ત પ્રતિ એમને અભિમુખ કરવાનો યશ મુખ્યત્વે એમના મિત્ર આનંદશંકર ધ્રુવને ફાળે જાય છે: વર્ષો સુધી પ્રભુકૃપા અને ઈશ્વરની દયા યાચનારા આ ભક્ત છેવટના જીવનક્રમમાં ब्रह्मरूपा हि केवलम् એવા ઉદ્ગાર કાઢે છે એ હકીકત એમના આ વિચાર-વિકાસની સૂચક છે.

એમની આવી પ્રભુમાં શ્રદ્ધા હતી તેથી તેઓ માનવમાં પણ ખૂબ શ્રદ્ધા રાખતા. સાધારણ રીતે એ Strong likes and dislikes વાળા ગણાતા, પણ આ રોજનીશી બતાવી આપે છે કે કોઈ પણ વ્યક્તિ તરફનું એમનું વલણ એ વ્યક્તિના ગુણોમાં શ્રદ્ધા રાખનારું રહેતું. પછી એ વ્યક્તિ પોતાની જ દ્વિમુખી વૃત્તિથી, પોતાના જ પ્રત્યક્ષમાં ચાટુયુક્ત અને નમ્ર પણ પરોક્ષમાં નિન્દક અને પરુષ એવા વર્તનથી, એમની શ્રદ્ધાને પાત્ર ન રહેતી ત્યારે સત્નિષ્ઠાના અત્યાગ્રહી આ સત્યવાદી નરસિંહરાવ એના પ્રત્યેની પોતાની અરુચિ લેશ પણ છુપાવતા નહિ. સીધા માર્ગના અને સ્પષ્ટ વક્તૃત્વના દૃઢાગ્રહી નરસિંહરાવ પોતાનો પ્રતિકૂળ અભિપ્રાય બંધાયા પછી મેલમૂક કરવા તૈયાર નહોતા.

પરંતુ પર્યાપ્ત કારણ મળે તો અભિપ્રાય બદલવાને એ તૈયાર રહેતા એ વાત ઘણા લોકો જાણતા નહિ; છતાં એ વાત સાચી છે. આનંદશંકર પ્રથમ પ્રોફેસર નિમાયા તે વખતે નરસિંહરાવને એમના પ્રત્યે ખાસ પ્રશંસાયુક્ત સદ્ભાવ નહોતો, પણ વખત જતાં તેઓ આનંદશંકર પ્રત્યે માન ધરાવનારા, એમની પ્રશંસા કરનારા બન્યા હતા. મહાત્મા ગાંધી પ્રત્યેની એમની વૃત્તિ દોષદર્શનમાંથી તટસ્થ તુલના તરફ, તટસ્થ તુલનામાંથી આદરયુક્ત ગુણદર્શન તરફ,

અને ગુણપ્રેરિત આદરમાંથી પૂજ્યભાવ તરફ શી. રીતે કયે ક્રમે. વિકસી હતી એ આ રોજનીશી સ્પષ્ટ બતાવી આપે છે.

નીતિ, અને અનીતિ તરફ કે સત્ય તરફ નરસિંહરાવની રુચિ અને અરુચિ ઉત્કટ રહેતી અને ઉત્કટરૂપે પ્રકટ થતી. પણ સાહિત્યના વિષયમાં જે સાહિત્યકારોની અમુક કૃતિશૈલી તરફ એમને અરુચિ હોય એ જ સાહિત્યકારોની અન્ય કૃતિશૈલીમાં પરખાતી ગુણવત્તાનો એ સત્વર સ્વીકાર કરતા અને એની મુક્તકંઠે પ્રશંસા કરતા એ પણ આ રોજનીશીમાંની કવિ નાનાલાલ વિશેની કે બલવંતરાય ઠાકોર વિશેની નોંધો બતાવી આપે છે. વિશેષમાં સાહિત્યવિષયક મંતવ્યોમાં ઉગ્ર મતભેદ હોય તે છતાં પ્રતિપક્ષીની વિદ્વત્તાની અને સાહિત્યસેવાની એમને વિશદ પ્રતીતિ રહેતી, અને પ્રસંગ પડયે એઓ એની હૃદયના શુદ્ધ ભાવથી પ્રશંસા કરતા, એ પણ આ રોજનીશીના વાચકો જોઈ શકશે.

એમની ન્યાયબુદ્ધિ કડક હતી, પ્રામાણિક હતી; એમની રુચિ અરુચિ સ્પષ્ટ અને દૃઢ હતી પણ સકારણ હતી. એમની પ્રામાણિકતા એમને કડક બનાવતી, તો એમની ન્યાયપરાયણતા એમને ઉદાર બનાવતી. એમની દૃઢ રુચિ અરુચિ એમને સ્પષ્ટપણે કઠોર બનાવતી, તો એ ઉપજાવનારાં કારણો દૂર થતાં કે એ કારણો માનવામાં પોતાની ભૂલ છે એવી ખાતરી થતાં એઓ પોતાનો મત વિનાસંકોચે બદલતા. કડકપણું એ એમનો બુદ્ધિનિષ્ઠ ગુણ હતો; કોમલતા એમનો હૃદયનિષ્ઠ ગુણ હતો.

નરસિંહરાવનો ક્રોધ દુર્વાસાને પણ ટપી જાય એવો હતો છતાં એ. મનુષ્ય હતા, અતિવિદ્વાન્ મનુષ્ય હતા, ધર્મિષ્ઠ મનુષ્ય હતા. પોતે દંભ કરી શકતા નહોતા અને સહન પણ નહોતા કરી શકતા. એમનામાં જે ઉગ્રતા હતી, સામાની નાનામાં નાની નિર્બળતા સહન કરવાની અશક્તિ હતી, તે જેમ જેમ એમના ઉપર ક્રૂર ઘા પડતા

ગયા તેમ તેમ મંદ પડતી ગઈ. દુઃખથી કેટલાક મનુષ્યો કંચન બને છે, કેટલાક કથીર થાય છે. નરસિંહરાવને જેમ જેમ દુઃખ પડતું ગયું તેમ તેમ એમનામાં રહેલ ઉચ્ચ ગુણો વિકાસ પામતા ગયા. દરેક મનુષ્યમાં પ્રભુતાનો થોડોઘણો અંશ તો હોય છે. નરસિંહરાવમાં તે હતો; પણ દુઃખની પરંપરાથી તે સ્પષ્ટતર રૂપમાં પ્રકટ થયો, છતાં સાથે સાથે હાસ્યરસની વૃત્તિ-કાંઈક અંશે સ્ફુટ-હાસ્યની વૃત્તિ-તેમણે તજી દીધી ન હોતી. છેક છેવટ સુધી, હસવાનો પ્રસંગ આવતાં, એ ખડખડાટ હસી શકતા.

એ જમાનાની વડીલશાહી એટલે કવચિત્ અહંભાવ સુધી પહોંચતું આત્મગૌરવ. નરસિંહરાવમાં પણ એ હતું એ ખરું, પણ એની સાથે પોતાનાથી ભૂલ નહિ થાય તેને માટે એ એટલા આગ્રહી હતા કે ગમે તે માણસની એના માહિતીના વિષયમાં સલાહ લેવામાં એમને નાનમ લાગતી નહિ. એમની આ આદતનાં ઉદાહરણો રોજનીશીમાં મળે છે. અમને-આ રોજનીશીના સંપાદકોને-પણ એમની એ ચોકસાઈ માટેની આગ્રહિતાનો અનુભવ થયો હતો. 'વિવર્તલીલા' માં એમણે 'બબ્બસ' વિશે લખ્યું છે એ ચિત્ર વિશેની માહિતી ધનસુખલાલ મહેતાએ એમને પૂરી પાડેલી. પણ એ પુરાવો એમણે જાતે જોયો નહોતો તેથી, પુસ્તક છપાતું હતું ત્યારે, ધનસુખલાલ કનેથી એ માહિતી મેળવવા માટે સર જોહ્ન મિલેની એના પુત્રે લખેલી જીવનકથાનું નામ મેળવ્યું. બીજે દિવસે એ પુસ્તકના બે ભાગ લઈને આવ્યા અને કહ્યું કે એ ચિત્ર વિશે લખાણ જડતું નથી. એ એમને શોધીને બતાવ્યું-અને એમણે તે વાંચ્યું ત્યારે જ એમને સંતોષ થયો. પછી ભાંજગડ એ આવી કે ત્યારે પોતાને એ લખાણ જડ્યું કેમ નહિ? હકીકત એ હતી કે પોતે 'સોપ-બબ્બસ' નામ યાદ રાખીને શોધતા હતા, જ્યારે ખરું નામ માત્ર 'બબ્બસ' હતું પોતે કોઈ પણ હકીકત રજૂ કરે તેના ખરાપણાની ખાતરી માટે આવો આગ્રહ એ રાખતા.

એમનાથી અસત્ય ખમાતું નહિ, છતાં સત્ય હોય ત્યાં જોવાની, ગુણ હોય ત્યાં પરખવાની, એમનામાં શક્તિ અને વૃત્તિ હતી. અને આ બાબતમાં એઓ પોતે સભાન હતા. "Romola"ના વાચન દરમ્યાન તદ્દત વિધાનોની પરીક્ષા કરતાં એમણે રોજનીશીમાં જે વચનો (તા. ૧-૩-૩૧ની નોંધમાં) લખ્યાં છે તે એમની આ વિશિષ્ટતાનો, અને એ વિશે એમની સભાનતાનો પુરાવો આપે છે. તેઓ લખે છે :—

"ભક્તોની ઉન્નત લાગણીઓ મહાન પુરુષોના દોષ જોવા માટે અન્ધ બનાવે છે એમ કેમ ના કહેવાય? ખરી ન્યાયદૃષ્ટિની, સત્યદર્શનની શક્તિ હોય તો તો ગુણોની તરફ ભક્તિભાવ હોવા છતાં દોષ તરફ પણ યોગ્ય નજર જાય જ. ગોવર્ધનભાઈના ઊંચા ગુણો શું હું નથી જાણતો અને સ્વીકારતો? છતાં હેમની ઝીણી... ખામીઓ પણ મેં જોઈ છે તે શું ઉન્નત લખાણના અભાવને લીધે? બિલકુલ નહિ. મ્હારાથી કોઈપણ રૂપમાં અસત્યનું દર્શન ખમાતું નથી—એટલું જ. આ વાચનમાં અભિમાનનો ભાસ હોય તો સર્વની ક્ષમા માગું છું. દયારામ ગિદુમલ જેવા ખરા સાધુ—ખરી નમ્રતાવાળા—પુરુષ તરફ મ્હારી ઊંડી માનવૃત્તિ કેમ સ્ફુરે છે! છતાં હેમની કેટલીક વિચિત્રતાઓ તરફ હું અંધ નથી બનતો."

એમની ન્યાયવૃત્તિ અને સત્યની ભક્તિ એમને લોકની ટીકાથી તેમજ પોતાની સલામતીની ચિંતાથી પણ નિરપેક્ષ બનાવતી તેથી જ ન્યાયાધીશ તરીકે ન્યાય ચૂકવવામાં તેઓ નીડર રહેતા. એવો એક પ્રસંગ—અંગત જોખમને ભોગે પણ ન્યાય ખરો આપવાનો પ્રસંગ રોજનીશીમાં નોંધાયેલો છે :—

"આ જંગલી લોકોના જંગલી સોબતીઓને હાથે મ્હારી સલામતી ને જીવ જોખમમાં પડશે. પણ તેથી કરીને ન્યાય આપવામાં ચૂકું તો ધિક્! ધિક્!"

નરસિંહરાવને સંગીતનો શોખ હતો; સંગીતના તેઓ રસજ્ઞ ઉપભોક્તા હતા; અને સંગીતશાસ્ત્રીઓ જોડે શ્રુતિઓ વિશે ઊંડાણથી ચર્ચા કરતા હતા. ગાયકવાડ સરકાર તરફથી ઉસ્તાદની પસંદગીનો નિર્ણય કરવા માટે સંગીતજ્ઞોની કમિટી નીમાતી, એવી કમિટી ઉપર પણ એમણે પરીક્ષક તરીકે કામ કર્યું હતું. પણ એમનો આ શોખ, એમની રસજ્ઞતા, એમની શ્રુતિ વિશેની શાસ્ત્રીય વ્યુત્પત્તિ, એમની પરીક્ષણ શક્તિ—એ બધાના મૂળમાં રહેલું પ્રબળતર તત્ત્વ એમની પૃથક્કરણશીલ બુદ્ધિ હતી. એમની બુદ્ધિને સંગીતની જેટલી પકડ હતી તેટલી એમના કંઠને નહોતી. પોતે કીર્તનો કરતા ત્યારે સ્વરચિત કે અન્યરચિત પદોભજનો ગાતા. પણ એમની બુદ્ધિમાં રહેલું સ્વરજ્ઞાન તેમજ તાલજ્ઞાન એમના ગાનવ્યવહારમાં ઊતરી શકતું નહિ તેથી તેઓ ગાતા ત્યારે એમની લાક્ષણિક શબ્દતાન દરમ્યાન સ્વરશુદ્ધિ જળવાતી નહિ, અને આલાપ દરમ્યાન તાલ જળવાતો નહિ. વાદિત્ર તો પોતે એક પણ વગાડી જાણતા નહિ.

પોતે કીર્તન દરમ્યાન ગાતા ત્યારે સ્વરતાલને જાળવવાની પોતાની વ્યવહારુ અશક્તિને વીસરી જતા અને તેથી વાદિત્ર વગાડનાર જોડે મેળ ન રહે તો એ વગાડનાર સાથે ઝગડો કરી પાડતા. પણ તાત્ત્વિક સંગીતશાસ્ત્રીય પરીક્ષાને અવસરે એમની ચોકસાઈની વૃત્તિ જાગ્રત થતી. પોતે તો સ્વકંઠે સ્વરનું શુદ્ધ રૂપ પ્રકટાવી શકતા નહિ, તેથી ખાતરી કરવા માટે કોઈ ગાનારની અથવા વાદિત્ર વગાડનારની સલાહ વગર શરમે પૂછતા. તાલના વિષયમાં તત્ત્વનિર્ણય કરવાનો પ્રસંગ ઊપજે ત્યારે તબલાં વગાડી જાણનાર મિત્રની, કે ધંધાદારી તબલચીની, મદદ લેવામાં એઓ લેશપણ સંકોચ અનુભવતા નહિ.

ગંભીરતા, પ્રૌઢ ભારેખમપણું, એ નરસિંહરાવની પ્રકૃતિનાં વ્યાપક તત્ત્વો હતાં અને એ તત્ત્વો એમના દેહમાં, એમની મુખા-

કૃતિમાં, એમની વાણીમાં અને એમના વ્યવહારમાં સદા પ્રત્યક્ષ થતાં છતાં તેઓમાં વિનોદવૃત્તિનો અભાવ નહોતો. સાધારણ રીતે આકૃતિથી અને પહેરવેશથી પણ ગંભીરતાની છાપ પાડનારા નરસિંહરાવનું માથે હેટ અને કમરે ધોતિયું પહેરીને નીકળતા ત્યારનું સ્વરૂપ ઘણા જોનારાઓને હાસ્યાપદ લાગતું. પણ પોતાની તાપ ન સહી શકતી તબિયત, અને અવિધિસરને પ્રસંગે ધોતિયું પહેરીને બહાર નીકળવામાં ન અચકાય એવી સાદાઈ, એ બે કારણોથી નિષ્પન્ન થતી એમની એ વેશભૂષાની વિચિત્રતાનો તેઓ તેની ઉપયોગિતાને આધારે બચાવ કરતા. ટીકા કરનારાઓની ટીકામાં પોતાનો વિનોદ ભેળવી દેતા. એમની આ વિનોદવૃત્તિ માત્ર વિશિષ્ટ પ્રસંગે જ થતી. ૧૯૦૬ માં માલગુંડમાં તેઓ મેજિસ્ટ્રેટ હતા અને એક પોલિસ હેડકોન્સ્ટેબલને સાથે રાખીને દારૂની દુકાન વગેરેની તપાસ કરવાને નીકળ્યા હતા. ત્યારે 'કૂકડે કૂક' કરતા કૂકડા તરફનું પોલિસનું વર્તન એમણે આ રીતે વિનોદી શૈલીમાં નોંધ્યું છે:

"એક ઘર આગળ એક કૂકડાએ "કૂકડી કૂ!!" કર્યું; એકદમ હેડકોન્સ્ટેબલે હેની તરફ લાકડી ઊંચી કરી–ચૂપ રહેવાનું કહેતો હોય તેમ!! પોલિસનું તેમ જ મેજિસ્ટ્રેટનું સંયુક્ત ગૌરવ કૂકડાને કબૂલ ન હોવાથી અને હેડકોન્સ્ટેબલે યુનિફૉર્મ પ્હેર્યો ન્હોતો તેથી પણ–કૂકડાના ઉપર એ ચૂપ રહેવાની ધમકીની કશી અસર થઈ નહિ.

પણ બીજીવાર કૂકડી—કૂ કર્યું તો નહિં—તેથી વખતે થઈ હશે!"

૧૯૦૬ માં એમને એમની 'જોડણી'ની ચોપડીની નકલ મળી ત્યારે પૂંઠાની બીજી બાજૂએ rocking horseનું ચિત્ર જોઈને એમણે જે ઉદ્ગારો કાઢ્યા—આનંદશંકર ધ્રુવને લખી જણાવ્યા—તેમાં પણ આત્મભાન સાથેનો આછો વિનોદ છે:

"પણ પૂંઠાની બીજી બાજૂએ rocking horse નું ચિત્ર-સા માટે મૂક્યું છે! પ્રેસવાળા over—artistic થયા!—કે જોડણીનો વિષય મ્હારો hobby છે એમ સૂચવવા માટે hobby-horse તરીકે ચિત્ર મૂક્યું છે? તો તે હેના ઉપર મ્હને બેઠેલો પણ બતાવવો હતો!"

નરસિંહરાવે પોતાના જીવનમાં Comedy of Errors તો અનેક વાર કરી હતી. ખારના સ્ટેશન ઉપર પોતાને ઊપજેલો દિશા-ભ્રમ એમણે રોજનીશીમાં નોંધ્યો છે. આથી પણ વિચિત્રતર Comedy of Errors નો એક પ્રસંગ આ રોજનીશીમાં નોંધાયો નથી. એ પ્રસંગની એમણે પોતે જ તત્કાળ વાત કરી હતી. ફર્સ્ટ ક્લાસમાં બેસીને પોતે વાંદરાથી સાંટાક્રુઝ આવતા હતા. સ્હામી બેઠકે બીજા એક ગૃહસ્થ બેઠા હતા. બંનેની વચ્ચેના, કંપાર્ટમેંટની બાજૂમાંના, દરવાજાને અઢેલીને એક છત્રી પડી હતી. નરસિંહરાવે માલિકીનું સુરક્ષણ કરવા માટે એ છત્રી પોતા તરફ ખસેડી. સ્હામી વ્યક્તિએ પોતા તરફ ખેંચી. વળી નરસિંહરાવે પોતા તરફ ખેંચી. અને સાંટાક્રુઝ આવતાં પોતે એ છત્રી લઈને ઊતરી પડ્યા અને સીધા 'રામભાઈને ઘેર" આવ્યા. તે દરમ્યાન એ છત્રી પોતાની નથી એ સત્યના જ્ઞાનનો ઉદય એમના મનમાં થયો હતો. આવીને બનેલા કિસ્સાની વાત કરી. સદ્ભાગ્યે વર્ણન ઉપરથી એ પાઘડીવાળા ગૃહસ્થ કોણ હતા ક્યાં રહેતા હતા એ જાણી શકાયું અને નરસિંહરાવની વતી ક્ષમાયાચના સાથે એ છત્રી એના ધણીને પહોંચાડી શકાઈ.

૧૯૦૨માં અમદાવાદમાં Social Conference ડૉ. ભાંડાર-કરને પ્રમુખપદે મળી હતી એ પ્રસંગે નરસિંહરાવ તથા કૃષ્ણરાવ વચ્ચે ઊપજેલો Comedy of Errors નો પ્રસંગ એમણે તા. ૨૫-૧૨-૦૨ની નોંધમાં વર્ણવ્યો છે. એમાંથી અહીં ટૂંકાં અવતરણો જ આપીશું:—

ડૉ. ભાંડારકરે નામ પુકાર્યું—કૃષ્ણરાવ ભોળાનાથ દિવટિયા કરીને. મ્હેં 'કૃષ્ણ' એટલો ભાગ સાંભળ્યો નહિ. × × × હું તો ચાલ્યો ચાલ્યો ટેબલની બાજૂએ જઈને ઊભો–ને 'Mr. President, Ladies & Gentlemen'-કરીને બોલ્યો એટલામાં સ્હામી બાજૂએ ટેબલને બીજે છેડે મનુભાઈ [કૃષ્ણરાવ] આવીને ઊભા બોલવા માટે! બધા મંડપમાં હસાહસ થઈ રહી.–મનુભાઈ કહે કાંઈ નહિં ત્હમે બોલો, મ્હેં કહ્યું ના ત્હમે બોલો–કહીને હું મ્હારી જગાએ બેઠો. –બહુ ખરેખરું હસવાનું થયું." × × ×

"મ્હારો વારો ખરેખરો આવ્યો તે વખત હું બોલવાનું શરૂ કરતાં બોલ્યોઃ—'Mr. President, Ladies and Gentlemen, I believe I need not apologize to you for the little Comedy of Errors that was just now enacted here. For you will readily accept the apology when you remember that in Shakespeare's play the error was connected with two brothers and in the present case also it is two brothers that are concerned."

એક ભિન્ન પ્રકારની Comedy of Errors શબ્દવ્યુત્પત્તિની ચર્ચામાં ઊપજી હતી. આ પ્રસંગની નોંધમાં errorનું તત્ત્વ નોંધાયેલું છે, પણ એમાં રહેલું Comedyનું તત્ત્વ પકડવાનું કામ વાચકને માટે બાકી રહે છે. ૧૮૯૯ ના નવેંબરના 'સુદર્શન'માં એક કાવ્ય હતું. તેના લેખકે પ્રતિજ્ઞા વ્યક્ત કરી હતી કે એ કાવ્યમાં સંસ્કૃતિભિન્ન ફારસી વગેરે ભાષાનો એક પણ શબ્દ નહિ જડે. નરસિંહરાવને "તે પ્રતિજ્ઞાનો ભંગ કરનારા બે શબ્દો જડયા?" એક સાબૂ અને બીજો લાજ અને નરસિંહરાવ એ શબ્દની વ્યુત્પત્તિની તપાસમાં ઊતર્યા–૧૩-૧૧-૧૮૯૯ ને દિવસે. એક માસ સુધી અન્વેષણ ચાલ્યું–અને ૨૦-૧૨-૯૯ ને દિવસે, મૂળ લેખકથી, નરસિંહરાવે જાણ્યું કેઃ—

"'સાબૂ' શબ્દ હેમના કાવ્યમાં હતો જ નહિ. 'સાળૂ' હતો! છાપવાની ભૂલ્ય હતી!"

નરસિંહરાવ ખડખડાટ હસી શકતા; બીજાઓ હસે એવું પોતે કાંઈ વર્તન કર્યું હોય અને એ વર્તન ખરેખર હાસ્યપ્રેરક છે એવું એમને પોતાને પણ જણાયું હોય તો પોતાને ભોગે થયેલું હાસ્ય સમજી પણ શકતા. એમણે અટ્ટહાસ્ય કર્યું છે—પણ બીજાઓને રડાવે એવી પોતા ઉપર પડેલી હૃદયદારક આપત્તિની ક્ષણે પણ તેઓ રડ્યા નથી. છતાં એમનું હૃદય કોમલ હતું. અનેક કુટુંબોનાં અનેક બાળકોએ એ કોમલતાનો અનુભવ કર્યો છે. બાળકો જોડે એઓ કેવા બાળક બની જતા એનાં સ્મરણો આજનાં અનેક તરુણતરુણીઓએ સ્નેહપૂર્વક સંઘરી રાખ્યાં છે, આવું એમનું બાલક જેવું હૃદય હતું, કોમલ હૃદય હતું. છતાં આઘાત સહેવામાં એ વજ્રમય બની જતું. લવંગિકાના મૃત્યુ પછી એમણે રોજનીશીમાં લખ્યું કે: "પ્રભુ! દયાળ! આ આઘાત મ્હારાથી ખમાતો નથી. ખમીશું, ખમીશું, ખમીશું."

પ્રેમલની મૃત્યુશય્યા પાસે આ વૃદ્ધદંપતી અડોઅડ ઊભાં રહ્યાં. ન રડ્યાં, ન અન્ય કાંઈ બોલ્યાં; બોલ્યાં માત્ર આટલું જ "પ્રેમલ, તું પ્રભુના દરબારમાં જાય છે, ત્યાં સુખી રહેજે"—અને આ આશીર્વચન ઉચ્ચારીને આ વૃદ્ધદંપતી શાન્તિથી, ધીમે પગલે પોતાના શયનખંડમાં ગયાં. આ ચિત્ર ભુલાય તેવું નથી. રોજનીશીમાં નરસિંહરાવે લખ્યું: "ઓ મારા હૃદય! અત્યાર સુધીના આઘાતોથી ઘડાયલું તું વધારે પાષાણવત્ બની જા!"

મહાત્માજીનો આશ્વાસનપત્ર આવ્યો એના જવાબમાં નરસિંહરાવે ઉદ્દાત્ત વાક્યો આ લખ્યાં:

"હમારા હૃદયના ઊંડા ભાગમાં તો માનવને સ્વાભાવિક નિર્બળતા વારંવાર જોર પણ કરે છે. કોઈને તે દર્શાવવાની હમારી ઇચ્છા નથી. + + હમારી આ પ્રકારની તપશ્ચર્યાનું ફળ ખોઈ નાખવાને હમે રાજી નથી. ब्रह्मार्पणं केवलम् !"

પ્રેમલની મૃત્યુશય્યા પાસેથી જઈને પોતપોતાની પથારીમાં આ દંપતી સૂતાં–ત્યાંથી ફરી પાછાં સાજાં સારાં ઊઠયાં નહિ.

શ્રી. નરસિંહરાવે તથા શ્રી. કેશવલાલ ધ્રુવે ૧૯૩૩માં ૭૫મા વર્ષમાં પ્રવેશ કર્યો એ અવસરે એ બંનેની જયંતી ઊજવવાનો નિર્ણય ગુજરાત વિદ્યાસભાએ કર્યો હતો, પણ એમાં ભાગ લેવાની એ બંને સાક્ષરોની અનિચ્છાને વશ થઈને એ ઉજવણી માત્ર 'બુદ્ધિપ્રકાશ'નો ખાસ અભિનન્દન અંક કાઢીને જ કરવાનું ઠરાવવું પડયું. દરમ્યાન પ્રેમલના મૃત્યુને કારણે એ અભિનન્દન અંકનું પ્રકાશન પણ મુલતવી રહ્યું. એ અંક ૧૯૩૪ના મે–જૂનમાં પ્રકટ થયો, અને એનું આ બંને વૃદ્ધ સાહિત્યકારોને વિધિપુરઃસર સમર્પણ કરાયું. વીલાપારલાની સાહિત્યસભાએ અભિનંદન મોકલ્યાં. ખારની સાહિત્યસભાએ ખાસ મેળાવડો કર્યો. એ પ્રસંગે નરસિંહરાવે કહ્યું હતું: "મુનશીએ એક પ્રસંગે મ્હને ગુજરાતી સાહિત્યનો ભીષ્મપિતામહ કહ્યો હતો. એ નામને હું યોગ્ય હોઉં કે ન હોઉં, પણ આ પ્રસંગપુરતું કહું છું કે કોઈ અર્જુન બાણાવળી બાણશય્યા રચશે તો તે પર સૂઈ જવા હું તૈયાર છુ. માત્ર ઉત્તરાયણની રાહ જોતો રહીશ."

એ પછી એક ઉત્તરાયણ આવ્યું અને ગયું. નરસિંહરાવની બાણશય્યા લંબાઈ. એમની માંદગી વધી. એ બિછાનાવશ થયા. એ મંદવાડમાંથી એ ઊઠે એવું જણાતું નહોતું. છતાં એ અણનમ વૃદ્ધ યોદ્ધાએ પરાજય કબૂલ્યો નહોતો; અમારા બધાની સાથે એનું એ જ મુક્ત હાસ્ય, એની એ જ કાળજીભરી પાંડિત્યચર્ચાઓ.

પણ એટલામાં વિધિએ છેલ્લો ઘા કર્યો; બ્રહ્માસ્ત્ર છોડ્યું; વર્ષોથી પોતાનો ઉગ્ર સ્વભાવ વેઠનાર, પોતાની તબિયતને જાળવનાર, સુખદુઃખનાં સાથી, પોતાનાં નિકટમાં નિકટ સ્વજન, પત્ની સુશીલા, એ ત્રણ દિવસની માંદગી ભોગવીને, પોતે જે ખંડમાં સૂતા હતા તે જ ખંડમાં, મરણ પામ્યાં. વર્ષો સુધીનું યુદ્ધ વિરમી ગયું. અજિત, વિરાટ શક્તિશાળી, યોદ્ધાએ હાર કબૂલી અને સંયમરૂપી શસ્ત્રનો

ત્યાગ કર્યો. આટઆટલાં બાળકોને, સ્નેહીઓને, મિત્રોને; વિદાય આપતાં જેણે પોતાનું સ્વાસ્થ્ય ગુમાવ્યું નહોતું એ નરસિંહરાવે સુશીલા જતાં હિંમત ખોઈ દીધી. એ મુક્તકંઠે રડ્યા—એકાંતમાં તેમજ જાહેરમાં.

હજી એ ખંડમાંથી પત્નીના શબને બહાર કાઢ્યું નહોતું, એક પછી એક સ્નેહીને પોતે બોલાવ્યા જતા હતા, અને જાણે પત્નીની સાથે પોતે પણ જતા હોય તેમ છેલ્લી વિદાય લેતા હતા.

એમણે બૂમ મારી : "કુમાર આવ્યો છે ?" કુમારભાઈ આવ્યા. "કુમાર ! સુશીલાને અગ્નિદાહ તું કરશે ? એટલું પૂછવાનો હક તો મ્હારો છે ને ?"

"નન્નુભાઈ ! આમ ન બોલો. સુશીલા મારાં મા હતાં. તમે જે ફરમાવશો તે કરીશ."

આ રીતે કુમારભાઈ સાથેનો વર્ષોથી વિખૂટો પડેલો સંબંધ મૃત્યુની છાયામાં પુનઃ સંધાયો.

બીજું ઉત્તરાયણ આવ્યું. અને બરાબર એ જ ઉત્તરાયણને દિવસે, ૧૯૩૭ના જાન્યુઆરીની ૧૪મી તારીખે પ્રભાતમાં, નરસિંહરાવે દેહ છોડ્યો; અને ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહનું પદ પુરવાર કર્યું.

એમના સાહિત્યમિત્રોમાં અનેક પરદેશીય અને પરપ્રાન્તીય પંડિતો પણ હતા. એવા એક પંડિત સંક્રાન્તિની સવારે નરસિંહરાવના નિવાસસ્થાન મરીનવિલામાં આવ્યા. અમે કંપાઉંડમાં ઊભા હતા. એ પંડિતે પૂછ્યું :

"Can I meet Shri Narsingrao Divatia ?"

પણ સંક્રાન્તિના એ પ્રભાતે ગુજરાતી સાહિત્યના એ નરસિંહનો આત્મા અમરધામપ્રત્યે સંક્રાન્તિ કરી ચૂક્યો હતો.

ધનસુખલાલ કૃ. મહેતા
રામપ્રસાદ પ્રે. બક્ષી

# સંપાદકીય

## ડાયરી-૧૮૯૨

### (૧)

સદ્‌ગત નરસિંહરાવે લખેલી અને અમને મળેલી ડાયરીઓમાં પહેલવહેલી આ ૧૮૯૨ ની ડાયરી છે. અને એમાં પ્રથમ તારીખ ૧૫-૧-૯૨ ની નોંધાઈ છે. આ તારીખ પછી, અનુક્રમભંગ કરીને, તા. ૯-૧-૯૨ ની તારીખના પ્રસંગો—વડોદરામાં જોયેલાં રવિવર્માનાં ચિત્રો વિશે વિચાર તથા શ્રી. મણિશંકર ર. ભટ્ટની મુલાકાતની યાદી—નોંધેલ છે. આ નોંધ બહુ પાછળથી તા. ૫-૨-૯૨ ને રોજ લેવાઈ છે એવો ઉલ્લેખ ડાયરીમાં જ લભ્ય છે. તા. ૧૫ ૧૬ અને ૧૭ ની નોંધો પણ રોજરોજની રીતસરની રોજનીશી જેવી જણાતી નથી. રીતસરની રોજનીશી તો તા. ૩-૨-૯૨ થી શરૂ થાય છે: આ વિશે તા. ૧૭-૧-૯૨ની નોંધ પછી નરસિંહરાવે પોતે આમ લખેલું છે: " કારવાડ આવીને થોડા દહાડા રહ્યા સુધીની રોજનીશી સંપૂર્ણ. બાકીની પછીથી તા. ૩-૨-૯૨ થી રોજ રીતસર લખી છે ને આ ચોપડી ઉલટાવીને પેલી બાજૂથી લખી છે " " ચોપડી ઉલટાવીને " બીજે છેડેથી રીતસરની રોજનીશી શરૂ કરવી પડી તેનું કારણ એ છે કે આ ચોપડીનો મૂળ ઉપયોગ " હૃદયવીણા "માં પ્રકટ કરવાનાં કાવ્યો લખવા માટે કરાયેલો છે, અને એમાં ઘણાં પાનાં રોકાયેલાં છે. પાછળથી એ જ પુસ્તકનો ડાયરી લખવા માટે ઉપયોગ કર્યો છે.

આ ડાયરીઓ ફુલસ્કેપ કદના કાગળોની પાકા પૂઠાની બુકબાઈન્ડરો પાસેથી તૈયાર બાંધેલી મળે છે તેવી જાડી ચોપડીઓમાં લખાઈ છે, અને શરૂઆતની ચોપડીઓના કાગળો અડતાં બટકી પડે તેટલા જૂના થઈ ગયા છે તે બાદ કરતાં એકંદર પુસ્તકો સુરક્ષિત છે.

અહીં—પાછળથી લખાયેલી પણ ઘટનાના સમયક્રમે પહેલી એવી—તા. ૯-૧-૯૨ ની નોંધથી પ્રારંભ કરીએ છીએ.

વડોદરા, તા. ૯-૧-૯૨.

રવિવર્માની છબિયો (હાલ બીજા મકાનમાં મૂકેલી) તથા લક્ષ્મીવિલાસ મહેલ જોયો.

રવિવર્માની છબિયો તો ખરેખરી અદ્‌ભુત જ છે. આખા હિંદુસ્તાનમાં એક એ જ પ્રતિભાયુક્ત ચિત્રકાર છે. (ઘણા દિવસથી જોવાનું મન હતું, તે આજ ખાસ એ માટે જ કારવાડ જતાં વડોદરે ઉતરી છબિયો જોઈ. કૃતકૃત્ય થયો.) હાસજીને હ. હ. ધ્રુવે 'ચિત્રદર્શન' કાવ્યમાં ઊંચે ચઢાવ્યો છે, પણ હાસજી (હમારો કુટુંબનો પરિચિત હતો પણ ખરું કહેવું તો) કવિત્વચિત્રમાં હાથ ઘાલતો જાણ્યો નથી. માત્ર વર્ણનાત્મક કાવ્યના પ્રતિરૂપભૂત દશ્યચિત્ર (Scenic-Painting)માં જ કુશળ હતો. કવિત્વયુક્ત ચિત્રમાં તો રવિવર્મા જ એક્કો છે—બીજો કોઈ ચિત્રકાર છે જ નહિ. પ્રાચીન ભારતવર્ષમાં ચિત્રકળા હોતી એમ નહિં, પણ કવિત્વચિત્રકળા હશે કે નહિં તે સંદિગ્ધ વાત છે. રવિવર્મા પાશ્ચાત્ય મહાન ચિત્રકારની હાર્યમાં (ઊંચે નહિ પણ હાર્યમાં) બેસે એવો છે એમ કહેવાય એમ લાગે છે. પાશ્ચાત્ય ચિત્ર જોયા પછી ખાતરીથી કહેવાય.

મનુભાઈ* અને બીજા કેટલાક પણ કહે છે કે રવિવર્માની સ્ત્રીછબિયોની મુખની ઘાટી એકસરખી છે. મ્હને આ સર્વાંશે ખરું નથી લાગતું. શકુંતલા (ફોટોગ્રાફ ઉપરથી કહું છું) દ્રૌપદી, સુભદ્રા, મત્સ્યગન્ધા—એ શું ભિન્ન ભિન્ન ડોળના મુખની નથી? પછી કંઈક સાદૃશ્ય આવ્યું હશે તો—મનુભાઈ કહે છે તેમ—એક કવિને તેમ એક ચિત્રકારને પણ અતિબિંબ થયેલી ભાવના ઘણીવાર આવી તેથી એમ બન્યું હોય.

---

* ભોળાનાથના કનિષ્ઠ પુત્ર, નરસિંહરાવથી ન્હાના, શ્રી કૃષ્ણલાલ

આજ (તા. ૯–૧–૯૨) મણિશંકર રત્નજી ભટ્ટને મળ્યો. હું પહેલાં આવ્યો હતો (મહિભાઈ જશભાઈને તેમનાં વહૂનું દુઃખ કરવા) ત્યારે મળવાનો પ્રયત્ન કર્યો હતો પણ મણિશંકર વડોદરામાં ન્હોતા. રાજમહેલ જોવા જતે રસ્તામાં મળ્યા. પછી સાંઝે હેમને ઘેર મળવાનું રમણભાઈએ તથા મનુભાઈએ નક્કી કર્યું. તે પ્રમાણે મળ્યા. બે એક કલાક ઉત્તમ કવિત્વવિવેચનાદિકની વાતોમાં ગયા. આજ જ હું હેમને પ્રથમ મળ્યો. હેમનાં કાવ્યો વિશે રમણભાઈની મારફત ચર્ચા વગેરે કાગળોમાં કરેલી પણ હેમની સાથે પત્રવ્યવહાર પણ ન્હોતો. કુસુમમાલા હેમણે ગજ્જરના 'કલાભવન'માં Text Book તરીકે દાખલ કરી છે અને પોતે શીખવે છે. હેમાંનાં કેટલાંક કાવ્યો વિશે ચર્ચા હમારે થઈ. હેમની શંકાદિકના મુખ્ય મુદ્દા આ હતા :—

(૧) કેટલાંક કાવ્યોમાં પ્રકૃતિનાં દશ્ય વિશેનાં દર્શન વગેરેથી કવિને જે ભાવ ઉત્પન્ન થયા, તે માત્ર થયા એમ જ કહ્યું છે તે ન્યૂનતા છે. શી રીતે થયા તે બતાવવું જોઈતું હતું. ઉદા. 'દિવ્ય કાવ્ય'માં ધૂમકેતુના દર્શનથી 'અનંતપણાની વીથી' શી રીતે ઉઘડે તે બતાવ્યું નથી, અથવા પેલા એક બીજા કાવ્યમાં—મેઘકકડો જોઈ તે ઉપર કવિ કુદીને ચઢે છે ને "આનંદ ઓવારા' જુવે છે તે પણ સાધારણ વાચકને સમઝાય એમ નથી કે શી રીતે એ ભાવ ઉત્પન્ન થયો.

(૨) પ્રેમ—અનંતત્વસિન્ધુ—વગેરે કાવ્યોમાં Mysticism (અતિગૂઢતા) ઘણું છે. ઉદા બધા અહિંના પ્રેમને મહાન પ્રેમસિન્ધુ આલિંગી લે છે એટલે શું? અતિગૂઢ જ એ લાગે છે. તેમજ બહુ રૂપ અનુપમ પ્રેમ ધરે તે પણ Mystical છે. પ્રેમ તે તો અમુક વ્યક્તિદ્વયનો બંધનકર્તા છે તો તે સૌન્દર્યનાં રૂપોમાં આવિર્ભૂત થાય છે એટલે શું?

આ શંકાઓના ઉત્તર રમણભાઈએ આપ્યા જ હતા, કે કવિત્વરીતિ એકજ તરેહની જોઈએ એમ કાંઇ કહેવાય નહિં. કોઈ કાવ્ય અમુક રીતિમાં ભાવપ્રદર્શન કરીને કર્યું હોય ને કોઈમાં ભાવપ્રદર્શન પીંછ પીંછને ના કર્યું હોય વગેરે. તેમજ વળી, મનુભાઈએ કહ્યું. તેમ, એ રીતે તો સહૃદયતાનું તત્ત્વ જ સાહિત્યજગત્‌માંથી જતું રહેશે એ ખરું કે તે માટે—"આહા! આ દેખાવ મ્હને સારો લાગ્યો"—એટલું કહ્યું એટલે કવિતા ના થઈ. પરંતુ તેમ આ કાવ્યોમાં છે? ઊંડું તપાસશો તો કાંઈક કાંઈક અંશ જણાઇ આવશે. કે જેથી એ ભાવ અને સૂચનાઓ શી રીતે થઇ તે જણાય. ઉદાહરણ—ધૂમકેતુની 'જ્યોતિનદી' 'ભવ્ય' અને 'સમુજ્જ્વલ' એ અંશથી કાંઇક એ સૂચનાઓનાં કારણ જણાય છે. મણિશંકરની કસોટી પ્રમાણે તો "The voice mysterious which whoso hears Must think on what will be and what has been" એ Keatsની સમુદ્ર વિશેની ઉત્તમ પંક્તિઓ (જેના વિશે Shairp પ્રશંસા અત્યંત કરે છે તે) માં પણ આ દોષ આવશે. સમુદ્રનો ધ્વનિ સાંભળી ભૂત અને ભાવિના ધ્વનિ Keatsને કેમ થતા લાગ્યા એ હેણે કાંઈ જ કહ્યું નથી, છતાં સહૃદયગમ્ય તત્ત્વ એ છે જ. ખરી વાત એ છે કે—રમણભાઈ કહે છે તેમ—મણિશંકરના આધ્યાત્મિક ધર્મમત (Spiritual creed) હેવી રીત્યના છે (Agnostic જેવા નહિં પણ આધ્યાત્મિક તત્ત્વો વિશે Sympathy (સમભાવ) વિનાના છે) કે જેથી આ રીત્યની સૂચનાઓનું સ્વરૂપ તેમને પૂર્ણ રીતે ઉઘડેલું લાગે નહિ. મણિશંકર પણ મુખમુદ્રા ઉપરથી અને કાંઇક વચનથી આ વાત કબૂલ કરતા જણાયા.

આ સિવાય બીજી પણ જુદાં જુદાં કાવ્યની (કુસુમમાળા-માંનાંની) ચર્ચા થઈ. કાંઈ દોષદૃષ્ટિની લગારે દેખતી ટીકા ન્હોતી. માત્ર ઉત્તમતા—પૂર્ણ ઉત્તમતા—જોવાની ઇચ્છાથી જ હતી.

"કુસુમપાત્રની ભેટ"વાળી કવિતા તથા "ઉનાળાના પ્હેરોડનું સ્મરણ" વગેરે કાવ્યો મણિશંકરને ઘણાં રસિક લાગે છે. "કુસુમપાત્ર" વાળું કાવ્ય તો વિશેષ. શા વિશેષણ કહ્યાં તે યાદ નથી; પણ Graceful, Tender, Noble—હેવાં હતાં. એ કાવ્યના incident (વૃત્તાન્ત) વિશે કાંઈક ખુલાસો હેમને—હેમના પૂછ્યાથી—કર્યો.

મણિશંકર પુસ્તકો વાંચનારા જબરા જણાય છે. હેમણે વાંચેલાંનો પચાસમો ભાગ પણ મ્હેં નથી વાંચ્યો. મુખમુદ્રા (મણિશંકરની) ઘણી તેજસ્વી અને intellectual લાગે છે.

Subjective અને Objective કવિતા (સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક કવિતા) વિશે પણ કેટલીક ચર્ચા થઇ—એ બેમાં વાસ્તવિક ભેદ નથી એમ કાંઇક મણિશંકરનું કહેવું લાગ્યું. પણ જો કે તત્ત્વતઃ બેનાં બીજ એક છે, તો પણ કાવ્યરૂપમાં તો ભેદ છે જ, તે કેમ અણગણ્યુ કરાય. સ્ટેશન ઉપર રાત્રે મણિશંકર પાછા મળ્યા. વળાવવા આવ્યા હતા.

એક વાત રહી ગઇ. "કચ અને દેવયાની" વિશે મણિશંકરે લખેલું કાવ્ય—પ્રથમ ભાગ—અધૂરું છે. ઉત્તમ છે. મ્હેં જોયું'તું; રમણભાઇએ મોકલ્યું'તું, બીજાપુર હું હતો ત્યારે (કેશા ધારી)—એ વિશે વાત નીકળી મણિશંકરને ઘેર—તો કહે કે કોણ જાણે એ કાવ્ય પૂરું કરીશ કે નહિં. કરે તો સારું. સુંદર અને લલિત કાવ્ય છે. હાલમાં હેમની વહુ ગુજરી જવાને લીધે કાંઇક ઊંડી ગ્લાનિ હશે (બ્હાર દેખાડતા ન્હોતા પણ અંદર હશે જ) તેથી તો આમ નહિં કહ્યું હોય? આ Delicate વાત છેડાઇ જ નથી. પરંતુ આ તરુણ અવસ્થામાં અને (કાંઈક અનુમાન હેમનાં કાવ્યાદિકથી તથા પરભાર્યું સાંભળ્યા પ્રમાણે) હાવાં પ્રેમથી જોડાયલાં દંપતીમાં મરણથી વિયોગ થયો એ ખેદજનક છે.

મુંબઈ, તા. ૧૫-૧-૯૨.

આજ મોરારજી શેઠના મહાલક્ષ્મી ઉપરના શાન્તિભુવનમાં રવિવર્માએ કરેલું એક સુંદર ચિત્ર જોયું. એ ગોકુળના લગ્ન વખતે ચાંલ્લામાં શેઠને ભેટ રવિવર્માએ આપી હતી. હેવો અમૂલ્ય ચાંલ્લો મળે તે ધન્ય.

કાલે તો કારવાડ જવું છે.

મુંબઈ તા. ૧૬–૧–૯૨.

આજ સાંઝે ૭ વાગતે આગબોટ કૃષ્ણામાં કારવાડ જવાને ઊપડ્યા.

તા. ૧૭–૧–૯૨ આજે વેંગુરલા બંદરે આવ્યા. અને કોંકણનો બાજૂનો કિનારો બધો જોયો. કિનારો પર્વતમય જણાય છે. પાછળ ઉપરાઉપરી પશ્ચિમ ઘાટનાં પડ ભવ્ય ઊભાં હતાં. એક બાજૂ અગમ્ય પર્વતમય કિનારો, બીજી બાજૂ અનંત સાગર, વચમાં સ્ટીમર ચાલી જાય, અને વખતે વખતે ખડકો પાણીમાંથી ઊંચાં ડોકાં કરી એકલા ઊભેલા [ દેખાય ]; આ સર્વ શૂન્ય, વેરાન, સ્થિતિ હૃદયમાં ઊંડી ઉતરે હેવી હતી. એ સ્થિતિ ઊર્મિલાના એક પ્રશ્નમાં સારી સમાતી હતી.

'નનુભાઈ! આ દરિયાને અહિંયાં કેમ ગમતું હશે.'

'નનુભાઈ! આ ડુંગરને અહિં બ્હીક નહિં લાગતી હોય!'

× × × રાત્રે નવેક વાગતે માર્માગોવા આવી પહોંચ્યા. આખી રાત સ્ટીમર ત્યહાં જ રહી.

બપોરે બાર વાગે માર્માગોવાથી ઊપડ્યા. સાંઝે (ત્રીજે પ્હોરે) સાઢાચાર પાંચને શુમારે કારવાડ આવ્યા.

કારવાડ—અહિંની સ્ત્રીઓ છાતી ઉપર તો વસ્ત્રની વાત જ નથી જાણતી પણ માથામાં ગમે ત્હેવાં પણ પીળાં રાતાં કોઈપણ ફૂલ નાંખે છે તે છેક બારે બારા ખડકવા જેટલી ઘેલાઈ પણ અનેક જણીઓ કરે છે. ગામડિયાં પણ બધાં—ન્હાનાં મ્હોટાં—સર્વ બઈરાં, છોકરીઓનાં માથાંમાં ફૂલ ખરાં.

અહિં ક્લબમાં દાખલ થયો × × × બિલિયાર્ડ તો—જ્યહાં સુધી હારનારે પૈસા આપવા એવી જુગાર જેવી રીતિ છે ત્યહાં સુધી હું રમવાનો નથી.

સદાશિવગઢ (ચીતાકુલે—તાલુકે—કારવાડ,—જિ. ઉત્તર કાનડા) તા. ૩-૨-૯૨. *

× × રમણીયતા અને Sublime સુંદરતાનું લીલાસ્થાન જ આ છે. જાણે જન્મ બધો અહિં રહિયે તો પણ કંટાળો ના આવે હેવું સૌન્દર્ય છે.

તા. ૪-૨-૯૨. × × સમુદ્રમાંથી સાંઝે નીકળતા (ચેતનવત્-સૂક્ષ્મ ઊંડાને જાણે નીકળતાં) ધુમ્મસને ચંદ્રિકાએ ચમત્કારિક તેજથી રંગ્યું છે. તે જોવાથી જ સમઝાય એમ છે.

તા. ૮-૨-૯૨. × × તા. ૨૮-૧-૯૨ એ કોડીબાગમાં એક માછીનું નામ જાણ્યું તે નોંધવાલાયક છે:—ભાન સારંગ (ભાનુ સારંગ). Too clsssical sounding (originally classical sounding) for a fisherman.

પદ્મનાભ સર્વોત્તમ-શેણવી (ગૌડ સારસ્વત)નું નામ.

અહિં નેલતિર્ગી જાત્યનું જમીન ભાડું છે. × × નેલ=land; તિર્ગી = rent.

સદાશિવગઢ તા. ૧૨-૨-૯૨.

આજ કારવાર સરકારી કામે ગયો હતો. × × પાછા આવતે સૂર્યાસ્ત નદીમાં થયો. પૂર્વમાં પૂર્ણ ચન્દ્ર ઊગ્યો હતો, રાતો ઝાંખો હતો. સન્ધ્યાકાળ શાન્ત હતો. હોડીમાં જૂદીજૂદી જાતના ગામડિયા આ દેશના વિચિત્ર હતા. બાયડીઓ આમ્રોના અતિપ્રકાશપયોધરવાળીઓ હતી. માથે ફૂલ પુષ્કળ પહેરનારીઓ અહિંની બાયડીઓ છે. એક

*સંપાદકની નોંધ:—તા. ૩-૨-૯૨થી રોજનીશી રોજરોજ નિયમિત લખાઈ છે. અહીં રોજનીશીનો માત્ર મહત્ત્વનો ભાગ લઇએ છીએ.

ન્હાની ઉંમરની છોકરાવાળી દેખાવડી બાયડી હતી. છોકરા ઉપર માનું હેત મર્વત્ર સરખું અને અદ્દભુત છે. પ્રથમનું બાળક હોય હેવું એ માની મુખમુદ્રા ઉપરથી જણાતું હતું. એક ગંદી ડોશી પણ પાસે હતી. એટલે બીભત્સ રસના વિભાવની પણ ખામી ન્હોતી.

ચંદ્ર ઊંચે ચઢ્યો છે, નદીમાં રૂપેરી પટ વિશાળ વિશાળ થયો છે. વર્ડ્સ્વર્થે કહ્યું છે:—

" The moon doth with delight,
Look round her when the heavens are bare."

('જ્યહારે વ્યોમ ઉઘાડું હોય મુદિતા ચંદા ચોગમ જોય').

એ વચનનો સાક્ષાત્કાર અત્યારે સરસ થાય છે.

કોડીબાગ અને કારવાડ (કારવાડ જૂદું ગામ નથી ચાર પાંચ છ ગામડાં જેમાં કોડીબાગ પણ છે તે) મળીને કારવાડ કહેવાય છે; પણ ઓફિસો બજાર વગેરેનો ભાગ છે તે ભાગમાં હું ગયો તે 'મંચીલ'માં ગયો હતો. મજબૂત મોભ જેવો વાંસ, ત્હેને લોખંડના ગજ વડે પાયણાની પેઠે લટકાવેલું છાબડી જેવું કંતાનની ઝોળી જેવું પાત્ર; ઉપર પાલખીની છત્રી જહેવી પણ ચપટી છત્રી (વચમાં દોરી લટકાવેલી તે પકડીને ડાબી જમણી જોઇયે તેમ તડકો રોકવા નમાવવાની). માંહી ગાદી તકિયો—આ મંચીલ થયું. કેટલીક મંચીલો તો નડારી હોય છે, માત્ર નીચે ઝોળી જ ( Hammock જેવી ). આ તો ઠીક હતી. સુરક્ષિત અને આરામથી બેસાયું; બધે જોવાય; અને ચાલે ત્યારે ઝોળી કમાનની પેઠે—તરંગ ઉપર હોડીની પેઠે—ઊછળે તે મઝા પડે. 'મંચીલ' ઉચકનારા ભોઇયો કાનડી જેવી ભાષામાં વિલક્ષણ ગીત ગાતા જાય છે. એ ગીત શું તે તપાસ કરીશ. જાણે એ ગીત 'મંચીલ'નો ભાગ જ ના હોય—ગાડીના ગગડાટની પેઠે તેમ લાગે છે. કાંઈ મધુર નથી હોતું—પણ બેસુરું પણ નથી હોતું. આગલા બે ભોઈ એક લીટી ગાય, એટલે પાછલા બે બીજી એક લીટી બોલે, એમ વારાફરતી ચાલે.

બધું ઠીક પણ માણસને આમ પશુની પેઠે ઊંચકવાના કામમાં સેવાં એ જરાક અમાનુષી કૃતિ લાગે છે. પણ ભોઈયોને કાંઈ તે લાગતું જણાતું નથી. પણ હેમના ગીતના સુર તો જાણે શોકગાન હોય હેવા લાગે છે.

સદાશિવગંઢ, તા. ૧૩-૨-૯૨ : આજ સ્હવારે અનેક, કબજે ન રહે એટલા, કવિતાના વિચાર મનમાં ઙરી આવે છે; એટલા કે એક પણ પકડી રાખી મૂર્તરૂપમાં મૂકવો અશક્ય જાણે થાય છે. રાત્રિ પોતાનાં અસંખ્ય તારાનાં ટોળાંને આકાશમાં ફરતાં મૂકે છે (ભરવાડ જેમ ઘેટાંને ચરતાં મૂકે છે તેમ), અને એ તારા પ્રથમ દર્શને તો જાણે અનિયમે વેરાયલા, (રઝળતાં ઘેટાંની પેઠે) રઝળતા માલૂમ પડે છે. કોઈ ઊંચે ફરતા, કોઈ પર્વતશૃંગે ડરતા કોઈ સિન્ધુ અને આકાશના સગમમાં પાણી પીતા, એમ જણાય છે; પરંતુ એ સર્વને યથાનિયમ પોતપોતાના માર્ગમાં રાત્રિ રાખે છે, તેમ મ્હારી શક્તિ પણ કવિતાના વિચારોને નિયમિત રાખી શકતી હોય અત્યારે તો ક્હેવું સદ્ભાગ્ય!

તા. ૧૪-૨-૯૨ હણકોણ (તાલુકે કારવાડ) :—આજ સ્હવારે મુકામ બદલી અહિં આવ્યા. અહિં લાલ ફૂલનો શીંવળો ( સાંવર અહીં કહે છે—शाल्मलि. मावरीचें फूल) દીઠો. સફેદનો તો હોય છે. ઝાડ ઉપર પાંદડાં મુદ્દલ ન્હોતાં, હાડપિંજર જ્હેવું હતું, અને ફૂલ હતાં. રંગને લીધે બહુ સારુ દેખાતું હતું. નીચે પડેલાં બે ત્રણ ફૂલ ઘોડા ઉપરથી ઉતરીને લઈને ગૂંઝામાં મૂકયાં.

તા. ૧૬-૨-૯૨ હણકોણ : આજ સ્હવારે ધાડસાઈ ગામ ગયો તપાસવા; ત્હાં પટેલે સોનેરી કેળાં (ઘણાં જ સરસ દેખાતાં) તથા પપનસ આણ્યાં. હેણે તો ભેટ કરીને મૂકયાં. મ્હેં પૈસા આપ્યા.. (આઠ આના) તે હેને અપમાન લાગ્યું. આખર સમજાવીને આપ્યા. તો પણ 'શાણભોગ' (તલાટીને શાણભોગ કહે છે) છેક સુધી એ બાબત આગ્રહ કરતો રહ્યો. હેની પણ ખાતરી કરવાનું કર્યું :

પણ આ સર્વ ગામડિયાઓને કલ્પનામાં પણ ન ઉતરી શકયું કે હાના તે વળી પૈસા શા? अरिक्तपाणिना गन्तव्यम् એ આપણો પ્રાચીન સંપ્રદાય, અને પાશ્ચાત્ય રાજ્યપદ્ધતિના બંધારણમાં અધિકારી વર્ગની વિલક્ષણ સ્થિતિને લીધે થયેલા નિયમો, એ વચ્ચેનો વિરોધ એ લોકોની કલ્પનામાં ક્યહાંથી આવે?

મનુભાઈ લખે છે—માધુભાઈ તાંબાથી તોળાયા અને રણછોડભાઈ રૂપાથી તોળાયા, એ રીતે તુલાદાન કર્યું! માધુભાઈના વજનનું તાંબુ તો તરત બ્રાહ્મણ ભટ્ટાઓને આપી દીધું. રણછોડભાઈનું વજન રૂ. ૭૦૦૦) જેટલું થયું તે બ્રાહ્મણ (=ભિક્ષુક)ના હિતમાં આપશે. એટલે શું?—આ શો પૈસાનો દુરૂપયોગ, એટલા રૂપિયાનું પાપ જ આ લોકોએ કર્યું. હેમાં શક નહિ.

વળી લખે છે મોતીલાલ લાલભાઈ* બહુચરાજી ગયા હતા. નીકળતી વખતે સંઘ (જેવું જ કાઢ્યું હતું તે)માં 'બહુચર માતકી જે' બોલાઈ હતી! આ પ્રાર્થનાસમાજના મેમ્બર!

બેદની વાત છે કે મ્હોટાભાઈના સહાયક સામાજિકમાંથી એકની આમ નીચે દરજ્જે ધાર્મિક સ્થિતિ ગઈ છે.

તા ૧૭–૨–૯૨ કદરા: આજ મ્હવારે હણુકોણથી મુકામ ઉપાડી કદરે ગયા. હણુકોણથી નીકળતે એકાદ માઈલ આવ્યો ત્યહાં રસ્તા ઉપર જ નવું દેહેરું બંધાતું હતું. હજી ભીંત્યો એટલા જમીનથી જરાક જ ઊંચે આવ્યાં હતાં. મૂર્તિ પ્રથમથી મધ્યે સ્થાપેલી હતી. મૂર્તિ વિચિત્ર હતી. કાળા પત્થરની હતી. ઘોડા ઉપર એક મનુષ્યાકૃતિનો સવાર બેઠેલો. અને હેણે માથે ટોપ (બખ્તર ટોપ જેવી આકૃતિની—નીચે આવે હેવી) પ્હેરેલી; અને પાસે એક પત્થરનું જાનવર (પૂછતાં જણાયું કે વાઘ એટલી કઢંગી આકૃતિનો વાઘ) બેઠેલો. કઠિયો આવ્યો ત્હેણે, પૂછવાથી કહ્યું, એ દેવનું નામ

* મોતીલાલ લાલભાઈ માટે જુઓ સ્મરણમુકુર પૃ. ૧૪૦–૧૪૩.

"કાટંગીર*" વિચિત્ર પહાડી નામ જણાય છે. દેવ પણ કોઈ જંગલી-પહાડી જ હશે. હણુકોણમાં બે દેહેરાં છે ત્હાં પણ હાથી મૂર્તિયો છે અને નામ કંઈક વિચિત્ર છે. કોઈ શૂર અથવા દેવાની મૂર્તિયો હશે કે કેમ.

તા. ૧૮-૨-૯૨ શંકર પાંડુરંગ પંડિતની કંકોત્રી—માધવ, વામન, અને સદાનંદ એ ત્રણે હેમના છોકરાઓને ઉપનયનસંસ્કાર કરવાનો છે (પોરબંદરમાં) ત્હેની.

માધવ વામન તો ન્હાના ન્હાના જોયા હતા. પછી ક્ષમા છોકરી થઈ, પછી સદાનંદ થયો હશે. પણ તે તો બહુ ન્હાનો હશે. બધાને સેગા દીવડા પ્હેરાવી દેવા હશે! ઠીક!—પોરબંદરમાં જ. દક્ષણીઓને એ સુખ છે, જ્યહાં હોય ત્હાં બધા સંસ્કાર કરે. પોતાને ગામ જવું જ એમ નહિ.

પણ કંકોત્રી ઉપર હરયમેવ જયતે ની ઉપરથી જ ગણપતિ અને હેની બે બાયડીઓનું ચિત્ર—પ્રાર્થના સમાજના મેમ્બર થઈને શું છપાવ્યું હશે! કૂહેવો વિરોધ! બેદરકારીથી જ હશે. "લગ્નાદિક-પ્રસંગે ગણપતિપૂજન કરવું પડે છે." આમ બચાવ નહિં કરાય. એક જબરજસ્તી કરવું પડે માટે બીજું ટાળી શકાય ત્હાં પણ અનિષ્ટ કૃત્ય ઉમેરવું એ કિયો ન્યાય?

કરાંચી તા. ૨૩-૨-૯૨ આજ Bombay Gazetteમાંથી નીચે ચ્હોડેલો કકડો વાંચવા લાયક છે. ટેનિસનનું આ (પ્રિન્સ વિક્ટરના મરણનું) કાવ્ય ફેબ્રુઆરીના Nineteenth Century ના અંકમાં જરૂર જોવું જોઈએ.

"The face of Death is toward the Sun of Life;"
His shadow darkens Earth; his truer name
Is "Onward."

* "કાંટિદર" આમ પાછળથી વંચી જણ્યું—સરકારી પત્રવ્યવહારમાં પ્રસંગવશાત્—તા. ૨૯-૪-૯૨.

આટલી રહૂં લીટીનું તાત્પર્ય નીચે પ્રમાણે છે.

[ રોળા ]

પર જીવનમાં સૂર્ય ભણી મુખ મૃત્યુ ધરે છે,
છાયા એની આદિ પૃથ્વીને શ્યામ કરે છે;
'અગ્રપ્રયાણ !' નામ એહનું તો છે સાચું.

મૃત્યુને રાહુનું રૂપક આપેલું અપૂર્વ અને અસરકારક છે અને હેનું ખરું નામ "Onward" ('આગળ ચાલવું, આગળ પ્રયાણ') છે એ પણ કહેવાની રીતિ અપૂર્વ છે. "Onward"ની એ ખૂબી ગુજરાતીમાં ભાષાંતરથી આણવી કઠણ છે.

કદરા. તા. ૨૪–૨–૯૨ : રમણભાઇનો અમદાવાદથી પત્ર. હેમના લખ્યાથી જ જણાય છે કે ફેબ્રુઆરીના બુદ્ધિપ્રકાશમાં 'સેનાપતિના ચિન્તન'નું ચર્ચાપત્ર વરજભાઈનું લખેલું–નહિં પણ આણંદશંકર બાપુભાઈનું લખેલું. વરજભાઈ જેવો જ અર્થ ઘણે ભાગે એ કરતા જણાય છે એ શું ? બાકી છેલ્લો ભાગ હેમનો લગારે સમઝાય એમ નથી.

અણુશી તા. ૨૮–૨–૯૨ : કાગળ લખ્યો; રમણભાઇને અમદાવાદ. હેમના તા. ૨૧ મીના કાગળનો ઉત્તર સવિસ્તર તથા "સિન્ધુ-ઘોષને સંબોધન" એ મથાળાનું પરમ દહાડે રચેલું કાવ્ય મોકલ્યું.

"વાટ્ય જોતી", એ કાવ્ય વિશે હેમણે કેટલીક ચર્ચા કરી હતી હેના ઉત્તરમાં કેટલાક ખુલાસા તથા પ્રશ્ન વગેરે લખ્યું.

અણુશી તા. ૧–૩–૯૨ : કાગળ લખ્યા; રમણભાઇને અમદાવાદ–પ્રિન્સેસ મે (પ્રિન્સ વિક્ટરની 'વિધવા'.) વિશેના અગાઉ મોકલેલા કાવ્યમાં ૧૩ મી કડીમાં 'પાત્રભંગ ધબકાર'ને બદલે 'પાત્ર-ભંગ રણકાર' એમ સુધારવાનું લખ્યું–સૂનાનો પ્યાલો ભાગી ધબકાર ન થાય, માટે

એ કાવ્યમાં સ્વપ્નનો ભાગ છે તે વિશે કેટલુંક લખ્યું. શી રીતે એ કલ્પના ઉદ્ભવ પામી વગેરે.

હળિયાળ તા. ૧૪-૩-૯૨ : રમણભાઇ ઉપર (અમદાવાદ) "કવિહૃદય" નામના પરમદહાડે પૂરા કરેલા કાવ્યની નકલ કરીને મોકલી.

હળિયાળ તા. ૧૭-૩-૯૨ : 'મુગ્ધાવબોધ ઔક્તિક' (હ. દ. ધ્રુવે પ્રસિદ્ધ કરેલા) ઉપર Indian Antiquary માટે મ્હેં લખેલા Review ની Indian Antiquaryમાંથી એટલાની જ છાપી કાઢેલી ૭ નકલો (ફેબ્રુઆરી ૧૮૯૨ ના અંકમાં છપાયલું)—Education Society Press માંથી મળી. એ માસિકના નિયમોમાં એ સારો નિયમ છે. ગુજરાતી માસિકો બુદ્ધિપ્રકાશ વગેરેએ નકલ કરવા લાયક છે.

દુસગી તા. ૨૨-૩-૯૨ : આજે સરકારી ગેઝેટમાં વાંચ્યું કે રણછોડભાઈ લેજીસ્લેટિવ કાઉન્સિલના મેમ્બર થયા. ઘણી ખુશી થઈ. યોગ્ય અને હુંશિયાર માણસને પસંદ કર્યા

ગ્વંકટ તરફથી અમદાવાદથી પત્ર–'પૃથુરાજરાસા'–ભીમભાઈની–નું કામ કેટલું થયું ? વગેરે બાબત તથા દેવળદેવી નાટક-ભીમભાઈનું–પ્હેલું છપાવવું છે કે કેમ વગેરે. તથા મ્હારી તથા સુશીલાની છબી માટે.

સોઘાણી તા. ૬-૪-૯૨ : સાંઝે તખ્તી બહાર મેદાનમાં ખુરશીઓ નાંખીને હું સુશીલા છોકરાં બેઠાં'તા. ઊંચે આકાશમાં ચન્દ્ર (સુદ ૧૦મનો) માથા ઉપર હતો. થોડીવાર પછી આછા સોનેરી વાદળાંમાં ઢંકાઇ ગયો. તે જોઈ સુશીલાએ ઊર્મિલાને પૂછ્યું :—

'જો, ચંદ્ર ક્હાં ગયો ?'

ઊર્મિલા—'હોલાઇ ગયો,'

પછી થોડીવારે વાદળું ખસતું ગયું ને ચંદ્ર જણાતો ગયો એટલે—

ઊર્મિલા—'હવે સળગવા માંડયો.'

ખરે, છોકરાંની કવિત્વની સાદી અને સુંદર ભાષા જે છે તે અવિકૃત અને સાદા મનમાં સ્વાભાવિક રીતે સ્ફુરી આવતી, કવિત્વના અંશની, એક વિચારપદ્ધતિનું જ ફળ છે. ભાષાની ખોટયને લીધે કવિતા રૂપકાદિ વાપરે છે એમ આરોપ અકવિત્વયુક્ત પુરુષો કરે છે, તે ખોટો છે. અહિં ચંદ્ર 'દેખાતો નથી,' 'દેખાયો,' એટલું બોલતાં આટલી છોકરીને સહેજ આવડે. પરંતુ સ્વાભાવિક રીતે જ એ પ્રકાશને દીવાના પ્રકાશની જૂદી જૂદી સ્થિતિના અનુભવને લઇ સરખામણી કરી સ્વાભાવિક રીતે જ રૂપકગર્ભિત શબ્દો નીકળી આવ્યા.

વેલ્લાપુર તા. ૧૭-૪-૯૨: નીચેના વિષય ઉપરનું છાપેલું લખાણ J. Birkbeck Nevins M. D. Lond. ની તરફથી મળ્યું.

"Is prostitution necessary for the health of young men?"

વિષયચર્ચા ટૂંકમાં પણ બહુ સૂચક છે. કોઇપણ નિમિત્તે દુરાચારને ઉત્તેજન આપનારો કાયદો તે સનાતન નીતિતત્ત્વથી વિરુદ્ધ હોવાને લીધે કાયદાના મહાન હેતુનો ધ્વંસ કરનારો જ અને જનમંડળને અહિતકારક જ થવાનો, હેમાં સંશય નથી.

આરએલ (તા. વેલ્લાપુર) તા. ૨૮-૪-૯૨: રમણભાઈને અમદાવાદ નનું કાવ્ય "મત્સ્યગન્ધા અને શાન્તનુ" મોકલ્યું. કેટલીક ખુલાસાની ચર્ચા સાથે તથા બીજી બાબતો.

આરએલ તા. ૩૦-૪-૯૨: સુદર્શન (એપ્રિલ માસનું)—આણંદશંકરે લખેલો પ્રાર્થના સમાજના સિદ્ધાંતો વિશેનો વિષય આવ્યો છે આ અંકમાં. તકરાર વેદાંતના પાંડિત્યદંભી આડંબરવાળી છે, અને દલીલો ખોટી છે. એકંદર જવાબ દેવા લાયક નથી—પછી જોઇશું, રમણભાઈ, મનુભાઈ એ બેની સલાહ શી છે.

સુકસાળ (તા૦ અકોલા) તા૦ ૨-૫-૯૨: કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી (સુરત-અંબાજીનો ચકલો)—ચિ. ભાઈ (!)

અંતિસુખશંકરના ઉપવિત (!)" બાબતની કંકોત્રી—"વૈશાક (!) સુદિ ૫ મનું મુહૂર્ત."

એલફિન્સ્ટન કૉલેજના સંસ્કૃતના પ્રોફેસરની જગાનું કામ કરેલા કમળાશંકરની કંકોત્રીમાં 'ઉપવિત' હોય તો પછી બિચારા ભગવાનકાકા જેવા અર્ધશિક્ષિતને હેરી જ ભૂલ્ય માટે માફ કરવું જોઇયે.

અકોલા—તા. ૭-૫-૯૨ : બુદ્ધિપ્રકાશમાં એક પણ વિષય માલવાળો નથી જણાતો. પ્રથમ બે નબળાં પદ્ય છે. તે પ્રત્યેક નીચે આ પ્રમાણે કર્તાનું નામ લખ્યું છેઃ—

"બનાવનાર ઠકર પ્રાગજી ધાતુપુષ્ટિની ગોળિયો વગેરે દવા બનાવનાર."

વાહ રે વાહ!! ધન્ય છે લખનારને ને દાખલ કરનાર જગજીવનદાસને! ગોળીઓની જાહેરખબર ભેગભેગી કરી લેવાની રીત્ય તો આ ઉત્તમ!! ખાસ બાળબોધ અક્ષરે ગોળીઓનું નામ નિકર શું કામ લખે? અરે બુદ્ધિપ્રકાશ! આ ત્હારી દશા!

એ માણસ કનેથી જાહેર ખબરનો દર લેવો જોઇયે.

અકોલા—તા. ૧૨-૫-૯૨ : રમણભાઈને અમદાવાદ બે દિવસ ઉપર કાલ્યે પૂરું કરેલું નવું કાવ્ય 'ઉત્તરા અને અભિમન્યુ' મોકલ્યું.

અકોલા—તા. ૧૩-૫-૯૨ : ત્રિમ્બકલાલ જાદવરાય દેસાઈ, એક એલફિન્સ્ટોનિયન, હેમણે For Private Circulation Only છપાવેલું એક ગુજરાતી (શેલીના Love's Philosophy ના કાવ્યનું ભાષાન્તર) કાવ્ય અને ૨૨ સંસ્કૃત શ્લોક છૂટક છૂટક વિષયના એમ પદ્યોની ચોપડીની પાંચ નકલો મોકલી તે મળી.

પદ્યોમાં કવિત્વ (શેલીના ભાષાન્તર શિવાયમાં) કાંઈ જણાતું નથી. જતાં પાછળ છેલ્લે પાને છાપેલા સર્ટિફિકેટમાં જોઉં છું તો મ: ન: દ્વિવેદીએ અને કમળાશંકર ત્રિવેદીએ વખાણ શાં માટે કર્યાં હશે? કમળાશંકરે તો સંસ્કૃત ભાષા વખાણી છે ને કહે છે ભવિષ્યમાં

સંસ્કૃત ભાષામાં વિદ્વાન થશો. એમ લખ્યું છે. પણ ભાષામાં કાંઈ વિશેષ જણાતું નથી.

ગુજરાતી પદ્ય (ભાષાન્તર) પણ કઢંગું છે (હિંદીમાં છે.) રસિકતા તથા મધુરતા નથી આવી.

માંહિ વચમાં 'કવિતા ઘણી સારી છે' શઙ્કરલાલ શાસ્ત્રી એમ વળી એકાદ શ્લોક નીચે છે; વળી L. R. Vaidya ના મરણ વિશેના શ્લોક નીચે May he rest in peace! એમ છે. આમ વચમાં ઘુસાડવાની વિચિત્ર eccentricity કહેવી છે!

સંસ્કૃત ભાષામાં અને પદ્ય છે. એટલાથી જ કવિત્વ આવતું હોય તો ભલે; બાકી કાંઈ જ કવિત્વ જણાતું નથી.

કારવાર—તા. ૨૬-૫-૯૨ : ગયા રવિવાર (તા. ૨૨-૫-૯૨) ના સુબોધપત્રિકાના અંકમાં બે ઉત્તમ 'આર્ટિકલો' અંગ્રેજીમાં છે–

(૧) Strength of Moral Feeling.

(૨) Mrs. Josephine E. Butler.

(૧) માં પ્રસંગવશાત્ પૂનામાં થયેલા ન્હા કાણીના સંબંધમાં ૪૮–૫૦ જણાને પ્રાયશ્ચિત્ત આપ્યા વિશે છે. રાનડે અને ચિન્તામણ ભટ જેવાએ પણ કહે છે પ્રાયશ્ચિત્ત લીધું! આ ખરું હોય તો બહુ જ ખેદની વાત.

આ આર્ટિકલમાં હેવી વર્તણૂક વિરુદ્ધ આડકતરી રીતે ઉત્તમ વિચારગર્ભ દલીલો બતાવી છે. એ કાપી રાખી મૂકયો છે (Article).

(૨) માં એ ઉત્તમ પરોપકારી સન્નારીના જીવનમાંના કેટલાક પ્રસંગો આપ્યા છે.

કારવાર—તા. ૨૯-૫-૯૨ : જ્ઞાનસુધામાં "સિન્ધુઘોષને સંબોધન"—છપાયું છે.—ભૂલ્યો થોડીક જ છે.

"ભદંભદ" પણ આવ્યું છે. શાબાશ! રમણ! Satire સબળ જ ચલાવી છે. એમની એમ ટકાવી રાખજો.

"આર્યની રીતિ ધીતિ પીતિ પ્રીતિ ભીતિ"—એ રમૂજી શબ્દમાં" આર્ય નીતિ રીતિ"—એ આપણા દેશભક્તોએ વાપરેલા વિચિત્ર અને અર્થહીન શબ્દનો ઉપહાસ ઉત્તમ છે, સાથે "ભીતિ" ઉમેરીને અધમ હિંદુઓના બાયલાપણા ઉપર કટાક્ષ પણ ઠીક છે.

"કુશલવપુશંકર"—(તનસુખરામ)—ને બિચારાને મિત્ર તો બેશ મેળવ્યો!—ઘોરખોદિયો!

"પ્રસન્નમનશંકર"—(મનઃસુખરામ)ને બાપ મટાડી કાકો કર્યો તે પણ છૂટી જવા માટે ઠીક છે.

"અપશોચ"—એ (અફસોસ માટે મનઃસુખરામનો અજ્ઞાનતાવાળો) શબ્દ પણ ઠીક ગોઠવી દીધો છે.

ભદ્રંભદ્રનું રેલ્વેગાડીમાં ભાષણ—રમૂજ ઉપજે એમ દલીલના ડોળવાળું, પરસ્પર વિરોધયુક્ત, વૃથા:અર્થહીન શબ્દોવાળું ભાષણ—ખરેખર સરસ છે. "શ્રીરંગ-ઉમંગ-નંગ"—એ શબ્દોમાં નર્મદાશંકરી શબ્દદંભરીતિ-જેની મૂર્ખતાયુક્ત નકલો 'ગુજરાતી' જેવા અનેક કરે છે, તે પણ ઠીક ઉપહાસપાત્ર કરી છે. સ્થળે સ્થળે ઝીણી ઝીણી ઉપહાસ અને હાસ્યરસની ઉક્તિઓ કુશળતાયુક્ત છે.

શુક્રવાર—તા. ૩-૭-૯૨ : રમણના કાગળમાં મરહૂમ જમશેદજી ન. પીટીટનાં ગુજરાતી પદ્ય એક મિ. મિસ્ત્રી એમ. એ. એ પ્રસિદ્ધ કર્યાં છે તે વિશે લખ્યું છે. કહે છે પદ્ય નમાલાં છે. એક નમૂનો ઉતારી મોકલ્યો છે તે તો ખરેખરો નમાલો અકાવ્યાત્મક છે. છતાં મિસ્ત્રી એમ. એ. લખે છે કવિતા ખરેખરી તો ગુજરાતીમાં આ કવિની જ છે. 'કવિતાઈ' અને 'કવિતાઈ શક્તિ' વિશે ખૂબ ચર્ચા કરી છે. રમણ એ પુસ્તકના ઉપર ચર્ચા લખીને મિસ્ત્રીની ખબર લેવાનું ધારે છે.

શુક્રવાર—તા. ૯-૭-૯૨ : ટપાલની પારસલમાં પ્રાચીન કાવ્ય માળાનાં ૨૫ વ્હોલ્યુમ આવ્યાં. મ્હેં જાણવામાં શોલાપુરથી ઘરાક થવાનું લખ્યુંતું. બરોબર યાદ નથી, પણ મગાવ્યા વિના તો ના મોકલે.

પણ હવે પસ્તાઉં છું. કાવ્ય નમાલાં ઘણાં છે, અને પ્રેમાનંદ વગેરે સારા કવિનાં કેટલાંક છે તે હેમનાં હશે કે નહિ તે વિશે શક પડે છે. પાકી વિવેચનશક્તિ વિના જ બધું કામ હરગોવિંદદાસે ચલાવ્યું છે.

મણિભાઈની સહીની પ્રસ્તાવના છે તે મણિભાઈની હશે કે કેમ ? Wordsworth માંથી ઉતારો આપ્યો છે. ભાષા પણ કાંઈક સંસ્કૃતમય છે.

માંહિ જે કવિજાતિનાં વખાણ અંગ્રેજ ગ્રન્થકાર વગેરેને આધારે છે ત્હેને યોગ્ય (પ્રેમાનંદ, દયારામ સિવાય—અને તે પણ થોડી હદમાં જ) એક પણ હાંમાં તો નથી. જે કોઈ જૂનું પદ્ય દીઠું તે કવિતા એમ ઠરાવી દીધું છે. શી સ્થિતિ !

આજ આવેલા Bombay Gazette માં એક ખરેખરી ખુશ ખબર વાંચી. દાદાભાઈ નવરોજજી પારલામેંટમાં મેંમ્બર થયા ! Central Finsbury તરફથી elect થયા.

હિંદુસ્તાનનો પુરુષ પારલામેન્ટમાં પ્રથમ જ દાખલ થયો. દાદાભાઈ સર્વ રીતે યોગ્ય છે; આઠ વર્ષથી સતત પરિશ્રમ કર્યાનું ફળ મળ્યું; આ સર્વ કારણથી ખરેખર અત્યન્ત આનંદ થાય છે.

ઠારચાર—તા. ૪–૮–૯૨ : આજે આવેલા (એટલે તા. ૨ જી ના) Bombay Gazette માં એક 'લીડર' (Leader)માં લખ્યું છે કે આવતા સપ્ટેંબરમાં પૂનામાં ભરાનાર Industrial Conference માં એક વિષય આ છે.

"The necessity of maintaining the Hindu Caste System as an Institution for the development of the material progress of the Country."!!

શી વિપરીતતા ! આ રાનડેના Reaction ની કૃતિ તો નહિં હોય ? એમ હોય તો તો બહુ જ ખેદની વાત !

પારસીઓમાં જાતિભેદ નથી છતાં દરેક જાતનો ધંધો ·ઉદ્યોગ વ્હેવાર વગેરે એ જાતના લોક કરે છે એ વાત આ વિષય ·લખનાર ભુલી ગયો જણાય છે તેમજ ધંધા માટે heredity લાભ-કારક છે માટે હાલ જેવાં જ્ઞાતિબંધન જોઈએ એ કયાંથી ફલિત થયું ? એક ધંધાનો એક વર્ગ હોય તો ઠીક માટે તે બીજા વર્ગ જોડે જમે પણ નહિં હેવો નિયમ દ્રવ્યલાભમાં શો રીતે મદદ કરશે ? —જોઈએ એ Conference માં શું ચર્ચાય છે.

કારવાર—તા. ૫-૮-૯૨ : રમણભાઈને મુંબાઈ નવું કાવ્ય —"ઠગાયલી વિધવા અને હેનું માંદું બાળક"—મોકલ્યું.

કારવાર—તા. ૨૫-૮-૯૨ : ઓગસ્ટના "સુદર્શન" માં— "ભાષાનું લક્ષણ" એમ મથાળા નીચે લખે છે :—"આપણા ગૂજ-રાતના એક પ્રસિદ્ધ સાક્ષર ભાષા અને શૈલી સંબંધે એક લેખ રચવાનો વિચાર રાખે છે."

ગુજરાતી ભાષા સંસ્કૃતમય કેટલે દરજ્જે લખાય; "વિમલ બુદ્ધિ"ને બદલે "વિમલા બુદ્ધિ"; "અનુમાનવું", "અનુમાન્યું" વગેરે લખાય કે નહિં; વગેરે પ્રશ્નો ચર્ચવાના છે. એટલું જ નહિં પણ "હાવાં રૂપપરિવર્તનમાં કેવા નિયમ ઉદ્ભવે છે તેનું પણ દર્શન કરાવવાનું છે." માટે સુદર્શનમાં એણે પત્ર ઉપર ચર્ચા લખી મોકલ-વાની લોકોને સૂચના કરી છે !

શાબાશ ! લેખકને લોકો કનેથી જ્ઞાન લૂંટવાની આ રીત્ય તો ઉત્તમ એ "સાક્ષર" ઘણું કરીને પેલી 'અસર' ને 'આસર'ને 'પસંદ' ને 'પ્રસન્ન' કહેનારા, "મધુર" એટલે સંસ્કૃતમાં 'ખટમધુરૂં' એમ અર્થ છે એમ—પેલા મુંબઇના વ્હેપારીઓ "મધુર" શબ્દ એ અર્થમાં વાપરવાથી ભ્રાન્તિ પામી વૃથા પાંડિત્ય બતાવનારા;–મન્દાક્રાન્તાની એક પંક્તિ Rhythm યુક્ત વાંચી ન સકનારા; મ. સ. ( મનઃ-સુખરામ સૂર્યરામ ) ઘણું કરીને હશે એમ વ્હેમ પડે છે. આમનામ

ગુપ્ત રાખીને અને બીજા કનેથી ચર્ચા કરાવી હ્‌મેનો લાભ લઈ પોતે લેખ લખી જશ મેળવવાની આ અપૂર્વ યુક્તિ ઉપરથી તથા હેવાં હેવાં કારણોથી આમ વ્હેમ પડે છે. આજ સુધી તો બીજાએ લખેલું હોય તે છાનામાના સાંભળી લઈને, અથવા પોતાને ના આવડતી વાત બીજાની જાણે પરીક્ષા લેતા હોય એમ ડોળ કરી પૂછીને શીખી લઈને આમ મ. સ. જ્ઞાનના કણ ચોરી લેતા હતા. પણ આ તો (આ જો "એજ" "સાક્ષર" હોય તો તો) નવો જ સુદ્રો જ્ઞાનચોરીનો કાયદો જણાય છે! ભાષા સંસ્કૃતમય કરવી ઇષ્ટ છે. એમ આ ટૂંકા લેખનો આશય જણાય છે તેમજ ભાષાનું લક્ષણ ખૂબ પાંડિત્યદંભી (પરંતુ અતિવ્યાપક) બાંધેલું માંહિ આપ્યું છે (સુદર્શનના વિષયમાં એ લેખકના લેખમાં આવવાનું) તે ઉપરથી પણ મ. સ. જ હશે એમ લાગે છે.

'ઇંગિત ચેષ્ટા, અથવા નટન નામ કોઇ પણ અભિપ્રાયસૂચક અનુકરણ ('અભિનય' કહેવાની મતલબ છે પણ તે શબ્દ ભાઇને જડ્યો નથી!) થી વિચાર દર્શાવે તો તે પણ ભાષા! આમ આ અતિવ્યાપક લક્ષણ છે.

કારવાર—તા. ૩૦-૮-૯૨: કેશવલાલે "વસંતવિલાસ" નામનો જૂનો ગુજરાતી ગ્રંથ (જે ગુજરાત શાળાપત્રમાં કકડે કકડે આવતો હતો તે) છપાવ્યો છે. હ્‌મેની એક પ્રત મોકલીને આ કાગળ લખ્યો છે. હજી એ ચોપડી આજ આવી નથી. વખતે બે એક દિવસમાં આવશે. કેશવલાલ લખે છે કે શાળાપત્રમાં જૂની ગુજરાતી વિશે વિષયો એ લખવાના છે. સારું.

કારવાર—તા. ૪-૯-૯૨: ગયા રવિવારના (તા. ૨૮-૮-૯૨ ના) 'ગુજરાતી'માં પણ પેલો 'સુદર્શન' (આગસ્ટના સુદર્શન) માં આવેલો "ભાષા લક્ષણ" ના મર્યાદાનો વિષય આવ્યો છે. હેમાં વળી લખનારાઓને નામ દઈને જ લખાણ કરવાને નિમંત્રણ કર્યું છે:

"મેસર્સ નૃસિંહરાવ, હરિલાલ; મણિલાલ, કેશવલાલ, કવિ દલપતરામ, શાસ્ત્રી વ્રજલાલ તથા બીજા જે જે. વિદ્વાન ગૃહસ્થોને આ વિષય ઉપર પોતાના વિચારો આપવા હોય તે સર્વેને " 'ગુજરાતી' પત્ર તેમ કરવા 'આમન્ત્રણ' કરે છે! ઠીક! ઠગાઇ છોકરાં સમજાવવાની સરસ! મી. નૃસિંહરાવ તો વિચાર નથી જ આપવાના; જેવા હશે તેવા પણ એ લેખ છપાયા પછી જોઈ લેવાશે.

કારવાર–તા. ૨૮–૯–૯૨ : નારાયણ હેમચંદ (લંડન–ઈંગ્લાંડ)— અંગ્રેજીમાં સરનામું ઠીક કર્યું છે—લખે છે રોજ આઠ કલાક લાયબ્રેરીમાં ગાળું છું! ઓરિયેન્ટલ કોંગ્રેસ જોવા ગયો હતો. એક પાઉન્ડની ટીકીટ. પૈસા પાસે માત્ર ત્રણ પાઉન્ડ જ. તેથી કહ્યું મફત જવા દ્યો સેક્રેટરીએ કહ્યું શું હું ત્હમારે માટે પૈસા આપું? નારાયણ કહે ના, હું એમ નથી કહેતો. નિરાશ થઇ બહાર ગયો. મિસ મેનિંગ રસ્તામાં મળી; હેને કહ્યું; પણ હેણે તો "કાન આડા" કર્યા! એક ફ્રેન્ચ પ્રોફેસર મળ્યો. પેરિસનો ઓળખીતો હતો. હેણે પૂછ્યું-કોંગ્રેસમાં આવ્યા છો? નારાયણ કહે ના; બધી હકીકત કહી. પ્રોફેસર પાછો નારાયણને લઈ ગયો. માંહી જઈને સેક્રેટરીને લઈને બહાર આવ્યો અને નારાયણને માનપૂર્વક દાખલ કર્યો!!

શાબાશ, સાધુચરિત નારાયણ! થોડીવારમાં એક ટિકિટ માંહી નારાયણનું તથા પ્રોફેસરનું નામ લખીને આપી! ઈશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી નારાયણ આનંદ પામ્યો! ધન્ય છે!

લખે છે–" હાલ મારી પાસે બે પાઉન્ડ છે. એ બે અઠવાડિયા ચાલશે. પછી ઈશ્વરેચ્છા. શું આપ કંઈ મોકલી શકશો? જે મોકલશો તે આભારપૂર્વક સ્વીકારીશ."

શા માટે ના મોકલું? નારાયણ! ત્હારા જેવા સાધુ પુરુષને મોકલેલા રૂપિયા મોજશોખમાં ખરચેલા રૂપિયાં કરતાં હજારોગણાં ઉત્તમ મોકલું છું; મોકલું છું. પણ આટલું મોડું કેમ લખ્યું?

આટલા દહાડા શું થયું હશે ? ઈશ્વરકૃપાથી હેને કોઇ પણ તરફથી મદદ મળી હોય તો સારૂં. ચિંતા થાય છે.

નારાયણ હેમચંદ્રને રૂ. ૨૪૮–૪–૦=૧૫ પાઉન્ડ તારથી મુંબાઈ મ. ઓ. મોકલ્યો. શનિવારની મેલ ચૂકે નહિ માટે.

મુંબાઈ—તા. ૧૦ તથા ૧૧–૧૦–૯૨ : કૃષ્ણલાલ ઝવેરીએ મ્હારાં બધાં નવાં કાવ્યો વાંચ્યાં (ડાયરી પણ કેટલીક વાંચી). મનુભાઈ કને "દિવ્ય સુંદરીઓનો ગરબો" એ કાવ્ય ગવડાવ્યું. છંદના ભાગ મેં વાંચ્યા, હેમને છાતીને શ્રમ વધારે ના પડે માટે-ગાવાની ગરબીઓ મનુભાઈએ ગાઈ. (હવે ગાવાને અડચણ નથી એમ સારૂં છે તેથી )–અહા ! શું અદ્ભુત આ ગાયન મનુભાઇનું ! હાવું કદી મ્હેં ન્હોતું સાંભળ્યું. મધુરતા, મૃદુતા, ઝીણીઝીણી અનેક લહરીઓ અને મૂર્છાઓ, નવાન નવીન તરેહના સ્વરસંયોગ–સર્વથી હું તો તલ્લીન અને હૃદયાર્દ્ર બની ગયો. મ્હારી કવિતાના અર્થમાં પણ નવું તેજ ઝળક્યું.—આ ગાયનથી, આ ગાયનથી જ મ્હારા કાવ્યમાં સજીવત્વ આવ્યું અને મનુભાઇના શરીરની ચિંતા કરાવનારી સ્થિતિ જોઈને ઊંડો શોક કોઇને નહિ થાય હેવો શોક-હૃદયમાં ઘોળાયા કર્યો તે જુદો જ. ઈશ્વર મ્હારા આ ભાઈને કુશળ રાખજે !

કારવાર— તા. ૯–૧૧–૯૨ : નારાયણ હેમચન્દ્ર (લંડન), (29, Store Street W. G. London) એ સરનામેથી છે. પંદર પાઉંડ પહોંચ્યા.

હરિદાસે પાંચ પાઉંડ મોકલ્યા છે તેમ જ એક અંગ્રેજ ગૃહસ્થ નારાયણને ફ્રેન્ચ મફત શીખવે છે. હ્હેણે વગર માગ્યે ત્રણ પાઉંડ આપ્યા. (હેણે પ્હેલાં વગર માગ્યે અમેરિકામાં પાંચ પાઉંડ મોકલ્યા હતા.) આ રકમ બધી હવે પાંચ છ મહિના ચાલશે. હજી છ મહિના ઇંગ્લાંડમાં રહીને પછી પાછો અમેરિકા જઈ ચિકાગોનું પ્રદર્શન જોઈને પછી હિંદુસ્થાન આવવું એમ નારાયણનો વિચાર છે. લખે

છે-અંગ્રેજી, ઇટાલિયન, જર્મન, ફ્રેન્ચ અને સ્પેનિશ એટલી ભાષાઓ થોડી થોડી આટલા ત્રણ વર્ષમાં, નારાયણ લખે છે હું શીખ્યો છું. બંગાળી ગુજરાતી જેટલું તો નહિં હોય, પણ ઠીક શીખ્યા હશે.

કારવાર—તા. ૧૩-૧૧-૯૨ : મણિશંકર ભટ્ટે કરેલી ટીકા પ્રમાણે ૧. ઉત્તરા અને અભિમન્યુમાં છેલ્લી બે કડીઓ વ્યર્થ છે એ અભિપ્રાયમાં હું પણ મળું છું. કાઢી નાખીશ.

૨. દિવ્ય સુન્દરીઓનો ગરબો-હેમાં 'તેજે ધર્યાં'ની ગરબીમાં 'ઊજળીશી' એ 'પ્રેમકળી'ને યોગ્ય વિશેષણ નથી—એમ અભિપ્રાય હેમનો છે ત્હેને હું મળતો નથી આવતો. મુગ્ધાના નિર્મળ, પવિત્ર, અને તેજસ્વી પ્રેમની કળીને યોગ્ય એ જ વિશેષણ છે.

કારવાર—તા. ૨૧-૧૧-૯૨ : કાગળ આવ્યો. મનુભાઈ (અમદાવાદ) અંકોલે થઈને પાછો આવેલો કાગળ.

(દા. નાણાવટી કહે છે હવે મનુભાઈ ફેફસાના વિકારથી તદ્દન મુક્ત છે, અને ટેનિસ રમવાની તથા સવારે ફરવા જવાની રજા મળી છે. બહુ સારૂં થયું. ઈશ્વર! ત્હારો કેટલો ઉપકાર!)

આજ ઈશ્વરકૃપાથી સુશીલાને સારૂં છે. તાવ નહિં જેવો જ છે. અને થોડો વખત જ. એકંદર રીતે પણ સારૂં છે. ઈશ્વર! ત્હારો ઉપકાર! હવે એમને જલદી સારૂં થાય તો બસ.

કારવાર—તા. ૨૮-૧૧-૯૨ : આજ સ્હવારે ફોજદારી કેસ ચલાવ્યો. હળિયાળથી હોસ્પિટલ એસિસ્ટંટ સાક્ષીમાં આવ્યો હતો. ત્હેને અંકોલે લઈ જાઉં તો પાછાં જતાં સ્ટીમર ચૂકે ને હેના કામથી વધારે દિવસ ગેરહાજર રહે તેથી.

પછી નવ વાગતે કારવારથી અંકોલે જવા નીકળ્યો (મંચલમાં) સુશીલાની કને અને છોકરાં કને વિદાય લઈ નીકળ્યો. (ઈશ્વર હેમને કુશળ રાખો! ઊર્મિલા વળી કાલે જરાક માંદી થઈતી. આજ ઈશ્વરકૃપાથી સારી છે). દાક્તર હાવેલે મ્હને રોજ પોસ્ટકાર્ડથી સુશીલાની

તબિયત લખવાનું કબૂલ કર્યું છે-( પોતાની મેળે જ, કહેવો માંચાળ)—સુશીલા લખી સકતા સુધી. નર્સ (nurse) પાસે છે. આથી કાંઈક નીચે જીવે જઈ સકું છું. નોકરીનું કામ રહ્યું એટલે ના જવું તે પણ કેમ થાય ? આ વખત આટલું મોડું ફરવા નીકળાયું તે માટે ખુલાસો વખતે આપવો પડશે.

કારવાર છોડયું. સુશીલા અને છોકરાંને ત્રણ અઠવાડિયાં માટે છોડ્યાં ! બીલુગેઘાટ ઉપરથી નીચે કારવાર અને દરિયો દેખાય છે; પણ એ બધું ન જોતાં ચિત્ત સુશીલામાં જ કેમ રહે છે ?

અગસૂર—તા. ૧૩-૧૨-૯૨ : આજ "ગુજરાતી" આવ્યું તે ઉપરથી જાણીને ખરેખર શોક થયો કે બિચારા વ્રજલાલ શાસ્ત્રી એકાએક ગુજરી ગયા. નિખાલસ મનના હતા; પ્રાકૃતનું જ્ઞાનભંડોળ હેમની કને ઘણું સારું હતું. શાસ્ત્રી વર્ગમાંના છતાં પ્રાચીન ભાષા વગેરે સંબંધે શોધક બુદ્ધિવાળો શાસ્ત્રી એકજ હતા હેમાં શક નહિં. હેમના જ્ઞાનનો ઉપયોગ બીજા કરે તો ફાવે. હેમનાથી બિચારાથી સળંગ બોલાતું નહોતું. તો પણ ગ્રન્થો લખવામાં છેક એમ નહોતું.

અગસૂર—તા. ૧૫-૧૨-૯૨ : બાળાશંકર ઉલ્લાસરામ ફરી 'ભારતી ભૂષણ' કાઢવાનું ધારે છે. ૧૦૦ પાનાંનું માસિક થશે ! ! અધધધ ! ! "ઘરાક ચઢ્યે 'જોયા વિના પાછું ન કાઢશો: આવતી કાલની ટપાલમાં મોકલીશું" એમ તે લખે છે.

'ગોવિંદરામ પાટીલે (અમદાવાદમાં વકીલાત કરે છે તેહેણે) ગયે શનિવારે "અવિભક્ત કુટુંબનો રિવાજ" એ વિશે બહુ સરસ ભાષણ આપ્યું. વિષય સરળતાથી ચર્ચ્યો અને સાંસારિક તથા વ્યાવહારિક ( Economical—અર્થશાસ્ત્રીય ) દષ્ટિબિન્દુથી એ રિવાજના ગેરફાયદા સિદ્ધ કરી આપ્યા. રણછોડભાઈ, જાણે જુવાનિયાઓ બધા જૂના રિવાજ તોડી નાંખવાના હોય તેમ, અશાસ્ત્રીય અને અર્થહીન વાતો બોલ્યા'; આમ મનુભાઈ લખે છે.

હું પણ માનું છું ને કબૂલ કરૂં છું કે અવિભક્ત કુટુંબની પદ્ધતિ એકંદર રીતે નુકસાન કરનારી છે અને હિંદુઓની પડતીનાં અનેક કારણોમાંનું એ પણ એક મુખ્ય કારણ છે. તો પણ છેક ઉચ્છેદક ઉત્સાહથી આ વિષય તરફ હું જોઇ સકતો નથી. સ્વાર્થબલિ, ક્ષમા, ઉદારતા, વત્સલતા ઇત્યાદિ અમૂલ્ય સદ્ગુણોની કસોટી થવાનો અને ઉપયોગ કરવાનો પ્રસંગ અવિભક્ત કુટુંબમાં મળે છે.

પરંતુ આ સદ્ગુણોનો વ્યાપાર થવાને કુટુંબ સિવાય અનેક જગ્યાએ અવકાશ છે. અને વાસ્તવિક રીતે એ ગુણો ને પ્રસંગ મળ્યાના પ્રમાણમાં ઉપયોગ સેંકડે પાંચ ઉદાહરણમાં પણ ભાગ્યે થતો હશે. એથી ઊલટા એ ગુણોના વિરોધી દુર્ગુણોનો વિકાસ (મનુષ્યસ્વભાવની નિર્બલતાને લીધે) વિશેષ વાસ્તવિક રીતે થતો જોઇયે છિયે માટે એ લાભ દેખાતા જ છે, આમ કોઈ કહે; અને આ વાંધો ઘણે અંશે ખરો છે.

પરંતુ આ તો ભય હોય ત્યાંથી જ ન્હાસવું એ સારૂં, ભય જોડે લાલચ જોડે યુદ્ધ ના કરવું—એ બાયલી નીતિ કહેવાય; એ બાયલી નીતિને યોગે જ અવિભક્ત કુટુંબ તોડી વિભક્ત થવામાં લાભ છે એમ કહેવાનું થાય છે—આમ પણ જવાબ કોઈ દે.

વળી "બીજા કુટુંબ વર્ગીઓને માટે શું હું અડચણ વેઠું ? બીજાં બધાંને ગોઠે નહિ માટે શું હું જન્મારો એક કુટુંબના કેદખાનામાં રહી મ્હારા હકની સ્વતન્ત્રતા ખોઉં !"—આ સ્વાર્થવૃત્તિથી અને કર્તવ્યવિમુખતાથી પણ આ જૂના રિવાજની વિરુદ્ધ મત કેટલાક બાંધે છે—આમ પણ કોઈ કહી સકે.

તેમ જ મા બાપ છોકરાંને ઉછેરીને મ્હોટાં કરવામાં કેટલું દુઃખ સહન કરે છે ત્હેનો ઉપકાર વાળવાનો પ્રસંગ (માબાપના વૃદ્ધપણમાં છોકરાં સાથે રહી સેવા કરી ભરણપોષણ કરે તે વખતે) આવે તે પ્હેલાં છોકરાં છુટાં પડી જૂદાં રહે તો એ કર્તવ્યવિમુખતા અને સંકુચિત સ્વાર્થ જ કહેવાય—આમ પણ તકરાર છે.

તેમ વળી, અવિભક્ત કુટુંબનો એક લાભ એ છે કે એ રિવાજને લીધે ગરીબ વગેરે બધા કુટુંબીઓનું પોષણ થવાથી—એક ભાઈ ધનમાં આળોટે અને બીજો રાબમાં આળોટે, હેવી—અસમાનતાનો પ્રસંગ આવતો નથી. આમ કોઈ કહેશે.

પણ હેનો જવાબ એ છે કે આ માત્ર કહેવાની વાત છે; વાસ્તવિકતા જોતાં એવી અસમાનતા એ રિવાજ છતાં એ જોવામાં આવે છે (જો કે એટલે દરજ્જે નહિ), અને ખરૂં જોતાં આ રિવાજનું પરિણામ થાય—અને થાય છે—કે એક કમાનારના આધાર ઉપર પડી રહેનારા અનેક આળસુ પડી રહેનારા ઉત્પન્ન થઈ દેશના અર્થસંપાદકોમાં ક્ષતિ થાય છે એટલું જ નહિ પણ અર્થસંપાદકો ઉપર નાહક બોજારૂપ થાય છે.

આમ અનેક ઉભય પક્ષની દલીલો નીકળે છે. પણ સારાંશ એ છે કે જ્હાં સુધી એક મનથી એકઠાં રહી સકે અને બધાં એ ઉપાર્જન કરી એકત્ર રહી—પાંતીદારની માફક—ચાલી સકે ત્યહાં સુધી અવિભક્ત કુટુંબ પેલા સદ્‌ગુણોના વિલાસક્ષેત્ર તરીકે સારૂં છે, પણ એ સદ્‌ગુણોનો નાશ થવાનો ભય હોય તો સારૂં નથી.

હટીકેરી—તા. ૧૬-૧૨-૯૨ : નાથાશંકર પૂ(પું)જાશંકર (વડોદરા)નું છાપેલું કાર્ડ આવ્યું. પ્રાચીન કાવ્યના અંકો બંધ પડ્યા'તા પણ હવે છપાય છે તે મોકલીશું-વગેરે. હવે એ નમાલી રીતે પ્રસિદ્ધ થતાં ઘણે ભાગે નમાલાં મડદાં બંધ કરીશ.

હટીકેરી—તા. ૧૯-૧૨-૯૨ : "ચંદ્ર" (માર્ગશિર! શ્રી,ર્ષ ૧૯ ૪૮) હ. હ. ધ્રુવનું માસિક. વિષયો સાહિત્યના છતાં હેમના જેવા જ છે. રસ નથી પડતો. ને વૃથા આડંબર કેટલાકમાં જણાય છે. તેથી વાંચતાં કંટાળો આવે છે.

હટીકેરી—તા. ૨૦-૧૨-૯૨ : આજે ગોજે પ્હોરે સાડા ત્રણ વાગે હટીકેરીથી નીકળ્યો.

: : કારવારમાં સુશીલાની તબિયત એકંદરે સારી જોઈને આનંદ થયો. પણ આજ રૂપર હેણે કહ્યું ત્યારે જાણ્યું કે બે દિવસ ઉપર વળી તાવ ૧૦૦ ડિગ્રી લગભગ થયો હતો. આ તાવ જવો જોઇયે. દાક્તર કહે છે કે એ તો લોહી નથી ત્હેનો છે. લોહી આવશે એટલે હેની મેળે જતો રહેશે. પણ anaemia (લોહી વિનાની) સ્થિતિ પણ લાંબી વખત ના રહેવી જોઇયે. ઈશ્વરકૃપાથી રોજરોજ શક્તિ આવે છે એટલે સારૂં છે. ઈશ્વર સર્વ સારૂં કરશે.

કારવાર—તા. ૨૭-૧૨-૯૨ : બુકપોસ્ટ ૧. પ્રાચીન કાવ્ય.

૧. નવરસ (નારણદાસકૃત) અને રાધાવિલાસ (દ્વારકાદાસકૃત) વર્ષ ૭ મું, અંક ૨ જો.

૨ હરિશ્ચંદ્રપુરી (વિષ્ણુદાસકૃત) વર્ષ ૭ મું, અંક ૩ જો.

૩. પરશુરામાખ્યાન અને ડાંગવાખ્યાન (શિવદાસકૃત) વર્ષ ૭ મું, અંક ૪ થો.

આ ક્યહાંથી અપ્રસિદ્ધ પદ્ય કર્તાઓ શોધી કાઢ્યા છે! "અનેક પ્રતો મેળવી સંશોધન કરી" એમ લખે છે અને મળે છે તો એક જ પ્રત છતાં છાપે છે, એકદમ; અને આ ત્રણમાં તો કેટલી પ્રતો મેળવી છે તે પણ નથી લખ્યું! ટીકા છોટાલાલ નરભેરામે કરેલી છે તે પ્રસ્તાવનામાં છેલ્લે ખૂણે ખોસ્યું છે! કેટલાંક કાવ્યોમાં સંસ્કૃત શબ્દો પુષ્કળ છે. કવિત્વ તો હેતુ જ પણ "નવરસ"ની પ્રસ્તાવનામાં હરગોવિંદદાસ (અથવા નાથાશંકર એમાંથી જે હશે તે) કાવ્ય-પ્રકાશાદિક કાવ્યશાસ્ત્રોના જ વર્ગમાં આ નવરસનાં માત્ર ઉદાહરણ આપનાર પદ્યને મૂકીને પોતાનું જ અજ્ઞાન બતાવે છે.

કારવાર—તા. ૪-૧-૯૩ : કાગળ આવ્યો : સતુ (અમદાવાદ).

સતુ પૂછે છે ભીમભાઈની "પૃથુરાજ રાસા" અથવા "દેવળદેવી" તો છપાવવાની ગોઠવણ કરશો. જાણતો નથી કે કેટલી અડચણો છે અને મ્હને લગાર પણ ફુરસદ નથી મળતી.

કારવાર—તા. ૭-૧-૯૩ : કાગળ આવ્યા :—બુકપોસ્ટ :—અનુભાઈ તરફથી.

1. "વિરાજ મોહન"—બે નકલો—એક મ્હારે માટે એક સુશીલા માટે.

2. "ભારતી ભૂષણ" (પુસ્તક ૩જું અંક ૧લો). પુનરુજ્જીવન પામેલું.

( પણ એ 'ભારતી ભૂષણ'ને 'ભારતિ ભૂષણ' લખે છે ત્હાં સુધી અને ખરા સાહિત્યતત્ત્વની વિરુદ્ધ લખાણો (e. g. આ અંકમાં અક્ષરો શબ્દોમાંથી અંક જણાવવાની પદ્યમાં પદ્ધતિ છે ત્હેને કવિત્વ કહેનારો વિષય ?) આવે છે ત્હાં સુધી એ માસિક આશ્રયને યોગ્ય નહિ ગણું. એક પદ્ય "પ્રોષિતા પ્રલાપ" નામનું છે. પ્રોષિતા નહિ પણ પ્રોષિતભર્તૃકા વિશે છે; છતાં પ્રોષિતા! અને 'વિલાપ'ને ઠેકાણે 'પ્રલાપ'! "પ્રોષિતા"માંના 'પ્ર' જોડે મળવા !—અને છે પ્રલાપ જ. કાંઈ પણ માલ વિનાના શબ્દો અને Platitudes થી ભરેલું પદ્ય છે—બીજા પણ વિષયો હેવા જ છે.

"વિરાજ મોહન" તો ઉત્તમ બંગાળી વાર્તા છે મ્હેં થોડી વાંચી'તી. મનુભાઈના ભાષાન્તરના હસ્તલેખમાં પૂરી વાંચ્યા પછી બરોબર મત બંધાશે.

કારવાર—તા. ૮-૧-૯૩. કાગળ આવ્યો :—

૧. A. M. Dinbandhu

અનુપરામ મીઠાલાલ દીનબંધુ (બહાદુર બુરજ-ભરુચ)-("જ્ઞાન-દર્શન" માસિક એ પ્રસિદ્ધ કરે છે. ત્હેમાં લખાણ લખવાની કબૂલાત તથા ઘરાક થવાનું માગે છે. કૃષ્ણલાલ ઝવેરીની ભલામણ વિશે વળી લખે છે)—વચન આપું ને લખાણ લખાય નહિં તેથી જ અચકાઉં છું. પણ હવે તો જવાબ લખવો જ પડશે.

: આજ આવેલા (તા. ૬-૧-૯૩ના) Bombay Gazette મુંબાઇમાં થોડા દિવસ ઉપર ભરાયલા Missionary Decennial Conference વિશે એક ચર્ચાપત્ર છે. તે ઉપરથી જણાય છે કે રેવરંડ ગણપતરાવ નવલકરે મિશનરી કેળવણીની પદ્ધતિ વિશે કાંઈક કડવી ટીકા કરી હતી તેથી કેટલાક મિશનરી યુરોપિયનોનો ક્રોધ ઉભરાઈ જઈ સભામાં ગડબડાટ શરમ ભરેલો થઈ ગયો હતો; હેને બોલવા ના દેવા માટે હો હા થઈ'તી; બીજે દહાડે તો હેને બોલવા ના દીધો; છતાં પોતાના હક માટે દઢ રહ્યો. એક આગ્રાનો યુરોપિયન મિશનરી તે ઉપરથી એકદમ ઊઠયો અને બુઢ્ઢા નવલકરના શરીર ઉપર હુમલો કરવા આવ્યો; પણ બીજા એક યુરોપિયન મિશનરીએ વચમાં પડી અટકાવ્યો. સભા પૂરી થતાં કેટલાક નેટિવ ક્રિશ્ચનોએ પેલા આગ્રાવાળાને દઢતાથી કહ્યું કે આમ ત્હમારે ન્હોતું વર્તવું. એ વખતે વળી મારામારી થતી હતી; પણ કેટલીક મિશનરી લેડીઓએ વચ્ચે પડીને આગ્રાવાળાને વાર્યો ને ઠપકો દીધો.

આ બધું ખરૂં હોય તો યુરોપિયન મિશનરીઓને લજવાવા જેવી જ વાત છે. અને છતાં મુંબાઈના બંને પત્રમાંથી એકકેમાં આ બનાવ પ્રસિદ્ધ જ નથી થયો!

કાગળ લખ્યા

૧ મનુભાઈ (અમદાવાદ)

વિરાજ મોહનમાં "ચાંદા ચાંદા કોપરાપાક લાઈને ભાવે કોપરાપાક" એ પ્રિયંવદાનું સુરતનું Nursery કહેવત પણ આપ્યું છે! પણ "કોપરાપાક" માંથી "પા" ખાઈ ગયા છે! ('કોપરાક' છપાયું છે). ત્હમને જ કોપરાપાક ભાવે છે કે શું?

લાલશંકરને અર્પણ કર્યું છે તે બહુ યોગ્ય કર્યું.—સોસાઈટી કાંઈ નકલો ખરીદ કરશે!—પણ ત્હમે તથા લાલશંકર હામાં જોડાયા

છો તેથી સોસાઈટી કને મદદ માગતાં કંઈક વાંધો પડશે એમ ભય રહે છે.)

× × ×

"ચાંન દર્શન" (કૃ. ઝવેરીના મિત્ર અ. મી. દીનબંધુ- માસિક)—અંક ૧ લો (કાર્તિક ૧૯૪૯) ઘણા દિવસ ઉપર આવ્યો તો. આજ ફરી વાંચી જોતાં "ચાણુક" નામનું પદ્ય બાલ (બાળાશંકર ઉલાસરામનું) મનઃસુખરામ સૂર્યરામ ઉપર (હેને ચાંણુક લગાવનારૂં) ગર્ભિત રીતે હોય એમ લાગે છે.

મનુભાઈને આજ એ વિશે લખ્યું. રમણને પણ કહેશે. મ્હારી અટકળ ખરી હોય તો ચાણુક સખત અને તીખી લગાવી જણાય છે. બોલેબોલ યથાર્થ લાગૂ પડે છે હેમાં શક નહિં.

"ન્યારા કવિતા કેરા ન્યાય
મૂર્ખો મન-સુખ લેવા ચ્હાય"

એમ આરંભ છે.

"ચાહે તેટલાં ચઢાવ ચસમાં જોવા કાવ્ય કળાય"—હેમાં પર્યાયથી ખરેખરાં ચસમાં મ. સુ. ચઢાવે છે તે ઉપર કટાક્ષ લાગે છે.

"મૂર્ખ મંડળે તને લહ્યો'તો
બૃહસ્પતિ જગમાંય,
પણ આખર રાહુ સમ નિવડયો,
નવી પ્રજાની માંહ્ય"

—આ કડી તો. મ. સુ. ને અદ્દલ લાગૂ પડે છે.

૨. અનુપરામ મીઠાલાલ દીનબંધુ (ભરુચ)

ત્હેના કાગળનો જવાબ લ્હાં લખી. ઘરાક થઈશ. અને લખાણ મોકલીશ. આજ જ મોકલું છું—"મત્સ્યગન્ધા અને શાન્તનુ"

કારવાર—તા. ૧૨-૧-૯૩

કાગળ આવ્યા :—

બુકપોસ્ટ-૧. "ચંદ્ર" (પૌષ ૧૯૪૯)

આ "ચંદ્ર"માં પેલા, પ્રિન્સેસ યુજિનીના પ્રમુખપણા નીચે ઈંગ્લાંડમાં ભરાયેલી એક સ્ત્રીઓની સભામાં સંસારસુધારાની વિરુદ્ધ અને અંત્યંત અસભ્ય, અને અશ્લીલ શબ્દોમાં ભાષણ કર્યું હતું તે, દેસાઈ ઉમેદરામ લાલભાઈનું લખાણ એક છે. બાળલગ્નનો રિવાજ બંધ કરવો જોઈએ, અને પછી સરકારે હાથ નાંખવો જોઈએ વગેરે છે—છતાં આરંભમાં કાંઈ નકામો ગડગડાટ કરીને જાણે તેથી વિરુદ્ધ જ લખ્યું છે. માહિં અનાવિલની ન્યાતના રિવાજ-ફટાણાં ગાવાં, વ્હેવાઇ વ્હેવાઇએ 'છાણ મૂતર' (!) ના છાપા મારવા, વગેરે-તરફ ઉદાસીનતા બતાવી, ભલે એ રિવાજ રહે, એમ કહ્યું છે, તે માત્ર એથી વધારે અનિષ્ટ ચાલ તરફ વધારે સખત પ્રહાર કરાવવા માટે જ. તો પણ એ જંગલી ચાલ તરફ ક્રોધ બતાવવો જ હતો.

આ ઉ. લા. દેસાઈ હ. હ. ધ્રુવ સાથે ઈંગ્લાંડ ગયા હતા તે આજ જ જાણ્યું. તંત્રીએ (હ. હ. ધ્રુવે) આ લખાણનો ઉપોદ્‌ઘાત લખ્યો છે હેમાં અસંબદ્ધ રીતે અને અનાવશ્યક રીતે એ વાત લખી છે. "હમારી સાથે પ્રથમ વિલાયત આવનાર"—એમ કહી પોતાને મહત્ત્વ આપનાનું અને, જાત્ય અને તંત્રીપણાને ભેળસેળ કરવાનું શું કારણ? આ હ. હ. ધ્રુવની નિર્દોષ પણ ઉપહસનીય અહંતા તો જણાયા વિના રહેવાની જ નહિ.

એ ઉપોદ્‌ઘાત પણ અસ્પષ્ટ અને ન સમઝાય તેવો ગડબડિયો. તથા હિંદુસ્તાનની અધમ સ્થિતિનો બધો દોષ મુસલમાનોના રાજ્ય. ઉપર જ ઢોળી પાડનારો છે. આરંભમાં સ્મૃતિ વચન ટાંક્યું પણ "સ્મૃતિ" એટલું જ લખી કઈ સ્મૃતિ તે લખ્યું નથી. તેથી વ્હેમ. પડે છે. અને કહે છે—પતિપત્નીએ "એક બીજાથી જૂદા ન પડવું

એ મરણકાળ સુધીનું છે." એ આપણોજ અમૂલ્ય આર્ય સિદ્ધાન્ત છે. પણ "Till death do us part" એ અંગ્રેજ લગ્નનો પણ ઉન્નત આદર્શ છે તે ભૂલી જાય છે. Divorce–(છેડા છુટકા)–નો રિવાજ અંગ્રેજમાં પછીથી દાખલ થયો છે તે વાત હું ભૂલતો નથી.

શાસ્ત્રી વ્રજલાલના મરણ વિશે એક લેખ છે. ત્હેમાં મરણ નોંધને છાજતી ભાષાને બદલે ગદ્યકવિતાનો આડંબર (માહિ–હમારા 'નાગર ઉદય' વિશે ઉલ્લેખ–કોઇ જાણતું એ નહિ હોય કે હેતું ચોપાનિયું પ્હેલાં નીકળતું હતું—છતાં તેમ–અહંતાના ઉદ્ગાર) વગેરે છે. હેમાં "ચરોતર" (પેટલાદ વગેરે ભાગનો દેશ) એ શબ્દની વ્યુત્પત્તિ કૃત્રિમ કરીને "ચારુતર" શબ્દ જ વાપર્યો છે. नटपद्र (નડિયાદ), दधिपद्र (दहिवद्–दहेवद–દાહોદ), નડિઆદ, ચાણોદ વગેરેમાં આવતો પદ્ર (= ગામ) શબ્દ પોતે જ એક વાર બુ. પ્ર. માં કેટલાંક વર્ષો ઉપર સારી કુશલતાથી બતાવ્યા છતાં વળી 'સાઠોદરા' નાગર (સાઠોદ ગામના નાગર) હેમાં 'સાઠોદ'ની વ્યુત્પત્તિ ભૂલી જઈને 'સાઠોદરા'ને બદલે 'षट्पद' એમ કૃત્રિમ શબ્દ જ વાપર્યો છે.

× × ×

'Bom. Gaz. દેશી વિરુદ્ધ તુફાન ધીમે ધીમે ફેરવતું ચાલ્યું છે, તે વાતનો વળી બીજો દાખલો તા. ૯–૧–૯૩ ના અંકમાં છે. ઇગ્લંડમાં દાદાભાઈ નવરોજજીએ એક ભાષણ આપ્યું હતું તે ઉપરથી ચર્ચા કરતાં Bom. Gaz. લખે છેઃ—

"Cries of 'Shame' were elicited by the statement that the India Office cost £ 450,000 of Indian money. We could give Mr. Dadabhai a list of palaces in each of which more than half a million of money has been expended. They have been built by the rulers of Native States without

giving the matter a second thought. No one regards Native Rulers as oppressive or rapacious because they take care to be well-housed."

હામાં બે મુખ્ય ભૂલ્યો છે. (૧) દેશી રાજાઓએ બાંધેલા કીમતી મહેલોમાં ખરચાયેલો પૈસો આ દેશમાં જ રહેલો; અને ઈંડિયા ઓફિસના ખરચનો પૈસો ઇગ્લાંડમાં ગયેલો: એ ફરક આંખ્ય મીંચીને બેશી રહી જોયો જ નથી. (૨) ધારો કે દેશી રાજાઓએ રૈયતને પૈસે બાંધેલા મહેલ તે અન્યાયના દાખલા છે. માટે શું અંગ્રેજે પણ તે અન્યાયની નકલ કરવી? (અને Colonial Secretary ના ખાતાનું ખરચ Colonies ઉપર Indian Office ના ખાતાનું ખરચ હિંદુસ્તાન ઉપર પડે છે તેટલું જ નક્કી નહિં જ પડતું હોય. તો એ ઉપરથી પણ અન્યાય જણાશે.) દેશી રાજાઓ અન્યાયી; પણ તે ન્યાયીપણાનો દાવો કરતા નથી. પણ ન્યાયીપણાનો ઢોંગ કરીને અન્યાય કરવો તે બમણો દોષ

શુક્રવાર તા. ૧૪-૧-૯૩ : કાગળ આવ્યા :—

૧. મનુભાઇ (અમદાવાદ).

રમણે એલએલ. બી. માં પાસ થયા છતાં હજી નોકરીને જ વળગી રહેવાનું ધાર્યું છે—વકાલત કરી સ્વતંત્ર થવાનું નથી ધાર્યું—એમ મનુભાઈ લખે છે. રમણ ભૂલ કરે છે. હેનામાં મનઃશક્તિ, ઉદ્યોગ, અસાધારણ છે તેથી ઝટ વકાલતમાં ફત્તેહ પામે એમ છે—આટલું સાધન છતાં નોકરીની પરાધીનતાને કોણ વળગી રહે?—રમણ.

'જ્ઞાનસુધા'માં—'ભદ્રંભદ્ર' આ વખત આવ્યું છે. ઉપહાસ-ચાતુર્ય ઠીક ચલાવી રાખ્યું છે.

શનિવાર—તા. ૧૫-૧-૯૩ : કાગળ આવ્યો. ૧. રમણભાઈ (અમદાવાદ).

"અભંગમાળા" વિશે વિવેચન વ્રા. સુ.માં હેમણે લખ્યું છે. તે સંબંધે મ્હારી કવિતાના બીજની પણ સરખામણી કરે છે.. "દિવ્ય સુંદરીઓનો ગરબો"—એ કાવ્યને આ દષ્ટિબિન્દુથી તપાસ્યું છે, બહુ ઝીણા ઊતર્યા છે.

અણશી—( પેટા-સપો-તા. હળિયાળ ) ( સૂપા ) તા. ૧૯-૧-૯૩ : આજ સ્હવારે કદરેથી સવા ૭ વાગે નીકળી અહિં સાડા આઠ વાગતે આવ્યો—( દસ માઈલ ). ૭ માઈલ ઘાટ ચઢવાનો હતો.

ધુમ્મસથી ઘાટ બધો ઢંકાઈ ગયો હતો. ધીમે ધીમે ધુમ્મસ નીચે ઊતરતું ગયું, પર્વતનાં શિખર ઉઘડવા લાગ્યાં, સૂર્યનાં કિરણો પર્વત શિખરો ઉપર હસતાં હસતાં રમવા લાગ્યાં; ધુમ્મસ વ્હેતું વ્હેતું એક મ્હોટો જથ્થો બની વાદળાંનો વ્યૂહ બન્યો. તે સૂર્યથી પ્રજ્વલિત થઈ પીળો સુવર્ણમય વ્યૂહ કાળી નદીની ખીણમાં મ્હારી નીચે, દૂર નીચે વ્હેતો, કાંઈ સ્થિર, તેજઃપૂરનું અદ્ભુત દર્શન આપવા લાગ્યો.

ઘાટ ચઢતાં ચઢતાં કોઈ કોઈ સ્થળે છૂપાં ઝરણાંનો અવાજ પવનની લહરીના અવાજની ભ્રાન્તિ કરાવતો હતો.

ધુમ્મસ કોઈ કોઈ સ્થળે સૂર્યનાં કિરણ હજી પ્હોંચ્યાં ન્હોતાં હેવા ગિરિપાદ વચ્ચેના ઊંચા નીચા ખૂણાખોચરામાં ચોરની પેઠે ભરાઈ રહ્યું હતું.

રમણભાઈનો કાગળ તા. ૧૫-૧-૯૩ એ આવેલો હેમાં લખ્યું છે કે—મ્હોટાભાઈની કવિતામાં જે Rapture છે ત્હેનું બીજ સંગીત જોડે સમભાવમાં છે; અને લખે છે—"ત્હમારી કવિતામાં ચિત્રનું તત્ત્વ ઉમેરાય છે..." "દિવ્ય સુંદરીઓના ગરબા"નું રહસ્ય એ જ છે કે સંગીત, કવિતા અને ચિત્ર એ ત્હમારી કવિતાનાં ત્રણ અંતર્ગત તત્ત્વોની Harmony ત્હમે અજાણતાં જ બતાવી છે.

ચોથી દિવ્ય સુંદરી—પ્રેમની અધિદેવી—તે તો સ્વતંત્ર રાણી છે. પેલી ત્રણ જોડે સમાનતા રાખનારી પ્રજાસત્તાક રાજ્યની અંગભૂત નથી."—આમ લખ્યું છે. ખરેખરા ઉંડા ઉતરીને જબરી સોધ કરી છે. હું જ આજ સુધી જ્હોતો જાણતો. પણ તેથી એ કાંઇ અસત્ય નથી.

પણ હવે આ સ્વજ્ઞાન મ્હારી ભવિષ્યની કાવ્યકૃતિઓમાં વખતે વિઘ્નકર થશે—સ્વયંભૂ રચનામાં કૃત્રિમતાના પથરા વખતે નાંખશે—એમ ભય છે. ઈશ્વર એ ભય દૂર કરો. પોતે પોતાની કળાનું પૃથક્કરણ ના કરી સકે એ જ કવિતા કરનારને તેમ ચિત્રકારાદિકને હિતકર છે.

**અણુશી**—તા. ૨૧-૧-૯૩: નેટિવ પ્રેસના રિપોર્ટર તરફથી દર અડવાડિયે સરકારની માહિતી માટે વર્તમાનપત્રાદિકમાંથી નમૂના જૂદા જૂદા વિષયના—Confidntial છપાય છે અસલ અથવા ભાષાન્તર (અંગ્રેજી ના હોય તો). તે confidentially હમને મોકલે છે—(circulate કરીને). ગઇ કાલે આવેલા એ રિપોર્ટમાં (જાન્યુઆરીના પ્રથમ અડવાડિયાના કે ડિસેમ્બરના—યાદ નથી)—પૂનામાં પ્રસિદ્ધ થતા (૫૨૦૦ નકલો છાપતા) "જગહિતેચ્છુ" પત્રમાંનો એક વિષય ભાષાન્તર કરી મૂક્યો છે; તે મૂર્ખ જાણી જોઇને અંધ થનાર, ખોટા દેશાભિમાનનો નમૂનો છે. પૂનાની છોકરીઓની હાઈસ્કૂલને સરકારે મદદ આપવી બંધ ના કરવા માટે સેક્રેટરી ઓફ સ્ટેટને જે ડેપ્યુટેશને જઈ માગણી કરી હતી ત્હેની વિરુદ્ધ લખતાં આમ લખ્યુ છે:

'હિંદુસ્તાનની હાલની દુર્દશા જોતાં, સ્ત્રીકેળવણી કરતાં ટેકનિકલ કેળવણીની વધારે જરૂર છે. સરકારે ટેકનિકલ કેળવણીને મદદનું વચન આપ્યું છે, માટે વચન પાળવું જોઇએ. સ્ત્રીકેળવણીને કાંઈ હેતું વચન નથી આપ્યું. લોકોનાં મનમાં

સ્ત્રીકેળવણીનું એટલું મહત્ત્વ નથી. સ્ત્રીઓની સ્વતંત્રતા અને સાંસારિક સુધારાના વિષયોથી માથું ફરી ગયેલા ઘણા થોડા છે; એ Age of Consent Act વખતના તોફાનમાં જણાઈ આવ્યું છે. સંસાર સુધારાના ગણતર પૂજકોના લાભને માટે પ્રજાની ઉપજમાંથી પૈસા ખરચવા ના જોઇયે. કહેવાતો સુધારો લોકો ઉપર જબરજસ્તીથી નાંખવાને ઇચ્છનારને જો મદદ આપવામાં આવે તો સરકારને; માટે લોકોમાં ખોટો મત ફેલાશે. લોકો ધારશે કે હમારો ધર્મ રૂઢિ અને રિવાજ ઉખેડી નાંખવાનો ઇરાદો સરકાર રાખે છે... છોકરીઓને જાહેર શાળાઓમાં શિક્ષણ આપવું જોઇયે કે નહિ એ તકરારનો વિષય છે. અનુભવ પ્રમાણે જોતાં, જાહેર શાળાઓમાં શીખેલી છોકરીઓ લજ્જા અને વિનય વિનાની થાય છે. વળી, પોતાની છોકરીઓને અંગ્રેજી લખતાં વાંચતાં શીખવવાનું તથા ગાયન જેવી કળા શીખવવાનું જરૂરનું થોડાકનેજ લાગે છે; અને પારકા ધર્મની 'મિસ્ટ્રેસ' કને હેતું શીખવવાનું તો તેથી પણ થોડા માણસો ઇચ્છશે. માટે હેવી શાળાઓ માટે એક પાઈ પણ ખરચવી વાજબી નથી.' ।।

આ શી સ્થિતિ ! શબ્દે શબ્દે દલીલ ખોટી છે એ તો સ્પષ્ટ છે. પણ એમ થાય છે, કે પ્રાચીન આર્યોની ઉત્તમ સ્થિતિમાંથી આ શું અધમાધમ સ્થિતિમાં અવઃપતન ! સીતા, દમયંતી, ગાર્ગી વગેરેના વંશજોની આ દશા ! ઓ ઈશ્વર ક્યહારે ભરતખંડ ઉદ્ધાર પામશે ? હાવા મૂર્ખ દુષ્ટ નહિ હોય ત્યહારે જ ? ત્યહારે તો એ સમય બહુ દૂર દૂર રહ્યો !

કુંભારવાડા (કાતેલીનું) તા. ૨૨-૧-૯૩ : કાગળ આવ્યા.

(૧) રમણભાઇ (અમદાવાદ)

(લખે છે—વિદ્યાએ Trip Round the Worldનું કરેલું ભાષાન્તર છપાઇને તૈયાર થયું છે. એક પ્રત બુક-પોસ્ટથી મોકલી

છે (હજી આજની ટપાલમાં નથી મળી). તે હમે તથા સુશીલા સ્વીકારશો.

ભાષાન્તરકર્ત્રી વિદ્યા એમ નામ નથી છાપ્યું. કેમ કે તેમ લખે તો ખરી વાત લખવા માટે રમણભાઈએ માંહિં સુધાર્યું છે તે પણ લખવું જોઈયે અને તે લખે તો લોકો એમ જ ધારે કે; વિદ્યાએ તો નામનું કર્યું હશે અને બાકી તો બધું રમણભાઈનું હશે:—અને વાત તેમ નથી. તે કરતાં નામ ના જ છાપવું ને જેટલા જાણે છે તેટલા જ જાણે છે તેમ રાખવું એ ઠીક. (આ રમણભાઈએ સારૂં ડહાપણ વાપર્યું છે.)

ઉળવી—તા. ૨૫-૧-૯૩: આજ ઉળવીની બધી જગાઓ ત્રીજે પ્હોરે ફરી વળ્યો. નાકાં તપાસ્યાં. યેલ્લાપુર નાકે જતાં તળાવ જોયું. એ તળાવમાં બસવણ્ણા ડૂબ્યો 'તો, તે દૂર આઠ માઈલ ઉપર 'મહામુનિ ગુહા'માં અદશ્ય થઈ ગયો હતો એમ દન્તકથા છે. બસવણ્ણા (બસવ, તે વૃષભનો (અપભ્રંશ) તે કહે છે, મહાદેવનો અવતાર હતો; શરીર માણસનું અને મ્હોં બળદનું! અમુક (?) દેશના રાજાનો એ પ્રધાન હતો. હેણે લિંગાયત ધર્મ સ્થાપ્યો (બસવણ્ણાએ). શા માટે એ અહિં ન્હાશીને આવ્યો વગેરે બરોબર કથા કહેનાર કોઇ નથી. પ્હેરુ સણામાં એક ચિતપાવન (?) ફોજદાર હતો હેણે બધું કહ્યું'તું. હું ભૂલી ગયો છું.

પછી 'શિવતીર્થ' નામનો કુંડ જોયો, ટેકરા ઉપર છે; ન્હાનો સરખો કુંડ છે; પાણી સ્વચ્છ છે; એક હાથ ઊંડું હશે. પણ જીવતું ઝરણ નિરંતરનું છે; કદી ખૂટતું નથી; બધી યાત્રા પીએ છે; ગામ પીએ છે; તોએ ઉનાળામાં પણ તેટલું જ રહે છે. કુંડ લોકના ખેતરમાં જ છે. એ કુંડમાંથી ખેતર પણ પાણી પીએ છે. હેમાંથી ન્હાની ન્હેર કાઢી છેક નીચે દેવસ્થાનથી જરા છેટે સુધી આણી છે. યાત્રાના લોકો એ ન્હેરમાંથી પીએ છે. વધારે સ્વચ્છ ન્હેર બંધાવીને પાકી કરે તો

પાણી સારૂં રહે. શિવતીર્થનો કુંડ તો બાંધેલો છે. એ કુંડ પાસે જૂની ઇમારતના પાયા જણાય છે. પૂર્વે (?) રાજાનો મ્હેલ હતો.

પછી ઉળવીની પશ્ચિમ ટેકરીમાં બે ટેકરીના મળવાના ખૂણામાં એક ગુફા જોઈ. (હડપદ હમ્મ—ણ્ણુન ગુહે) એમ નામ છે. હડપ=હજામની કોયળી. હમ્મ—ણ્ણ નામના હજામની ગુહા. પણ હજામને રહેવાની ભાગ્યે હશે. ગુફામાં અંધારૂં ઘોર હતું. ઘાસ સળગાવી અજવાળું કર્યું. માંહિ વળી બે જૂદા ખંડ,—બાયણાંઃ-એ ખંડનો પાર જણાતો ન્હોતો પણ હાવી અંધારી અને વાતસંચલન વિનાની ગુફામાં કોણ રહી સકતું હશે? સમઝાતું નથી. યોગીમુનિ રહેતા હશે તો કેમ જીવી સકતા હશે? કોણે શું કામ કોતરી હશે? પ્રાચીન શોધકોએ કાંઇ કાઢ્યું હોય તો હું જાણતો નથી. ગુફામાં કાંઈ કોતરણી કે મૂર્તિ કે કાંઇ નથી. ગુફા માણસની કોરી કાઢેલી જણાય છે. અંદરના ખંડનાં દ્વાર તથા બારણાંઓની રેખાઓ સ્પષ્ટ બનાવેલી જણાય છે.

પછી બીજું તળાવ (કુંડ) જોયું હેમાં પોઠિયો પથ્થરનો છે (પાણીમાં). પ્રથમ બ્હાર્ય હતો ને હેના મ્હોંમાંથી પાણી જતું હતું. એ બસવણ્ણ.

પછી બસવેશ્વરનું દહેરૂં જોયું. ખૂટ મ્હોટા પ્હેર્યાં'તાં તેથી અંદરથી જોવાનું કાલ્ય ઉપર રાખ્યું. દહેરૂં બ્હારથી તો કોઈ ભભકાદાર નથી. આ ભાગના મુસલમાની ઘુમ્મટવાળા ઘાટનું ને આજુબાજુ છાપરાવાળું દહેરૂં છે.

ઉળવી—તા. ૨૬-૨-૯૩ઃ દહેરાના મુખ્ય ભાગમાં મૂર્તિયો છે. વચ્ચોવચ્ચ બસવણ્ણ બસવ=વૃષભ+અણ્ણ=ભાઈની મૂર્તિ છેઃ પોઠિયો પથ્થરનો નાનો સરખો મ્હોં ઉપર પીતળ કે હેવાનો શૃંગાર-એ બસવણ્ણ. જમણી બાજૂ શિવની મૂર્તિ (લિંગ અને તે ઉપર મુખ ચડાવેલું) છે હેની જમણી બાજૂ વળી બસવણ્ણ શૃંગારેલાની

મૂર્તિ છે (પોઠિયો જ). આ બે–જમણી બાજૂનું લિંગ તથા બસવણ્ણા પોઠિયો–સ્વયંભૂ છે એમ કહે છે. બાકીની મૂર્તિયો સ્થાપિત છે—મધ્યે રહેલી બસવણ્ણાની મૂર્તિ તથા ડાબી બાજૂએ લિંગ તથા પોઠિયો (બસવણ્ણા) છે તે. ડાબી બાજૂનું લિંગ તથા ત્હેને ડાબે પોઠિયો તે કાળા ખડબચડા પથ્થરનાં જ છે. કંડાર્યાં નથી.

કુંભારવાડા–તા. ૨૭–૧–૯૩ : તા. ૨૫–૧૨–૯૨ના મરાઠામાં સ્ત્રી કેળવણીની વિરુદ્ધ ભાવનું એક લખાણ આપ્યું છે. (રિપોર્ટરના ઉતારામાં વાંચ્યું.) મૂર્ખતા ભરેલું જ છે. પૂનાની હાઈસ્કૂલ વિશેના પેલા વિલાયતના ડેપ્યુટેશનની વાત પકડીને લખ્યું છે. પેલા જગદ્ધિતેચ્છુ પત્રના લખાણ જેવું જ પણ કાંઈક ઓછું સખ્ત લખાણ છે. કહે છે. સરકાર કને મદદ શું કામ માગવી ? સરકાર કને થોડા સો રૂપિયા માટે ભીખ માગવા જવી પડે છે એ ઉપરથી જ ખેદકારક રીતે જણાઇ આવે છે કે આપણી સંસાર સુધારા બાબતની અને સ્ત્રીઓની સ્વતન્ત્રતા બાબતની હોસ બરાબર નથી.

આપણી સ્ત્રીઓને કેળવણી આપવા સંબંધે જે પંડપડ લોકો બોલે છે તેઓ જો એક સામાન્ય ઉઘરાણામાં એક એક મહિનાનો પગાર ભરે તો સરકારની કનેથી પાઇ પણ લીધા વગર એક કાઢીને દસ હાઈસ્કૂલો (છોકરીઓની) ચલાવાય—આમ એ પત્ર લખે છે. પણ એ બધું જુઠું લખાણ છે. આગળ ઉપર નિંદા કરે છે. અને પુરુષની કેળવણી માટે સરકાર મદદ કરે અને સ્ત્રીકેળવણી માટે પગારનાં ઉઘરાણાં કરવાં એ ક્યહાંથી આણ્યુ ? જ્યહાં ત્યહાં સુધારાવાળાની નિંદા કરવી એટલું જ. મૂર્ખ પત્ર છે.

સૂપા–તા. ૩૦–૧–૯૩ : અહિં ધુમ્મસ રોજ રાત્રે ને સ્હવારે પુષ્કળ હોય છે. પણ આજ સ્હવારે તો આઠ વાગ્યા સુધી અત્યંત ધુમ્મસ વરસ્યું. નદી, નદીનો સ્હામો કાંઠો, બધું અદૃશ્ય થઈ ગયું હતું. સ્હામે કાંઠે હોડકામાં હું ગયો ત્યહારે પૂર્વમાં સૂર્યનો ગોળો

ધુમ્મસ વાદળમાંથી ચંદ્ર જેવો ન્હાનો અને ઝાંખો દેખાયો. આ વખત આઠ વાગવા આવ્યા હતા. પણ થોડીવારમાં સૂર્યનું જોર ફાવ્યું, અને ધુમ્મસના ગોટા ઘસડાતા પર્વતભણી વ્હેવા માંડયા.

રાત્રે ધુમ્મસ પડચે જ જતું હતું; ટપક ટપક અવાજ સંભળાતો હતો, અને ચંદ્ર આખી રાત્ય આ પર્વતની ઝાડીનાં આંસુ પડતાં જોયા કરતો હતો. બધું શાન્ત હતું; નદી પણ શાન્ત હતી; માત્ર ખળખળ થતી એક ઠેકાણેથી ચાલ્યા જતી હતી: ખરું જોતાં શાન્તમાં શાન્ત સ્થિતિ તે પણ અશાન્ત સંચલનની જ સ્થિતિ છે. શાન્ત મધ્યરાત્રે પણ નદીઓ પોતાનો સતત પ્રવાહનો ઉદ્યોગ ચાલુ જ રાખે છે; સ્વપ્નમાં સુતેલાં જણાતાં પર્વતનાં અરણ્યો પણ શ્વાસોચ્છ્વાસ અને અનેક જીવજંતુના સંચલનથી અને પવન સાથે રમત કરતાં જાગતાં જ હોય છે.

હળિયાળ—તા. ૬-૨-૯૩ સોમવાર : તા. ૨૯-૧-૯૩ ની સુબોધપત્રિકામાંથી નીચેનો કડકો કાપીને ચ્હોડયો છે. " Philosophic Mildness " એ મથાળા નીચેના લખાણમાં આ વિચાર દર્શાવ્યા છે :

But alas! there is meekness and meekness. The innocence of helpless infancy is beautiful to behold yet it is something essentially different from the moral grandeur of a saint. There is all the difference between strength and weakness. Imbecility insures against sin and crime. But the strength of will which keeps the passions under control is a genuine power. It imparts a depth and grandeur to the character which is entirely absent from the sinlessness of ignorance

and weakness. A power, and an energy that can cope with evil has something of the majesty of the Divine Will which can use evil to minister to good.

अशक्तिमान् भवेत् साधुः कुरूपा च पतिव्रता ।

એ વચનનું જ સ્ફુટીકરણ આ ઘણું સરસ અને ખરૂં છે. અશક્તિને લીધે સૌમ્યતા, શાન્તિ વગેરે રહે ત્હેમાં શું? પરંતુ શક્તિ છતાં લાલચો, ક્ષોભના પ્રસંગ, વગેરેથી અસ્ખલિત રહેનાર સાધુના સાધુત્વમાં જે ગભીર મહાન ભાવના છે તે હેમાં ના આવવાની. એ મહાન્ ભાવના તે દિવ્ય બળનું લક્ષણ છે; અને પાપ સાથે યુદ્ધ કરી સકનાર બળમાં દિવ્ય પિતાની ઇચ્છાના જેવું જ એક જાત્યનું મહત્ત્વ અને પ્રતાપ છે. એ વિચાર અહિં અપૂર્વ બતાવ્યા છે.

હુબિયાળી—તા. ૭-૨-૯૩ : "ચંદ્ર"-પુ. ૧. અંક ૪, માઘ ૧૯૪૯ માં "જવરૈયા"થી કુસુમકળાને-" એ અંગ્રેજી ઢબની ભાષાવાળું મથાળું ધારતું પદ્ય છે. કોઈક 'જટિલ'ની ટીકા સહિત છે. પદ્યમાં લીંટીએ લીંટીએ !!! તો છે જ. પણ હરિલાલનું છે કે કેમ તે ખબર નથી પડતી. એ !!! તો હરિલાલનાં જ છે.—તેતો વખતે ચેપ ચઢયો હોય બીજાને. પણ પદ્ય, ભાષા, રચના, વગેરેનું, ફઢંગાપણું, અસ્ફુટપણું હરિલાલ જેવું જ છે. માલ બહુ નથી. શબ્દો બહુ છે.

'શય્યા'ને બદલે "શૈયા" લખનાર સુરતી કોઈ હશે! 'મધુવચરામ' તો નહિ હોય? છેલ્લા શ્લોકમાં 'હું મધુ છંદિ' એમ શ્લેષમાં નામ પોતાનું આણ્યું હોય. જો એ હોય તો તો આજ સુધી હેમનાં જણાયલાં પદ્યો કરતાં (ઉપર બતાવેલા દોષો છતાં) કંઈક ઊંચા પ્રકારનું આ કાવ્ય છે.

'દ્રુતવિલંબિત' છંદ છે, છતાં 'પ્રિયંવદા' એમ કેમ છંદનું મથાળું લખ્યું છે!

હુળિયાળી—તા. ૧૨-૨-૯૩ઃ તા. ૧૫-૧-૯૩ના 'પુના-વૈભવ' પત્રમાં એક પત્ર લખનાર હાલના નિશાળોના ને કૉલેજોના વિદ્યાર્થીઓનાં શરીરની પાયમાલી વિશે લખતાં લખે છે કે-'વાચનનાં પુસ્તકોમાં Sexual pleasure ( સ્ત્રી સંબંધી વિષયવાસના )નો વિષય ઘણીવાર આવે છે. ઉદા. મરાઠી છઠ્ઠી ચોપડીનાં કાવ્યો જુવો. લૅમ્બની શેક્સપિયર કથાઓ ( અંગ્રેજી પાંચમા ધોરણમાં વંચાય છે તે ) ને પણ આ લખનાર આ વર્ગમાં નાંખે છે!! કહે છે બધીએ પ્રેમની કથાઓ છે!-પણ એ પ્રેમ તે વિષયવાસના જ કે? —કૉલેજમાં સંસ્કૃત કાવ્યનાટકોમાં પણ આ દોષ એ કાઢે છે. કેટલેક દરજ્જે એ કહેવું વાજબી છે. પણ 'શાકુંતલ'ને પણ એ વર્ગમાં નાંખે છે એ આશ્ચર્ય જેવું છે. પ્રેમની વાત જ આવી એટલે આ માણસ ભડકતો જણાય છે; પ્રેમ અને વિષયવાસના વચ્ચે તફાવત જોઈ શકતો નથી. રેનોલ્ડનાં નૉવેલો વિરુદ્ધ પણ લખે છે. તે તો વાજબી જ છે. (જો કે મ્હેં વાંચ્યાં નથી; પણ જેણે વાંચ્યાં છે તે લોકોના કહેવાથી ખાતરી પૂરી થાય એમ છે.—મ્હેં નથી વાંચ્યાં તેનું અભિમાન નથી કરતો. પરંતુ ઈશ્વરકૃપાથી એ પુસ્તકોનાં ઝીણાં ટાઈપે અને મ્હારી આંખ્યોની—એ ટાઈપ ન વાંચી સકવાની—નબળાઈએ, એ વાંચવાનો પ્રસંગ જ નથી આણ્યો. અને ભરૂંસો રાખવાલાયક મિત્રોના કહેવાથી જાણું છું કે રેનોલ્ડમાં એક નોવેલ વાંચ્યું કે બીજામાં પાઠફેર થઈ તત્ત્વ એનું એ જ. આવી એકતાનતા (monotony) આવે છે-તેમ જ સાહિત્યકેસા ઉંચા પ્રકારની નથી જ. રેનોલ્ડ વાંચીને આચારમાં ખરાબ થયેલા માણસો જાણવા છે; એને કાંઈ નહિં તો કાચી વયના મન ઉપર એ નોવેલોથી મનુષ્ય-જાતિની ઉન્નત વિશુદ્ધિ વિશે અભિપ્રાય અવળાઈ જઈ ઊંધો થઈ જાય છે; અને મનુષ્ય હૃદયમાંના ઉદાર, ઉન્નત ગુણો જોવાની દૃષ્ટિ અંધ થઈ જાય છે એ તો મ્હેં એક મિત્રને સંબંધે જાણ્યું જ છે. કોઈ પણ સ્ત્રી પવિત્ર હોય એમ હેને લાગતું જ નથી!-પણ આ

તો હું આડો ઉતર્યો ) એ પત્ર લખનાર 'સંગીત શાકુંતલ' અને 'સંગીત સૌભદ્ર' (મરાઠી–કિર્લોસ્કરનાં)ને પણ આ દૃષ્ટિથી નિંદે છે. મ્હેં વાંચ્યાં નથી, એટલે ખબર નથી. કહે છે–" Certainly I am loved by " (મરાઠી શું હશે તે ખબર નથી), હેના જેવાં ગીત મુખપાઠ બધા છોકરાને હશે અને પ્રાતઃ સાયં સંધ્યા કરતાં પણ વધારે સારી રીતે બોલી જશે!–કહે છે આ બધાનું ફળ એ થાય છે કે વિદ્યાર્થીઓ નઠારાં મકાનોમાં જાય છે–અથવા તો એથી પણ વધારે–(શરમ અથવા બ્હીકના માર્યા) અવદ્ય દુરાચાર કરે છે. (આ અપવાદરૂપ બગાડને સામાન્ય નિયમ બનાવી દીધો જણાય છે. –હેવાં દૃષ્ટાંતો ઘણાં નહિં મળે. તો પછી એ કાંઈ પદ્ધતિનો કે પુસ્તકોનો વાંક નહિં; પણ એ છોકરાઓની ગૃહકેળવણી વગેરેનો વાંક હોવો જોઇયે. )

પણ–બધી ટીકાને શિખરે ચઢેલી ટીકા હવે આવે છે–કહે છે "આમ છે તેથી મોડાં લગ્નનું ડહાપણ અથવા બાળલગ્નનું નુકસાન કહ્યું છે તે સમઝી શકાતું નથી." ! ! ભાઈ રે ! બાળલગ્નને લીધે જ આ ત્હમારાં પરિણામો વિશેષ થાય છે. એ કારણને લીધે જ પ્રેમ-ને વિષયવાસનાનો ભેદ સમઝાતો નથી. એ દુષ્ટ રિવાજે જ જમાને જમાને મન ઉપર ખોટી અસરો ઉતારી છે અને ન્હાનપણથી જ વિષયવાસનાના દુર્ગંધમાં છોકરાં ઉછર્યાં જાય છે–આ બધું કેમ ભૂલી જાઓ છો ?

*

થોડીક મુદત ઉપર 'ગુજરાતી' અને 'સુદર્શન'માં એક નનામા 'પ્રસિદ્ધ સાક્ષરે' ભાષાલક્ષણ વિશે ભીખ માગી હતી. તે વિષય ઉપર હ. હ. ધ્રુવ માઘ ૧૯૪૯ ના 'ચંદ્ર'માં, એ 'બંને પત્રકારોએ' ( પત્રકારોએ નહિં પણ હેમની મારફત પેલા 'પ્રસિદ્ધ સાક્ષરે' )

બીજા 'સાક્ષરો'ને વિચાર પ્રદર્શિત કરવા નિમંત્રણ કીધાં હતાં તેને માન આપીને લખે છે-પણ એ નિમંત્રણ તો ગુજરાતી ભાષાના બંધારણ વગેરે વિશે માહિતી આપવાનું હતું, ફુટવાને માટે માત્ર કઢાવ્યો હતો. અને ક. હ. ધ્રુવ તો બિચારા એ ફુટારાને નિરાશ કરે છે. એ તો 'ભાષા'ના લક્ષણ વિશે જ ચર્ચા કરે છે (હેમની તાર્કિક અને વિષયાન્તરતા તરફ જતી પદ્ધતિ પ્રમાણે); અને અધૂરામાં પૂરું એ નનામા 'પ્રસિદ્ધ સાક્ષરે' આપેલા ભાષાના લક્ષણમાંના ખરેખરા દોષ છે તે પણ બતાવે છે. અતિવ્યાપ્તિનો દોષ (અભિનય, ઇંગિત, વગેરેને ભાષામાં ગણવાથી થાય છે તે) પણ બતાવ્યો છે. આ ઠીક કર્યું.

*

આજ આવેલા (તા. ૯-૨-૯૬ના) મુંબાઇ ગેઝિટમાં મુંબાઈની હુન્નરની મંડળી (Bombay Art Society)ના exhibition (ચિત્રના પ્રદર્શન) વિશે હકીકત સવિસ્તર છે. અનેક અંગ્રેજ, પારસી, સ્ત્રીપુરુષોએ ચીતરેલાં ચિત્રોના ગુણદોષ કહ્યા છે. મિસ પૂતળીબાઈ વાડિયા, મિસિસ ઘાસંકાકા અને મિસ કામા-એ ત્રણ પારસી બાઈઓએ ચિત્ર મોકલ્યાં છે—વખાણ્યાં છે; (કહેવાં હશે કોણ જાણે પણ આટલું પણ વખાણવા લાયક છે.) પરંતુ નીચે ન્હેડેલા કડકામાં રવિવર્મા જેવા ચિત્રકાર (ખરા કવિત્વચિત્રના ચિત્રકાર)ને તદ્દન તોડી પાડયો છે એ જોઈને ખેદ આશ્ચર્ય, ક્રોધ, શોક એમ અનેક ભાવ થાય છે.

આ પ્રદર્શનમાં હેનાં મૂકેલાં ચિત્ર વખતે સારાં નહિ હોય. પરંતુ બીજાઓનાં ચિત્રોની તારીફ વગેરેમાં નજીવી ઝીણી ઝીણી પારિભાષિક વાતોમાં મહત્ત્વ મૂકી ચીપાચીપ કરી છે, અને ચિત્રનું મુખ્ય તત્ત્વ ભાવને વિશે કોઇ ઠેકાણે કંઈ કહી શક્યો નથી (એ ટીકા કરનારો); તે ઉપરથી મ્હને તો લાગે છે એ ખરાં કવિત્વચિત્ર

સમજનારો નહિ હોય; અથવા તો બીજાં ચિત્રોમાં એ ન હોવાથી આ રવિવર્માનાં ચિત્રોની ખૂબીથી ગભરાઇ ગયો હશે. અથવા તો દેશી મહાન્ ચિત્રકાર ગણાય (અને આ ગણાય છે એ જાણતો હોય તો તેથી ) અદેખાઈનો બળેયો બોલતો હોય; અથવા તો રવિવર્માનાં પેલાં વડોદરાવાળાં ઉત્તમ ચિત્રોથી તદ્દન અજાણ્યો હોય; તેથી આમ બકી ગયો જણાય છે. પછી તો કોણ જાણે. આપણે તો ચિત્રકળાની રેખાશાસ્ત્રીયને હેવી પારિભાષિક નજીવી વાતો સમજતા નથી; ચિત્ર જોઈ હેમાંનું કવિત્વ તત્ત્વ જો યથાયોગ્ય પ્રકાશી વિકસિત કર્યું હોય તો આપણે આનંદ માનવાના ભલે બીજા ગમે તેમ બકે.

એટલું તો લાગે છે આ ઉપરથી—કે રવિવર્માં જેવાને નિંદનાર જે બીજાઓનાં ચિત્રો વખાણે છે (બધા ગાડાં ભરીને ચીતરનારા છે)—હેમનાં ચિત્રમાં ખરૂં કવિત્વ શૂન્ય જ હશે.

અથવા છબિયો લટકાવવામાં યોગ્ય પ્રકાશમાં ન મૂકાવાથી તો તે છબિયોની ખૂબી લુપ્ત તો નહિ થઈ હોય? છાપનારની ભૂલ્યોથી કાવ્ય ન સમજાય તેમ યોગ્ય પ્રકાશમાં ન લટકાવવાથી ચિત્રનો મર્મ પણ બગડે.—આમ હોય તો લટકાવનારા ગૃહસ્થોનો મ્હોટો દોષ કહેવાય.

અરે રવિવર્મા! હમણાં જ ઊછરતી આર્ય ચિત્રકળાને કળીની અવસ્થામાં જ આમ લોકો મસળી નાંખશે કે શું? ઈશ્વર હેવું અનિષ્ટ ના કરે

દુસગી—તા. ૧૪-૨-૯૩ : ( દુસગીથી મામગાવ જતાં ) સાંવરડે સ્ટેશને ટ્રેન ઊભી. તે તરત સ્ટેશનની બ્હાર નજીક જ ગામડાના લોકોનો વિચિત્ર નાચ દીઠો. પંડઘમ જેવાં વાગતાં ડફના તાલને અનુસરીને ભાયડાઓ તથા બાયડીઓ એકઠાં ૩૦—૪૦ મળીને—નાચતાં હતાં: બધાંના હાથમાં તલવારો (ખરી કે લોકડાની તે જણાયું નહિ); તે તલવારથી ખેલતાં જાય, નાચતાં જાય; સ્ત્રીઓ

ક્છોટા વાળેલી પણ સલીલ અને સુરુચિયુક્ત નાચતી હતી. અને વીરરસના રૂપમાં કાંઈક શૃંગાર રસ, અથવા શૃંગારરસમાં વીરરસ, અદ્‌ભુત રીતે મેળવતી જણાતી હતી. નાચ પણ સુંદર અને હૃદયના ઉત્સાહને ઉલ્લાસ પમાડે હેવો જણાતો હતો. ઘડીમાં ગોળ ચક્કરમાં બધાં નાચે, ઘડીકમાં બે હાર્ય બની સ્હામ સ્હામે હાર્યો ધશી આવે ને ખશી જાય. તાલ તૂટે નહિ અને ઘટનામાં ભંગ પડે નહિ. આ જોઈને ખરેખર આનંદ થયો.

તપાસ કરતાં જણાયું કે આજ Feast (હ્હેવાર—દેશી રોમન કેથોલિક ક્રિશ્ચનોનો ઉત્સવ) છે તેથી આ નાચ કરે છે. ભાયડા બાઈડીઓનો વેષ હિંદુ જેવો જણાતો હતો.

મુંબાઈ—તા. ૨૦–૨–૯૩ : આજ સાંઝે સેક્રેટેરિયટમાં Art Exhibition (ચિત્રોનું પ્રદર્શન) Bombay Fine Arts Societyનું જોવા ગયા. હું, સુશીલા, (છોકરાં સાથે હતાં,) રમણભાઈ, વિદ્યા, ગટુ, શારદા,—ભાજુ (નંદશંકર), કૃષ્ણલાલ ઝવેરી, જમિયતરામ વકીલ (સોલિસિટર) જોડે સાથે ગયાં. પેલી રવિવર્માનાં ચિત્રોની નિંદા ખરી છે કે ખોટી તે જોવાનો પ્રસંગ મળ્યો. હેનાં ચિત્રોમાં પ્રમાણની ભૂલ્ય જે કાઢી છે તે એક બે ઠેકાણે ખરી લાગી. બાકી જે નિંદા છે તે તદ્દન ખોટી જણાય છે. અલબત્ત વડોદરામાં જોયેલાં રવિવર્માનાં સર્વોત્તમ ચિત્રોની આગળ તો આ બધાં (રવિવર્માનાં) રદ્દ જ છે તો પણ જે નિંદા કરી છે પેલાએ મુંબાઈ ગેઝિટમાં તે તદ્દન નિરાધાર જણાય છે.

શિરીનબાઈ (નવરોઝજી પેસ્તનજી વકીલ અમદાવાદવાળાની સૌથી ન્હાની છોકરી)નાં ચીતરેલાં બે ચિત્ર જોયાં. એક હેની માની તથા બીજી પોતાની જ છબિ (અવળી સાડી પ્હેરેલી) હતી. ઠીક ચિત્ર કર્યું જણાય છે. એજ શિરીનબાઈ તે મિસિસ લાલકાકા. મિસ પૂતળીબાઈ વાડિયાનાં ચિત્ર ભાવાલેખનમાં સારાં છે. Day-

dream નામનું વિચારમગ્ન પારસી યુવતીનું ચિત્ર હેણે સારૂં ચીતર્યું છે. (એ જ નામનું એક અંગ્રેજી યુવતીનું હેવું જ પણ જુદી, સ્થિતિમાં ચિત્ર કોઈ બીજાએ ચીતરેલું-અલબત્ત વધારે ઉત્તમ છે.)

એક ચિત્ર જોયું. એક માને ગળે બાઝીને સાતેક વરસની છોકરી ચુંબન કરવાને તત્પર થયેલી છે; મા પણ એ છોકરી તરફ પ્રેમાર્દ્ર થયેલી, અધખોલા હોઠમાંથી દંતરેખા ઉપર સ્મિત રસતી, ભાવપૂર્ણ નયનવાળી બેઠી છે. અંગ્રેજી જાતિ છે. ચિત્ર ઉત્તમ છે. છોકરી અને મા બન્ને એક જ પ્રેમથી પ્રેરિત થયેલાં છે; છતાં બન્નેના મુખ ઉપર છાયા જૂદી છે; એક નિર્દોષ, સંસારયાત્રામાં પ્રથમ પગથિયે જ રહેલી, આનંદ, સુખ, માત્ર જાણનારી છે; બીજી પ્રેમમય, પણ ગંભીર, સંસારના સુખદુઃખના અનુભવથી ઘેરી છાયા પામેલા હૃદય વાળી :—the still sad music of humanity (મૃત્યુલોકના શાન્ત કરુણ ગાન)—ના પ્રભાવમાં પડેલી—છે; એમ સ્પષ્ટ ભિન્ન ભિન્ન મુખમુદ્રાથી જણાય છે. છોકરી જાણે સ્વચ્છ ઉભરાથી ઉછળતા પથ્થરમાં નાચતા ઝરણા જેવી છે. મા ગંભીર નદી,—કઠણ શિલાઓ ભેદી ચાલેલી, કહિં કહિં વર્ષાના આઘાતથી કલુષિત હૃદયવાળી—નદી જેવી છે. છોકરી હાવા પ્રફુલ્લ પ્રેમથી ચુંબન કરવા આવે છે ત્હેને—"વ્હાલી દીકરી! નિર્દોષ છોકરી! તું ત્હારું વિષમ ભાવિ કાંઇ જાણે છે? નથી જાણતી તે જ સારું છે! ઈશ્વર ત્હને હમેશ હાવી પ્રફુલ્લ રાખો! પણ એ કેમ બને?" —એમ મા મનમાં કહેતી ના હોય, હેવી એ ચિત્રમાંની માતાની આંખમાં, મુખરેખાઓમાં, હોઠમાં અદ્દભુત છાયા છે. આ ચિત્રના કરનારનું નામ ભૂલી ગયો. કિંમત રૂ. ૧૩૭ (એકસોત્રીસ) છે. ખૂબીના પ્રમાણમાં કિમ્મત કાંઇ નથી.

હાવાં સુંદર ચિત્ર, થોડાંક જ આ પ્રદર્શનમાં છે. બાકી મ્હોટો ભાગ રસહીન, સાધારણ છે, છતાં હેવાં સાધારણને વખાણવાં (પેલા ટીકાકારે); અને હાવાં માટે, એક બોલ સરખું નથી! પરીક્ષકોએ,

પણ ઉપરી આ દીકરીના 'ચુંબનચિત્રને ઇનામ તો શું પણ commended ("વખાણ્યુ") એમ પણ માન નથી આપ્યું!! આ ઉપરથી લાગે છે કે ચિત્રકળાની ખરી પરીક્ષા આ પાશ્ચાત્ય લોકોમાંથી અહિં આવેલાઓમાં પણ નથી.

તા. ૨૨-૩-૯૩ : મણિશંકર ભટને વિશે એક ખુશીની વાત રમણભાઇએ મુંબાઈમાં જ કહી હતી. આખરે એ ઇશ્વરનું અસ્તિત્વ માનનારા અને ભક્તિની આવશ્યકતા સ્વીકારનારા થયા છે! કેટલી આનંદની વાત! હું મુબારકબાદી આપવી ભૂલી ગયો. બનશે તો કાગળ લખીને આપીશ. વહુ મરી ગઈ અને એક બીજું કોઈ સગું મરી ગયું—વગેરે વિપત્તિયે આમ હેમનો મત ફેરવ્યો જણાય છે.

અમદાવાદ—કાગળ લખ્યા :—

(૧) મણિશંકર રતનજી ભટ (વડોદરા) 'કલાભવન"

(એ ઇશ્વરને માનતા થયા તે માટે મુબારકબાદી આપી.)

અમદાવાદ—તા. ૨૪-૨-૯૩ : કાગળ આવ્યા:

(૧) ત્રિ. ક. ગજ્જર પ્રિન્સિપાલ, (કલાભવન વડોદરા)

ગજ્જરે પૂછ્યું છે—વડોદરા રાજ્ય તરફથી નવાં પુસ્તકો શાસ્ત્ર, સાહિત્ય, વગેરે વિષય ઉપર લખાવવાને સંબંધે મ્હને પૂછે છે. કે વ્યાકરણ (ગુજરાતી) ત્હમે લખશો કે કેમ—વગેરે વગેરે. વિચાર કરીને જવાબ લખીશ.

*

અમદાવાદ—તા. ૨૫-૨-૯૩ : શનિવાર :

કાગળ (૧) મણિશંકર રત્નજી ભટ્ટ (વડોદરા)

મણિશંકર ભટ્ટના કાગળમાં હેમના ધર્મ સંબંધી વિચાર વિશે હેમને સવિસ્તર લખ્યું છે. *Myers*ના *Marcus Aurelius*ના Essay ઉપરથી પ્રથમ હેમને ધર્મની આવશ્યકતા તથા મહત્તા લાગવાની શરૂ થઈ. નાસ્તિક કદી ન્હોતા, અજ્ઞાતવાદી હતા. પણ લાગ્યું કે અજ્ઞાતવાદથી હૃદયને સંતોષ થતો નથી—વગેરે.

કાગળમાં એક હેમનું બસુરકું સંગીતકાવ્ય લખી મોકલ્યું છે. સારૂં છે. કાગળમાં પૂછે છે–(ગજ્જરે લખેલા કાગળને ઉદ્દેશીને) કે વ્યાકરણને બદલે બીજા કોઈ વિષય ઉપર પુસ્તક લખવાનું ત્હમને ગમશે કે કેમ.

અમદાવાદ—તા. ૨૬-૨-૯૩ : આજ કુમાર, વિપિન તથા વીરૂને જનોઈ દીધાં. અંતઃકરણની વિરુદ્ધ આ સંસ્કાર કરવો પડે છે. એ સંસ્કારનું મહત્ત્વ લગારે લાગતું નથી એ તો સ્પષ્ટ જ છે.

*

સાંઝે મનુભાઈએ ખાનગી મંડળમાં "દિવ્ય ગાયકગણુ" ગાયું. મનુભાઈ પણ હવે એ કાવ્યનું હાર્દ સમજ્યા. એને ગમ્યું, પણ મનુભાઈ કહે છે, આ કાવ્ય grand છે, પણ દિવ્ય સુંદરીઓના "ગરબા"માં જે લાલિત્ય અને રસિકતા છે ( તેમ જ Delicacy અને Sublimity છે) તે તો જુદી જ છે. મ્હેં કબૂલ કર્યું.

અમદાવાદ—તા. ૨૭-૨-૯૩ : કાગળ :

(૧) જ્ઞાનદર્શન-( માઘ-સંવત્ ૧૯૪૯ ). આ અંકમાં મ્હારૂં કાવ્ય-'મત્સ્યગંધા અને શાન્તનુ'-આવ્યું છે. પણ છેદો ગરબી વગેરેનાં નામ મ્હેં આપેલાં તે કાઢી નાંખીને બગાડયું છે. "લખનાર નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. એસિ. કલેક્ટર કારવાર" એમ હોદ્દો લખીને ઉપહાસને માર્ગ આપ્યો છે.

*

અમદાવાદ—તા. ૧-૩-૯૩ :

આજ મેલટ્રેનમાં મુંબઈ જવાને ઉપડ્યાં;–હું, સુશીલા, ઊર્મિલા તથા નલિન.

વડોદરા સ્ટેશને મણિશંકર ભટ્ટ મળ્યા. હેમને મ્હારૂં નવું કાવ્ય "દિવ્ય ગાયકગણુ"–આપ્યું.

વડોદરા રાજ્યની પેલી પુસ્તકમાળાને સંબંધે મણિશંકર જોડે વાતચીત થઈ.

વિષય બીજો બદલવાનો તે મણિશંકર કહે કે "ગુજરાતી ભાષાનો ઇતિહાસ." પણ મ્હેં કહ્યું આ માટે તો મ્હારે બહુજ વાંચવું પડે અને મ્હારૂં જ્ઞાન હાલ તેટલું નથી.

મુંબાઈ—તા. ૩-૩-૯૩ શુક્રવાર: સ્હવારે ભેદવારનો Studio જોવા ગયો; હું, સુશીલા, વરજભાઈ, કૃષ્ણલાલ, અને (પૂને જઈ આવેલા) ગુણુભાઇ ખરેખાત ભેદવારના ફોટોગ્રાફ્માં કવિત્વબીજ પણ આવે છે. એ જ અદ્‌ભુતતા છે. શી રીતે આણે છે એ વાત સમઝવી કઠણ છે. જેની છબિ લેવાની હ્હેને હ્હેવા કવિત્વયોગ્ય ભાવમાં મુખમુદ્રામાં, આણવાની કળા હેની જ છે.

એક ચિત્ર બતાવ્યું હ્હેમાં એક સ્ત્રી પોતાનાં પાળેલાં બે પક્ષીને બોલાવતી, એક પક્ષી આવેલું સંમુખ ખાતું બેઠું છે અને બીજું પાછળ ઝાડની ડાળી ઉપર બેઠેલું, એક આવેલા તરફ નજર અને ન આવેલા તરફ બોલાવતો ઊંચો રહી ગયેલો હાથ–એ રચનાથી બંને વ્હાલાં પક્ષી ઉપર સમાન પ્રેમનો ભાવ બહુ સરસ રીતે બતાવ્યો છે.

પણ હાવી કવિત્વસ્થતિ શી રીતે આણે છે, એ જ ખુબી છે. શેતરંજ રમતા બે છોકરાની છબિ છે હ્હેમાં એકના મ્હોં ઉપર ગુંચવાડો છે અને બીજાના મ્હોં ઉપર જીતની આશાનું તેજ આવ્યું છે; હ્હેની યુક્તિ ભેદવારે કહી એ છોકરાઓને હેણે બોલાવ્યા; છબિ પડાવવા માટે જ આવ્યા હતા. વાતે વળગાડ્યા. પૂછ્યું શું રમો છો ? કાંઈ રમતો આવડે છે ? તો કહે "હા શેતરંજ આવડે છે." "અરે ! હ્હમારા જેવડાને તે શું આવડે ?" એટલે કહે "ના શું ? જુવો !" પછી શેતરંજ માંડી આપી; અને એક Problem (કોયડો) મૂક્યો; આટલી ચાલમાં માત કરવી. એકને હેની કુંચી બતાવી દીધી એ રીતે બન્ને તલ્લીન થયા કે એક પડદાને ઓઠે કાણામાં મ્હોં ગોઠવેલા કેમેરાને જોડેલા Pneumatic ગોઠવણથી રાખેલા હાથમાં સંતાડેલા ગોળાથી ઢાંકણું ઉઘાડી વાશી દીધું. છોકરાઓ

ગીડયા. "હમારી છબિ ક્યહારે પાડશો ?" "ત્હમારી છબિ તો પડી એ ચૂકી."

બધી બહુ છબિયોની ખૂબીઓ સમઝાવી. તેમ જેમાં દોષ હતા તે પણ બતાવ્યા. મ્હોટા મ્હોટા જગત્પ્રસિદ્ધ ચાંદ મેળવીને ભેદવારે ખરેખરી કીર્તિ મેળવી છે. છતાં સાદો, નિરભિમાની, સભ્ય ગૃહસ્થ છે.

છબિયોમાં તેજ અને છાયાની સુઘટિત ગોઠવણો સમઝાવી. Contrast, Echo ( સ્હામો જવાબ ), અને Balance એ ત્રણ તત્ત્વો Photography ( ફોટોગ્રાફીમાં ) બતાવ્યાં. એ છબિ નજર આગળ રાખ્યા વિના સમઝાય એમ નથી.

Chicago ( શિકાગો )ના મ્હોટા પ્રદર્શનમાં ફોટોગ્રાફી માટે હિંદુસ્તાન તરફથી પરીક્ષક તરીકે ભેદવાર જનાર છે તે માટે હેણે એક નિબંધ લખ્યો છે. કૃષ્ણલાલને હેમાંથી કેટલાક ભાગ વાંચી સંભળાવ્યા હતા; તે કહે છે કે બહુ વિદ્વત્તાયુક્ત નિબંધ છે.

કવિત્વયુક્ત છબિ પાડવી હોય તો રૂ. ૫૦૦) થી ૧૨૦૦) સુધી ભેદવાર લે છે. તે દહાડે કોઈ બીજાને આવવા દેતો નથી.

હેની Dark Roomની ગોઠવણ પણ અપૂર્વ અને સરસ છે; હવા આવે અને તેજ ના આવે એમ આડા અવળા પાટિયાંના પડદાની રચના રાખી છે

આ છબિયોમાં વિષયભૂત પુરુષ સ્ત્રી વગેરે સાથે સમભાવ થયા વિના કવિત્વતત્ત્વ આવે નહિં એ રીતે જોતાં આ છબિયો તે સર્વાનુભવરસિક કવિતાકૃતિ જ ગણાય; ચિત્રકારની પેઠે, પણ ચિત્રકાર કરતાં હામાં એક મુશ્કેલી વધે છે. ચિત્રકારને સૃષ્ટિ અને ભાવના અનુભવને આધારે પોતાની કલ્પના વાપરી ચિત્રરચના ઊભી કરવાની; પણ આ ભેદવારની કલાયુક્ત ફોટોગ્રાફીમાં તો સાક્ષાત્ વિષયભૂત જન સાથે સમભાવ થઈ હેને કવિત્વને અનુકૂળ વૃત્તિમાં આણવાનું

-કઠણ કામ પ્રથમ કરવાનું છે; એ અંશ વધારે છે. એ રીતે આ-કળા ચિત્ર કરતાં ચડે છે એમ પણ કહેવાય.

આજ સુધી એમ કહેવાતું'તું કે ફોટોગ્રાફ તો માત્ર વસ્તુસ્થિતિ-દર્શક શુષ્ક પ્રતિબિમ્બ; અને ખરું કલાયુક્ત ચિત્ર તે કવિત્વરંગથી દીપિત રચના. ફોટોગ્રાફમાં કવિત્વ આવવાનું નહિ; હેમાં

The light that never was on sea or land
The poet's consecration and the dream,

એ છાયા આવવાની નહિં. આ જ મતને અનુસારે પ્રો. વર્ડ્સવર્થે એલ્ફિન્સ્ટન કોલેજમાં 'ગોલ્ડન ટ્રેઝરી' ( Golden Treasury ) શીખવતાં એક વખત આમ ભેદ બતાવ્યો હતો. પણ મ્હને લાગે છે કે એ મત હવે ફેરવવો પડશે અને આ Artistic Photography ને Fine Arts માં ઉમેરવી પડશે Bellar કૃત Fine Arts માં એ બાબત પ્રકરણ નવું ઉમેરાવું જોઈએ.

હળિયાળ—તા. ૧૨-૩-૯૩ : મ્હને Summary Powers ( Cr. Pr. Code પ્રમાણે ) મળી તે બાબતનો સરકારનો ઠરાવ આજ આવ્યો ત્હેના Preambleમાં કાનડાના મેજિસ્ટ્રેટ ( Lamb લેમ્બ ) નો પત્ર છે ત્હેમાં મ્હારે વિશે—"He is a careful and efficient Magistrate in every way fit to be invested with summary powers" એમ અભિપ્રાય છે તે જોઈ સંતોષ થયા વિના રૂહેતો નથી; પ્રશંસાથી નહિં પણ કામની બૂજ જાણવાથી. કેમકે આખર મનુષ્યનું હૃદય તે મનુષ્યનું જ હૃદય છે; દૈવી ના જ બને.

હળિયાળ—તા. ૧૭-૩-૯૩ : કાગળ લખ્યા :

શાપુર. ન. બેદવાર (ફોટોગ્રાફર, કંબાલા હિલ-મુંબાઈ).

મ્હેં આજ કુસુમમાળા ભેટ મોકલી તે બાબત. કવિના અને હેની કવિત્વયુક્ત કળા એક જ રસિકતા ઉપર રહી છે. તેમ જ, હેની કળા બતાવવા માટે ઉપકાર તથા કૃતજ્ઞતા બતાવવા માટે—

વગેરે કારણથી ચોપડી મોકલી છે—લખ્યું. વરજભાઈએ પણ મોકલવું સુઝાડયું'તું.

જનગે—તા. ૨૨-૩-૯૩ : કાગળ આવ્યા :

૧. ગુજ. વ. સોસાઈટીના સેક્રેટરી ( અમદાવાદ ).

"સોસાઈટીનો હેતુ પાર પાડવાની કાળજી ધરાવી આપે તા. ૨૯-૧-૯૩ પત્ર મોકલ્યો છે તે બદલ હું આપનો ઉપકાર માનું છું. તે પત્ર વ્યવસ્થાપક કમીટીની રૂબરૂ મેં મૂક્યો તે વાંચી નીચે પ્રમાણે કમીટીએ ઠરાવ કર્યો છે:—

"ગુ. પ્ર. ના સુધારાની વાત કમીટીના લક્ષમાં છે; ને તે સુધારવા વિશે વિચાર ચાલે છે."!!

ઠીક!—કરવાના કાંઇ નથી. કરે તો સારૂં.

કારવાર—તા. ૩૦-૫-૯૩ મંગળવાર: ગુજરાતી ભાષાનું શું થવા બેઠું છે !-તા-૨૮-૫-૯૩ ના ગુજરાતીમાં એક પત્ર-વ્યવહારમાં પત્ર આવ્યો છે ત્હેમાં આ વાક્ય છે :—

"એ એમનું કર્તવ્ય કર્મ અસ્તાં સમગ્ર આર્ય ભાઈઓનો શુભાશીર્વાદ શમાયો છે."

'અસ્તાં' = ?; હોઈને ?—અસ્ ( સં. અસ્ = હોવું ) ધાતુને જ આમ ગુજરાતી રૂપમાં ઘોળી ઘાલ્યો કે શું ? સંસ્કૃતમય ગુજરાતીમાં આટલું જ બાકી હતું. કોઇયે મશ્કરીમાં હાવું રૂપ વાપર્યું હોય તો અસંભવનીય મશ્કરી કરી એમ લાગે, પણ આ પ્રત્યક્ષ દાખલો ! આ મૂર્ખ પંડિતો જગતમાં છે !

એ જ અંકમાં એક 'પેરા'માં—માથેરાનમાં હિંદુ દહેરાનો પુનરુદ્ધાર કર્યાની બાબત લખતાં જોવા આવેલા લોકોને "શ્રોતા" કહ્યા છે ! સાંભળવાનું કાંઇ ન્હોતું.

એ 'પેરા' ઉપરથી જણાય છે કે એ વિધિને અંગે વરઘોડો ચડ્યો હતો ત્હેમાં પારસી તથા યુરોપિયનો શામિલ હતા ! શામિલ

ચનારાની ધર્મવૃત્તિ કહેવી? અને છતાં 'ધર્મચુસ્તપણા માટે ધન્યવાદ' એ જ પેરામાં અપાયો છે!

શીકાગો પ્રદર્શનમાં ધર્મસમાજમાં શામિલ થવાને જૈનધર્મ-પ્રતિનિધિ તરીકે કોઈક જૈનધર્મી આચાર્ય 'શ્રી આત્મારામજી'ની આજ્ઞાથી એક બી. એ. અને બીજો કોઈ, હેવા બે જૈન જવાના છે. એ પણ ઠીક સુધારો.

કારવાર—તા. ૩૧-૫-૯૩ બુધવાર : બુ. પો. 'પ્રાચીનકાવ્ય' વર્ષ ૮ મું અંક ૧ લો. અનુભવાનંદ કૃત 'શિવગીતા.'

શું કામ જે પદ્ય મળ્યું તે છપાવતા હશે? કવિત્વ જોવાની તો વાત જ નહિં. મ્હને નથી લાગતું કે આ ચોથામાં કાંઈ માલ હોય.

મનુભાઈને વરજભાઈ સાથે પૂર્ણાનંદ ભટ્ટે કરેલા grand પ્રાયશ્ચિત્ત વિશે ભારે તકરાર થઈ હતી. બીજા મૂર્ખ લોકોની પેઠે વરજભાઈ પણ ધારે છે કે, એમ પ્રાયશ્ચિત્ત કર્યાથી ઈંગ્લાંડ જવાનો માર્ગ સરળ થાય છે અને સુધારાને મદદ મળે છે. એ ભૂલ છે એ મનુભાઈના વિચારને હું તદ્દન મળતો છું. અંતઃકરણ વિરુદ્ધ કૃતિ થાય છે તે મહાન્ તત્ત્વ તો ભૂલી જ જવાય છે. અને સુધારાને મદદ શી! મનુભાઈ કહે છે તેમ ઉલટી હાનિ થાય છે. મનુભાઈ —પ્રાયશ્ચિત્ત અને સુધારણા એ વિશે એક લખાણ લખીને આવતા જ્ઞાનસુધામાં દાખલ કરનાર છે; બનશે તેટલી બધી દલીલો લખશે અને પક્ષ સબળ કરવાનું ધારે છે. સારું.

એ રીતે રાનડેએ મ્હા પીને પ્રાયશ્ચિત્ત કર્યું તે પણ સુધારાને ફાયદો થયો! વરજભાઈ! ત્હારે એમ કરો—રોજ બીજી નાત્યનાનું ખાઈ કરીને રોજ પ્રાયશ્ચિત્ત કરિયે! કેમ?

* * *

મે માસના ભદ્રંભદ્રમાં મ. સુ. નો પેલી 'ભાષાલક્ષણ'ની વ્યાખ્યા છપાવીને કરેલી યુક્તિને ઠીક રીતે ઉઘાડી પાડી છે. જે જાણવું હોય તે જ જાણે!" રૂઢિની વ્યાખ્યા વર્તમાનપત્રોમાં છપાવી

હેમાં ખોજખાંપણો મગાવો—એટલે પછી આપણે પૂર્ણ વ્યાખ્યા કરીશું," એમ પ્રસન્નમનશંકર કને બોલાવ્યું છે. સુશીલાયે પણ વગર કહે આ જાણી લીધું કે પેલી "ભાષાલક્ષણ"ની વ્યાખ્યાની યુક્તિને ઉઘાડી પાડી છે.

*

કારવાર—તા. ૧૫-૬-૯૩, ગુરુવાર:

બુક પોસ્ટ 'ચંદ્ર' (જ્યેષ્ઠ ૧૯૪૯): આ અંકમાં હ. હ. ધ્રુવે પોતાની એક વિચિત્રતાનો બચાવ કર્યો છે.!!!!?!!—!? !—!!? વગેરે ઉદ્‌ગારચિહ્નોનો—અને માંહિં વેરાયલાં પ્રશ્નચિહ્નોના મિશ્રણનો—વરસાદ એ ભાઈની બધી કવિતાઓમાં નિરંતર હોય છે જ. તે વિશે કોઇયે 'ભારતીભૂષણ'માં ટીકા કરીને 'ચંદ્રનાં ચિહ્ન' વિશે હેમને બતાવ્યા જણાય છે. હેનો બચાવ કરતાં આ સામાન્ય ચિહ્નો જેવા વિષયમાં પણ પાંડિત્યદંભી શૈલીમાં મ્હોટું લાંબું લખાણ કર્યું છે. "બીજાઓએ પણ હેવાં ચિહ્ન વાપર્યાં છે" એ જ હેમના બચાવનું મુખ્ય તાત્પર્ય છે, પણ બીજાઓએ સેંકડે એકવાર વાપર્યાં હશે તો હ. હ. ધ્રુવે સેંકડે ૯૯ વાર. એ મ્હોટો ફેર. અને !?! જેવાની વિચિત્ર અર્થહીનતા વિશે તો કશું કહેતા જ નથી. તેમજ વિનાકારણ—વાક્યમાં જ ભાવ ના હોય તે માત્ર એ ચિહ્નથી આણવા માટે જ જાણે ખડકેલાં—એ ચિહ્નોની હાસ્યજનકતા તે તો એ ભાઈને કહ્યાથી જ જણાય? "કુવામાં હોય તો હવાડામાં આવે" એ કહેવત હ. હ. ધ્રુવે યાદ રાખવાની બહુ જરૂર છે. આ લખાણમાં હ. હ ધ્રુવની અહંતા તો બેચાર ઠેકાણે સ્ફુરી જ આવે છે. ભારતીભૂષણમાં 'પ્રેક્ષક'ની સહીથી એ ચર્ચાપત્ર લખનાર કોણ હશે તે કાંઈ ખબર નથી. એ ચર્ચાપત્ર પણ મ્હેં જોયું નથી તે જોવું જોઇશે.

કારવાર—તા. ૨૩-૬-૯ શુક્રવાર:—બુકપોષ્ટ—A. M. Dinbandhu, Broach—(હેમને—"જ્ઞાનદર્શન"—માં દાખલ

કરવાને "રા. હ હ. ધ્રુવનાં ચમત્કાર-ચિહ્ન" વિષય લખીને મોકલ્યો.

કારવાર—તા. ૨૫-૬-૯૩ રવિવાર :—આજ આવેલા (તા. ૨૩ મીના) Bombay Gazette માં પ્રથમ Leader છે તે ગઇ કાલે Legislative Council માટે અમદાવાદમાં ઉત્તર વિભાગ તરફથી મ્યુનિસિપાલિટીઓ તરફથી Election થવાનું હતું તે વિશેનો છે. ચિમન સેતલવાડને ફત્તેહમંદ થવાનો સંભવ વધારે છે એમ હેમાં લખે છે. બધા ઉમેદવારોની નાત્યો શી શી છે તે લખતાં નીચે પ્રમાણે એક વિચિત્ર તત્ત્વ એ આર્ટિકલમાં છે :—

'A man's principles and ways of thought are considerably tinged by his caste and his surroundings, and to the Native mind caste is what patriotism or love of country is to the European.'

શાબાશ ! આ નવી શોધ ક્યહાંથી કાઢી ! નાત્યની અસર માણસના અભિપ્રાય અને વિચાર ઉપર થશે દરજ્જે થાય છે અને તે એટલે સુધી કે યુરોપિયનને સ્વદેશાભિમાન જોડે સંબંધ તે જ સંબંધ દેશીને અને નાત્યને—આ તો નવી વાત નીકળી ! ખરૂં છે કે કેટલેક દરજ્જે આ વાતમાં તથ્યાંશ હશે પરંતુ બહુ જ થોડો, અને હવેના જમાનામાં તો એ ઘસાઈ ગયા જેવો જ છે એમ કહિયે તો ચાલે—આ મ્હારો વાંધો રાજકીય વિષયોના સંબંધમાં અમુક વ્યક્તિના વિચારને વિશે છે, બાકી તો માનબાપાનું મન આખર હળમાં જાય. અને ઝવેરીલાલ મનસુખલાલ વગેરેનું ઘીમાં ટાંકામાં જાય એ તો ખરૂં જ છે. એ રીતે જેનાં નાત્યની છાપ મનુષ્યના વિચાર અને મત ઉપર રહે છે ખરી. બાકી નાત્ય અને દેશભક્તિને એક પાટલે બેસાડવાનો પ્રયત્ન તો દેશભક્તિ જેવા ઉદારભાવને હલકો પાડવા જેવું છે.

ફારવાર—તા. ૩૦-૬-૯૩ શુક્રવાર : કાગળ આવ્યા :

૧ મનુભાઈ (અમદાવાદ).

૨ કૃષ્ણલાલ ઝવેરી (ભરૂચ).

૧ મનુભાઈનો કાગળ—

ચિમન સેતલવાડ પસંદ થયો ખરો.

૨ કૃષ્ણલાલનો કાગળ :—

(૧) મ્હારો આર્ટિકલ—"રા હ. હ. ધ્રુવનાં "ચમત્કાર-ચિહ્ન" વિશેનો—આવતા જ્ઞાનદર્શનમાં આખો છપાશે. અનુપરામ (ઍડીટર) તો ખુશ ખુશ થઈ ગયા હતા;-આર્ટિકલથી. એ બે જણા (કૃષ્ણલાલ તથા અનુપરામ)એ ચિહ્નોની ચર્ચા વિશે લખી ધ્રુવને ચાબૂક લગાવવાની સોધમાં જ હતા. મ્હારો આર્ટિકલ વખતસર આવી મળ્યો. અને કૃષ્ણલાલને બહુ ગમ્યો છે. કહે છે હવે હ. હ. ધ્રુવનું મ્હોં બંધ થશે.—? હું નથી ધારતો એ ભાઈ વિચિત્ર જ છે.

(b) અનુપરામ મ્હારી તરફથી નીચેની મદદ માગે છે :—

(1) "વિજયાવિજય",-જ્ઞાનદર્શનમાં આવે છે તે ઉપર સામાન્ય રીતે અને ઉપર ઉપરથી સ્પર્શ કરીને અભિપ્રાય આપી સકશો ?

(મ્હેં પૂરૂં વાંચ્યુ જ નથી. વાંચ્યુ છે તેટલા ઉપરથી સારૂં લાગે છે. બંગાળી ઉપરથી નકલ જાણ્યામાં છે)

(2) જૂદા પુસ્તકના આકારમાં "વિજયાવિજય" છંપાવવું ઠીક છે ?—હા લાયક છે.

(3) હેના દરેક પ્રકરણને મથાળે અંગ્રેજી કાવ્યના કડકા છે. ત્હેનાં ગુજરાતી પદ્યમાં ભાષાન્તર કરી આપશો ?

ખુશીથી, પણ કામ ઘણું અને શરીરસંપત્તિ થોડી છે તેથી વચન આપતે અચકાઉં છું.

(4) અનુપરામનાં કાવ્ય વખતે વખતે "જ્ઞાનદર્શન"માં આવે છે-તે વિશે ત્હમારો શો મત છે ?

(ઠીક છે; પણ કાચાં અને ઘણીવાર નમાલાં છે. ઉંક નહિ.)

(d) 'જ્ઞાનદર્શન'માં 'તાબૂત' વિશેનું લખાણ કૃષ્ણલાલનું છે. ગુજરાતીમાં એ હેમનો પ્રથમ જ પ્રયત્ન છે. એ વિશે મ્હારો મત ખરેખરા ખુલ્લા દિલથી લખવાનો કહ્યું છે. કહે છે રમણભાઈ કહે છે પ્રથમ લખાણ તરીકે ઘણું સારૂં છે,

મ્હેં વાંચ્યું જ નથી. વાંચીશ પછી લખીશ.

કારવાર—તા. ૨-૭-૯૩ રવિવાર : 'જ્ઞાનદર્શન' માટે કાવ્યો બે મોકલ્યાં :—

૧. 'વિધવાઆશ્રમની પાસે'

૨. "ઉત્તરા અને અભિમન્યુ."

કારવાર—તા. ૫-૭-૯૩ બુધવાર : બુકપોસ્ટ—૨. "વિદ્વદ્વર ચાર્લ્સ ડોઇસન કૃત વેદાન્તદર્શન—તથા તેનો પાશ્ચિમાત્ય તત્સદૃશદર્શન સાથે સંબંધ" એ વિષેનું ભાષણ—ઇંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરનાર વિશ્વનાથ વિ (=બાપ હશે) પ્રભુરામ. વેદાંત વિશેનું આ ભાષણ મ્હેં હજી વાંચ્યું નથી. વાંચીશ. પણ ઉપરથી જોતાં જણાય છે કે વેદાંતને સાતમે સ્વર્ગે ચડાવીને મ ન. દ્વિવેદીની ટોળીવાળાઓ જેવાને ખોટા દેશાભિમાન અને અંધમાર્ગમાં ભટકવાનું પસંદ કરનારને નકામું નુકસાનકારક ઉત્તેજન મળ્યું છે. પણ ભાષણને અંતે વેદાન્તદર્શન તે ઉત્તમ "પ્રકારની નીતિનો આધારભૂત છે"—એમ મત આપ્યો છે તે તો ખરેખરો આશ્ચર્યકારક જ છે. વેદાન્ત તે નીતિનો આધાર! સદાચારનું તત્ત્વ—સદાચારનું મૂળ—પરમ પુરુષ પરમાત્માના ગુણ—અને સદાચાર બળ આપનાર પુરુષોત્તમ પરમાત્મા, એ અવશ્ય વાત છે. અને વેદાન્તની સાથે તો તેનો વિરોધ છે. વેદાન્તીઓના મતને અને સદાચરણબળ આપનાર પુરુષ પરમેશ્વરના અસ્તિત્વના મતને વિરોધ હતો છે, અને તેથી સદાચરણનું ઉદન જ કરનાર વેદાન્ત મત છે—એ મ્હારા ભક્તિ અને નીતિના વ્યાખ્યાનમાં તથા સદાચરણબળના કીર્તનમાં મ્હેં કહ્યું હતું.

વેદાન્તીઓ સેંકડે ૯૯ નીતિની બાબતમાં ફ્હેતા છે તે આપણે જાણિયે જ છિયે.

*

કારવાર—તા. ૧૪-૭-૯૩ શુક્રવાર—ગુજ. વ. સોસાઇટીના એસિસ્ટંટ સેક્રેટરીની જગ્યાએ ૭ મહિના માટે સર્જ પ્રેમ કરી બાળાશંકર ઉલાસરામને નીમ્યા છે!! આ શું અઘેર! બાલાશંકર નાલાયક છે. સાક્ષરતામાં પણ નકામો હક રાખનાર અને કવિતામાં પણ કવિત્વ અને અકવિત્વ બંનેના કાબરચિતરા મિશ્રણવાળી જ રચના કરનારો છે.

'જ્ઞાનસુધા'માં મનુભાઇનાં પેલાં બે લખાણ આવ્યાં છે:—

(૧) હ. હ. ધ્રુવનાં ઉદ્ગારચિહ્નો વિશે Satirical ચર્ચાપત્ર.

(૨) પ્રાયશ્ચિત્ત અને સુધારણા.

બંને ઉત્તમ રીતે લખાયેલાં છે. બિચારા હરિલાલને તો ખરેખરો બનાવ્યો છે. હેને લાયક જ હેની વિચિત્ર અહંતા વગેરે છે.

પ્રાયશ્ચિત્ત વિશેના લખાણમાં દલીલો સબળ આણી છે. બેત્રણ તો અપૂર્વ અને સરસ છે એક તો એ કે પ્રાયશ્ચિત્ત કરીને દાખલ થયા એ એક રીતે નાત્યે વિલાયત જવાને સંમતિ જ આપી કહેવાય એમ કહે છે ત્હેનો ઉત્તર એ જ કે એ રીતે તો ચોરી વગેરે ગુનાહ કરનારને સરકાર સજા કરે છે માટે તે ઉપરથી તે ગુનાહને સરકારે સંમતિ આપેલી શું ગણાશે કે? અથવા નાત્યનો જ દાખલો લેતાં—કેટલાક વર્ષ ઉપર એક છોકરાએ મુસલમાનનું ખાધું ત્હેને નાત્યના કેટલાક જણાઓએ પ્રાયશ્ચિત્ત આપી દીધું—માટે શું તેથી નાત્યે મુસલમાનનું ખાવાને સંમતિ આપી?—(મુંબઈમાં કપોળની નાતના શેઠિયાના સગાએ દારૂ પીધેલો પકડાવાથી નાત્યે દંડ કે પ્રાયશ્ચિત્ત લેવું કરી નાત્યમાં લીધો. માટે શું દારૂ પીવાને સંમતિ આપી ગણાશે કે? આ દાખલો હું ઉમેરૂં છું.)

બીજી દલીલ એ છે કે—ઇંગ્લાંડ જવામાં સુધારાનો અંશ જે છે તે નાત્ય તોડવાની બાબતમાં જ છે. છતાં પાછા આવીને નાત્યમાં પ્રાયશ્ચિત્તથી દાખલ થાય તો સુધારાપણું એ કૃત્યનું જતુંજ રહ્યું.

ત્રીજી દલીલ—સુધારાના નિંદકો કહે છે કે પ્રાયશ્ચિત્ત કર્યાથી ઇંગ્લાંડ જવાનો રસ્તો ખુલ્લો થાય છે. પણ એ તો ક્યહારે થાય કે બધા સામટા જાય ત્યહારે—તે તો બને નહિં. વર્ષે વર્ષે એકેક બબ્બે જાય ને પ્રાયશ્ચિત્ત લઇને દાખલ થાય તેથી પ્રાયશ્ચિત્તની રૂઢિ બંધ થઇ કે ઉલટી સ્થપાઈ?

ખરૂં જોતાં તો પ્રાયશ્ચિત્ત ના કરીને ટકનારા ઘણા નીકળે તો જ નાતવાળા આખરે કંટાળીને પ્રાયશ્ચિત્ત આપવાંજ બંધ કરે અને એમને એમ સ્વીકારે. ત્યહારે તો સુધારો થયો કહેવાય.

કારવાર—તા. ૧૬-૭-૯૩ રવિવાર—બુકપોસ્ટ :—પેલી Grand Anglo—Guj. Dictionary નું Prospectus (અમદાવાદથી) હરિશંકર કરુણાશંકર પાઠક (ગુજરાત ગેઝિટ પ્રેસ) (હેના પબ્લિશર) તરફથી.

રમણભાઇ પૂછે છે એ ડિક્ષનરી માટે એક Introduction લખશો? હરિશંકરે પૂછાવ્યું છે. કેનડી મરાઠી ડિક્ષનરીમાં છે તે નમૂના ઉપર; અને અંગ્રેજી ભાષા સાથે સરખાવીને ગુજરાતી ભાષાનો ઇતિહાસ હેમાં આપવાનો. મણિલાલ દ્વિવેદીને પૂછ્યું તો તે કહે—"મ્હારો અભ્યાસ એ દિશામાં ગયો નથી; નરસિંહરાવને કહો; એ કરી શકશે." કેશવલાલ ધ્રુવ પણ મ્હારૂં નામ બતાવે છે, અને કહે છે કે—'હું લખી નહિ સકું. સામગ્રી એકઠી કરી સકીશ."

હવે મ્હારે આ કામ માથે લેતે બહુ વિચારવાનું છે. મ્હારૂં જ્ઞાન આ બાબતમાં આ બધા લોકો માને છે તે કરતાં બહુ ઓછું છે. શબ્દોની વ્યુત્પત્તિ વગેરેની ખોજમાં પ્રાકૃત ભાષાના વ્યાકરણનું જ્ઞાન થોડું ઘણું મેળવ્યું છે ને એ સંબંધે વિચાર ચલાવ્યા છે, પણ તેથી કાંઇ ગુજરાતી ભાષાનો ઇતિહાસ લખવા જેટલી જ્ઞાનસામગ્રી

મેળવી છે એમ લગારે ના કહેવાય. જોઈશ, સામગ્રીની મદદ મળશે તો તે વખતે માથે લઈશ, પણ હજી કેટલીક પૂછપરછ કરું છું.

કારવાર—તા. ૨૧-૭-૯૩ મનુભાઇ લખે છે:

"ગુજ. કૉલેજમાં સંસ્કૃત પ્રોફેસરની જગા આણંદશંકર બાપુભાઈને જ આપી."

કાગળ લખ્યા :—

૧. રમણભાઇ (અમદાવાદ). તા. ૧૬-૭-૯૩ એ આવેલા પત્રનો જવાબ).

'A Guj. ડિક્ષનરી માટે ઉપોદ્‌ઘાત લખવા માટે સ્વીકારતા પહેલાં નીચેના પ્રશ્નોનો ખુલાસો માગ્યો :—

(a) હરિશંકરે આમ પરભાર્યું પૂછવાથી હું લખું તે બંને એડિટરો કબૂલ રાખશે? હું લખું ને પછી નાકબૂલ કરે ને કોઈ બીજાનું લખેલું લે તો ?

(b) History of the Guj. Language as Compared with the English Language" તેનો પૂરેપૂરો અર્થ શો? કેહેવી તરેહનું મ્હારે લખવાનું. મ્હારા ઉપોદ્‌ઘાતનાં સ્વરૂપ અને મર્યાદા શાં તે જાણવું જોઈયે.

(c) સામગ્રી બધી મ્હને મળશે? કેશવલાલ ધ્રુવે હા કહી છે ત્હમે કહો છો તેમ. Candy ની મરાઠી ડિક્ષનરીમાં ઉપોદ્‌ઘાત કહેવો છે? હું નથી જાણતો. એ ઉપોદ્‌ઘાતનાં પાનાં કાઢીને કોઇ મોકલી સકશે?

(અથવા એટલાની નકલ છાપીને હરિશંકર મોકલે તો મોકલી સકાય.)

(d) મ્હારે ઉપોદ્‌ઘાત અંગ્રેજીમાં લખવાનો છે કે ગુજરાતીમાં!

કારવાર—તા. ૨-૮-૯૩ બુધવાર: 'કાન્ત' (મણિશંકર ભટ્ટ)નું 'દેવયાની' નામનું કાવ્ય વાંચ્યું જ હતું. રસિક, લલિત, સુંદર, અદ્‌ભુત છે. પ્રથમ ભાગ જ છપાયો છે.

" Anglo-Guj. ડિક્ષનરી સંબંધે મ્હારા પ્રશ્નોના જવાબ રમણભાઇયે લખ્યો છે. લખે છે :—

(a) હરિશંકરે પરભાર્યું પૂછ્યું ત્હેની અડચણ નથી. એડિટર રૂસ્તમ સેટનાએ પણ પૂછ્યું'તું કે નરસિંહરાવને લખ્યુ કે નહિ; હેમની મદદની ઘણી જ જરૂર છે; આ કામ હેમના વિના ગુજરાતમાં કોઈ નહિ કરી સકે; વગેરે.

(ઠીક આ માન જ મ્હને ગભરાવે છે. એ અયોગ્ય માનથી જણાય છે કે મ્હારી તરફથી ઘણું સરસ લખાઇ આવવાની મ્હોટી આશા રાખતા હશે અને તે આશા તૂટી પડતે વાર નહિં. ખેર. પ્રયત્ન કરીશ)

(b) Candyની મરાઠી ડિક્ષનરીના ઉપોદ્‌ઘાત પ્રમાણે જ લખવાનું છે. અંગ્રેજી ભાષાના ઇતિહાસનો ભાગ હેમાંથી મળશે. મરાઠીના ઇતિહાસને ઠેકાણે ગુજરાતી ભાષાનો ઇતિહાસ મૂકવો. યોગ્ય રીતે ત્હમારે પોતાની ચર્ચા તો લખવાની જ......વગેરે.

Candyની ડિક્ષનરીના ઉપોદ્‌ઘાતનાં પાનાં કાપીને, હરિશંકર થોડા દિવસમાં મોકલશે. તેમજ કેશવલાલ ધ્રુવે એકઠી કરેલી સામગ્રી પણ મોકલશે.

(d) અંગ્રેજીમાં ઉપોદ્‌ઘાત લખવાનો છે. (હરિશંકર જે ગુજ. વ. સોસાઇટીમાં કારકુન હતો અને બરતરફ કર્યો, હતો તે જ. છે. પણ હેનું તો માત્ર છપાવી નફો મેળવવાનું જ કામ છે.) બધાએ મદદ કરવાની—મફત કામ કરીને મદદ કરવાની—કબૂલાત આપી છે તે માત્ર ગુજરાતી ભાષાના હિતને અર્થે જ.

એટલે પૈસા મળવામા નથી; કંઇજ અડચણ નથી. ગુજરાની ભાષાનો લાભ તે જેવી ત્હેવી વાત નથી.

કારવારે—તા. ૫-૮-૯૩ શનિવાર : કાગળ આવ્યા.
૧ મનુભાઈ (અમદાવાદ.)

મનુભાઈના પેલા (હ. હ. ધ્રુવનાં ચમત્કાર ચિહ્નો' વિશેના) જ્ઞાનસુધામાંના ચર્ચાપત્રમાંની ઘણી ખરી મશ્કરીઓ વિશેની મ્હારી અટકળો ખરી પડી લખે છે.

'નાહિમતાઈપણું'—તે 'ઐક્યતા.' 'સામ્યતા.' વગેરે શબ્દોના ઉપહાસ માટે છે

"જળહળ જ્યોત પ્રકાશ"—હ હ. ધ્રુવ 'ઝળળળ,' 'ઝળહળ'—હેવા હેવા નકામા શબ્દોનો આડંબર કરી કવિતામાં જોસ આણવાને જાય છે તે ઉપરજ આ મશ્કરી છે.

'લોહગઢનો કિલ્લો—લસુંદ્રા'—એ તો જાણી જોઇને ગડમડિયું મિશ્રણ કર્યું છે. હ હ. ધ્રુવની અપ્રસિદ્ધ લેખકોનો આધાર લેવાની યુક્તિને બનાવવા માટે પણ આમ કર્યું છે અક્ષરસગાઈ માટે પણ ખરું.

મણિશંકર ભટ્ટને યે એ ચર્ચાપત્ર બહુ જ ગમ્યું. રમણભાઈનું હેમણે તો ધાર્યું'તું.

**કારવાર**—તા. ૯-૮-૯૩ બુધવાર : બુકપોસ્ટ–જ્ઞાનસુધા (ઓગસ્ટ ૧૮૯૩.)

'ભદ્રભદ્ર" હંમેશાં માફક રમુજ, અક્કલવાળી રમુજથી ભરેલું આવ્યું છે. "વેદમાં ઘીનાં ટાંકાં કરવાનું નથી લખ્યું"—વગેરે

કારવાર—તા. ૧૨-૮-૯૩ શનિવાર : ઓગસ્ટના હિંદીપંચમાં Nautch Girl વિશે એક પત્ર તથા બીજું એક ચિત્ર એમ આવ્યાં છે હેમાં એક વિચાર ખરેખર ધ્યાન આપવા લાયક છે. નાચનારીઓ અધમાઅધમ ધંધો કરનારીઓ હોય છે તેથી નાચનો ચાલ બંધ કરવા માટે મદ્રાસ તરફ હાલમાં ચર્ચા ચાલી રહી છે. નીતિ અને સદાચરણને હાનિ થવાનો સંભવ હેમાં બહુ છે તેથી એ યોજના સફળ થાય એ ઇષ્ટ છે. પણ તે સાથે એ યોજનાના યોજકોએ બીજો પણ વિચાર રાખવો જોઈએ. સંગીતકળા પૂર્વે આપણા

દેશમાં સભ્ય સદ્‌ગૃહસ્થોનાં કુટુંબોમાં હતી. સન્નારીઓનું ગીતનૃત્ય એ ભૂષણ હતું. હવે એ કળા અધમ ધંધો કરનારીઓમાં જતી રહી છે. અને સન્નારી ગાય નાચે તે દૂષણરૂપ ગણાય છે. એટલે આ અધમ સ્ત્રીઓના ગીતનૃત્યને જોવાનું બંધ થયું તે સાથે જ સંગીત કળાનો પણ વિનાશ કરવાનો આરંભ થયો જાણવો. હાલ હાલમાં પણ સારા ઊંચી પદ્ધતિના ગાયકો ઓછા થતા ચાલ્યા છે. જે રહ્યા છે ત્હેમનો આધાર આ હાવી અધમ સ્ત્રીઓ ઉપર છે, કેમકે એ સ્ત્રીઓ હેમની કને તાલીમ લે છે. પણ જતે દહાડે–આ સુધારો થયો તો સંગીતકળા પણ નાબૂદ થશે. માટે વારાંગનાના ગીતનાચ જોવા બંધ થવાની સાથે જ સભ્ય મંડળમાં કન્યાઓને અને સ્ત્રીઓને ગીતનૃત્યની કળાઓ શીખવવાની યોજના પણ આરંભવી જ જોઇયે. આ ખરેખર ઘણી જ ધ્યાનમાં લેવા લાયક સૂચના છે, એ સૂચના રજુ કરતાં એ ('જલધરનાથ' એમ કૃત્રિમતાવાળી સહી કરનાર) લખે છે :—

"The more I ponder over this grave subject the more I feel convinced that the superior intelligence of Europeans—their vigor, morals, valour and manliness of character—are in no considerable degree due to the influence of their women who as a rule excel in the art of singing and dancing."

ચિત્રમાં એક વારાંગના નાચતી ચીતરી છે ને જોનારા ચીતર્યા છે ત્હેમાં એક નવો આપેલો અંગ્રેજ પાસેના દક્ષણીને કહે છે, કે હમારી Ballet Girls અને Circus Starની સાથે સરખાવતાં ત્હમારી Nauch Girl ખરેખરી સભ્ય વિનીતતાનું મૂર્તરૂપ છે. દક્ષણી કહે છે છતાં હું ઇચ્છું છું કે એ Nautch Girl લુપ્ત થાય. નવો અંગ્રેજ—"કેમ! એટલું બધું જોર કેમ!"

દક્ષણી-" The outside glitter is all that meets your eye. If you saw deeper than the surface, you too would wish the fine arts wrested from contact with such pollution."

એ જ ખરૂં ઇષ્ટ છે. શું આપણા દેશના હિતચિંતકો અને રાજા રજવાડાઓ આ ઉપર લક્ષ નહિં આપે? આખા હિંદુસ્તાનમાં ઓછામાં ઓછી ચાર સગીત શાળાઓ જોઇયે. અથવા તો દરેક મુખ્ય મુખ્ય કન્યાશાળામાં આપણું સંગીત શીખવવાની ગોઠવણ થવી જોઇયે. મૈસૂરમાં કાંઇક હાલો પ્રયત્ન છે; એ સંતોષની વાત છે. મુંબાઇમાં મૈસૂરના દિવાન (કે કોક) આવ્યા હતા ત્હેમને મોરારજી ગોકળદાસને ઘેર નિમંત્રણ કરી મળાવડો કર્યો હતો વીરચંદ શેઠ વગેરે એ. ત્હાંના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર કોઇ મૈસૂરી સાથે વાતચીત મ્હારે થતાં હેણે કહ્યું હતું કે હમારે ત્હાં કન્યાશાળામાં ઊંચા પ્રકારનું સંગીત-વીણાવાદન વગેરે શીખવે છે. ખરોબર થતું હોય. તો આનંદની વાત.

પૂનામાં સંગીતની મંડળી (?) છે, પણ તે માત્ર ભાયડાઓના કલબ જેવુ છે, સ્ત્રીજાતિમાં શીખવવાની વાત જ નથી. અને જ્હાંસુધી હિંદુ ગૃહમંડળમાં ગૃહિણી અને કન્યાઓનાં લક્ષણોમાં સંગીત કળા (ખરેખરી સગીત કળાની કળીનો ખીલતો સુવાસ) પસરશે નહિ ત્હાંસુધી કુટુંબની, જનમંડળની, ભરતખંડની ઉન્નતિની આશા રાખવી નહિં.

કારવાર—તા. ૧૪-૮-૯૩ : બહુ ફિકર થાય હેવી ખેદની વાત જાણી. Bom. Gazette આજ આવ્યું (તા. ૧૨-૮-૯૩ નું) ત્હેમાં તા. ૧૧-૮-૯૩ એ મુસલમાનો અને હિંદુ વચ્ચે ભયંકર મારામારી ને તોફાન મુંબાઇમાં થયાનો ત્રાસજનક હેવાલ આવ્યો. લસ્કર બોલાવવું પડયુ-તોપો આણવી પડી-અનેક અનેક માણસો ઘવાયાં, મરશે અને કેટલાંક મુઆં. પ્રભાસપાટણમાં મુસલમાનો અને

હિંદુઓની વચ્ચે હમણાં જ થયેલા તોફાન સંબંધે જ આ અહિં પણ (મુંબાઈમાં પણ) થયું છે. કેટલાંક દહેરાં કેટલીક મસીદો તોડી પાડી. પારસી સાથે જે તોફાન મુસલમાનોને થયું હતું-આજથી ૧૯ વરસ ઉપર (૧૮૭૪)-તે કરતાં પણ ભયંકર થયું છે ને બધે ગભરાટ ફેલાયો છે. ગોરક્ષકમંડળીનું સર્વત્ર વૃથા તૂત આવા પરિણામને માટે ઘણે દરજ્જે જવાબદાર છે.

ફારવાર—તા. ૨૯-૮-૯૩ મંગળવાર : કાગળ આવ્યાઃ—

૧. Rustamji A. Setna (Bhavnagar
c/o. Pro. K. J. Sanjana,
Samaldas College).

× × ×

(b) ડિક્ષનરીનો પ્રથમ ભાગ બે મહિના પ્હેલાં નહિં તૈયાર થાય, તેથી Introduction ત્હાં સુધીમાં કરી સકશો.

(c) "જોડણી" વિશે લખે છે "કેશવલાલ ધ્રુવે ત્હમારી પદ્ધતિ ઉપર જ ઘણા ખરા, નિયમો રચ્યા છે. પણ મિ. સંજાના હેના ઘણા નિયમો સ્હામે વાંધો ઉઠાવે છે અને બધો પ્રશ્ન ફરીથી નિશ્ચિત કરવો ધારે છે. તેથી મ્હેં ત્હમારી "જોડણી" વિશેની 'નોટ'ની નકલ મગાવી છે; તેમ જ ટેલર કૃત વ્યાકરણ હેના પુત્ર રેવ. જો. ટેલરે વધારા સાથે તૈયાર કર્યું કે તે મંગાવ્યું છે. હજી પ્રસિદ્ધ નથી થયું. હેમાં જોડણી વિશે એક પ્રકરણ જ જુદું કર્યું છે તે-હેના (Rev. Geo Taylor ના) બોલવાથી જાણ્યું છે કે એ વિષયમાં બહુ શ્રમ લીધો છે. હવે કાચી યોજના તૈયાર કરીને સૂચના ફેરફાર વગેરે યોજના ડિક્ષનરી માટે સ્વીકારીશું. વગેરે વગેરે.

(d) રેવ. જો. ટેલરે Scriptural શબ્દો તથા allusions નો વિભાગ માથે લીધો છે.

ફારવાર—તા. ૩-૯-૯૩ રવિવાર : આજ Bom. Gazette આવ્યું (તા. ૧-૯-૯૩ નું) હેની સાથે Extra Editionની

ચબરખી આવી તેથી જાણ્યું કે ઑન. જસ્ટિસ તેલંગ ગુજરી ગયા. ઘણી જ દિલગિરીની વાત થઇ. છોકરીઓ ન્હાની પયણાવવાની ભૂલ થોડા મહિના ઉપર કરી એ ખરૂં. પણ બાકી હાઇકોર્ટના જજ્જ તરીકે, યુનિવર્સિટીના ઉત્તમ નમૂના તરીકે સંસ્કૃતમાં, અંગ્રેજીમાં, અંગ્રેજી વક્તૃત્વમાં અપૂર્વ અને પ્રવીણ હીરા જેવા મનુષ્ય તરીકે એ હિંદુસ્તાનની પ્રજાને ભૂષણરૂપ હતો. જવાન ઉમ્મરમાં (૪૫-૪૮ વર્ષ લાગ્યે હશે) આ મૃત્યુ બહુ જ ખેદદાયક છે. ઇશ્વરઇચ્છા બલવતી છે. In the midst of life we live in death એ ખરેખરૂં સત્ય છે. ( જીવનની વચ્ચે મૃત્યુમાં જ આપણે રહિયે છિયે. )

કારવાર—તા. ૮-૯-૯૩ શુક્રવાર : કાગળ આવ્યો :

Rustomji A. Setna ( Bhavnagar ) "જોડણી"નું પુસ્તક પ્હોંચ્યું. ઉપકાર થયો. વગેરે વગેરે.

જોડણીના નિયમો માટે કેટલીક શંકાઓ એ બે જણને (સેઠના તથા સંજાનાને) પડે છે. લઘુપ્રયત્ન હકાર તથા લઘુપ્રયત્ન યકાર માટે શંકાઓ છે. આખર પૂછશે.

કારવાર—તા. ૯-૯ ૯૩ શનિવાર : બુકપોસ્ટ—બુદ્ધિપ્રકાશ. (સપ્ટે. ૧૮૯૩ ).

આ બુદ્ધિપ્રકાશમાં " જોડણી " વિશે ચર્ચાપત્ર છે. લખનારે " એક ગુજરાતી "—એમ સહી કરી છે. કોણ હશે ? કૃષ્ણલાલ ઝવેરી અથવા અનુપરામ મીઠાલાલ દીનબંધુ તો નહિં હોય. મ્હારી જોડણીની પદ્ધતિ ઘણે ભાગે લોકો લખાણમાં વાપરીને સ્વીકારે છે, કેશવલાલ ધ્રુવે નવી થવાની Anglo—Guj. Dictionary માટે રચેલા નિયમોમાં મ્હારી પદ્ધતિ ઘણી ખરી સ્વીકારી છે, તો પછી સાક્ષરો ખુલી રીતે સ્વીકાર કેમ નથી કરતા કે એ પદ્ધતિ કબુલ રાખવી ? અથવા જ્યહાં ભિન્ન હોય ત્યહાં મ્હારી પદ્ધતિ ખોટી સાબીત કેમ નથી કરી આપતા ? આમ આ ચર્ચાપત્રી લખે છે.

વળી લખે છે કે નરસિંહરાવે ચર્ચા પડતી મૂકી છે તે ફરીથી સાક્ષરોએ હવે ઉપાડવી જોઇએ અને કેટલાક સાક્ષરોનાં નામ આપી વિનંતિ કરી છે કે ત્હમારા વિચાર દર્શાવો વગેરે.....

ઉપર નોંધેલા (ગુ. પ્ર. માંના) ચર્ચાપત્ર નીચે એડિટરે (બાળાશંકરે?) કરેલી નોટમાં "નાનખાના"ની વ્યુત્પત્તિ નાન=રોટલી ખાના=ખાવી—એમ આપી છે! ખાના=ઘર (ખાનેહ્) એમ છે. બાળાશંકર ફારસી જ્ઞાનની પતરાજ કરે છે ને આ શું! આજ ગુ. પ્ર. ના આરંભમાં (બહુ માલ વિનાની) ગઝલો છે. ત્હેની ફૂટનોટમાં ગઝલ શું તે લોકો નથી જાણતા,—ગઝલ તે અમુક માપનો છંદ છે. તે માપ તૂટવું ના જોઇયે, તે લોકો નથી જાણતા તે માટે તો મશ્કરી એ જ ભાઈ કરે છે (શાથી કે અંતે બાલ એમ એ ગઝલોમાં છે; તેથી બાળાશંકર જ હશે). ગઝલ એ એક ગાણાનું નામ છે, અને ફારસી ઉર્દૂની ગઝલો ઘણે ઠેકાણે ગવાતી હોવાથી રાહ મળતી આવી એટલે બસ એમ સમજી ગમે તેવી કવિતાઓ ઉપર ગઝલ નામ ઠોકી ફારસી ઉર્દૂની એકાદ રાહ લઈ બરાડવા બેસે છે.—આમ મશ્કરી એ ભાઈ કરે છે. કહે છે ગઝલનું માપ. ચરગમ ચરગગ એમ છે બે ચરણો છે કહે છે, ને વચ્ચે યતિ કહે છે. પણ ખરૂં જોતાં ચાર ચરણો જ ગણવાં જોઇયે; અને યતિ આગળ ચરણ જ બદલાયું ગણવું જોઇયે. બીજું એ માપમાં—અક્ષરમેળની પેઠે ન આવતાં માત્રા મેળ પ્રમાણે સમાઈને બરોબર આવે તો શો દોષ? ફારસીમાં અક્ષરમેળ જેવી સખ્તાઈ નિયમની છે કે શું! કૃષ્ણલાલ ઝવેરીને પૂછીશ. ગમે તેમ હો, પણ માત્રા-માપ આવ્યું તો ગઝલ ના કહો તો ગઝલની ચાલ કહો, પણ દોષ શો આવ્યો? બાળાશંકર તો તદ્દન શુષ્ક નિયમનો પૂજક—એ હેમના ભારતીભૂષણમાં આવેલા એક કાવ્યશાસ્ત્રના લખાણ ઉપરથી જણાય છે, રમણભાઈયે (મકરંદ) "કવિતા"ના નિબંધમાં એ બાબત હેને ઠીક ખંડન કરીને તોડી પાડ્યો છે.

કારવાર—તા. ૨૦-૯-૯૩ બુધવાર : આજ સુબોધપત્રિકા આવી તેથી જાણ્યું કે મુંબાઈમાં રા. નારાયણ મહાદેવ પરમાનંદ ગુજરી ગયા. દસ વર્ષ સુધી માંદા પથારીમાં રહ્યા હતા. ઉત્તમ મહાપુરુષ ગુજરી ગવાથી ખરેખરો ખેદ થાય છે. બ્હાર ડોળ ના રાખનાર, છતાં ખરેખરા મહાપુરુષના ગુણ—મનના તથા હૃદયના ગુણ—આ ગૃહસ્થમાં હતા. ઈશ્વર હેમના આત્માને શાન્તિ સુખ આપો !

મુંબાઈ—તા. ૬-૧૦-૯૩ શુક્રવાર : સાંઝે સાડાચાર વાગ્યે હું તથા મનુભાઈ માધવદાસ શેઠ સાથે ટાઉનહોલમાં તેલંગના સ્મરણાર્થ થવાની સભામાં ગયા. ઉત્તમ ભાષણ ડૉ૦ મેકિકનીનું હતું તેલંગના અકાળ મરણ ઉપરથી ધર્મ સંબંધી ઉત્તમ સાર બહુ સારો કાઢ્યો. કહ્યું કે આપણને એમ લાગે કે અકાળ મરણ થયું તેથી નુકશાન થયું. પણ ઈશ્વરની અગમ્ય હેતુયોજના હેવી જ હશે કે પાકી ઉમરે મરણ થવાથી એ મહાપુરુષના ગુણ વગેરેની છાપ આપણા ઉપર પડી આપણા જમાનાને લાભ થાય છે તે કરતાં આમ અકાળ મરણથી હેની છાપ સબલતર થઈને આપણને વિશેષ લાભ કરવો. અને તેલંગે ટૂંકું આયુષ્ય ભોગવ્યું ખરૂં પણ ( ગુણ અને કૃતિમાં ) વિપુલ આયુષ્ય એમ કહેવાય. રાનડેએ ભાષણ ઉત્તમ દષ્ટિબિન્દુથી શરૂ કર્યું પણ પાછળથી પોતાની તથા તેલંગની કૃતિપરાયણ સુધારક તરીકે ખામીનો ગોળ ગોળ લૂલો બચાવ કરવા જેવું કરીને કચળાવ્યું. બાકી ભાષણ એકવાર અદ્‌ભુત, ગંભીર તત્ત્વજ્ઞાનમય, ભવ્ય હતું ગવર્નર ( લૉર્ડ હેરિસ ) તો તલ્લીન થઈ વાંકા વળી શિષ્યની માફક ધ્યાન દઈને ટગટગ જોતો સાંભળ્યા કરતો હતો. અને રાનડે તો જાણે ઘરમાં ઉભો ઉભો વાત જ ના કરતો હોય એમ ( હાવું વિદ્વત્તાપૂર્ણ ગંભીર અને છટાદાર ) ભાષણ, વગર મહેનતે, વગર સંકોચે, સહેલાઈથી કર્યે જતો હતો.

મુંબાઈ—તા. ૮-૧૦-૯૩ રવિવાર: સાંઝે ગોવર્ધનભાઇને મળ્યા. પેલી ડિક્ષનરીના ઉપોદ્ઘાત વિશે મ્હને કેટલીક સલાહ આપવાના હતા તે આપી પણ કશું નવાઇનું કહ્યું નહિ માત્ર પોતે પ્રાકૃતનું જે થોડું જાણતા હતા તે કહી બતાવ્યા જેવું કર્યું. ગોવર્ધનભાઈને ઘેર એક શાસ્ત્રી મળ્યા. નામ જીવરામ (?) શાસ્ત્રી. કાશીમાં અભ્યાસ સારો કરી ત્હાંની ત્રણે પરીક્ષાઓ પાસ કરી છે. વ્યાકરણશાસ્ત્રી છે. વેદાંત ન્યાય વગેરે બીજે નંબરે જાણે છે.' એમ ગોવર્ધનભાઈએ કહ્યું. કહે છે હેમણે (એ શાસ્ત્રીએ) નિશ્ચય કર્યો છે કે બ્રાહ્મણોએ આપણા દેશનું બહુ નુકસાન કર્યું છે! આ વખત વળી ગોવર્ધનભાઈ સુધરેલા થવાનો હક કરવા બેઠા! એ શાસ્ત્રીએ પોતાનાં ઘરનાં દેવલાં લઈને નદીમાં નાખી દીધાં કે દેવડાવ્યાં! આમ પણ ગોવર્ધનભાઇએ હેના દેખતાં જ કહ્યું. શાસ્ત્રી જવાન છે; ૨૦-૨૫ વર્ષ કે ૩૦ વર્ષની ઉમર હશે.

મુંબઈ—તા ૧૪-૧૦-૯૩ શનિવાર: બેદવાર ફોટોગ્રાફરને ત્હાં છબિ (મ્હારી) પડાવી.

છબિ પાડીને પછી Dark room માં મ્હને જોડે લઈજઈને મ્હારા દેખતાં Develop કરીને સમઝણ પાડી. પછી કલાકેક સાથે બેશીને હેણે જ્ઞાનપ્રચારક મંડળી આગળ વાંચેલો Artistic Photography વિશેનો નિબંધ વાંચી સંભળાવ્યો અને હમે એ વિશે ચર્ચા કરી. એ નિબંધ (ગુજરાતી) ની એક નકલ મ્હને હેણે આપી. પારસી ગુજરાતી ભાષા છે; પણ વિષયચર્ચા વિદ્વત્તા અને રસિકતા ભરેલી છે. "એક નાટકમાં બે નાયક ના હોય" વગેરે-એ તત્ત્વ વિશે મ્હેં શંકા બતાવી હતી; તે વિશે કૃષ્ણલાલ ઝવેરીએ હેને કહ્યું હતું (મ્હેં કૃષ્ણલાલને કાગળમાં લખ્યું હતું તેથી); તે ઉપરથી બેદવારના મનમાં એ વિશે મ્હારી સાથે ચર્ચા કરવાનું હતું.' તેથી આ પ્રમંગે ચર્ચા કરી. આખર જોતાં હેનો મત ખરો જ લાગે છે. ઓથેલોમાં નાયક તો ઓથેલો જ. બાકીનાં પાત્ર ઇયાગો,

ઉર્મિઓના, તે ગમે એટલાં ઉત્તમ મહત્ત્વનાં પણ પરિપોષક જ; મુખ્ય તત્ત્વ મધ્યબિન્દુભૂત તત્ત્વ ( Jealousy ) ની આસપાસ રહેલાં સહાયકારી તત્ત્વો જ. પેલી લઢાઈમાં જતા સૈનિકની પત્નીના ભાવમાં પણ સૈનિક તે માત્ર પોષક અને અશ્રુમતી પત્ની તે જ નાયિકા. કદી બે સમાન મહત્ત્વનાં પાત્ર હોય તો પણ બારીકીથી જોતાં એક જ મુખ્ય જણાશે અને હોવું જોઇયે.

યુનિવર્સીટી ઑફીસમાં શ્રીધર ભાંડારકરને મળ્યો. ડૉક્ટર ભાંડારકરે હેમના એક Philological Lecture માં લ્હાન અને ન્હાનુંની વ્યુત્પત્તિ લઘુ-લ્હુ (પ્રા.) ઉપરથી ગણી છે; પણ મ્હારા મત પ્રમાણે શ્લક્ષ્ણ-લ્હણ ઉપરથી તે વાત છે, શ્રીધરને વાતને પ્રસંગે સ્હેજ કહી. કાંઇ જવાબ તો ના દઈ સક્યોઃ પણ કથું કબૂલ કરતે ન્હાનમ લાગતી હોય એમ લાગ્યું

લોનાવળે—તા. ૧-૧૧-૯૩ બુધવાર : બુકપોસ્ટ 'ચન્દ્ર' ( આશ્વિન ૧૯૪૦ અંક ૧૨ ).

આ અંકમાં—'નૂતન વાદળી' ઉપરના 'જટિલ'ના વિવેચનમાં નીચે પ્રમાણે છેઃ—

"આવું આ કાવ્યનું કથન છે. આ કથનમાં કુદરતનું નિર્મળ નિરીક્ષણ અને તેની સાથે જ મધુર સાંસારિક જીવન ચીતરાયું છે. આ સાંસારિક જીવનના સહવાસથી, અથવા ઇંગ્રેજ કવિ શેલી અને એનું જ અનુકરણ કરનાર રા. નૃસિંહરાવની કથનશૈલીથી અથવા નિરીક્ષણ કથનથી ( ? ? ) જુદા પડી, આપણા આ કવિએ અમારી નજરે તો કાવ્યના ચમત્કારમાં ન્યૂનતા નહિં, પરંતુ ઓર ઉમેરો કીધો છે."—વગેરે વગેરે.

આ 'નૂતન વાદળી' નામનું કાવ્ય ફરીથી વાંચી જોઈશ. અને સ્ટૉપફોર્ડ બ્રૂક ( જેને જટિલ-'સ્ટેફોર્ડ' એ બ્રૂક કહે છે ) ના વિવેચન મતને પણ રદ ગણનાર ( આગળ બીજું લખ્યું છે. તે ઉપરથી એમ જ ગણનાર લાગે છે ) જટિલનું કહેવું કેટલું ખરું છે તે ...

'સ્ટેફોર્ડ એ બ્રૂક' એમ માને છે કે "વાદળી જેવા કુદરતી પદાર્થમાં મનુષ્યજીવનનો આરોપ કરવો એ નિરીક્ષણ નિર્મળતાને કલુષિત કરે છે. એ વાતને આ કાવ્ય કેટલેક અંશે જૂદી પાડી આપે છે"— આમ જટિલ કહે છે. કેટલેક અંશે-! એટલે શું? એથી તો થોડો દોષ સ્વીકાર્યા જેવું થાય છે. બધું અર્ધદગ્ધ કારખાનું છે. અર્ધ ચમત્કારી કવિને અર્ધદગ્ધ વિવેચક મળ્યા છે. જોઈએ, કાવ્ય જોઈએ.

શૈલીનું અનુકરણ મ્હેં 'મેઘ' ઉપરથી કરેલા 'ચંદા' કાવ્યમાં કર્યું છે તે જ કહેવાનો ઉદ્દેશ હોય તો તો ઠીક. બાકી મ્હારાં પ્રસિદ્ધ થયેલાં બધાં કાવ્યમાં શૈલીનું જ અનુકરણ છે. અને અનુકરણ જ છે એમ ઉદ્દેશ હોય તો જટિલના કાવ્યજ્ઞાન અને કવિત્વતત્ત્વના જ્ઞાન વિશે હલકો જ મત બંધાય એમ છે. આ જટિલ તે પેલો 'જટિલ પ્રાણ પદ બંધ'નો કર્તા—જેંણે મ્હને એક હાસ્યજનક કાગળ લખ્યો હતો (સોલાપુર હું હતો ત્યારે)—તે જ છે. અધકચરા જ્ઞાન અને કવિત્વવાળો માણસ લાગે છે.

વળી જટિલ લખે છે:—

"કવિની પ્રતિભા એટલે પ્રતિબિંબ પાડવાની શક્તિ"—! આ તો પ્રતિભા (genius)નું નવું જ લક્ષણ! કવિત્વનું બીજ મનોગર્ભમાં ધારણ કરવાની અને ત્હેને સ્ફુરણ આપી સજીવ આકારમાં જન્મ આપવાની શક્તિ તે તો પ્રતિભા કહેવાય; પૂર્ણ સફલા પ્રતિભા. બાકી ગર્ભ ધારણ કરવાની શક્તિ-કવિતાજનન કરનાર ઇતર કારણના સમાગમે દ્રવિત થઇ બીજનું ગ્રહણ કરવાની શક્તિ —તે પણ પ્રતિભા જ છે; ગ્રહણપરા પ્રતિભા; જનનપરા પ્રતિભા નહિં. પણ આ ભાઇ તો વિલક્ષણ લક્ષણ આપવામાં જ વિલક્ષણતા માનતા જણાય છે.

કારવાર—તા. ૧૨-૧૧-૯૩ રવિવાર : 'બુક પોસ્ટ'—'ચંદ્ર' (ભાદ્રપદ ૧૯૪૯).

આ 'ચંદ્ર'માં પેલું 'નૂતન વાદળી' નામનું કાવ્ય છે. મ્હારી 'ચંદા' અને શેલીના The Cloudની નકલ સ્પષ્ટ અને કબૂલેલી જ છે. પણ કહેવું પડે છે કે નકલ કઢંગી થઈ છે.

'હું કન્યકા છઉં કનકકિરણી'—વાદળીને કનકનાં કે લોખંડનાં કિરણ શેનાં? વાદળીને જળદેવી અને રવિની છોકરી કહી છે. પણ પૃથ્વી તે હેની માશી, અનિલ તે મામો, પર્વત તે ભાઇ એમ બધાં સગાં એકઠાં કરવામાં નથી રસિકતા આવી કે નથી સુઘટિતતા. ચંદ્રને પતિ કરવામાં પણ બહુ યોગ્યતા નથી આવી.

પદ્યબંધ પણ દોષયુક્ત અનેક ઠેકાણે છે. હરિગીતમાં પણ પદ્ય બરોબર નથી થયું એ શું?—જટિલ તો કવિત્વને છાપરે ચઢાવે છે. પણ સાદી સુંદર કલ્પનાને બદલે વાદળીને જન્મથી તે જનેતા થતાં સુધી બધા સંસ્કાર વીતાવ્યા છે (જાતકર્મથી તે સીમંતોન્નયન સુધી), અને વળી બધાં સગાં વ્હાલાં કલ્પ્યાં છે—એ બધી જાળ ગૂંથવામાં જ કઢંગી અસારતા આવી છે. એમ મ્હને તો લાગે છે.

જટિલે વિવેચનમાં કબૂલ કર્યું છે કે આ 'નૂતન વાદળી' તો 'ચંદા' અને 'મેઘ'નું અનુકરણ છે.

કારવાર—તા. ૧૭-૧૧-૯૩ શુક્રવાર : આશ્વિનના 'જ્ઞાનદર્શન'માં કોણ જાણે કોકે 'કાવ્યચર્યા'ના મથાળાથી વિષય લખ્યો છે. નવલરામના 'અકબર બિરબલ નિમિત્તે હિંદીકાવ્ય તરંગ' વિશે વિવેચન જેવો પ્રયત્ન છે. પણ ત્હેમાં 'કવિતા'ના સ્વરૂપ વિશે વિવેચન કરતાં 'મકરંદ'ના વિવેચનમાં પ્રતિપાદન કરેલા કેટલાક સત્ય સિદ્ધાન્તો ઉથલાવી પાડવાનો પ્રયત્ન પણ કર્યો છે. દલીલો ખોટી છે. બ્હાર સબળતાનો ડોળ છે, પણ અંદર જરા તપાસતાં પોકળ દલીલો જણાઈ આવે છે.

'કવિતાનું સ્વરૂપ અને કર્તવ્ય અત્યંત ઉન્નત માનેલું આ લખનાર સ્વીકારે છે. "ઉત્કૃષ્ટ કવિતાને અમે દુનિયાના જેટલી જ અગાધ અસામાન્ય સૌન્દર્ય અને અજાયબીઓથી ભરપૂર સાનંદાશ્ચર્ય

'ખમાડનાર વસ્તુ સમજીએ છીએ......પ્રસ્તુત સમય કરતાં નિરવધિ કાળની સાથે ઉત્કૃષ્ટ કવિતાને વધારે સંબંધ છે. ફિલસુફોનું તેમ જ કવિઓનું આ તમોમય જગતજાળમાં પ્રકાશ આપવાનું કામ છે; અને તે પણ વધારે સ્વચ્છ, વધારે કોમલ, ચિરસ્થાયી, સુખકર પ્રકાશ. જીવન આત્મા અને તાદશ બીજા અજ્ઞાત અને અજ્ઞેય પદાર્થોના સંબંધમાં જે શંકાઓ વિચારશીલ પુરુષોને નિરાશ કરી નાખે છે, તેનાં પણ કવિને યોગ્ય સમાધાન આપવાનાં છે."

આમ છતાં કવિતાની ઉત્પત્તિના અન્વીક્ષણમાં આ લખનાર ગોથું ખાય છે. અને એટલું જ નહિ પણ 'કવિ' દલપતરામ અને 'કવિ' નર્મદાશંકરને નવલરામે પણ, કોણ જાણે કેમ—હાવા વિવેચક છતાં, છાપરે ચઢાવ્યા છે તે આ લખનાર પણ કબૂલ રાખે છે. "એ તો સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂક્યું છે કે આ જમાનાના કવિ તો બે જ. નર્મદાશંકર અને દલપતરામ" વગેરે નવલરામના વચનને આ લેખના આરંભે જ મૂકીને ,તેને અનુમોદન સ્પષ્ટ આપ્યું છે.

શું કારણ ! કાંઈ જ નહિં પણ એક જાત્યની, સ્વતંત્ર અભિપ્રાય દર્શાવી લોકમતને ખોટો બતાવવાની અશક્તિવાળી, જનભીરુતા; સાહિત્યમાં પણ હાવી રજવાડી ખુશામતથી જ્યાં આરંભ થયો ત્યાં પ્રામાણિક સ્પષ્ટતાની શી આશા ?

કવિતાની ઉત્પત્તિ વિશે તપાસ કરતાં આ લખનાર પ્રશ્ન નીચે પ્રમાણે મૂકે છેઃ—

"લાગણી હોવી જોઇયે, કે નહિં ? એટલે કે...હૃદયની સાથે જ કવિતાને સંબંધ છે કે ચાતુર્યથી અથવા બુદ્ધિના પ્રયાસથી પણ કવિતા થાય ખરી ? કવિતા ઈશ્વરદત્ત પળે જ થાય કે કવિ ગમે ત્યારે કરી શકે ?"

આ વિશે પ્રથમ તો આ લખનાર આમ કહે છે —

"માનસિક શક્તિઓના જે વિભક્ત અને ભિન્ન ભિન્ન અસ્તિત્વને આધારે આ શંકાઓ ઉત્પન્ન થયેલી છે તે શક્તિઓ

ખરેખર અસંબદ્ધ અને પૃથક્ પૃથક્ છે એમ વિદ્વાનો માનતા નથી."

હામાં સત્યાંશ અને દોષ બંને છે. એ ખરૂં છે કે વિચાર, ઇચ્છા, જ્ઞાન, બુદ્ધિ, તેમજ પ્રેમાદિક ભાવ એ બધાં એ આત્માના વ્યાપારનાં જ સ્વરૂપ છે. પણ માટે તે તેટલે અંશે ભિન્ન નથી એમ કહેવું–તે કવિતાશાસ્ત્રમાં તો અસત્ય જ છે. જે શક્તિથી અક્ષર-ગણિતના કે ભૂમિતિના પ્રયોગો કરી સકાય છે તે, અને જે શક્તિથી હૃદયને ઉલ્લાસ પમાડનારૂં કાવ્ય રચી સકાય છે તે બન્ને એક જ એમ કહેવું એ મ્હોટી ભૂલ છે; જે'વી રીતે બે ને બે ચાર એ જાણી સકવું અને કોઇ મધુર બાળક ઉપર પ્રેમની ઊર્મિ ઉત્પન્ન થઈ આવવી એ બે જૂદી જ વસ્તુ છે તેમ જ આ પણ...શરીરની જૂદી જૂદી ઇન્દ્રિયોના વ્યાપાર જૂદા જૂદા છે પણ શરીર એક જ છે માટે શું કાંઈ બધી ઇન્દ્રિયોના વ્યાપાર એકરૂપ જ અભિન્ન જ કહેવાશે કે?

પણ આ લખનાર આગળ વધી પૂછે છે કે:—

"સામાન્ય રીતે તો આપણે અલબત્ત કબુલ કરવું જોઇયે કે લાગણી ઈશ્વરદત્ત પણે જ થઈ શકે પણ લાગણી અને કવિતા એ કાંઇ એક કાલાવચ્છિન્ન હોવાની જરૂર નથી. એક વખત અનુભવેલી લાગણી ફરી પ્રસંગ પડે ત્હારે કલ્પના બળથી સતેજ કરી શકાય. અને કવિતા તે 'મનની શાંતિના સમયમાં સંભારેલો ચિત્તક્ષોભ છે,' એ વર્ડસ્વર્થની અપૂર્ણ વ્યાખ્યા એટલે અંશે યથાર્થ છે. પણ, જો થયેલી લાગણી લગભગ નાબૂદ થયા પછી ફરીથી સતેજ કરી શકાતી હોય તો કલ્પના શક્તિથી નવીન લાગણી પણ કેમ ઉત્પન્ન ના થઈ શકે!"

આ મતની ભૂલ્ય તપાસતાં પહેલાં એક ન્હાની પણ મહત્ત્વની પ્રાસંગિક ભૂલ્ય નોંધવા જેવી છે. પૂર્વે અનુભવેલી લાગણી ફરીથી સતેજ કરાય તે 'કલ્પનાબળથી'–એ ખોટું છે. હેમાં તો માત્ર સ્મરણશક્તિનું, સંસ્કારોદ્બોધનનું,–અને ઘણીવાર આકસ્મિક

પોતાના પ્રયત્ન વિનાના સંસ્કારોદ્‌બોધનનું-જ કામ છે. હેમાં 'કલ્પના' ને શું કરવાનું છે? કલ્પના તો માત્ર નવી મૂર્તિ ઘડનારી શક્તિ છે. હેનો ઉપયોગ તો કવિ પોતાની સંસ્કારોદ્‌બુદ્ધ લાગણીને રૂપ આપતી વખત જ વાપરે છે.

હેમાં મૂલગત ભૂલ્ય જોઈયે. કોઈ અજ્ઞાત, અજ્ઞેય, સ્વશક્તિથી બ્હાર રહેલા, ગૂઢ કારણે ઉત્પન્ન કરેલી લાગણી માત્ર સ્મરણશક્તિને બળે પુનઃ જાગૃત થાય, માટે તે ઉપરથી એમ ફલિત જ થયું કે એ અનિમિત્ત (એટલે કે કવિના પોતાના પ્રયત્નને સંબંધે અનિમિત્ત) લાગણી કવિની ઇચ્છાપ્રેરિત સંચારૂપ કૃતિથી ઉત્પન્ન પણ થાય?-આ કિયો તર્કપ્રકાર, કેઈ તર્કશ્રેણી? મનુષ્ય કૃતિથી અનિર્મેય વસ્તુ (લાગણી-કવિત્વ લાગણી) વિસ્મરણના આવરણથી મુક્ત થઈ સકે માટે શું તે અનિર્મેય તે નિર્મેય પણ થઈ સકે કે? -હામાં કવિત્વલાગણીનું-અનિર્મેયત્વરૂપ-સ્વરૂપ જ ભૂલી જવાયું છે. તેથી આ તર્કદોષ થયો છે.

> व्यतिषजति पदार्थानान्तरः कोऽपिहेतुः
> न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥

આ જે પ્રેમનું સ્વરૂપ ભવભૂતિએ કહ્યું છે તે જ યથાસંગત આ પ્રશ્નને પણ લાગૂ પડે છે.

આ લખનાર વિશેષ કહે છેઃ-"નવીન સૃષ્ટિ કલ્પનાથી ઉત્પન્ન થઈ શકે છે; અને એ સૃષ્ટિમાં મનોવૃત્તિને ઉશ્કેરે, અંતઃક્ષોભ કરી શકે એવી કાંઈ પણ બાબત હોય તો તેથી લાગણી સ્વાભાવિક રીતે થવી જ જોઇએ."

હામાં પાછા તર્કદોષ આવેલા છે. કલ્પનાએ કરેલી નવી સૃષ્ટિ તે કેઈ? માત્ર કવિત્વપ્રાણરહિત ખોખું? કે કવિત્વપ્રાણભૂત—રસ, ભાવ-લાગણી-થી અનુપ્રાણિત તેજસ્વી સજીવ શરીર? અલબત્ત આ સજીવ શરીર જ. લખનારનો પણ એ જ આશય જણાય છે.

કૃત્રિમ કલ્પના બળે રચેલા કોઇ સંયોગોથી ચિત્તક્ષોભ જેવું ઉત્પન્ન કરીને પછી કવિતા શા માટે ન થાય? હાનો ઉત્તર એ જ કે કવિયોને પૂછો અને એ બંને પ્રકારે (સ્વયંભૂ ચિત્તક્ષોભથી અને કૃત્રિમ ચિત્તક્ષોભથી) થયેલાં પદ્યરૂપ ફળ સરખાવો. પ્રથમોક્ત તે જ ખરા કવિત્વવાળાં ફળ જણાશે; અને બીજાં તે નિઃસાર, નિર્જીવ જ જણાશે. હું તો એટલે સુધી કહું છું કે મ્હારા અનુભવમાં તો એમ બન્યું છે કે સ્વયંભૂ ચિત્તક્ષોભથી થયેલાં કાવ્યોમાં પણ જે કાવ્યો એ ચિત્તક્ષોભને આધારે જ (પછી કલ્પનાદિકની સહાયતા તો ખરી જ) બહુશઃ બન્યાં છે, તે કાવ્યો, ચિત્તક્ષોભ ઝાંખો પડ્યા પછી ફરી સળગાવીને, અથવા એ ક્ષોભને રૂપ આપવામાં કૃત્રિમ સાધનો એકઠાં કરીને પછી વાપરીને ઘડવાં પડેલાં કાવ્યો કરતાં ચઢતાં બન્યાં છે. આ લખનારની આ દલીલના જવાબમાં એટલું જ કહેવું જોઇયે કે અનિમિત્ત, અજ્ઞેય નિમિત્ત જ નિત્ત, દિવ્ય સબળ પ્રેમથી જોડાયલાં પતિ પત્નીનો પ્રેમ અને 'હયો આ વર ને આ વહુ' એમ કરીને પ્હરાણે જોડેલાં પતિપત્નીનો માની લીધેલો-પછીથી ઘડેલો પ્રેમ (અથવા "લાવ્ય એક પત્ની કરૂં" કરીને વગર પ્રેમે પત્ની પયણી આણવી ને ઉપર કલ્પના કરી બતાવેલો પ્રેમ) એ બેમાં કાંઈ ફેર છે કે નાહ?

બન્સે "ટેમ ઓ શેન્ટર" મિત્રની માગણીથી જ રચ્યું'તું. શેક્સપિયર પોતાનાં નાટકો ભજવવાને માટે જ બનાવતો હતો. વગેરે ઉદાહરણો આ લખનારે આપ્યાં છે. તેથી કાંઇ હેમની દલીલ સબળ નથી થતી. એ કવિઓની એ કવિતા ઉત્પન્ન થતે હૃદયસ્થિતિ શી થયેલી તે તપાસવું કઠણ છે અને સાક્ષાત્ કારણ મિત્રની માગણી' વગેરે હશે, ત્હેમાં શું થયું? તે કવિત્વ ખરૂં હશે તો, મૂલગત કારણ તો અંતર્ગૂઢ સંસ્કાર-પૂર્વગત ચિત્તક્ષોભ તે જ હોવું જોઇયે. Inspiration, inspired mood, mood, (પ્રેરણા, પ્રેરણામય વૃત્તિ, વૃત્તિ) વિના કવિતા કવિજનથી પણ નથી થતી એ અનુભવ

સિદ્ધ વાત છે. આ લખનાર તો પ્રેરણાનો સમૂલોચ્છેદ જ કરવા બેઠા છે!

એ લખનાર વળી લખે છેઃ —

"કવિતા જેમ વિકારનાં પ્રાબલ્યથી પેદા થાય છે તેમ સમર્થ વિચારો પણ તેને જન્મ આપે છે; વિચારની સાથે વિકાર પણ સંબદ્ધ તો હોય છે જ"......(હાં, અને ત્હારેજ કવિતા બને છે; નહિં તો ફિલસુફી માત્ર, અથવા બોધવચન)–" પણ સાવેશ (હાં... સાવેશ) તર્કજનિત કવિતાઓમાં વિચારનું પ્રાધાન્ય અને લાગણીનું ગૌણત્વ રહે છે; 'અંતર્ભાવપ્રેરિત' કવિતાઓમાં એથી ઉલટું બને છે. ચિત્તક્ષોભને શિખર પર ચઢાવી દેવાનું કશું પ્રયોજન નથી." (છે–છે)..." પ્રસંગવશાત્ થયેલી ક્ષણિક લાગણી કરતાં ચિરકાલ મંથનથી સિદ્ધ થયેલા સ્થાયી વિચારો તદનુગત લાગણીઓ સહિત" (હાં...'તદનુગત લાગણીઓ સહિત "–હેમાંજ કવિત્વ આપનાર તત્ત્વ આવ્યું; નહિ તો શુષ્ક તર્ક ફિલસુફી, કે બીજું કાંઈ બનવાનું) " વિશેષ કિમતી હોવા જોઈએ."

હામાં–ટૂંકામાં કાઉંસમાં દોષ બતાવી દીધા છે. કવિતાનું અવશ્ય-ભૂત ઉત્પાદક કારણ કિયું છે તે જોવાનું છે. એકલા વિચારથી કવિતા બનતી નથી. વિકાર તો જોઈયે જ એ તો ઉપર પગલે પગલે સ્વીકાર્યું છે. પછી વિચારના મહત્ત્વ વગેરે ઉપર કવિતાની પાયરી ચઢતી ઉતરતી થાય તે જૂદી વાત છે; જો કે તે પણ હંમેશાં ખરૂં નથી; કવિતા વસ્તુ જ હેવી અદ્ભુત અગમ્ય છે કે એમ સખત નિયમ કરી સકાય જ નહિ. વિકાર ગૌણ હોઈ જડ વિચારોનો ભાર બહુ હોય તો વખતે અધમ કાવ્ય પણ થઈ જાય; અને વિચાર એકાદ સાધારણ હોય પણ વિકાર સબળ, ઉન્નત, અગાધ, હોય તો કાવ્ય સબળ જ થઈ જાય.

બીજું 'ચિરકાલમંથનથી સિદ્ધ થયેલા સ્થાયી વિચાર' વિશે આમ કહેતાં આ લખનાર પોતાનું જ એક ઠેકાણે કહેલું વિરુદ્ધ,

બને છે તે ભૂલી જાય છે. હેગેલ જ કહ્યું છે કે–"ફીલસૂફ અને તેની (કવિની) વચ્ચે તફાવત એટલો જ કે સત્યદર્શન અને સત્યજ્ઞાન એ બંનેમાં પ્રકાશ કરનાર 'કવિનું હૃદય' (જુઓ–અહિં 'હૃદય' અને 'બુદ્ધિ'નો ભેદ સ્વીકાર્યો છે), અને ફિલસૂફની બુદ્ધિ અથવા વિચાર શક્તિ; એકને પગથીઆંની મદદથી શિખર પર ચઢવું પડે છે; બીજાને "કલ્પનાશક્તિ" (માત્ર સાધનરૂપ કલ્પના નહિં–પણ ઉત્તમ કવિત્વ પ્રતિભા એમ ગણવું જોઇયે) ઉપર લઇ જઈ મૂકે છે."

ખરૂં એ છે કે વિકારરહિત વિચાર તે કદી કવિતા નહિં બને; ફિલસુફી અથવા બોધ માત્ર બનશે. પણ વિચારહીન વિકાર તે, વખતે અનિયંત્રિત અર્થહીન ઉભરો બનશે, પણ કવિતા નહિં બને એમ નહિં. અર્થાત્ વિકાર તે કવિતાનું અવશ્યંભૂત અંગ–ઉત્પાદક તત્ત્વ–છે જ. Duty વિશે ગમે એટલાં ઉપદેશવચનો હજારોએ કહ્યાં હશે, પણ વિકારનો રંગ રંગાયો ત્યારેજ વર્ડ્સ્વર્થનું Ode to Duty એ કાવ્ય કવિતારૂપ બન્યું. અને કવિતા ઉત્તમ બનવા માટે વિકાર એકલાથી જ બસ નથી. તે તો બહુ લાંબી અને આહ અસંબદ્ધ વાત છે.

પણ વિકાર વિશે આ લખનારના કહેવા કાચા વિચાર છે! લખે છે:—

"જરા ઊંડા ઉતરતાં જણાશે કે 'લાગણી' એ શબ્દ જ બહુ સ્પષ્ટ નથી." (વાહ! વાહ! 'લાગણી'નું સ્વરૂપ જ નથી જાણતા તેથી જ બધો ગોટાળો કર્યો છે કે શું!) "કોઈ પણ વિચાર અથવા તર્ક આપણે કવિતાના રૂપમાં મૂકવો દુરસ્ત ધાર્યો, તે ઉપરથીજ સિદ્ધ થાય છે કે આપણને તે શબ્દ (!) પસંદ પડ્યો છે, આપણને તેથી કાંઈ લાગણી થઈ છે!"

શાબાશ! આ તો 'ખાળાશંકરે એક વાર ભારતીભૂષણમાં હૃદયવિકારનું નિઃસાર લક્ષણ આપ્યું હતું '(અને જે 'મકરંદે'

ખોટું પાડી આપ્યું હતું) તે કરતાં. એ વાત ચઢી! હામાં અન્યો-ન્યાશ્રય દોષ આવે છે તે તો જૂદો—

"આ શા માટે કવિતા કહેવાય ?—"

ઉ.—હેમાં લાગણી છે માટે, "હેમાં લાગણી છે શાથી જાણ્યું ?"

ઉ.—એ કવિતા છે માટે,—કવિતાના રૂપમાં મૂક્યું છે માટે! આ અન્યોન્યાશ્રય દોષ છે. પણ કહેશે કે કવિતા કરવાની વૃત્તિ થઇ તેજ લાગણી થઈ એમ માત્ર સૂચવે છે. નહિં,—માત્ર ઇચ્છા થઇ, એટલું જ સૂચવાય છે. પણ અવંધ્યા કવિત્વ લાગણી થઇ એ કાંઇ કવિતા કહેવાય નહિં, નહિં તો એ રીતે ભગવાનલાલ બાપાલાલનાં બધાં ચીથરાં—'ચંદ્ર'માં મદ્યપાન વિશેની ગરબી જેવાં અનેક—અથવા દલપતરામના શબ્દ-ખેલ તે કવિતા જ કહેવાશે.

આથી વધીને આ લખનાર વળી લખે છે :—

"કુદરતી કોઈ પણ દેખાવનું અથવા જનસ્વભાવની કોઈ પણ કલા (phase)નું આબેહુબ ચિત્ર, ફક્ત ચિત્ર આપવાના જ હેતુથી કોઈ કુશલ કારીગરે આપેલું હોય, અને તે પોતાની ખુબી-ઓથી વાંચનારના હૃદયમાં કાંઈ પણ લાગણી ઉત્પન્ન કરી શકતું હોય, તો રચનારના અંતઃકરણની તટસ્થ અવસ્થાને લીધે જ ફક્ત એ ચિત્રને કવિતાનું નામ ન આપવું યોગ્ય નથી લાગતું !"

પણ કોણ કહે છે કે એ કવિતા નહિં ?—પણ આ તો સર્વાનુભવરસિક કવિતામાં ઊતરી પડયા! રચનાર 'કુશલ' હોય તો હેવું ચિત્ર તે કવિતા થાય જ. અને હેના અંતઃકરણની તટસ્થતા છતાં પોતાના ચિત્ર સાધન ભૂત—પાત્રાદિક—જોડે સમભાવ અંતર્ગૂઢ હોય તો જ ખરું ચિત્ર થાય અને તો જ વાંચનારના હૃદય ઉપર લાગણી થાય. (આટલા માટે જ, સર્વાનુભવરસિક કવિ તે ઊંડે રૂપે તો સ્વાનુભવરસિક જ છે). પણ વળી ભૂલ્ય એ થાય છે કે વાંચ-નારના હૃદયમાં લાગણી થઈ તે અને કવિતા ઉત્પન્ન કરનારના હૃદયમાં થયેલી લાગણી એ બે જૂદી જ વસ્તુ છે. હું નથી ધારતો

કે આ લખનારના મનમાં આ ઠેકાણે Rev. Baden Powell-ની એક દલીલ (બીજા જ સબંધે વાપરેલી) આવી હશે. એ રેવરંડ-ગૃહસ્થ (ઇશ્વરની સૃષ્ટિમાં વિચાર અને જ્ઞાન હોઈ ઇશ્વર જ્ઞાનમય હોવો જોઈએ તે વિશે બોલતાં) કહે છે કે—"આપણે એક પુસ્તક વાંચિયે અને એ સમઝવાને સંભાળથી વિચાર કરવાની જરૂર પડતી હોય અને જેમ જેમ વધારે અભ્યાસથી વાંચિયે તેમ તેમ વધારે સત્ય તત્ત્વ જણાય એમ હોય, તો સ્પષ્ટ વાત છે કે એ પુસ્તકના અર્થનો ગ્રાસ કરવાને માટે જે જે મનઃ શક્તિઓ આપણે વાપરવી પડે છે તે જ શક્તિયો ગ્રંથકારે એ ગ્રંથ બનાવવામાં વાપરી હોવી જોઈયે." ('Grounds and Principles of Religion' by T. Wrights, P. 50). તેજ પ્રમાણે—વાંચનારને લાગણી ઉત્પન્ન થઈ માટે કવિતા કરનારને પણ તેજ લાગણી થયેલી એમ અનુમાન કરવાનો હેતુ આ લખનારનો ભાગ્યે હશે એમ ધારૂં છું. એમ હોય તો પણ હેમાં દોષ છે! એટલે કે એક અર્થે દોષ છે અને એક અર્થે દોષ નથી. નથી આ રીતે. એ કાવ્યનું હાર્દ સમઝવાને માટે એ કાવ્ય સાથે હૃદય એકરૂપ થઈ જવાથી જે છાપ હૃદયે ઉપર પડે તે અલબત્ત રચનાર કવિના હૃદયની લાગણીનું જ પ્રતિબિંબ, અને તે અંશે સત્ય છે. અને તેમ હોય તો મૂલગત લાગણી વિના કવિતા થાય જ નહિં એ પાછું આપોઆપ સાબીત થયું. બાકી કાવ્ય વાંચીને આનંદ—કાવ્ય સારૂં છે તેથી આનંદ—કે હેવી કોઈ પણ બીજી લાગણી થાય તો તે કાંઈ કાવ્યને ઉત્પન્ન કરનાર કવિની કવિત્વ લાગણી નહિં જ અને તે લાગણી તે કવિતાની ઉત્પત્તિને વિશે તો અસંબદ્ધ જ છે. એટલે તેથી ચાલુ પ્રશ્ન ઉપર કોઈ પણ રીત્યની અસર નથી થતી.

અકોલા તથા કારંજા—તા. ૩૦-૧૧-૯૩ ગુરુવાર : બુકપોસ્ટ—પ. "ગીત ગોવિંદ"—નું ગુજરાતી ભાષાન્તર, કેશવલાલ હર્ષદરાય ધ્રુવે કર્યું છે તે હેમણે ભેટ મોકલ્યું. ફક્ત "આશ્રમવર્ગ" માટે છાપ્યું

છે. છાપેલો પત્ર માંહિ ન્હોડીને મ્હારૂં નામ લખ્યું છે. ને અભિપ્રાય સૂચના, ખોડખાંપણ, જયદેવનું વૃત્તાંત વગેરે પૂછ્યું છે. ઉપરં ટપકે જોઈ ગયો. ભાષાન્તર ખરેખર સુંદર થયું છે; કેશવલાલ ધ્રુવમાં એક જાતની ભાષાન્તરની સરલતા સરસ છે, હેના ભાઈ હ. હ. ધ્રુવની કઠોર ક્લિષ્ટતા અર્થહીનતા વગેરે હેનામાં કશું નથી. 'મુદ્રારાક્ષસ'ના ભાષાન્તરમાં જ મ્હેં પ્રથમ એ ગુણ જોયો હતો.

કાગળ લખ્યા :—૭. કેશવલાલ ધ્રુવ (અમદાવાદ.)

૭. ઉપકાર માન્યો—'ગીતગોવિંદ'ની ભેટ માટે ઉપર ટપકે જોતાં સારો અભિપ્રાય થયો તે લખ્યું. વિગતવાર પછીથી લખીશ. જયદેવના વૃત્તાંત વગેરે વિશે તો હું તદ્દન અજ્ઞાન છું. એક વાત યાદ આવી તે લખી : જયદેવની પત્ની વિશે દંતકથા છે તે નીચે પ્રાઃ —જયદેવની સ્ત્રીએ કોઈ પ્રસંગે કહ્યું હશે કે ખરી સતી તો ત્હારે કહેવાય કે પતિનું મરણ જાણતાં વાંત એકદમ સ્વભાવતઃ જ મરણ પામે. બળી મરે તે સતી શેની ? આ વાત રાજાએ જાણી, રાજાએ પરીક્ષા જોવાનું ધાર્યું. જયદેવને કામ સોંપી પરગામ મોકલ્યા. બીજે દહાડે જયદેવની સ્ત્રીને કહાવ્યુ કે જયદેવને તો રસ્તામાં વાઘે મારી નાંખ્યા. તરત જ સતી મૂર્છિત થઈને પડી; હમણાં મરશે હમણાં મરશે. રાજાએ જાણ્યું; ગભરાયો કે 'હાય હાય ! આ શું કર્યું ?' તરત જ જયદેવને તાબડતોબ બોલાવી આણ્યા. જયદેવ આવીને જુએ છે તો પત્ની શબવત્ પડેલી. જયદેવે હાથમાં વીણા લીધી, અને ધીમે ધીમે અષ્ટપદીઓ (પોતાની) ગાવાનો આરંભ કર્યો. મધુર ગીતનો ધ્વનિ, પોતાના પ્રાણ સમાન પતિના સ્વરનો—પરિચિત પ્રેમમય સ્વરનો—સુખદ ભણકાર, જેમ જેમ કર્ણદ્વારા મૂર્છિત સતીના અંતરાત્મામાં રેડાતો ગયો તેમ તેમ ધીમે ધીમે સાધ્વી શુદ્ધિમાં આવી. પાછી પ્રિય પતિના દર્શન સુખથી આનંદ પામી.

આમ દંતકથા છે. ધનેશ્વરે મ્હને તો કહી હતી. (ધનેશ્વર આપણા ઘરમાં જૂના ૪૦—૫૦ વર્ષથી બ્રાહ્મણ નોકર છે હેમણે).

દંતકથા છે, ખરી ખોટી કોણ જાણે. પણ રસિક, લલિત ભાવમયી રમણીય, અને હૃદયસ્પર્શિની કથા છે.

કારવાર–તા. ૧૬–૧૨–૯૩ શનિવાર : બુકપોસ્ટ ૬. બુદ્ધિ પ્રકાશ. (ડીસેમ્બર ૧૮૯૩).

બુદ્ધિપ્રકાશ દ્હાડે દ્હાડે બગડતું જાય છે ..... પાદપૂર્તિયો આપવા માંડી છે અને ચાલુ રાખવાનાં ચિહ્ન જણાય છે. તેમ વળી બાળાશંકર ઉલ્લાસરામના આવ્યા પછી તો વ્હેમી થિયોસોફીના ગપ્પી. મતોને અનુકૂળ વિષયોનો પગપેસારો થવા માંડયો છે એ બહુ જ શોચનીય છે. આ અંકમાંજ " પુનરુજ્જીવન "ના મથાળાનો વિષય છે. તે ક્યહાંથી, શેમાંથી, કો'ના પ્રમાણથી સાચી મનાય હેવી વાત-વાળો છે વગેરે કાંઈ જ નથી લખ્યું. અને ફલિતાર્થ એટલો જ આણ્યો. છે કે એકે ક્ષણે બે જણા પૃથ્વીના દૂર દૂર ભાગમાં મરણ પામ્યા પણ એક જણ પાછો જીવતો થયો જણાયો; ત્હેમાં પેલા બીજાનો આત્મા પેઠો, વગેરે. હવે હાવી અસંભવનીય ગપ્પોને બુદ્ધિપ્રકાશમાં દાખલ કરનારને શું કહેવું ? ન્યૂસ પેપરમાં કે હેવામાં માત્ર excitement ખાતર અથવા હેવાં હેવાં કારણો ખાતર હાવી ગપ્પી વાર્તાઓ આવે છે. ત્હેને પ્રમાણભૂત માનવાની પદ્ધતિ નવા થિયોસોફી-વાળાઓમાં શરૂ થઈ છે;—એ પણ એક જાતની અંધ શબ્દપ્રમાણ-પૂજા જ અને તે પણ અધમ જાતની. શાસ્ત્રમાં હોય તે સાચું, સંસ્કૃતમાં લખાયું તે બધું શાસ્ત્ર. એ હાસ્યાસ્પદ મતનું બીજું સ્વરૂપ આ છે—ન્યૂસ પેપરમાં "બનેલી વાત છે" કહી છાપેલું એ બધું સાચું જ એમ માનવું.

**માઝાવી**–તા. ૨૦–૧૨–૯૩ બુધવાર : આજ ચિ. ઊર્મિલાની વર્ષગાંઠ્ય છે. અંગ્રેજી તારીખ પ્રમાણે આજે સાત વર્ષ પૂરાં થઈ આઠમું વર્ષ આજ હેને બેઠું. જેવી ગરીબ, શાન્ત નમ્ર, અને આજ્ઞાનુસરિણી છે ત્હેવી હંમેશાં રહી, ભણીગણી સદ્‌ગુણી થઇ, દીર્ઘ આયુષ્ય સુખમાં ગાળો એ જ આશીર્વાદ છે.

હોનાવ્રર—તા. ૨૧-૧૨-૯૩ શુક્રવાર : ૧૪ R, A. Setna (Ahmedabad), બુકપોસ્ટ. જોડણીના નિયમ. હેમની ડિક્ષનરી માટે બનાવેલા. (ફરીથી).

ગુજ—વ. સોસાઈટીએ 'જોડણી' વિશેના મ્હારા પત્ર વિશે વિચાર કર્યો. (૨૧ મી ડીસેમ્બરે) પત્ર વંચાતો હતો તેટલામાં મનુભાઈ પણ જઈ પહોંચ્યા. સારૂં થયું. લાલશંકર સિવાય બધા (રણછોડભાઇ સુદ્ધાંત)નો અભિપ્રાય પડયો કે જોડણીમાં સુધારો અને વ્યવસ્થા કરવાની જરૂર છે. D. P. I. ને લખવાને બદલે સોસાઈટીએ જ કાંઈક એ બાબત કરવું એમ ધાર્યું છે.

( સારૂં. થાય તો સારૂ. પણ સોસાઈટી હાવી બાબતમાં ફરીને આરંભ કરશે તો જ ઘણું છે. ભરૂસો પડતો નથી છતાં આટલું પણ થયું તે સંતોષની વાત છે. )

૫-૧૪. જોડણીના નિયમ ડિક્ષનરી માટે સંજાના તથા કેશવલાલ ધ્રુવે ફરીથી ઘડી કાઢયા છે. ઉપર ટપકે વાંચી જોતાં બહુ પસંદ કરવા લાયક ફેરફાર (કેશવલાલના પ્રથમના નિયમોમાં) થયો નથી જણાતો. ઠીક છે મ્હારે કાંઈ એથી બંધાવાનું નથી. પણ પ્રથમ સેટનાએ જ લખ્યું'તું કે એ નવા નિયમ ત્હમને પસંદગી તથા સૂચના માટે મોકલીશું. અને હવે લખે છે માહિતી માટે મોકલ્યા છે. (કેશવલાલને મ્હારો અભિપ્રાય જાણવાની ઇચ્છા છે એમ સેટના લખે છે. પણ લખે છે ત્હમે એ નિયમો ભાગ્યે પસંદ કરશો એમ ભય રહે છે ) ભલે !- ફેરફારનો બચાવ કાગળમાં સેટનાએ કર્યો છે, ઠીક છે. પણ હાવી બાબતમાં એ વાજબી નથી. ચાલતી પદ્ધતિથી બહુ જ વિરુદ્ધ જવું ઠીક ના લાગ્યું એમ કહે છે. પણ જ્યહાં સત્યતત્ત્વની વાત આવી ત્યહાં ચાલતી (અંધ અવ્યવસ્થિત) પદ્ધતિને પૂજવી એ ખોટું છે. અને ડિક્ષનરી જેવા ગ્રંથમાં એકવાર જોડણી છપાઈ ગઈ તે છપાઈ જ ગઈ. હેનું પરિણામ ચિરકાળ માટે થવાનું. તો ત્હેમાં તો સત્યતત્ત્વ જ અનુસરવું જોઇયે.

લખે છે સોસાઇટી (ગુજ. વ.) કોઇ જોડણી માટે કરવું ધારે છે; જે તે કરશે તે વજનદાર થશે ને લોકો અનુસરશે (કોણ જાણે.)

લખે છે ડિક્ષનરી ૧૦ મી જાન્યુઆરીએ છાપવાનું શરૂ થશે. પણ પ્હેલું વોલ્યુમ પૂરૂં તૈયાર થતે વર્ષ એક લાગશે. લખે છે—ત્હમારૂં કામ (ઉપોદ્‌ઘાત) સપ્ટેમ્બર સૂધીં તૈયાર થશે એમ આશા છે. (ઈશ્વરઇચ્છા છે તો થશે. પણ હજી તો મ્હેં લખવાનો આરંભ નથી કર્યો. એ માટે સામગ્રી એકઠી કરેલી તે વાંચવાનું પણ ધીરૂં ચાલે છે—મહિના બે ત્રણથી તો બંધ જ છે.)

કુંભારવાડા—તા. ૨૦–૧–૯૪ શનિવાર: મનુભાઈએ પ્રાર્થના-સમાજમાં "દયાસિંધુ ત્હારે બારણે પુકારું દીનબાળ" એ પદ ગાયું હતું.–તે સાંભળી રમણભાઈને એકાએક ગાનની ઉત્તમતાથી વિલક્ષણ અસર થઈ; અને ઘેર જઇને એક કાવ્ય—"બારણે પૂકાર"—લખ્યું. તે મનુભાઈએ વાંચવા બીડયું છે. કાવ્ય ઉપર ટપકે હમણાં વાંચ્યું. કવિત્વ બહુ ઉત્તમ નથી. પણ ભાવનો ઉભરો સબળ છે. પ્રદર્શનમાં બહુ રસિકતા અથવા ચતુરાઈ જણાતી નથી. તો પણ હજી ધ્યાનથી વાંચી જોયા પછી જણાય તે ખરૂં. સંગીત અને કવિત્વનો ગૂઢ સંબંધ, રમણભાઈ કહે છે. આજ જાણ્યો.

સૂપા—તા. ૨૩–૧–૯૪ મંગળવાર: રમણભાઈનું કાવ્ય–"બારણે પૂકાર"—ફરીથી ધ્યાન દઇને વાંચ્યું. હવે લાગે છે કે ખરે-ખરૂં કવિત્વના પ્રબળ તેજવાળું જ કાવ્ય છે. પદે પદે–શબ્દે શબ્દે. એ ચામર છંદ યોગ્ય આ ઠેકાણે જડી આવ્યો છે. ત્હેના ઉછાળાની સાથે સમતાલ બનતો કવિત્વ ભાવનો ઊભરો ચાલ્યો જાય છે. જેમ જેમ વધારે વિચાર કરૂં છું તેમ તેમ એ કવિતાનું કવિત્વ સબળ જણાય છે. મનુભાઈના ગાનની વિજયિની શક્તિ પણ પ્રસંગવશાત્ સિદ્ધ થાય છે.

'દીનકંઠ જે ભણી જ ગાનદાર બંધ છે'——— એ રમણના ઉપર પણ અદ્‌ભુત મોહક અસર થઈ એ જ વિજયચિહ્ન

છે. અને એ કાવ્યમાંના કવિત્વનો જ્યોતિ ભડભડ ઉછળતો ફુવારો જણાય છે!–મધ્ય રાત્રે ૧૨–૧૫ મિનિટે (સમાજમાં ગાન સાંભળીને ઘેર જઈને) કવિત્વનો ઉછાળો શમતા પહેલાં જ લખાયલા આ કાવ્યમાં કવિત્વનો ઉછાળો યથાવત્ રહ્યો છે; અને સારી કવિતા તે કવિત્વ ભાવનો ઉછાળો શમ્યા પછી જ થાય એ મતને ખોટો પાડનારું ઉદાહરણ આ બન્યું છે.

સુશીલાના કાગળ બે દિવસ ના આવ્યા તે વખત શી શી ખોટી કલ્પના કરીને હું જાત્યને દુઃખી કરતો હતો! રખેને એ ઘણી માંદી થઈ અને રખેને ફરી મળવું અશક્ય થાય, અથવા તો મળિયે તો,

Leave me now, Love, leave me now,
Not with sorrow, not with sighs,
Not with clouds, Love, on thy brow,
Not with tears, Love, in thine eyes;
We shall meet, we know not where,
And be blessed, we know not how;
With a kiss and with a prayer,
Leave me now, Love, leave me now,

આ સાદાં પણ હૃદયવેધક વચનો બોલનારી મરણશય્યા ઉપર સૂતેલી સ્ત્રીનાં વચનોવાળી સ્થિતિમાં રખેને મળવું થાય;–હાવા હાવા કુતર્ક કરીને મૂર્ખ ખેદ કરતો હતો. Miss Cobbe ના Faithless World નામના ન્હાના પુસ્તકમાં આપેલી આ કવિતાના શબ્દો ઘડીએ ઘડીએ બોલીને એ સ્વકલ્પિત દુઃખના અગ્નિમાં વધારો કરતો હતો.–ઓ પ્રભુ! આ અધીરતા રૂપ કર્તવ્યભંગ માટે મ્હને ક્ષમા કરીશ એમ આશા રાખી પ્રાર્થના કરું છું.

સૂપા—તા ૨૫-૧-૯૪ ગુરુવાર : ગઈ કાલ્ય ઉતારેલી (સ્મરણ-માંથી ઉતારેલી) Leave me now, Love. એ મધુર કવિતાપંક્તિ વિશે વિચાર કરતાં જોઉં છું તો હેમાં એક પણ

Latin ભાષામાંથી આવેલો શબ્દ નથી; બધા Anglo-Saxon ભાષામાંથી આવેલા જ શબ્દો છે. કવિત્વની રસિકતા શબ્દના આડંબરથી નથી આવતી હેનું આ ઉત્તમ ઉદાહરણ છે. સંસ્કૃતમય ગુજરાતીના ભભકાદાર ઘરેણાં ખડકનાર હ. હ. ધ્રુવ, મનઃસુખરામ સૂર્યરામ, વગેરેને આ રસિક પદ્ય ભેટ આપવું જોઈએ. પણ મ્હને યાદ છે કે મનઃસુખરામ તો હેમની સંસ્કૃતમય શૈલીનો બચાવ અપૂર્વ રીતે જ, આ Anglo-Saxon શબ્દો વાપરવાની યોગ્યતાના મતની જ મદદ લઈને કરે છે. હેમણે એકવાર મ્હારે મ્હોએ જ કહ્યું હતું – કે "જેમ અંગ્રેજી ભાષા સારી ત્ય્હારે કહેવાય છે કે ત્હેમાં ઍંગ્લો સેકસન શબ્દોનો ઉપયોગ, અને પાછળથી–નોર્મન, ટૉકવેસ્ટ પછીથી–પેઠેલી લેટિન અને ગ્રીક અને ફ્રેંચ ભાષાના શબ્દોનો ત્યાગ કરે છે ત્હારે. તેજ પ્રમાણે ગુજરાતી મૂળ સંસ્કૃત ઉપરથી ઉત્પન્ન થઈ છે અને ફારસી ભાષાનો ભેળ તો પાછળથી ઉત્પન્ન થયો છે; માટે જેમ ફારસી શબ્દોનો ત્યાગ અને સંસ્કૃત શબ્દોનો સ્વીકાર તેમ ગુજરાતી ભાષા શુદ્ધ અને સારી ગણાય." હાવી મતલબનું કહ્યું હતું.

પણ આ દલીલમાં બે મ્હોટી ભૂલો છે.

(૧) ગુજરાતી ભાષા સંસ્કૃત ઉપરથી સાક્ષાત્ નથી આવી પણ પ્રાકૃત ભાષાઓની મારફત આવી છે. માટે અંગ્રેજી : ઍંગ્લો સેકસન : : ગુજરાતી : પ્રાકૃત અને એમ નહિ કે

અંગ્રેજી : ઍંગ્લો સેકસન : : ગુજરાતી : સંસ્કૃત.

(૨) અંગ્રેજીમાં પણ ઍંગ્લો–સેકસન શબ્દો નહિ પણ ઍંગ્લો–સેકસન ઉપરથી આવેલા શબ્દોનો ઉપયોગ થાય છે.

માટે ત્યજવું; અહુણા, વગેરે પાંડિત્ય દંભને આ આધાર નથી મળતો. અંગ્રેજીમાં Now, leave, વગેરેને બદલે મૂળ A. S. શબ્દો નથી વાપરતા.

**દુસગી (તાલુકે હળિઆળ)**—તા૦ ૩૧–૧–૯૪. બુધવાર:
ક. મનુભાઈ (અમદાવાદ).

મનુભાઈનો કાગળ આજ આવ્યો હેમાં લખે છે કે નારાયણ હેમચંદ્રે ઈંગ્લાંડથી પોતે લખેલી એક ચોપડી–Noble Deeds of Boys મોકલી છે. અને લખ્યું છે કે મ્હારે (નારાયણને) ખરચે છપાવજો, વાંચી જઈને. અંગ્રેજીમાં લખી છે. મનુભાઈ લખે છે પુષ્કળ ભાષા દોષ છે; અને આમ અંગ્રેજી ભાંગ્યું તૂટ્યું આવડીને પુસ્તક છપાવવાની મૂર્ખ ધૃષ્ટતા સારી નહિ. ગુજરાતીમાં તો નારાયણી ગુજરાતી (એટલે અશુદ્ધ, વ્યાકરણ દોષવાળી સંસ્કૃત-બંગાળી દોષયુક્ત સંસ્કૃત–મય) ગુજરાતી નભતી'તી; ગુજરાતી વાચક વર્ગ અને સાક્ષર વર્ગનું હજી બંધારણ જ નથી ત્હેને પ્રતાપે. પણ અંગ્રેજીમાં નારાયણી અંગ્રેજી ના ચાલે ભલો આદમી છે.

નારાયણ હવે રશિયા જવાનું ધારે છે. શો ભ્રમણશીલ છે! ત્હાં અંગ્રેજનો જાસુસ ધારીને હેને કેદબેદ ના કરે તો સારૂં. ત્હાંથી હિંદુસ્તાન આવીને રશિયાનાં કાંઈ વખાણ ગાંડાં ઘેલાં કરશે તો અહિં વળી ફિતૂરીમાં ગણાશે.

હળિયાળ—તા. ૪–૨–૯૪ રવિવાર : મ્હારાં નવાં કાવ્યોનો સંગ્રહ છપાવીશ ત્હારે અર્પણ કરવાનું કાવ્ય આજ પૂરૂં કર્યું. ૨૫–૧–૯૪ એ શરૂ કર્યું'તું. વચમાં એક બે દ્હાડા ખાલી પડ્યા'તા અને તે શિવાય પણ કડકે કડકે કલાકેક લખતો'તો. ૧૮૯૨ ના ઑક્ટોબરમાં ધાર્યા પ્રમાણે આજ અમલ થયો. (૧૮–૧૦–૯૨ ની ડાયરી જુઓ). મનુભાઈને અર્પણ છે. હાલ એ વાત ગુપ્ત રાખવાની છે.

હળિઆળ—તા. ૭ ૨–૯૪ બુધવાર : નારાયણ હેમચંદ્ર(લંડન).

૧૪ મહીનામાં નારાયણે ૩૩ પુસ્તકો લખ્યાં. ત્હેની યાદી લખી છે. બીજાં દશેક તૈયાર કરે છે-વગેરે લખ્યું છે.

"Music in Song" એ પુસ્તક મોકલ્યું છે. ભેટ કે કેમ એ કાંઈ લખ્યું નથી. ઈંગ્લાંડના આરંભથી આજ સુધી બધા કવિઓએ સંગીતની પ્રશંસા સંબંધી કાવ્ય જે જે લખેલાં ત્હેનો સંગ્રહ છે. ઠીક છે. પણ પૃ—મે નીચેનું કાવ્ય છે તે "સંગીત" વિષયનું

છે જ નહિં. 'પ્રકૃતિ'ને 'સંગીત'નું રૂપક આપીને 'પ્રકૃતિ' વિશે લખ્યું છે. તે સંગ્રહ કરનારે કેમ દાખલ કર્યું હશે? આશ્ચર્યકારક લાગે છે.

No mere machine is nature,
  Wound up and left to play;
No wind-harp played at random,
  By airs that idly stray;
A spirit sways the music,
  A hand is on the chords;
Oh! bow thy head and listen;
  That hand, it is the Lord's!

કવિત્વ હામાં સરસ છે, ગંભીર ભાવ છે. છતાં 'સંગીત'ની પ્રશંસા એ વિષય જ નથી એ સ્પષ્ટ છે. માત્ર Music શબ્દ અને હેની ઉપમા આપી છે તેથી ભ્રમ થયો છે! પણ એ ભ્રમ થવો જરાક દોષ ભરેલી વાત છે.

એટલું જ નહિં. માત્ર Music અથવા હેનો શબ્દ, હેનું રૂપક, વગેરે હોઈ સંગીત વિશે કાંઈ જ નહિં હેવાં બીજાં બહુ પદો વળી હામાં જણાય છે.

ચેલ્લાપુર—તા. ૧૮-૨-૯૪ રવિવાર: કાગળ લખ્યો:–નારાયણ હેમચંદ્ર.

29 Store Street (London W. E.)

હેના કાગળનો જવાબ. Music in Song મોકલવા માટે ઉપકાર માન્યો. સુશીલાની હકીકત લખી. ગેરસપ્પાના ધોધની વાત લખી......કુસુમમાળા ભાગ ૨ ને છપાવવા માટે નકલ થાય છે તે લખ્યું. હેમાં નારાયણને માટે (ચિત્રપોથી માટે) કરી રાખેલાં બેચાર પદો (તારા-કોયલ-ગુલાબ ફુલ-અજવાળું) છે તે દાખલ કરવાની પરવાનગી પૂછી વગેરે વગેરે.

ચેલ્લાપુર—તા. ૨૫-૨-૯૪ રવિવાર : પ્રેમ, પ્રેમમાં ખલેલ થવાથી ઈર્ષ્યા, વગેરે માનુષભાવ ખુબસુરતીની અપેક્ષા નથી રાખતા હેનું એક હૃદયસ્પર્શિ ઉદાહરણ આજ જોયું. આ તાલુકાના હેંગુલવી ગામના એક મરાઠા શીદી ઉપર ફોજદારી કામ મ્હારી આગળ ચાલતું હતું; ત્હેમાં આજ હેની જબાની લીધી (કેફિયત લીધી). ત્હોમત: પોતાની બાયડીને કુહાડીવતે ઘા કરીને હાથ કાપી નાંખ્યાનું હતું. હેણે સર્વ કબૂલ કર્યું. આમ મારવાનું કારણ શું? એ જ પેલું સર્વવ્યાપિ કારણ;—પ્રેમભંગ અને તેથી થયેલી ઈર્ષ્યા; બાયડી બેવફા છે એમ સંશય; —That one drop in love's cup which poisons love.

પ્રેમતણા પ્યાલા વિશે,
એક બિંદુ પડી જેહ.
પ્રેમ અમીને કરી દિયે,
હાલાહલ ક્ષણ તેહ.

શીદી બોલ્યો :—"મ્હેં હેને પાળી, હેનું રક્ષણ કર્યું; મ્હેં હેનું પેટ ભર્યું, છતાં એ મ્હારી જ થઇને ના રહી! મ્હેં હેનું કહ્યું બધું કર્યું, હેની બધી હોંસ પૂરી કરી; જે જે માગ્યું તે આણી આપ્યું; થોડા મહીના ઉપર જ ચેલ્લાપુરના દુકાનદાર કનેથી આઠ રૂપિયાની ફ્હેવી સારી સાડી આણી આપી; હાથે વાંક કરાવી આપ્યો. છતાં—છતાં—મ્હારૂં ના માન્યું, મ્હને નહિ પણ હેના યારને વ્હાલો કર્યો!" —આમ ક્હેતાં ક્હેતાં બિચારો ડુસકાં ભરી રોવા લાગ્યો. કેસ ચાલતો હતો તે બધી વખત જ્યહારે જ્યહારે સવાલ પૂછવાનું હેને હું કરતો ત્યહારે ત્યહારે મુખમુદ્રા ઉપર, આખા શરીરમાં, એક જાતનો ભાવ-સુદ્ધો થતો કંપ જણાઈ આવતો હતો. એ બોલ્યો :—"મ્હેં હેને મારી નાંખવા માટે ઘાયલ ન્હોતી કરી! ના ના મારી શું કામ નાખું? મ્હારી થઇને ના રહી તો પણ મ્હેં હેને કેટલું કેટલું કર્યું છે! હેનું કેટલું મ્હેં કેટલું માન્યું છે!—પણ એ મ્હારી ના થઇને રહી!"

અને એ બાયડી જોઇ હોય તો બદસુરતીનો જ નમૂનો! પણ

પ્રેમાદિક ભાવને રૂપની અપેક્ષા નથી જ. આ બિચારા શીદીની સ્થિતિ કહેવી હશે! કહેવું ભાવશુદ્ધ એ હૃદયમાં થતું હશે! હેણે પોતાના સાદા શબ્દોમાં સબળ રીતે જણાવ્યું હેમાં શક નહિં. છતાં એ માત્ર થોડુંક જ. અંદર તો અવાચ્ય ક્ષોભ થયા કરતો હશે–એ કલ્પના–સબળ કલ્પનાથી જ જણાય.

**મંચીકેરી**—તા ૨૬–૨–૯૪ સોમવાર : તા. ૨૧–૨–૯૪ ના Bombay Gazette માં ડૉક્ટર ભાંડારકરનું Convocation Address પૂરૂં છપાયું છે. આ વર્ષે ચેનસેલર (ગવર્નર) હાજર છતાં વાઇસ-ચેનસેલર (ભાંડારકર)ની કનેજ ભાષણ અપાવ્યું આ બનાવ (અને તે આ દેશના દેશીએ આ કૉનવોકેશનનું ભાષણ આપ્યું તે) આ યુનિવર્સિટીના ઇતિહાસમાં પ્રથમ જ બન્યો છે. આ ભાષણ ઘણું જ ગંભીર વિચારથી ભરેલું અનેક વિષયો પર ચર્ચા કરનારૂં અને વિદ્વત્તાભરેલું છે. એ ત્રણ મુખ્ય મુદ્દા નોંધી રાખવા લાયક છે:—

(૧) ગ્રેજ્યુએટોનાં અકાળ મરણ–લોકો કહે છે યુનિવર્સિટીના અભ્યાસનો બોજો તેજ કારણ છે. પણ ભાંડારકર યોગ્ય રીતે એ રદ કરે છે.

પૌષ્ટિક ખોરાક–નિયમિત કસરતનો અભાવ અને બાળલગ્ન એ જ કારણો જણાય છે. આ સવિસ્તર ડૉ૰ ભાંડારકરે સિદ્ધ કરી આપ્યું છે.

(૨) યુનિવર્સિટી માત્ર પરીક્ષક મંડળી ન બનવી જોઇયે; પણ જાતે વિદ્યાનો શોખ તથા અભ્યાસ ચલાવનાર, બીજાઓને ત્હેનો શોખ લગાડનાર, પુસ્તકો પ્રસારનાર વગેરે વગેરે ગુણોવાળું વિદ્વાનોનું મંડળ જોઇયે. તે માટે જર્મન યુનિવર્સિટીઓની પેઠે એક એક વિષય ઉપર જીવન પર્યંત અભ્યાસ ચલાવનારા વિદ્વાનો ઉત્પન્ન થાય હેવી ગોઠવણ કરવી જોઇયે–માટે

(૩) હેવા અભ્યાસ ચાલુ રાખવાને ગ્રેજ્યુએટોને આધાર માટે કાયમની ફેલોશિપો કરવી જોઇએ. દક્ષિણા ફેલોશિપોનો મૂળ હેતુ ડૉ૰

હાવર્ડનો એ જ હતો. અને પૂર્વે એ ફેલોશિપોને વર્ષનું નિબંધન હોતું જ. પછીથી થયું. તે પાછું ખેંચી લેવું જોઇએ. તેમજ ધનાઢ્ય લોકોએ સ્કોલરશિપો વગેરે બહુ સ્થાપી છે, હવે ફેલોશિપો સ્થાપવા પૈસા આપવા જોઇયે.

(૪) General Culture અને Special Education ને સંબંધે પણ સારું કહ્યું છે.

આ શિવાય અનેક મહત્ત્વના વિષયો આ ભાષણમાં ચર્ચાયા છે. તે જોવાથી જ જણાશે. ઇતિહાસનું ખરું જ્ઞાન ના લેવાથી પાશ્ચાત્ય રાજકીય બાબતોની નકલનો દુરુપયોગ વગેરે વગેરે, અનેક નાત્યોને લીધે એક પ્રજાત્વ અશક્ય-વગેરે વગેરે.

**બેલગાંવ રેલવે સ્ટેશન**—તા ૨૭-૩-૯૪ મંગળવાર : ગઈ કાલ્ય અને આજ મળીને રેલ્વે ટ્રેનમાં Olive Schreiner ની Dreams નામની સુંદર ચોપડી વાંચી નાંખી. છુટક છાપેલાં ૧૮૨ પાનાં છે. ચાર પાંચ કલાકમાં પૂરી કરી. હેની લખવાની પદ્ધતિ (મહારૂપક વાપરીને જ લખવાની) રસિક, અપૂર્વ અને સૂચક છે. કાંઇક અજ્ઞાતવાદ ( Agnosticism ) તરફ હેના મતોનો ઝોક છે, પણ નાસ્તિક તો નથી જ એમ લાગે છે.

**હળિયાળ**—તા. ૭-૪-૯૪ શનિવાર : ઇસ્ટરમાં અમદાવાદમાં હું હમણાં હતો ત્હારે નારાયણ હેમચન્દ્રનાં લખેલાં અંગ્રેજી પુસ્તકો મ્હેં ઉપર ટપકે વાંચી જોયાં. મનુભાઈ એ લખ્યુ"તું તેમ બહુ ભૂલ્યો ભરેલું લખાણ કે હેવું કાંઈ લાગતું નથી. ભૂલ્યો થોડી ઘણી છે. તે માત્ર હસ્તદોષની છે, અને મ્હને તો આશ્ચર્ય લાગ્યું. હાવી રૂઢ અંગ્રેજી ભાષા નારાયણ લખતાં ક્ય્હાંથી શીખ્યો ?—જૂદે જૂદે ઠેકાણેથી એકઠા કરેલા ઉતારા વખતે હશે એમ લાગે છે. છપાવવાને કશી અડચણ નથી. પણ ઉતારા છે કે નારાયણનું પોતાનું લખાણ છે તે વાત ખરી દાખલ કરવી જોઇયે.

**રામનગુણી**—તા. ૧૯-૪-૯૪ ગુરુવાર : આજ અપોરે

ઑફિસનું કામ કરતે કરતે એક પક્ષીનો અજબ મધુર શબ્દ સાંભળ્યો;
—ટુટ ટુક ટુટુ ટુટુ! આમ સામટા એક સતત શબ્દવાળું, અને
મ મ મ મ મ—પ સ આમસૂરવાળું ગાન હતું.
૨ ૧ ૧ ૨ ૧½ ૨ ૧

(૨, ૧ સ્વરનું કાલમાન જણાવવા માત્રા મૂકી છે.)

હુબ્બુલી—તા. ૨૦-૪-૯૪ શુક્રવાર :

Swinburneનું ન્હાનું કાવ્ય વ્હોરયું છે. હેમાંની એકએ લીટી—

'All the while ye saw me smile,

Ye know not whence the song—Came that made me smile.

—એ મ્હારા, શ-શિ-દ-ના મરણ વિશેના, કાવ્યની એક કડી જોડે સરખાવવા લાયક છે.

"અમર ભૂમિને આંગણે દિવ્યગાન ગવાય,
સુણીને તે તુજ મુખ પરે મીઠું સ્મિત લ્હેરાય."

એ કડી......આ વિચાર-મૂક બાળકના અનિમિત્ત જણાતા સ્મિતનું મૂળ અમર ભૂમિમાં દિવ્યજનનાં ગાનમાં સોધવું તે—મ્હને મેળે જ સૂઝ્યો હતો. તે વખતે આ Swinburne નું કાવ્ય મ્હેં સ્વપ્નમાં પણ જોયું કે જાણ્યું નહોતું.

ઉભરે—તા. ૨૬-૪-૯૪ ગુરુવાર : આજ આવેલા ચંદ્રના અંકમાં અનેક ટીકા કરવા લાયક બાબતો છે.

'ચંદ્ર! ત્હારે માથે જવાબદારી કાંઈ છે ત્હેનું ત્હને ભાન છે?'

ઉભરે—તા. ૨૭-૪-૯૪ શુક્રવાર : રમણના લખ્યાથી જાણ્યું—આજ જ—કે વિદ્યા તો કવિ થઈ છે! પેલા 'સ્વપ્ન'માંના 'ખોવાયેલો આનન્દ' ('Lost Joy') નું ભાષાન્તર કવિતામાં વિદ્યાએ એક બે મહિના ઉપર (મ્હને એ ચોપડી રમણભાઈયે આપી તે પહેલાં) કર્યું છે. પૂરું નથી થયું, હેને કઠણ લાગશે તો રમણભાઈ પૂરું કરશે. આ વિદ્યાનો પ્રથમ જ પ્રયત્ન (કવિતામાં) છે.

મ્હને પણ લાગતું તું કે આ સ્વપ્ન (The Lost Joy)નું ભાષાન્તર અથવા adaptation (અનુકરણ ?) પદ્યમાં કર્યું હોય તો કહેવું ? પણ એમ જ નિશ્ચય કર્યો કે ગદ્યમાં ભાષાન્તર જ કર્યું તે ઠીક છે. શાથી કે આ કાવ્ય તે કોઈ સ્વતઃ કલ્પિત અથવા સ્વાનુભવથી થયેલા ભાવનું પ્રતિબિમ્બ ના બનવાનું. તો પણ પદ્યમાં થાય ખરૂં. Life ને માટે શબ્દ (સ્ત્રીલિંગનો જ) યોગ્ય મળવો કઠણ છે—રમણભાઈ લખે છે. તે ખરૂં છે. મ્હેં ન ચાલતે જ 'જિંદગી' શબ્દથી કામ ચલાવ્યું છે. પણ કવિતામાં તો ના શોભે—એ શબ્દ જ.

અકોલા—તા. ૭-૫-૯૪ સોમવાર: કાગળ આવ્યો-રણછોડ ઉદયરામ (ભૂજ) "અમારા તરફથી" (એટલે શું ? ભૂજ તરફથી કે પોતે બહુવચની ભાઈ તરફથી) "રણપિંગળ" નામે પિંગળનો ગ્રંથ રચાય છે. તેમાં આજ સુધીમાં જણાયલા તમામ "જાતિ" અને છંદો ઘણું કરીને આવી 'જાય છે'—!—માટે પૂછે છે કે કુસુમમાળામાં વિષમ હરિગીત છંદ ('જાતિ') છે તે બીજા કોઈ પિંગળમાં નથી. ક્યા પિંગળમાંથી અથવા શા આધારે કર્યો તે લખશો.

પિંગળમાં હોય તે જ છંદ ? નવા ના થાય ? યોગ્ય હોય તો ? અને મ્હેં તો માત્ર નામ આપ્યું છે બાકી વિષમપદવાળો હરિગીત મણિલાલ દ્વિવેદીનો પ્રથમ કરેલો છે વગેરે લખીશ.

પણ "રણપિંગળ" એટલે શું !—હા. હમણાં જ સૂઝયું રણછોડભાઈનું કરેલું માટે "રણ" ! ! !

અને 'જાતિ' એટલે શું ? છંદ, વૃત્ત,—અને આ ત્રીજું નામ 'જાતિ જાતિ' તે શું ?

કારવાર—તા. ૨૦-૫-૯૪ રવિવાર: આજ પ્હરોડમાં સાડા-ચાર વાગે વૈજવાડથી હોડીમાં નીકળ્યો; ન્હાના હોડકામાં પૂર્ણ ચંદ્ર પશ્ચિમમાં લટકતો હતો; શાન્ત નદીના પડમાં તેહનું પ્રતિબિમ્બ જરા જરા નાચતું હતું. ચારે બાજુ પ્રભાતની મંદ શાન્ત શોભા સૂતી હતી. પર્વતો આસપાસ ઝાંખા ધૂમસમાં ને વાદળાંમાં મૌન સમાધિમાં ડૂબ્યા હતા. બધી શોભા હેની તો હૃદયમાં પેશે હેવી હતી.

એકાએક હું ગાવા જ મંડી ગયો; એકદમ ગાન કંઠમાંથી ઉત્પન્ન થયું. હૃદયમાંના ગાને કંઠના ગાનને ઉત્પન્ન કર્યું; આ સર્વ સુંદર છબિ તે પણ એક જાત્યનું શાન્ત ગાન જ હતું; ગાને હૃદયના ગાનને ઉત્પન્ન કર્યું.

શુક્રવાર—તા. ૨૯-૫-૯૪ મંગળવાર : કાગળ આવ્યા: મણિશંકર ભટ્ટ (કુંડલા–કાઠિયાવાડ). લખે છે કે કેશવલાલ ધ્રુવે હવે અભિપ્રાય બદલ્યો છે અને કબૂલ કરે છે કે પ્રેમાનંદનાં નાટકો તે ક્ષેપક જ બધાં છે—હોવાં જોઇયે.

· સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક કવિતા વિશે આખરે હેમનો મત મ્હારી સાથે મળતો આવ્યો છે, માત્ર નામમાં ફેર રાખિયે છિયે.

વડોદરા જૂનના આરંભમાં એ જશે પછી પ્રાચીન કાવ્યની *Forgery* વિશે જે કાંઈ તપાસ મળશે તે લખશે.

*Dreams* નાં મ્હારાં ભાષાન્તર હેમને પસંદ પડયાં છે. સિદ્ધાન્તસારનું ખંડન જ્ઞાનસુધામાં હેમનું આવવા માંડયું છે તે વિશે અભિપ્રાય પૂછે છે. સૂચના વગેરે.

શુક્રવાર—તા. ૧૪-૬-૯૪ ગુરુવાર : આજ એક જનનીના વાત્સલ્યનું મધુર આનંદમય ચિત્ર દીઠું. એપ્રિલના Good Words નામના માસિકને પ્રથમ પૃષ્ઠે જ. છે:

" An Earthly Paradise " નામ છે: (from the picture by L. Alma Tadema R. A. with the permission of the Berlin Photographic Co., 133 New Bond Street, London.) ધાવણા બાળકને નીચી પલંગડીમાં સૂતેલાને રહવારમાં જગાડતી જનની, જાનુએ પડી અશીકા ઉપરથી વાંકી વળી શિશુને કપાળે પોતાના અધર અડકાડતી ચુંબન કરતા પ્હેલાં, ઊંચા હાથ પગ ઉછાળી હસતા બાળકને લડાવતી ચીતરી છે. રમણીય મધુર વાત્સલ્યની મૂર્તિ છે.—એ જ ચિત્ર ઉપર કાવ્ય એક

કરેલું એ જ અંકમાં છે. એ કાવ્ય પણ ઠીક છે, બનશે તો ભાષાન્તર અથવા અનુકરણ કરીશ

કારવાર--તા. ૧૯-૬-૯૪ મંગળવાર : કુસુમમાળા ભાગ બીજા માટે મનુભાઈ તથા વરજભાઇ બે નામ બતાવે છે.—૧ કાવ્યકૌમુદી, ૨. હૃદયલીલા (ઠીક છે. પણ પૂરાં મનમાં નથી બંધ બેસતાં. "અરણ્યરુદિત" એ મ્હેં સૂચવ્યું છે ત્હેનો જવાબ હજી આવવાનો છે. એ પણ બહુ સારૂં નથી.

કારવાર—તા. ૨૩-૭-૯૪ સોમવાર : એથેલનો આનંદ જોઇ આનંદ પામવાની મ્હારી ઉત્કંઠાનો વિચાર કરતાં મણિશંકર ભટ્ટે બનાવેલા અનુપમ લાવણ્ય અને મૃદુભાવની મૂર્તિરૂપ કાવ્ય—'કચ અને દેવયાની'નું સ્મરણ થાય છે; કચના દેવયાની તરફના સ્વચ્છ બંધુભાવનો ધ્વનિ મ્હારા હૃદયમાં થઈ હૃદયને પવિત્ર કરે છે, અને પ્રેમના ઊંચામાં ઊંચા દિવ્ય સ્વરૂપનું લક્ષણ રમણભાઈ યે એ કાવ્ય વિશે ચર્ચા મ્હને હેમણે લખેલા કાગળમાં કરેલી ત્હેમાં આપ્યું હતું તે યથાર્થ લાગૂ પડતું લાગે છે :—

"The demand for sympathy in the participation of enjoyment of natural beauty is the unconscious origin of the deeper sentiment of love which demands participation in the enjoyment of emotional beauty."

મ્હારાં નવાં કાવ્યોના સંગ્રહ* માટે નામ :—૧ હૃદયલીલા. ૨ ઊર્મિમાલા. ૩ કલ્લોલમાલા. ૪ તરંગમાલા. ૫ હૃદયમૂર્છના. ૬ હૃદયઝંકાર. ૭ ગુહાધ્વનિ. ૮. વીણાધ્વનિ. ૯ હૃદયધ્વનિ. ૧૦ વીણાઝંકાર. ૧૧ પરિવાદિની. ૧૨ સુરધનુરંગ ૧૩ ભાવમરીચિકા (mirage) ૧૪ મૃગજલપ્રભાજ્યોતિ. ૧૫ ગંધર્વનગરી. ૧૬ હૃદયવિહાર

* જે 'હૃદયવીણા' નામથી પછી પ્રગટ થયો.

૧૭ માયાચિત્ર. ૧૮ ભાવમાયા. ૧૯ નંદનકુસુમ. ૨૦ મંદાકિનીવિહાર. ૨૧ ઉચ્ચવિહાર. ૨૨ અરણ્યરુદિત. ૨૩ ગગનવિહાર. ૨૪ હૃદયમંથન ૨૫ કુસુમરેણુ. ૨૬ મંદાકિનીતરંગ. ૨૭ તારકમંડળ. ૨૮ સરસ્વતી-પદપંક્તિ. ૨૯ હૃદયવીણા. ૩૦ રજનીકૂજિત. ૩૧ હૃદયકૂજિત. ૩૨ તારકમાલા. ૩૩ હૃદયકોકિલ..

કારવાર—તા ૧૦-૮-૯૪ શુક્રવાર : આજ સ્હવારે સાડા આઠેક વાગ્યે હું ઘેરથી બ્હાર ફરવા નીકળ્યો. કોંપાઉંડ બહાર જતાં જ સ્હામેથી દાક્તર મળ્યા. કહે છે કે :—"મારો ભાઈ (એથેલનો બાપ) બહુ જ (dangerously) માંદો છે. આ જ સ્હવારે જ તાર મળ્યો." આ જાણી હું ખરે બહુ દિલગીર થયો. એથેલ! બિચારી એથેલ! ત્હને વળી પછી દુઃખની વારી આવી! ઈશ્વર ત્હને સહાય થાઓ!

આવતી કાલ્યનું દાક્તરને ત્હાંનું ડિનર બંધ રાખ્યું; દાક્તરે જ કહ્યું

હું દિલગીર થયો ખરો; પણ જાત્યને કાંઇક ઊંડો ઠપકો આપવાનું મન થાય છે. કોઇકે કહ્યું છે કે મનુષ્યમાત્ર પોતાના મિત્રોના સંકટથી એક રીતે અંદરખાનેથી ખુશી થાય છે. ખરે એ ખરૂં લાગે છે. મ્હને કાંઈક અંદરથી સંતોષ ના થતો હોય, જાણે એથેલને આ દુઃખના સમાચાર મળ્યાથી મ્હને સમભાવ થવાનો પ્રસંગ મળ્યો તેથી ઊંડી ખુશી ના થતી હોય, હેવો વ્હેમ ઉત્પન્ન થાય છે. ઓ! પ્રભુ! આ અપરાધ ક્ષમા કર્ય. ખરે; દિલગીરી, સમભાવ, વગેરે ઉદારભાવના વેશમાં સ્વાર્થ, સ્વપ્રીતિ, સ્વસુખપરતા, ફ્હેર્તાં ગુપ્ત રહે છે. પ્રભુ! એ વેશધારી વૃત્તિયોને પકડીને શી સજા કરૂં? સજા કરવાનું સામર્થ્ય આપ્ય; અને નિઃસ્વાર્થ સમભાવની ઉદાર ભાવના સાધિત કરવાનું સદ્ભાગ્ય આપ્ય! એથેલ! બ્હેની! ઈશ્વર ત્હને સુખી રાખો! ધૈર્ય આપો!

કારવાર—તા. ૨૨-૮-૯૪ બુધવાર : બિલિયર્ડ રૂમમાં સાંઝે ગયા પછી અંદર બેઠો બેઠો બારીમાંથી દૂર જોઉં છું તો કેટલાંક

અડવાડિયાં ઉપર જે સુંદર ગુલમાર રંગનું આકાશ જણાયું હતું, તે જ છબિ પાછી જણાઈ. ફ્રેહેવું વિચિત્ર. ત્રીજીવાર એનો એ દેખાવ દીઠો. પેલી છબિ—" Inspiration " નામની—જેમ જેમ વધારે જોઉં છું તેમ તેમ વધારે સૌન્દર્યનાં તત્ત્વ જણાય છે અને હૃદયને તલ્લીન, આનંદ-( દિવ્ય આનંદ )-નિમગ્ન, સ્તબ્ધ કરી દે છે— આ સુંદરી તો એક પગલું રસિક લટકાથી આગળ ભરેલું રાખીને ઊભી છે. એ સ્થિતિ પણ અર્ધકૃષ્ટ સ્વરોને પકડવાને જ જાણે જતી હોય એમ સૂચવે છે-હાથનો અંગૂઠો અને તર્જની તો સૂચવે જ છે; તેમ જ એ પગલું ભરેલું હોવાથી સ્વરો જાણે એ પ્રત્યક્ષ અંતરિક્ષમાં તરતા દેખતી ના હોય એમ પણ ધ્વનિ થાય છે; આંખ્યોની તલ્લીન અદ્‌ભુતતાથી આ ધ્વનિ વધારે સબળ થાય છે. ભીમભાઈના પૃથુરાજ રાસામાં નારદની વીણાને આહ્‌વાન કરતાં વીણાને વિશે કહ્યું છે.

" કે તું રહી લટકતી વન વૃક્ષડાળે
બેઠી તળે વિરત વાદિતને નિહાળે. "

હેમાં "વાદિત"—ગાન—ગાન (વાદ્ય) સ્વર—ને 'નિહાળવા'નો વિષય બનાવીને સ્વરનું મૂર્તત્વ અદ્‌ભુત રીતે કલ્પ્યું છે. એ જ મૂર્તત્વ આ ચિત્રમાં ચિત્રકળા (ફોટોગ્રાફ કળા)થી અપૂર્વ રીતે દર્શાવ્યું છે.

કારવાર—તા. ૨૭-૮-૯૪ સોમવાર : શુ પો. 'ચંદ્ર' (શ્રાવણ ૧૯૫૦)

'કાન્ત' (મણિશંકર ભટ્ટ) નાં બે કાવ્ય છે. 'રાજહંસને વિરામ માટે પ્રાર્થના' અને "પ્રણયમાં કાલક્ષેપ." પ્હેલું કાવ્ય સમજાય છે. પણ બીજાનું તાત્પર્ય સ્પષ્ટ નથી સમજાતું; ખ્યાત્ વધારે ખાસ દઈને વાંચવાથી જણાય તો કોણ જાણે.—બીજાં તો તદ્દન નમાલાં કાવ્યો બીજા લોકોનાં છે.

×

એથેસે મ્હને અન્યાય આપીને કે ગમે તેમ મ્હારી તરફનો અપૂર્વ સ્નેહ ભાવ તદ્દન તજી દીધો છે. તેથી સહસા ઉત્પન્ન થયેલું પદ "ઉડી ગયેલું સ્વપ્ન"—સુશીલાને મોકલ્યું. વાંચવા માટે. કોને વિશે છે તે સુ૦ તરત સમજશે જ. મ્હારી બધી હકીકત રોજ હું લખતો રહું છું તેથી.

કારવાર—તા. ૬-૯-૯૪ ગુરુવાર : ભાદરવા સુદ ૭ સંવત ૧૯૫૦ : આજ મ્હને ૩૫ વરસ પૂરાં થયાં. ઈશ્વરકૃપાથી અત્યાર સુધી જીવન માર્ગમાં બહુધા સુખ જ મળ્યું છે. ઈશ્વર ! ત્હારો ઉપકાર કેટલો માનું ! આટલી ઉંમરમાં મ્હેં કાંઇ પણ ન કરી વખત ગુમાવ્યો છે એમ તો હું જૂઠી નમ્રતા નહિં બતાવું. પણ અનેક દોષ થયા હશે તે માટે પશ્ચાત્તાપ ખરેખરો થાય અને ભવિષ્યમાં કર્તવ્યનિષ્ઠ થઇ હંમેશ જ ચાલું એ જ પ્રાર્થના છે.

મુંબાઇ—તા. ૧૩-૧૦-૯૪ શનિવાર : મનસુખરામને ત્હાં. મનસુખરામે ગુજરાતી ભાષા સંબંધી ચર્ચા કાઢી. વિભક્તિના પ્રત્યયો વિશે ત્હમે શો વિચાર કર્યો છે ને શો સિદ્ધાન્ત કર્યો છે ?—એમ હેમણે પૂછ્યું. આ સવાલ હેમણે પ્હેલાં પણ મ્હને કેટલાક વર્ષ ઉપર પૂછ્યો'તો. વિભક્તિના પ્રત્યયોનાં મૂળ વ્યુત્પત્તિનાં જાણી લેવા માટે. મ્હેં કહ્યું કે સિદ્ધાન્ત તો હું શું કરવાનો હતો ?—પણ કેટલાક પ્રત્યયો વિશે મ્હેં વિચાર કરીને નોટ કરી રાખી છે. જોડણી વિશે વાત ચાલી. હકાર વિશેની મ્હારી તકરાર વિશે ચર્ચા કરતાં કહે છે —કહેવું હેમાં ક અને હ જોડો તો તો ખ થઇ જવો જોઇયે. મ્હેં સમજણ પડે એમ કહ્યું કે મ્હારી જોડણી વિશેની ચોપડીમાં બધું સમજાવ્યું છે.—ગ અને હ મળતાં વાત ઘ થઈ જ જાય છે કેમકે બંનેનાં સ્થાન એક જ તથા પ્રયત્ન ઘણા ખરા સમાન છે; બ અને હ માં પ્રયત્ન સમાન છે પણ સ્થાન ભિન્ન છે તેથી બ્હ રહી સકે

mical Combination છે; અને ફૃહ તે એ બેનું Mechanical Mixture છે. ગ અને હ મળતાં Chemical Combination થવાનાં સર્વ સાધન આવી મળે છે. ક અને દ વગેરેમાં નથી આવતાં. "હું પ્રાકૃત ભાષાઓનું કાંઈ જાણતો નથી. પણ હું તો એટલું જાણું કે જેમ સંસ્કૃતને વધારે મળતો શબ્દ તેમ શુદ્ધ"——આમ બોલવામાં જ જાણે પ્રાકૃતભાષાઓનું જ્ઞાન તે હલકી વાત હોય નહિં અને પોતે ( સંસ્કૃતનું ખરૂં જ્ઞાન લગારે છે તો નહિ છતાં ) જાણે —જાણે સંસ્કૃતના પંડિત હોય નહિં—તેમ સૂચના કરી.

કારવાર—તા. ૨ જી નોવ્હેમ્બર ૧૮૯૪ શુક્રવાર : કાગળ આવ્યા : મનુભાઈ ( મુંબાઇ )

નારાયણ હેમચંદ્ર ગયે રવિવારે એકાએક મુંબાઈમાં આવ્યા; અને મનુભાઈ તથા વરજભાઈ બેઠા'તા (વાતો કરતા) ત્ય્હાં એકદમ દેખા દીધી ! મ્હને મળવા કારવાર આવવાનું ધારે છે. વખતે આજ નીકળી આવતી કાલ્ય રાત્રે આવશે અત્યંત આનંદ થયો. અડધો કાગળ વાંચી મ્હેં તથા સુ૦ એ ધાર્યુંતું જ કે લાવો તાર કરીને બોલાવિયે.

"Golden Memories" a novel by Leigh; આ નોવેલ મ્હેં થોડા દિવસ ઉપર વાંચ્યુ. ઉત્તમ છે. સદ્ધર્માનુસાર, સુનીતિમય, ઉપદેશપર છે છતાં ભાષણરૂપ નથી. એ તો જૂદી વાત છે. પણ હેમાં પ્રસંગવશાત્ નીચેની કલ્પના છે.

"This scene was succeeded by the representation of Collin's "Passions". I represented Justice, seated on a throne with a small lyre in *my* hand. I gazed upward as if my soul were wandering after the echoing sounds".

આ (લીટી દોરેલા શબ્દો વાળી) કલ્પના ભીમભાઇના પૃથુ-રાજરાસામાં નારદની વીણાના સંબોધનમાંની

કે તું રહી લટકતી સહકારડાળે
બેશી તળે વિરતવાદિતને નિહાળે.

એ કલ્પનાને જ મળતી છે.

એ જ નોવેલમાં નીચેના બે પેરેગ્રાફમાં અમૂલ્ય ધર્મતત્ત્વ સમાયલું છે અને તે અપૂર્વ છે અને થોડા શબ્દોમાં અપૂર્વ રીતે બતાવ્યું છે :—

"They were the first to point out to me what I had never been taught to feel–the sacred power of influence committed to woman; in some cases so great, indeed so awful, that it rests with her to purify or degrade those who come in contact with her. Woe be to her if she use her influence vilely, if she will to drag down rather than to lift up!"

"*If this be the case, in some measure, with almost every woman on earth, how much greater the responsibility of those whom all acknowledge to be very beautiful and gifted*" !–said Mr. Richmond one day." સત્ય છે.

ધારવાર—તા. ૪–૧૧–૯૪ રવિવાર : સ્હવારે દાતણ પાણી કરીને બ્હાર જઈને જોઉં છું તો નારાયણરાવ વરંડામાં ફરતા' તા ! દાઢી પુષ્કળ વધારેલી; પણ એના એ જ પાંચ વર્ષો ઉપરના નારાયણરાવ. અત્યંત આનંદ થયો. પટાવાળો મળ્યો, તો ત્હેણે બરોબર બંગલે આણ્યા.

સુશીલા માટે પૂનાવાળી દવા નારાયણરાવ જોડે મનુભાઈએ મોકલી હે. જોઈશું અજમાવીશું,' જરૂર હશે તો.

નારાયણરાવ જોડે પુષ્કળ વાતો આજ કરી, ઈંગ્લાંડની અને હેવી હેવી.

ફારવાર—તા. ૮-૧૧-૯૪ ગુરુવાર : કાગળ લખ્યા :—મનુભાઈ (મુંબાઇ)

નારાયણે ગઇ કાલ્ય કહ્યું'તું કે ભીમભાઈનું પૃથુરાજ રાસા છપાવી નાંખો. ટીકા તો થતે વરસનાં વરસ થશે. ફક્ત Text છપાવતાં બંધામણ વગેરે સર્વ સહિત રૂ. ૮૦) ની અંદર થશે. આ વિશે મનુભાઇનો અભિપ્રાય પૂછ્યો.

ચેંડિયે—તા. ૨૯-૧૧-૯૪ ગુરુવાર : કાગળ આવ્યા :—ઈ. સૂ. દેસાઇ (મુંબાઇ)

મ. ન. દ્વિવેદીના સુદર્શનમાં જુનના અંકમાં 'ગુજરાતના લેખકો' નામનો વિષય આવેલો છે. તે ઉપર મ્હારા વિચાર શા છે તે દર્શાવી આર્ટિકલ લખી મોકલવાનું લખે છે ( ગુજરાતી માટે ). જ્ઞાનસુધામાં રમણભાઇયે એ લખાણનું ખંડન કર્યું જ છે ગુજરાતીમાં પણ ત્રણ વખતથી લખાણ એ વિરુદ્ધ (દ્વિવેદી વિરુદ્ધ) આવે છે.—હું લખવાને હાલ નવરો નથી.

સુંકસાળ—તા. ૭-૧૨-૯૪ શુક્રવાર : કાગળ લખ્યા : મનુભાઈ (મુંબાઇ)

"હૃદયવીણા" નામ વધારે ઠીક છે. એ માટે જૂદું કાવ્ય (નામસાર્થકયનું) ન કરતાં ટાઇટલ પેજ ઉપર નીચે પ્રમાણે કાવ્યમાંના કડકા મૂકયા હોય તો કેમ ?

"કહું એક હું ત્હને છાનું—
કવિ હૃદય નામ વીણાનું"
( કવિહૃદય— )

"મનુજ હૃદયમાં અદૃશ્ય કરથી છેડીને
દૈવ જગાડે હર્ષ શોકના ઊંડા સૂરો
, રે લોલ

તે . સર્વને મુજ વીણામાં રેડીને
ગીત ધ્વનિ હું મચાવું અદ્‌ભુત પૂરેપૂરો
રે લોલ"

( દિવ્ય સુંદરીઓનો ગરબો )

આ બીજા કાવ્યમાં જરા અર્થ ફેરવવાનો છે. મૂળ કાવ્યમાં સંગીતની અધિદેવી ( વનદેવી રૂપે ) આ કડી કહે છે; અને ત્હેની વીણા છે. અહિં કવિની પોતાની જ હૃદયવીણા છે. 'અદ્‌ભુત ગીત ધ્વનિ' કહેવામાં જરાક આત્મસ્તુતિ આવ્યા જેવું છે; પણ હેવો ઈરાદો નથી એટલે બસ.

ચેલ્લાપુર—તા. ૨૨-૧-૯૫ મંગળવાર: બુ. પો. ૧. જ્ઞાનસુધા ( જાન્યુ–૯૫ ) ૨. 'મુકુંદ'ની કવિતાઓ છે. ત્હેમાં—"પાન્થ" એ કાવ્ય સુંદર, સૂચક, અને અપૂર્વ રીતિનું છે.

વિદ્યા તથા બચા ગુજ. વ સોસાઈટીનાં લાઇફ મેમ્બર થયાં છે એ આ બુ. પ્ર. થી જણાય છે. સ્ત્રીઓ કને ભાષણ અપાવી ઈનામનો મેળાવડો કર્યો' તો ત્હેની હકીકત પણ છે હેમાં લાલશંકરે વિદ્યા વગેરેને નકામી વધારે પ્રશંસાએ ચઢાવી છે તે ભૂલ્ય કરી છે.

કાસલરિક—તા. ૧૦–૩–૯૫ રવિવાર : બુ. પો. જ્ઞાનસુધા (ફેબ્રુ. ૯૫ )

૧. 'વિભાવરીસ્વપ્ન' નામના કાવ્ય ઉપર 'મકરંદ'નું વિવેચન આવ્યું છે. ત્રિભોવન પ્રેમશંકર ત્રવાડી કરીને કર્તા છે. 'જટિલ'ની ટીકા સહિત છપાયું છે. કહે છે કર્તા સાત ચોપડીથી વધારે ભણ્યો નથી. અંગ્રેજી સંસ્કૃત જાણતો નથી. છતાં સહવાસ સંસ્કારથી કેળવણી પામેલા છે. કાવ્ય ઉત્તમ છે એમ મકરંદના વિવેચનથી જણાય છે.

ડિગ્ગી—તા. ૨૩-૩-૯૫ શનિવાર : "ગુજરાતી"નું ગુજરાતી :—ગયા અંકમાં

"એ ઉદાર ગૃહસ્થ પ્રતિની જાહેર ખબર—" ફારસીથી અભડાઈ જવાનું વળી આ ભાઇ શીખ્યા છે; એટલે 'પ્રતિ' શબ્દ તો ફક્ત

લક્ષ્ય પર છે તે જ્ઞાન ક્‌ય્હાંથી હોય? તેથી આમ ઊંધું માર્યું છે.

કુંભારવાડા—તા. ૨૭-૩-૯૫ બુધવાર : કાગળ આવ્યા :- નારાયણ હેમચંદ્ર (અમદાવાદ).

હેમનાં પુસ્તકો બધાં છપાવાની થયેલી ગોઠવણો વિષે લખ્યું છે. Sayings of Sagesની પ્રસ્તાવના હેમને ગમી. હેની નીચે તથા પુસ્તકના ટાઇટલ પેજ ઉપર Introductionના લખનાર તરીકે મ્હારૂં નામ દાખલ કરશે એમ લખે છે.--ના કહું તોએ પંચાત્ય છે.

'હૃદયવીણા' તથા 'પૃથુરાજ રાસા' છાપવા આપ્યાં છે. વિગતવાર હકીકત ખરચ વગેરેની લખી છે. ભીમભાઈનું દેવળદેવી નાટક પણ પૃથુરાજ રાસા ભેગું જ છપાવવાની સલાહ આપે છે. ભેગું ભેગું ખર્ચ. ખરચ માથે ના પડે, અને પૂઠાનુ ખરચ બચે. સાથે ભીમભાઈનું ચિત્ર ઈંગ્લાંડથી કરાવી મગાવી દાખલ કરવાનું કહે છે. ૧૩ પાઉંડમાં થશે. ભીમભાઈનું જીવનચરિત્ર જોડે દાખલ કરવા માટે લખવાનું મ્હને કહે છે.

હણકોણ—તા. ૩-૪-૯૫ બુધવાર : કાગળ લખ્યા :—મનુભાઇ (અમદાવાદ)

હૃદયવીણા "અજ્ઞાત હૃદય ક્ષોભ" કડી ૬—પં. ૪ 'કરુણ ભાર' બરોબર છે. "ભાવ" મ્હેં સુધાયું છે તે ખોટું છે. પાછું સુધારજો.

કારવાર--તા. ૮-૪-૯૫ સોમવાર : કાગળ આવ્યા : મનુભાઈ (અમદાવાદ) હૃદયવીણા—વિશે :--

" ફરી ફરેલી બાળ વિધવા"માં ટાઇપ ન્હાનાં મ્હોટાંમાં ઉલટું નથી થયું. સૂચના પ્રમાણે જ છે લખે છે. જોઇયે ત્હારે.

પુસ્તકને અંતે કાવ્યોના આરંભની લીટીઓ બતાવતું સૂચિપત્ર (Index) મૂકવું મનુભાઈ ધારે છે.

લખે છે, પાંચેક ચિત્ર મૂકયાં હોય તો ઠીક. કાંઇ નહિં તો એક જ ચિત્ર. પાંચ મૂકિયે તો રૂ. ૧૦૦ ખરચ થાય. ( બધું ઠીક

પણ ચિત્ર સારાં થાય? ગોવર્ધનભાઈના સરસ્વતીચંદ્ર જેવાં અથવા છગનલાલની કાદંબરી જેવાં થાય તે ઉલટાં નકામાં.)

"સુંદર શિવ"ની કડી અદલબદલ કરવાનું કારણ લખે છે. "મોહની સુરા" એ ઠેલ્લે આવવાને બદલે "શાન્તિ દે સ્થિરા" એ ઠીક છે. કીર્તન મ્હેં કર્યું'તું ત્હેમાં મનુભાઈએ એમ જ ફેરફાર કરાવ્યો'તો.

બેલીકેરી—તા. ૧૯-૪-૯૫ શુક્રવાર : ડૉક્ટર મેકિકને વુધલસન કૉલેજની સોસાઇટી આગળ ભાષણ આપ્યું'તું, તે ૧૫ મી તથા ૧૬મી ઍપ્રિલ ૧૮૯૪ ના મુંબાઇ ગેઝિટમાં છપાયું છે. વિષય "યુનિવર્સિટીનો વર્નાક્યુલર ભાષાઓ સાથે સંબંધ" એ હતો. બહુજ વિદ્વત્તાપૂર્ણ, ગંભીર વિચારથી ભરેલું અને નિષ્પક્ષપાત ભાષણ છે. હું આજ સુધી ધારતો'તો કે યુનિવર્સિટીની પરીક્ષાઓમાં દેશી ભાષાઓ દાખલ કરવી જોઈયે; કરે તો જ એ ભાષાઓનો વિકાસ થાય. પણ આ ભાષણ વાંચી વિચાર બદલાય એમ લાગે છે. ભાષણનો સાર લખતાં પણ લંબાણ થાય એમ છે. તાત્પર્ય એ છે કે દેશી ભાષાઓનો વિકાસ એમ કરવા જતાં ઉલટું નુકસાન થવાનું; ખરો વિકાસ તો યુનિવર્સિટીની કેળવણી પામેલાઓ જનમંડળમાં એ જ્ઞાન ફેલાવે ત્હારે થાય. સ્વતંત્ર યુનિવર્સિટીઓ દેશી ભાષાની જ થવી જોઈયે, એ ભવિષ્ય દૂર છે. પણ તે માટે ઉતાવળ કરી આ ઉપાય કરવા જતાં તે લક્ષ્ય અસાધ્ય જઈ જશે. (૧) પ્રાથમિક કેળવણીનો ફેલાવો. (૨) હાઇસ્કૂલોમાં દેશી ભાષાઓ અયોગ્ય રીતે કાઢી મૂકવામાં આવી છે તે પાછી દાખલ કરવી (૩) યુનિવર્સિટીની કેળવણી લીધેલાઓનો બહારના જોડે નવાં પુસ્તકો દ્વારા સમભાવયુક્ત સંબંધ વધારવો.—ઈંગ્લાંડમાં હાલમાં University Extension ની યોજના છે તે ધોરણ ઉપર કાંઈ યોજના કરવી. (૪) ગાયકવાડ જેમ દેશી સાહિત્યને ઉત્તેજન આપે છે તેમ દેશી રાજાઓ તરફથી ઉત્તેજન (અહિં બે વાતોની ગેરમાહિતી છે ડૉક્ટરને—૧. મરાઠી ભાષાને

ગાયકવાડ ઉત્તેજન આપે છે કહે છે—અને ગુજરાતીને નહિં એમ પણ કહે છે—તે ભૂલ્ય છે; કેમકે મુખ્ય ભાગે ગુજરાતી પુસ્તકોની જ વૃદ્ધિ તરફ મદદ છે, મરાઠી માટે હમણાં હમણાં થોડુંક ગાયકવાડે કર્યું છે; ૨. ગુજરાતી સાહિત્યમાં ખરો ઉમેરો ન થતાં "સ્ત્રી ભૂષણ" જેવાં નમાલાં હાસ્યાસ્પદ પુસ્તકો ગમે ત્હેવાં માલ વર્નાનાં હોય તે પણ છાપે છે તે ); અને (૫) યુનિવર્સિટીનાં નિબંધનાં ઇનામો છે તે કેટલાંક વપરાતાં નથીઃ તો તે દેશી ભાષામાં સારા નિબંધ માટે આપવાં; (આ વાત તે પરીક્ષામાં દેશી ભાષા દાખલ કરવાથી તત્ત્વતઃ ભિન્ન છે); વુઇલ્સન ફાઇલોલોજિકલ લેકચરશિપ નકામી ફાર્સ જેવી થઇ પડી છે—તો તે પણ આ રસ્તે વાપરવી;—આમ ઉપાય બતાવે છે...પણ અન્તે તો કહે છે કે ખરો ઉપાય તો ગ્રૅજ્યુએટો આત્માર્પણથી, પ્રેમથી, ક્ષમભાવથી સ્વભાષાની સેવા કરે ત્હારે જ ખરું; "He that is greatest among you shall be your servant" એ જીસસ ક્રાઇસ્ટના વચન પ્રમાણે થાય ત્હારે જ ખરું.

ભાષણમાં દલીલો ઉત્તમ અને ગંભીર આપી છે. અંગ્રેજી, જર્મન વગેરે ભાષાઓનો વિકાસ યુનિવર્સિટીથી નહિં,-પણ ત્હેની વખતે વખતે વિરુદ્ધતા છતાં,-જન મંડળના હૃદય તત્ત્વના વિકાસથી જ થયો છે, એ સરસ ઉદાહરણ બતાવ્યું છે. કહે છે તેથી જ કરીને એ તત્ત્વ ખરૂં છે કે કોઇ પણ પ્રજાના સાહિત્યનો વિકાસ થાય ત્હારે એ પ્રજાનું પ્રજાત્વ જ વિકાસ પામેલું હોવું જોઇયે; કહે છે–એ ખરૂં કે કેટલાક અપવાદરૂપ જણાતા ગ્રંથકારો પ્રજાની લાગણી વગેરેના ઉત્કર્ષ પ્હેલાં જ જાણે ભવિષ્ય જોઇને જ જમાના કરતાં આગળ વધેલા જણાયા છે. પણ તે બાબત ખરૂં એ છે કે એ લોકો હજી ક્ષિતિજ ઉપર ન ચઢેલા સૂર્યનાં કિરણો ઊંચાં માનસિક શિખરો ઉપરથી જોઇ શકે છે અને જે સૂર્ય પાછીથી બધાને ઊંફ અને જીવન આપનાર છે તેથી જ તેમનાં મન પ્રેરિત થયેલાં હોય છે.

. ! This literature voices the spirit and principles .

of an age and if some have seemed at times prophetically to anticipate it they are not beyond the influence; they only catch from loftier mental heights the earlier rays of the sun that has not yet topped the common horizon. They too are quickened by its life, and its light is also their inspiration—અતિસુંદર કવિત્વયુક્ત કલ્પનાથી એક અપૂર્વ તત્ત્વ હામાં બતાવ્યું છે, એ કેટલે દરજ્જે ખરૂં છે તે ઊંડું ચિન્તન કર્યાથી જણાય.

કારવાર—તા. ૨–૫–૧૮૯૫ ગુરુવાર : કાગળ લખ્યાઃ—મનુભાઈ ( અમદાવાદ )

મુકુલમર્દન ઉપર થોડી ટીકા ને સૂચના લખી મોકલી. નૉવેલ પૂરૂં કરવાનું લખ્યું.

કૈંગા—તા. ૬–૫–૯૫ સોમવાર : કાગળ આવ્યાઃ– N. M. & Co. (Bombay).

"સમાલોચક" નામનું ત્રૈમાસિક ટીકાકારપત્ર કાઢવાનો વિચાર છે, હેમાં લખાણોની માગણી કરે છે, અને લખાણ આપનારનાં નામની યાદીમાં મ્હારૂં નામ દાખલ કરવાની પરવાનગી માગે છે.

પણ વિચિત્ર ગોઠવણ જણાય છે. જાહેરખબર N. M. & Co. ના નામની છે; છાપેલો પત્ર કોઈક ભૃગુવર્માની સહીનો છે, અને વળી હેની પાછળ હાથથી લખેલો કાગળ N. M. & Co. ના મેનેજર (નરહર માધવરામ ત્રિપાઠી–ગોવર્ધનભાઈના ભાઈ)ની સહીનો છે. જવાબદાર કોણ છે? ભૃગુવર્મા કોણ છે?–અને આ પત્ર જાહેરખબરમાં જે અત્યંત અશુદ્ધ જોડણી તથા અશુદ્ધ ભાષા છે તો પછી હેવાં સુચિહ્નમાં સારૂં ભવિષ્ય શું જણાવવાનું? વધારામાં

વળી "ત્હમારા તરફથી લખાયેલાં પુસ્તકોની અકકેક નકલ મોકલજો." લખે છે–વિવેચન કરાવવા. ઠીક!

બારે (તા. પેલાપુર)—તા. ૭-૫-૯૫ મંગળવાર: સુરતમાં મનુભાઈના કહેવાથી જાણ્યું (મનુભાઈને નારાયણ હેમચંદ્રે કહ્યું'તું–અને નારાયણે એ ઠાકોરના મુખથી જ જાણ્યું'તું) કે લાઠીના ઠાકોર (જે જવાન છે, રાજકુમાર કોલેજમાં કેળવાયલા છે અને સાક્ષરતા અને સાહિત્યની રુચિઓવાળા છે તે) મ્હારી કુસુમમાળા વગેરેથી પ્રસન્ન થયા છે અને મ્હને તથા મનુભાઈને મળીને ઓળખાણ કરવાની ઈચ્છા રાખે છે.

હોનગંદ્—તા. ૯-૫-૯૫ ગુરુવાર: આજ સ્હવારે બારેથી મુકામ બદલીને અહિં આવ્યો. મંચલમાં જ આવ્યો. રસ્તામાં મંચલમાં પડ્યાં પડ્યાં હું સુશીલાનો છોકરાંનો વિચાર કરતો'તો. પણ, કોણ જાણે કેમ, આજ એકાએક એ લોકોની મુખમૂર્તિ મન આગળ ખડી કરવા મથું છું પણ થતી જ નથી; ઝાંખી નજર આગળ આવે છે, તરત ભુસાઇ જાય છે.–શું? હું ક્હેવો પ્રેમહીન? આટલા દસ દિવસમાં જ આમ ભૂલી ગયો? શું હાવી જ મ્હારી પ્રેમની સ્મરણશીલતા? અને શું, ત્ય્હારે, ઈશ્વર ન કરેને, કદી એ વ્હાલાંઓ મ્હને આ જીવનમાં ચિર વિયોગમાં નાંખીને જતાં રહેશે, તો શું હેમની વ્હાલી મુખમુદ્રાઓ મ્હારી સ્મરણભૂમિમાંથી આમ તરત ભુસાઈ જશે?–અરે રે!–પણ ઈશ્વરે મનુષ્યસ્વભાવમાં જ હાવો વિસ્મરણનો અંશ સારા માટે જ મૂકયો હશે. નહિં તો બધાં માણસો ઘેલાં જ બને અને જગતતંત્ર અટકી પડે. પણ–અથવા માટે જ–હું નિશ્ચય માનું છું કે પરજીવનમાં વ્હાલાં બધાંને મળીશું, ઓળખીશું; ત્ય્હાં વિસ્મરણ નહિં થાય, નક્કી.

આરબેઈલ—તા. ૧૭-૫-૯૫ શુક્રવાર, Home! Sweet Home! આ ક્હેવો મધુર ભાવ છે! આજ ઘોડાને જલદી ચાલવાનું ક્હેતાં હું બોલ્યો "ચાલ્ય આપણે ઘેર જ જઈયે છિયે."

જાણે આપ્યું હોય એમ જણાય છે અને તેથી કોઈ પણ સામાન્ય મનુષ્યને ખડખડાટ હસવું આવ્યા વગર રહે નહિ.

"સરગ ભ(ભુ-?)વન તે દારામતી" એ ઉપરથી દ્વારકાનો મહિમા કાઢી હેંને ઐતિહાસિક પુરાવો (આનર્તની રાજધાની એ સમ્બન્ધે) બનાવી દેનારને દ્વારિકામાં ધર્મસંબન્ધી મહિમાના અજ્ઞાન માટે શું કહેવું!

(a) જૂનાગઢની વ્યુત્પત્તિ એક વાર જૂનો + ગઢ (કિલ્લો) એમ આપી તરત જ એ એક પેરેગ્રાફને અંતે यवनकनगर (જવનક નગર-જેનનગર) આમ ઉઘાડી રીતે કૃત્રિમ જણાઈ આવતી વ્યુત્પત્તિ પોતે જ આપે છે. પૂર્વાપર વિરોધ કહેવો!

પાણિનિની શિક્ષામાં *यथा सौराष्ट्रिका नारी अराम्बियमिभाषते* એમ છે તે તથા કાશિકામાં सुराष्ट्रेषु मद्रा सुराष्ट्रब्रह्मा એમ છે. તે શા સંબંધે અહિં આપ્યાં છે તે સમજાતું નથી. માત્ર પાંડિત્યપ્રદર્શન માટે?

કારવાર—તા. ૫-૬-૯૫ બુધવાર: બુ. પ્રે. બુદ્ધિપ્રકાશ (જૂન ૧૮૯૫) આ બુદ્ધિપ્રકાશમાં "આકાશગંગા" વિશે દલપતરામની કવિતા છે. ઉત્તમ ભાવ-કવિત્વ ભાવ-ઉત્પન્ન કરનાર વિભાવ સામગ્રી છતાં, એ ભાવ ઉત્પન્ન થઈ અધૂરે જવાનું, તેમ જ તે પ્રદર્શન કરવામાં ઉપસામગ્રી (રચના, શબ્દ, વગેરે)નો ઉપયોગ કરવામાં અકુશળતાનું, આ પદ્ય ઉત્તમ ઉદાહરણ છે. દલપતરામમાં ખરા કવિત્વાનુકૂળ વિભાવ મેળવવાની તેમ જ મળે તો તે ભાવ અનુભવવાની સાધારણ રીતે ખામી જ છે છતાં આ ઠેકાણે અપવાદ થઈ, યોગ્ય વિભાવ મેળવી કંઈક ભાવ અનુભવ્યાનું ચિહ્ન જણાય છે છતાં ઉપર બતાવેલા દોષને લીધે આખર અકવિત્વ જ કહ્યું છે.

કારવાર—તા. ૯-૮-૯૫ શુક્રવાર: કાગળ લખ્યો:—મનુભાઈ (અમદાવાદ). મુદ્રામર્દન (પ્રકરણ ૧૭ થી ૨૭) પાછું મોકલ્યું. તથા તે ઉપર મ્હારી ચર્ચાઓ. ૪૦-૫૦ ફુલસ્કેપ પૃષ્ઠો ભર્યાં!

કારવાર—તા. ૨૭-૮-૯૫ મંગળવાર: કાગળ આવ્યા.

મનુભાઈ (અમદાવાદ). સંસાર સુધારાનાં મ્હારાં કાવ્યો જૂદાં છાપી ન્હાનું પુસ્તક કરવાનું છે. તે માટે નીચે પ્રમાણે સૂચવે છેઃ—

૧. વિધવાચિત્રદર્શન, ૨ વિધવાને ગઝલ, ૩ અશ્રુપ્રવાહ, ૪ અનાથાશ્રુ (આ સૂચના ઉપરથી મ્હેં 'અબલાશ્રુ' નામ પાડવા ધાર્યું છે.) 'વિધવાવિલાપ' પણ હેમાં દાખલ કરવાનું મનુભાઈએ સંભાર્યું—હું ભૂલી જ ગયો'તો.

કાગળ લખ્યા. ૨ મનુભાઈ (અમદાવાદ) ૩ નિ સા. પ્રેસ (મુંબઈ).

૧. "વિધવાનો વિલાપ" એ કાવ્ય અબલાશ્રુમાં ઉમેરવાને મોકલ્યું.

૨. "અબલાશ્રુ"ની તથા "હૃદયવીણા"ની જાહેરખબરો મોકલી ના હે.ના અઠવાડિયા પત્રમાં નાખવાને.

કારવાર—તા. ૨૮-૮-૯૫: એક બે અઠવાડિયા ઉપર સુશીલાએ પ્રુફ સુધારતે "સ્વપ્ન અને પ્રત્યક્ષ"માં ભૂલ્ય મ્હને બતાવી'તી—તે એ કે—પિતામહીને બદલે "માતામહી" વાપર્યું છે. મ્હેં કહ્યું બાપની માને માતામહી કહેવાય! મ્હને ભાન જ તે વખત ના રહ્યું. પરમદહાડે ફરી પ્રુફ સુધારતે એકાએક આ ભૂલ્ય મ્હને જણાઈ. સુશીલાનો ઉપકાર માનું છું.

કારવાર—તા. ૨૦-૧૦-૯૫ રવિવારઃ કાગળ આવ્યા—નારાયણ હેમચંદ્ર (અમદાવાદ)—બુ. પો. હેમનાં નવાં પુસ્તકો—નીચે પ્રમાણે :—

૧. દુર્ગેશનન્દિની ૨. કેવી રીતે પોતાની ચઢતી કરવી? ૩. કેવી રીતે દેશની ચઢતી કરવી? ૪. કેશવચરિત, ૫. આર્યજીવનચરિતમાળા, ૬. કેવી રીતે બાળકને સદ્‌ગુણનું અને મનનું શિક્ષણ આપવું? ૭. સતી સ્ત્રીઓ, ૮. સંગીતચર્ચા, ૯. સદ્‌વર્તનશાળી સ્ત્રીઓ, ૧૦. હૃદય વિકાસ, ૧૧. જોન સ્ટુઅર્ટ મિલનું જીવનચરિત, ૧૨. અંગ્રેજો પાસેથી શીખવાના ગુણ, ૧૩. ફાધર ડામિયનનું જીવનચરિત.

કારવાર—તા. ૩૧-૫-૯૫ શુક્રવાર. રતિરામ દુર્ગારામ તો વ્યુત્પત્તિની બાબતમાં ગપ્પો જ મારતા જણાય છે. પંડિત ભગવાનલાલ ઈન્દ્રજીની શોધો ઉપરથી પોતાનું પ્રાચીન ગુજરાતના ચિત્રનું ભાષણ રચ્યું છે કહે છે; પણ આ બધી ગપ્પો પણ પંડિતજીની હોય એમ લાગતું તો નથી. ઉદા૦

૧. લાલ-ગરબાઓમાં છે આવે છે તે શબ્દ સં. राष्ट्र–लाट લાડ–લાલ આમ થયેલો !!!

૨. ર અને ळ ના અભેદનાં ઉદાહરણ આપે છે નીચે પ્રમાણે- (क) કારેલાં–કાલેરાં. આ ખોટું ઉદા૦ છે. આ માત્ર અક્ષરપરિવર્તનું ઉદા૦ છે. જેમકે નચૂકો–નકૂચો; પતાસાં–પસાતાં; ઇત્યાદિ. (ख) ચાંદલિયો, ચાંદલો–ચંદર (ઉપરથી)!! આ પણ ર નો ळ નથી, પણ ल પ્રત્યય (diminutive) લાગ્યાનાં ઉદા૦ છે.

(ग) ફરદુનજી, સોરાબજી, મહેરવાનજી–નાં–ફલુ, સોલુ, મહેલુ– એમ ન્હાનાં નામ. હાંમાં ર નો ळ જોનારને શું કહેવું ! માત્ર diminutive છે ને ल પ્રત્યય આવ્યો છે.

૩. લાલ (in માણેકલાલ etc); in લાલિયો (સુરતી ઢેડ); in લાલજી (= કીકડો ?); in લાલિયું (ભરૂચનું રૂ); સુરત તથા અમદાવાદના લાલ દરવાજા;-ગામોમાં –લાલી, કડલાલ; વિશેષ નામ લાલજી, લાલકોર (?હ?)! લાલદાસ, લાલન વેરાગન (?)—આ સર્વમાં લાલ તે राष्ट्र (लाट-लाड –लाल) ઉપરથી !–શી અટકળની ગપ્પોની ધૃષ્ટતા! અને "લાડવા ને વાલ ખાઓ મ્હારા લાલ" એ છોકરાંની રમતનું વાક્ય મહાપ્રમાણપદે જાણે મૂકતા હોય તે જોઈને તો હસવું જ આવે છે.

૪. લંકાના મહાવંશો નામના પ્રાચીન ઇતિહાસમાં ગુજરાતને પાલી ભાષામાં लालाराष्ट्र કહ્યો છે. એમ કહે છે. શું ત્ય્હારે તે लालराष्ट्र, राष्ट्राष्ट्र, ઉપરથી ? હાવા પુનરુક્ત નામનો અર્થ શો ? હાસ્યજનક, આ ભાઈ બહુ છે. સિંહોરના રાજા सिंहलना

પુત્ર ઘોઘા માગે લંકા જઈ ત્હાંની કુંવરીને પયણ્યો અને લંકાનું નામ સિંહલગઢ પાડ્યું. આ કથા ઉપરથી રતિરામ કહે છે:— "લંકાની લાડી ને ઘોઘાનો વર" એ પ્રખ્યાત ઇતિહાસિક (!) કહેવત છે ત્હેને ઉપલા લંકાના ઇતિહાસથી પુષ્ટિ મળે છે !!

'ઇતિહાસિક' કહેવત કહ્‌હારનું આ થયું ? અને ઉપલી વાર્તા 'ઇતિહાસિક છે' તે જરા સાબીત કર્યું હોત તો ઠીક. ભલે પણ તે વાર્તા પ્રમાણે તો વર ઘોઘાનો ન્હોતો—શિહોરનો હતો—માત્ર ઘોઘાને રસ્તે આવ્યો માટે ઘોઘાનો વર થઇ ગયો ? અને આમ સાધારણ સહજ કહેવતને મ્હોટું 'ઇતિહાસિક' ગાંભીર્ય આપી દેનારને હસવો નહિં તો શું !

૬. રાઠોડ—ની વ્યુત્પત્તિ राष्ट्र+कूट (=મુખ્ય અથવા વડા ? શી રીતે ?) ઉપરથી કાઢે છે. પણ राष्ट्र+वृद्ध (=વડા) એમ કેમ વધારે સંભવિત ના હોય ? આ પણ ખરી વ્યુત્પત્તિ છે એમ મ્હારી ખાતરી નથી. કાંઈક કૃત્રિમતાનો ગંધ હામાં પણ લાગે છે.

( ઉપલી સર્વ વાર્તા ૧૯–૯–૯૫ ના "ગુજરાતી"માં રતિરામના પ્રાચીન ગુજરાતના ચિત્રમાં છે. )

[ સંપાદકની નોંધ :—राष्ट्र+वृद्धमांथी રાઠોડ એ તર્કમાં નરસિંહરાવને કૃત્રિમતાનો ગંધ લાગે છે. તેઓ કહે છે "કૃત્રિમતાનો ગંધ હામાં પણ લાગે છે;" આમાં "પણ" શબ્દ છે તેથી राष्ट्र-वृद्धमां જ નહિ, राष्ट्र-कूटમાં પણ, કૃત્રિમતાનો ગંધ એમને આવતો હશે એવું સમજાય છે. પરંતુ તેમના ભાષાશાસ્ત્ર વિષયક વ્યાખ્યાનોમાં તેમણે राष्ट्रकूट-रट्टऊड-राठोड એ વ્યુત્પત્તિ જ સ્વીકારી છે.]

તા. ૨૬–૫–૯૫ ના ગુજરાતીમાં પણ એ ભાષણ ચાલુ છે ત્હાં—

'દ્વારિકા તે આનર્તની રાજધાની હતી' એ મથાળા નીચે "ડોસી (,) ત્હારો દીકરો દ્વારકાં જાય છે" એ મહા વેદવાક્યનું પ્રમાણ

!-મ્હારે ઘર-home-કહેવું ? વ્હાલી સુશીલા અને બાલાં છોકરાં વિનાનું કારવારમાં પણ-home શેનું ! આ વિચારથી શોકમાં ડૂબી પડ્યો.

ખરે ! home એ ભાવના અપૂર્વ અને દિવ્ય છે. અંગ્રેજીમાં જેમ home એ શબ્દ એ ભાવનાનો સૂચક છે તેમ આપણી ગુજરાતી અને સંસ્કૃત અને તેથી ઉત્પન્ન થયેલી ભાષાઓમાં શબ્દ જ નથી. એ શું સૂચવે છે ? Home માં ગર્ભિત રહેલ સંબન્ધ, પિતા અને સંતાન, પતિ અને પત્ની, સર્વના દિવ્ય પ્રેમ, સુખમય જીવન, ઉન્નત ગૃહધર્મ અને વ્યવસ્થા વગેરે અનેક moral ideas નું અસ્તિત્વ જ આપણા હિંદુ સંસારમાં નહિ હોય ? એમ તો છેક નહિ પરંતુ એ ઉત્તમ ભાવનાને માટે એક શબ્દ ભાષામાં ન હોવાને લીધે એ ભાવનાના સંપૂર્ણ અસ્તિત્વની તો ખામી ખરી જ એમ વ્હેમ પડે છે. Home ! Sweet Home ! હેના નમૂનાનું ગીત જ આપણામાં કદી જાણ્યું છે ? અને ખરે હાલના હિંદુ સંસારમાં તો home ની ઊંચી ભાવના કિયા કુટુંબમાં અનુભવાય છે ! અતિ વિરલા પ્રસંગે જ. न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते આ વચનમાં કાંઈક ઊંચી ભાવના છે. તો પણ હેમાં home ની ભાવનાનું સંપૂર્ણ સ્વરૂપ નથી જ; માત્ર એક જ અંશ છે.

વાંઢાપણામાં પચી રહેલા દુર્ભાગ્ય પુરુષને કામધંધેથી આવીને ઘેર ખાવું; પીવું, વાંચવું લખવું, અથવા હેના ઉદ્યોગમાં ગૂંથાવું. એ સિવાય home નો શો અનુભવ ! એ home જ શેનું ! કોઈ પ્રેમમય ભગિની, અથવા વાત્સલ્યયુક્ત માતા, ઘેર હેને ભાવથી સત્કાર કરવાને વાટ્ય જોતી બેઠી હોય તો તો એ ઘર મટીને home બને ખરૂં.

દિવસના કામકાજથી થાકીને ઘર તરફ પાછા ફરતા ગૃહસ્થને ઉલ્લાસ આપનાર, ઉત્સાહથી 'પગ જલદી' ઉપડાવનાર બળ કિયું છે ? Home. ઘેર જતાં વાંત પ્રેમપૂર્ણ ગૃહિણી વાટ્ય જોતી રહેલી,

દૂરથી જોતાં પ્હેલાં પગલાં સાંભળીને ઓળખી કાઢનારી ગૃહિણી;-આનંદના ઉછાળાથી સ્તનપાત કરતાં, નાચતાં નાચતાં, દોડતાં દોડતાં, સ્હામે આવી વળગી પડતાં, બેડા પછી ખોળામાં પડતાં, અનેક દિવસની ન્હાની ન્હાની પણ હેમને મન મ્હોટી મહત્ત્વની વાતો સંભળાવતાં, બાળકો; આ ચિત્રને ઘેર પ્હોંચતા પ્હેલાં જ જોવાની શક્તિ જેને છે તે ગૃહસ્થને home છે.

જગતનાં અનેક ભય, સંકટ, દુઃખ સર્વેને ક્ષણવાર ઊંડા ખાડામાં નાંખી દઇ ગૃહિણીના પ્રેમમય આશ્લેષ અને દિવ્ય સંભાષણમાં આ જીવન અને સ્વર્ગ વચ્ચેની મર્યાદા તોડનારૂં બળ તે home. (Washington Irving કૃત Sketch Bookમાં The Wife નામના લખાણના પ્રારંભની કવિતા જોવા લાયક છે.)

જગતની નિન્દા-આધાર કે નિરાધાર નિન્દા, અન્યાય, સર્વ પીડાને ક્ષણમાં ઉડાવી નાંખનાર જાદુ ક્હાં છે? Home માં. Home હોય ત્હેને એ જાદુનું સુખ છે.

જગતમાં હજી જીવનમાર્ગમાં હજી, પ્રયાણ કરવાની શક્તિ ન આવેલાં બાળકોને પ્રેમમય ઉત્તેજનથી, મૃદુતાયુક્ત દૃઢ કેળવણીથી, દિવસે દિવસે નવીન જ્ઞાનમંદિરના ખંડ ઉઘાડી આપી વૃદ્ધિ પમાડનાર માતા અને પિતા એ બે જેના મુખ્ય સ્તંભ છે હેવું ગૃહ તે બાળકોનું home.

આખા દિવસની રમતો ગમતો, સુખદુઃખ, સર્વનાં અનેક તરેહથી અનુકૂળ પરિણામ આણી હૃદયને વિશ્રાન્તિ મળવાની આશા ઉલ્લાસમય બાળકને શેના ઉપર છે? Home ઉપર.

અને આ સર્વ ઉચ્ચ ભાવના કરતાં પણ અનેક ઉચ્ચ ભાવનાવાળું home કિયું છે? મહાન પિતાનું home. જ્હાં સર્વ મનુષ્ય પ્રાણીઓ બંધુભાવે એ મહાન પિતા એ મૃદુ પ્રેમમય જનનીની સમીપ નિઃશંક જઈ પોતાના અંતરની ઊંડી ભાવપરંપરા પ્રગટ કરી-સકશે એ, Heaven is my Home એ ભાવનાને પ્રેરનાર Home, તે મ્હોટામાં મ્હોટું home. . . .

જાણે આપ્યું હોય એમ જણાય છે અને તેથી કોઈ પણ સામાન્ય મનુષ્યને ખડખડાટ હસવું આવ્યા વગર રહે નહિ.

"સરગ ભ(ભુ-?)વન તે દારામતી" એ ઉપરથી દ્વારકાંનો મહિમા કાઢી ત્હેને ઇતિહાસિક પુરાવો (આનર્તની રાજધાની એ સમ્બન્ધે) બનાવી દેનારને દ્વારિકામાં ધર્મસંબન્ધી મહિમાના અજ્ઞાન માટે શું કહેવું ?

(a) જૂનાગઢની વ્યુત્પત્તિ એક વાર જૂનો + ગઢ (કિલ્લો) એમ આપી તરત જ. એ એક પેરેગ્રાફને અંતે यवनकनगर (જવનક નગર-જોનનગર) આમ ઉઘાડી રીતે કૃત્રિમ જણાઈ આવતી વ્યુત્પત્તિ પોતે જ આપે છે. પૂર્વાપર વિરોધ ક્હેવો !

પાણિનિની શિક્ષામાં यथा सौराष्ट्रिका नारी अराँ इत्यभिभाषते એમ છે તે તથા काशिकामां सुराष्ट्रेषु ब्रह्मा सुराष्ट्रब्रह्मा એમ છે. તે શા સંબંધે અહિં આપ્યાં છે તે સમજાતું નથી. માત્ર પાંડિત્યપ્રદર્શન માટે?

કારવાર—તા. ૫-૬-૯૫ બુધવારઃ બુ. પ્રે. બુદ્ધિપ્રકાશ (જૂન ૧૮૯૫) આ બુદ્ધિપ્રકાશમાં "આકાશગંગા" વિશે દલપતરામની કવિતા છે. ઉત્તમ ભાવ-કવિત્વ ભાવ-ઉત્પન્ન કરનાર વિભાવ સામગ્રી છતાં, એ ભાવ ઉત્પન્ન થઈ અધૂરે જવાનું, તેમ જ તે પ્રદર્શન કરવામાં ઉપસામગ્રી (રચના, શબ્દ, વગેરે)નો ઉપયોગ કરવામાં અકુશળતાનું, આ પદ્ય ઉત્તમ ઉદાહરણ છે. દલપતરામમાં ખરા કવિત્વાનુકૂળ વિભાવ મેળવવાની તેમ જ મળે તો તે ભાવ અનુભવવાની સાધારણ રીતે ખામી જ છે છતાં આ ઠેકાણે અપવાદ થઈ, યોગ્ય વિભાવ મેળવી કાંઈક ભાવ અનુભવ્યાનું ચિહ્ન જણાય છે છતાં ઉપર બતાવેલા દોષને લીધે આખર અકવિત્વ જ ફળ્યું છે.

કારવાર—તા. ૯-૮-૯૫ શુક્રવારઃ કાગળ લખ્યોઃ—મનુભાઈ (અમદાવાદ). મુકુલમર્દન (પ્રકરણ ૧૭ થી ૨૭) પાછું મોકલ્યું. તથા તે ઉપર મ્હારી ચર્ચાઓ. ૪૦-૫૦ ફુલસ્કેપ પૃષ્ઠો ભર્યાં !

કારવાર—તા. ૨૭-૮-૯૫ મંગળવારઃ કાગળ આવ્યા.

મનુભાઈ (અમદાવાદ). સંસાર સુધારાનાં મ્હારાં કાવ્યો જૂદાં છાપી ન્હાનું પુસ્તક કરવાનું છે. તે માટે નીચે પ્રમાણે સૂચવે છે:—

'૧. વિધવાચિત્રદર્શન, ૨ વિધવાને ત્રજલ, ૩ અશ્રુપ્રવાહ, ૪ અનાથાશ્રુ (આ સૂચના ઉપરથી મ્હેં 'અબલાશ્રુ' નામ પાડવા ધાર્યું છે.) 'વિધવાવિલાપ' પણ મ્હેમાં દાખલ કરવાનું મનુભાઈએ સંભાર્યું'— હું ભૂલી જ ગયો'તો.

કાગળ લખ્યા. ૨ મનુભાઈ (અમદાવાદ) ૩ નિ સા. પ્રેસ (મુંબઈ).

૧. "વિધવાનો વિલાપ" એ કાવ્ય અબલાશ્રુમાં ઉમેરવાને મોકલ્યું.

૨. "અબલાશ્રુ"ની તથા "હૃદયવીણા"ની જાહેરખબરો મોકલી ના. હે.ના અઠવાડિયા પત્રમાં નાખવાને.

કારવાર—તા. ૨૮-૮-૯૫: એક બે અઠવાડિયા ઉપર સુશીલાએ પ્રુફ સુધારતે "સ્વપ્ન અને પ્રત્યક્ષ"માં ભૂલ્ય મ્હને બતાવી'તી—તે એ કે—પિતામહીને બદલે "માતામહી" વાપર્યું છે. મ્હેં કહ્યું બાપની માને માતામહી કહેવાય! મ્હને ભાન જ તે વખત ના રહ્યું. પરમદહાડે ફરી પ્રુફ સુધારતે એકાએક આ ભૂલ્ય મ્હને જણાઈ. સુશીલાનો ઉપકાર માનું છું.

કારવાર—તા. ૨૦-૧૦-૯૫ રવિવાર: કાગળ આવ્યા— નારાયણ હેમચંદ્ર (અમદાવાદ)—બુ. પો. હેમનાં નવાં પુસ્તકો— નીચે પ્રમાણે:—

૧. દુર્ગેશનન્દિની ૨. કેવી રીતે પોતાની ચઢતી કરવી? ૩. કેવી રીતે દેશની ચઢતી કરવી? ૪. કેશવચરિત, ૫. આર્યજીવન-ચરિતમાળા, ૬. કેવી રીતે બાળકને સદ્‌ગુણનું અને મનનું શિક્ષણ આપવું? ૭. સતી સ્ત્રીઓ, ૮. સંગીતચર્ચા, ૯. સદ્‌વર્તનશાળી સ્ત્રીઓ, ૧૦. હૃદય વિકાસ, ૧૧. જોન સ્ટુઅર્ટ મિલનું જીવનચરિત, ૧૨. અંગ્રેજો પાસેથી શીખવાના ગુણ, ૧૩. ફાધર ડામિયનનું જીવનચરિત.

કારવાર—તા. ૯–૧૧–૯૫ શનિવાર: કાગળ આવ્યા—Sub-Editor of જ્ઞાનમંજૂષા (વડોદરા).

કેટલાક મહિના ઉપર મણિશંકર રત્નજી ભટ્ટ-કૃત "શિક્ષણનો ઇતિહાસ" મ્હારા ઉપર આવ્યો'તો. તે વિશે લખે છે—"અભિપ્રાય હજી નથી આપ્યો તો મોકલશો."

( સંપાદકની નોંધ—નરસિંહરાવ, સુશીલા, છોકરાં તથા માસ્તર તા. ૨૧–૧૨–૯૫ શનિવારે અંકોલેથી નીકળીને, પગ રસ્તે ગોકર્ણ ગયા. ત્યાંથી ૧૬ માઇલ સાનીકટ્ટે જઈને ત્હાંથી બોટમાં હલકાર ગયા—તદડી નદીમાં નવ માઇલ ગયાં. હલકારથી કુમટા ત્રણ (અઢી) માઇલ—પોતે હીંડતા ગયા, બીજાં બધાં ઢમણીમાં. કુમાટથી તા. ૨૨–૧૨–૯૫ રવિવારે સ્હવારે નવ વાગે આગબોટમાં બેઠાં અને હોનાવર રાતે ૧૧ વાગે પ્હોંચ્યા. હોનાવરથી તા. ૨૩ મી સોમવારે બાર વાગે બોટમાં નીકળ્યા—ગેરસપ્પે જવા માટે, સાંઝે ૬ વાગે ગેરસપ્પા કિનારે ઊતર્યા. અને ત્યાંથી તા. ૨૪–૧૨–૯૫ મંગળવારે સવારના ૧૧–૨૦ વાગે નીકળીને તે દિવસે સાંઝે ૬ વાગે જોગ પહોંચ્યાં. અને મુસાફરી બંગલાની પાસે જ તંબૂ નાખ્યા. )

જોગ—તા. ૨૫–૧૨–૯૫ બુધવાર: સ્હવારે ઊઠીને તરત નદીને પેલે કિનારે Palmer's Platform ઉપર હું ગયો; મહીસૂરનો બંગલો તૈયાર થયો છે. તરત અહિં રહેવા આવવાનો ઠરાવ કર્યો. આ દરમ્યાન સુશીલા તથા છોકરાં કુમાર માસ્તર એ બધાં કાનડા તરફની તેડે ખડકો ઉપરથી ધોધ જોઈ આવ્યાં'તાં. હું ન્હોતો તેથી સૂઈને જોવાની શિલાએથી ન્હોતું જોયું. ન્હા પીને પાછાં હમે બધાં ત્હાં જોવાને ગયાં. સૂઈને શિલાપરથી છોકરાં સહિત બધાંએ વારા ફરતી ધોધ જોયા. "રાજા"ની નીચે બે ઇન્દ્રધનુષ્ય સુંદર થયાં'તાં. ખડકમય ભીંતને વળગેલા છેડા હતા.

શ્રી ઈશ્વરની સંભાળનારી દયા! આખી રાત્ય કશું ના થયું. અને આજ સ્હવારે તંબૂની બાથ રૂમમાં ઊર્મિલા ન્હાવાને જતી'તી.

તેટલામાં સાપ એક નીકળ્યો—માર્યો. લાલ માથાનો ઝેરી હતો.... એક જ જાતના ઉપરાઉપરી ચાર નીકળ્યા—પણ કૃપાથી તે બધો તંબૂ સોધી વળ્યાં પણ ના જણાયું. તંબૂમાંથી જઇને સ્હામે કિનારે બંગલે રૂહેવાનું આજ જ ધાર્યું છે તે બહુ સારૂં થયું. ધાર્યું'તું તો દેખાવ સારો જોવા માટે અને સુખ માટે. તંબૂમાંથી તો ધોધ જણાતા નથી જ. મહીસરવાળા બંગલામાંથી તો ચારે ધોધ.રાત્ય દહાડો વરંડામાથી બેઠે બેઠે નિરંતર ઉત્તમ દેખાવના જણાય છે. ત્રીજે પ્હોરે —મહીસરને બંગલે રહેવાને હમે ગયાં.

અહિંથી ધોધ બધાનો દેખાવ સર્વોત્તમ છે. જોતાં ધરાઈએ જ નહિં. ચાંદની ઉત્તમ હતી; ત્હેમાં પ્રતિક્ષણે ધોધનો અને નદી ખડકોનો દેખાવ નવી નવી રમણીયતા બદલતો હતો. 'રાજા' અને "રોરર"ના નીચેના ભાગમાં ચાંદની તથા છાંયડાને લીધે દૂધનો અને ધુમ્મસનો આંબળો વળેલા પ્રવાહ જેવી રચના અદ્‌ભુત થઈ હતી. રાત્રે સ્હામે કિનારે પેલા બીજા Visitors લોકોએ ઊભા રહીને ધોધની મુખ્ય શિલાની ભીંત ઉપરથી બળતા ઘાસના પૂળા નંખાવ્યા. (ઊંડાણ જોવા માટે) તેથી હેવી તો સરસ રચના દેખાઇ! ધોધ જ જાણે સળગાવી મૂકયો હોય એમ બળતા હોલાતા ભડકા પાણીની અંદર ઉપર જતા હતા તેથી જણાતું હતું. હવાઈ અને દારૂખાના જેવું જણાતું હતું.

જોગ—તા. ૨૬-૧૨-૯૫ ગુરુવાર: સ્હવારનો ધોધનો દેખાવ વળી જૂદો જ;—fresh, holy, young; તાજા, પવિત્ર, યૌવનપૂર્ણ ધોધ જણાતા હતા.

બપોરના બાર કલાક—શું અપૂર્વ ઇન્દ્રધનુષ્ય ધોધને તળિયે! જાણે પાણીના છાંટાની વરાળો રંગીન ભડકામાં સળગી ના હોય! અને રંગ ક્ષણેક્ષણે બદલાતા. બે કલાક સુધી આ ઇન્દ્રધનુષ્ય ટક્યું —તે દરમિયાન તળિયેથી ધીમે ધીમે ચઢતું ચઢતું—ધોધ ઉપર ચઢતું

ચઢતું—છેક ઊંચે ધોધની શરૂવાત સુધી આવ્યુ. બે કલાક સુધી હમે બધાંએ જોયા કર્યું; તૃપ્ત ના થયાં.

અહિંથી "રાજા"નો પડછાયો પથ્થરની ભીંત્ય (હેની પાછળની) ઉપર પડતો સ્પષ્ટ જણાતો હતો. 'રાજા'ની પછાડી થઇને 'રોરર'નો એક ફાંટો વાંકો વળીને જાય છે તે 'રાજાની' પછાડી સ્પષ્ટ અહિંથી જણાય છે.

બધા ધોધ ભણી ધારીને જોઇ રહિયે છિયે તો એક ભવ્ય પાણિનો સામટો જથ્થો જણાય છે. 'લા ડેમ' [ La Dame Blanche ] તરફ ધારી ધારીને જોઇયે છિયે તો ભિન્ન ભિન્ન સૌન્દર્યના સાપ જેવા લીસોટા અસંખ્ય જણાય છે ધારી ધારીને જોતાં ક્ષણે ક્ષણે બદલાતી રચના જણાય છે.

જોગ—તા. ૨૭–૧૨–૯૫ શુક્રવાર: આજ સ્હવારે...ધોધને તળિયે ઠેઠ ખાબોચિયાં સુધી ગયાં. સુશીલા સારી રીતે જઈ સકી, થાકી નહિં. નીચેથી ઊંચે ઊંચે જોતાં લા ડેમ અને રોકેટનાં ફેરાંની વગળ સૂર્યના તેજથી તેજસ્વી થયેલી અદ્ભુત, દિવ્ય, સુન્દર જણાતી હતી. અને ફેરાં બધાં ચોરાઈ જઇ મળી જઈ એ બે ધોધની ઉપર ઊંચે વાદળાં રૂપ થઈ જતાં હતાં.

જોગ—તા. ૨૮–૧૨–૯૫ શનિવાર: આજ નિશાની ગુડ્ડો જોવાને હમે બધાં ગયાં. ટેકરો ઊંચો બહુ નથી. માઇલેક હશે. ++ ટોચ ઉપર ચઢીને બધો દેખાવ જોયો; અદ્ભુત હતો; મહીસૂર અને બીજી તરફ પર્વતનાં પડનાં પડ હમારી નીચે. નદી ઠેઠ જોગથી તે, વચમાં કેટલોક ભાગ ગેરસપ્પા પાસેનો અદૃષ્ટ બાદ કરતાં, મુખ સુધી જણાઈ. સમુદ્ર પણ સ્પષ્ટ જણાયો; હોનાવરનું બારૂં સ્પષ્ટ જણાયું.

જોગ—તા ૨૯–૧૨–૯૫ રવિવાર: આજ બપોરે સુશીલા તથા હું (બંને એકલાં જ) પાછાં ધોધને તળિયે ઊતરીને ઠેઠ ગયાં; ત્યાં ઉપરાઉપરી ઇન્દ્રધનુષ્ય ( ધોધ ઉપર ) ચીતરાતાં હતાં અને વાદળાં આવ્યાથી પાછાં ભૂંસાઈ જતાં હતાં! અંતે ઠેઠ Poolની

તેરે શિલાઓની ઓઠે હમે બંને બેઠાં; હમારી ઉપર હમારાથી અદશ્ય ઇન્દ્રધનુષ્ય રમતાં જ હશે. બહુ વાર બેઠાં; બહુ જ આનન્દ મેળવ્યો. અંતે ઊઠયાં આજ જેવી ધોધની મઝા કદી નથી જોઈ. અહિં આવવાનું સાર્થક્ય થયું. [સંપાદકની નોંધ—આ ધોધના દર્શનનું વર્ણન નરસિંહરાવે એમની આખરી માંદગીમાં પથારીમાં સૂતે સૂતે લંખાવેલી અને પુસ્તિકારૂપે પ્રકટ કરાવેલી " તરંગ લીલા " નામની પુસ્તિકામાં આપેલું છે. આ લેખ ત્હેમાર પછી "ગુજરાત"ના સ્વ. નરસિંહરાવ સ્મારક અંકમાં સમાવિષ્ટ થયેલ છે (ગુજરાત, નવું પુસ્તક ૪ અંક-એક ૧ માર્ચ ૧૯૩૭ પૃ ૫૯૧-૫૯૬'. ઉપરાંત મનોમુકુર ગ્રન્થ ૨ જામાં ૧૭૪-૧૭૭ પૃષ્ઠોએ " ગેરસપ્પાનો ધોધ " એ વિષય આવેલો છે ].

તા. ૩૦-૧૨-૯૫ સોમવાર : આજ સ્હવારે જોગથી નીકળ્યા + + ગેરસપ્પે ત્રીજે પ્હોરે ત્રણ વાગ્યે પ્હોંચ્યાં. રાત્યના ૧૦-૨૦ મિનિટે બોટમાં બેઠીને નીકળ્યાં.

કારવાર—તા. ૨-૧-૧૮૯૬ : આજ હમે બધાં Light House જોવાને ગયા. હિલની પોતાની Schooner માગી હતી. હમે—ત્હેમાં ગયાં. બંદર ઉપરથી બપોરે સાઢા બારે ઊપડયાં, ત્રીજે પ્હોરે ત્રણ વાગ્યે પ્હોંચ્યાં. ફેરેલ ( લાઈટ હાઉસ કીપર ) પોતાની મ્હોટી બોટમાં હમારા સ્હામો આવ્યો. બધું લાઇટ હાઉસ ફરીને ચઢીને બતાવ્યુ. તે બહુ સારી રીતે નમ્રતાથી વર્તતો હતો (તો તો હેના છોકરાને મ્હેં ફોજદારી કેસમાં આણ્યો હતો ! )

દીવામાં ફિલ્ટર કરેલું કોપરેલ તેલ બાળે છે. ચાર વાટચો છે, દીવાની આસપાસ કાચ મ્હોટા છે ત્હેમાં મ્હોં હેવાં તો વાંકાચૂકાં થઈ ગયેલ રીઢિયાળ દેખાય છે! હશી હશીને મરી જઈએ. છોકરાંને ઊંચકીને ફેરેલે મ્હોં હેમનાં બતાવ્યાં.

સાંજે પાંચ વાગ્યે હમે ઊપડયાં, દરિયામાંથી જોતાં આજાળીની પેલી પાર ટેકરી ઉપર સુન્દર ઇન્દ્રધનુષ્ય થયેલુ દીઠું, તારાથી જડેલા

સુન્દર આકાશ નીચે રમણીય Sail કરીને અંતે સાઢા છએ સાંઝે પાછા બંદરે આવ્યાં.

કારવાર—તા. ૫-૨-૯૧ રવિવાર : આજ સુશીલા તથા હું બૈતયોલ ગાડીમાં બેસીને ગયાં, પછી ઊતરીને બૈતયોલ Bayને કિનારે કિનારે દૂર ખડકોવાળે છેડે હીંડતાં ગયાં. બૈતયોલ Bayના અર્ધ ચન્દ્રના, જમણા હાથના (ઉત્તર તરફના) છેડા તરફ. શી સુન્દર ને રમણીય જગા! સુશીલા તો જોઈને ઘેલી ઘેલી જ થઈ ગઈ. સાગરની આનંદમય, ઉલ્લાસમય છતાં શાન્ત મૂર્તિ, સ્વચ્છ આકાશ, કિનારાના પર્વતો,. સમુદ્રતરંગનું ગંભીર ગાન; સર્વની અદ્ભુત અસર આ સ્થળની એકાન્ત શાન્તિને લીધે બમણી થઈ. ચકલું પણ ફરકતું નહોતું. સુશીલા તથા હું બહુ વાર અહિં ખડકો ઉપર બેઠાં અને અપૂર્વ આનંદ અનુભવ્યો–હાવો આનન્દ ભાગ્યે કોઈ ઠેકાણે મળ્યો હશે જેગમાં નીચે Pool આગળ વળી જૂદું સ્વરૂપ હતું. આ સૌન્દર્ય અને આનન્દ જૂદાં હતાં. આ જગા બતાવવાની (સુશીલાને) મ્હેં ઘણા દહાડાથી ધારી હતી. તે એકવાર બતાવી હતી (મહિના બે મહિના ઉપર) પણ ભૂખ જાણે રહી હોય–આ સ્થળની–તેમ ફરીથી આવ્યાં.

[સંપાદકની નોંધ—અહિં જે અર્ધ ચન્દ્રાકાર Bayનો ઉલ્લેખ તે જ રમણીય સ્થળ જોઈને અન્ય પ્રસંગે મન ઉપર પડેલા સંસ્કારો ઉપર એમણે "દિવ્ય સુન્દરીઓનો ગરબો" એ કાવ્યની કલ્પના ચણી છે—જુઓ હૃદયવીણા પૃ ૩ તથા તે પરની ટીકા. ઉત્તર કાનડાના કારવાર જિલ્લાની પ્રકૃતિની રમણીયતા નરસિંહરાવનાં અનેક કાવ્યોની પ્રેરણા આપનારી નીવડી હતી. એમણેજ લખ્યું છે: "કારવાર જિલ્લામાં સર્વ સ્થાન સુન્દર જ છે."]

મુંડગોડ—(પેટા મુંડગોડ, તાલુકે યેલ્લાપુર) તા. ૧૦-૨-૯૧ શુક્રવાર : વડસથી સ્હવારે ૭ા વાગ્યે નીકળીને અહિં પૂણાદશે આવ્યાં. ૧૪ માઈલ રસ્તામાં બે એક માઈલ હીંડ્યાં હતાં. છોકરાં, સુશીલા

તથા હું. છોકરાં બેઠાં પાછાં—પછી સુશીલા તથા હું વળી હીંડયાં હતાં. સડકની આસપાસ સાગનાં જંગલ વિલક્ષણ રમણીય હતાં. થોડીવાર એ જંગલમાં આડફેટાં હમે ગયાં—ડમણી આગળ માઇલેક છેટે રાખવાનું કહ્યું હતું, એટલે અડચણ નહોતી. જંગલમાં શાન્ત શૂન્યતા હતી. સાગનાં સૂકાં પાંદડાંનો ખખડાટ માત્ર શાંતિનો ભંગ કરતો હતો—ચાલતી વખતે. એક ઝાડની નીચે કેટલોક વખત ઊભાં રહ્યાં. અંતે ચાલીને જઇને ડમણીમાં બેઠાં. આ જંગલની રમણીયતા પણ ભૂલાય હેતી નથી.

કાગળ લખ્યા ૧. નિ. સા. પ્રેસ (મુંબઈ)—કાર્ડ. અબલાશ્રુ હજી તૈયાર નથી? ફુલ્સકૅપ સાઈઝની નકલો થઇ! હૃદયવીણાનો છેલો ફોર્મ નથી આવ્યો. મોકલો. પ્રુફ બહુ દહાડે આવ્યાં. ઉતાવળ કરો. અવ્યવસ્થા દૂર કરો.

મુંડગોડ—તા. ૧૭-૧-૯૬ શુક્રવાર. આજે ગામડેથી પાછા આવતાં સારંગે મસ્તી બહુ કરી, ઝાડ થઇને કુદંકુદા કરી—હું પડ્યો નહિ પણ જિન સરસો સખત પડ્યો તેથી (પગ) ઝાંઘ અને તે ઉપરથી) જમણો-જાણે કરમોડાયો હોય એમ લાગે છે; અને જમણા હાથવડે લગામ ખેંચવા જતાં તર્જની અટવાઈ જતાં કરમોડાઈ લાગે છે. સૂજી આવી છે. દાક્તરને બતાવ્યું.

મુંડગોડ—તા. ૧૮-૧-૯૬ શનિવાર: કાગળ આવ્યા:—
૧ નનુભાઈ (અમદાવાદ).

૧. 'મુકુલમર્દન' ઉપર મ્હેં સૂચનાઓ લખેલી તે પાછી મોકલી છે. સ્વીકારી ન સ્વીકારી બતાવીને સકારણ; તથા ભીમભાઇનાં હજી અપ્રસિદ્ધ કાવ્યોની નકલો સતુએ કરેલી મોકલી છે. એ કાવ્યોમાંથી કયાં છપાવવા લાયક છે તે તપાસવાનું મ્હને લખ્યું છે (મહિનાની અંદર) પૃ. રા.ની ટીકા કેટલી થઈ પૂછે છે. (હજી ચાર પાંચ શ્લોક જ થયા છે!) રમણે લુચ્ચાઈ કરી છે—કહે છે ભીમભાઈનાં બીજાં કાવ્યો તથા નનુભાઇની પૃ. રા. ની ટીકા જોયા વિના

ઉપોદ્‌ઘાત નહિ લખી સકું! બ્હાનું જ છે—મ્હારી ટીકા માટે તો બ્હાનું જ છે.

× × ×

નારાયણ હેમચન્દ્ર કલકત્તા જવા નિકળ્યા × × પછી કલકત્તેથી ક્યહાં જશે તે નક્કી નથી; ભ્રમણશીલતા નિયમ પ્રમાણે જ! × × × બેદરારે નવા ફોટોગ્રાફ (૭–૮ની Series) કર્યા છે. ત્યાગ અથવા Renunciation એ title છે. એક સ્ત્રી જે જે ક્રમે વિરક્ત થઈ અને અંતે સંન્યાસિની થઈ, તે ચિત્ર મનુભાઈએ જોયાં છે. લખે છે બહુ જ મોહક અને ઉત્તમ છે.

પળાઃ—તા. ૨૧-૧-૯૬ મંગળવારઃ આજ સાંજે ડમણીમાં બેશીને સુશીલા તથા છોકરાં અને હું હનગલ—તગ્રેશ્વરનું દહેરૂં જોવાને—ગયાં. ગાડાને રસ્તે પાંચ ૭ માઈલ છે તે રસ્તે ગયાં. બહુ નઠારો રસ્તો છે. દોઢ કલાક થયો, દહેરૂં જોયું. પથ્થરનું છે બધું. મંડપમાં ઘુમ્મટની અંદર કમળ કોતરેલાં છે, પાંચ ૭ પડવાળાં. એટલું જ જોવા જેવું છે. કાંઈ કોતરકામ અદ્‌ભુત કે સુરેખ ખાસ નથી. આબૂ ઉપરની દેલવાડાનાં જૈન દહેરાંની બારીક સફાઈદાર અને નવા નવા બુટ્ટાવાળી કોતરણી જોઈ હોય ત્હેને તો આ કાંઈ જ નહિ.

આજ સ્હવારે અહિં મુકામ બદલીને આવ્યા. હું ટટ્ટૂ ઉપર ત્રણ ગામડાં તપાસીને આવ્યો. (ચાર માઈલ). સુશીલા તથા છોકરાં ડમણીમાં આવ્યાં. હજી ટટ્ટૂ ઉપર બેસતે અકડાઉં છું અને પગે દરદ થાય છે. જમણો હાથ તો હજી નકામો છે.

મળગી—તા. ૨૬–૧–૯૬ રવિવારઃ આજ સ્હવારે મુકામ બદલી અહિં આવ્યા. × × ×

કાગળ આવ્યા: મુ પો ૧, 'સમાલોચક' જાન્યુ. ૯૬ (મુંબાઈ) પ્રથમ અંક.

૧. નવું ત્રિમાસિક; N. M. & Co. તરફથી પ્રસિદ્ધ થતું. આહિં ગોવર્ધનરામ (-માધવરામ ત્રિપાઠી)નું એક લખાણ છેઃ—

" કવિતા, કાવ્ય અને કવિ—એ વિષયે મિતાક્ષર " દુનિયાથી જૂદા જ વિચાર બતાવવા સિવાય કશું જ જણાતું નથી.' 'કવિતા' અને 'કાવ્ય' હેનો ભેદ શો આપ્યો છે તે સમઝાતું નથી. લખાણુની ભાષા પણ કઢંગી અને હેમની પદવીથી ઉતરતી છે. કાવ્યનો આત્મા રસ—એ લક્ષણ (પોતે વ્યાખ્યા કહે છે) ન સ્વીકારતાં 'કાવ્યનો આત્મા અવલોકન' કે હેવું કાંઇ લક્ષણ સ્થાપિત કરવાને પોતે મથે છે (અવલોકન =Philosophical observation). પણ રસાત્મકતાના લક્ષણમાં એ અવ્યાપ્તિ અને અતિવ્યાપ્તિ ખોટી રીતે બતાવે છે, તે કરતાં વધારે અને ખરી અતિવ્યાપ્તિ હેમના લક્ષણમાં નીકળશે. હેમના લક્ષણ પ્રમાણે તો બધાં ફિલસુફીનાં લખાણો તે કાવ્ય થશે! વાત ખરી એ છે કે 'કવિતા'નુ ખરૂં સ્વરૂપ અને વિષયમર્યાદા ભૂલી જઇને નકામું પાંડિત્ય ડ્હોળ્યું છે.

કાવૂર—તા. ૨૮-૧-૯૬ મંગળવાર : ગોવર્ધનભાઈના 'સમાલોચક'માંના 'કવિતા' વિશેના વિચાર ઉપર એક બે બીજી ટીકા :—

અવલોકનને કાવ્યનો આત્મા ગણવામાં ગોવર્ધનભાઇ કાવ્યનું essence ( જીવાતુભૂત તત્ત્વ ) ભૂલી જાય છે; અને અન્વયવ્યતિરેકની કસોટીથી તપાસતાં જે તત્ત્વ કાયમ જણાય તે આત્મા એ સ્મરણમાં નથી રાખતા. કાવ્યોમાં અવલોકન હોય છે માટે અવલોકન તે કાવ્ય! શી fallacy! જ્ય્હાં જ્ય્હાં અવલોકન ત્ય્હાં ત્ય્હાં કવિત્વ, અને જ્ય્હાં જ્ય્હાં અવલોકન નહિ ત્ય્હાં ત્ય્હાં કવિત્વ નહિ;—આ જો ખરૂં હોય તો જ હેમનું લક્ષણ ખરું. આ અન્વયવ્યતિરેક જે અંશને લાગૂ પડે તે જ ખરું કવિતાનું તત્ત્વ. ગોવર્ધનભાઇએ અહિં ગોથું ખાધું છે. શેક્સપિયર વગેરેનાં કાવ્યોમાં અવલોકન (ગંભીર અવલોકન) છે, અને તે કદાચ મુખ્ય ઉદ્દિષ્ટ વસ્તુ છે; પણ માટે અવલોકન તે જ કાવ્ય એમ ના કહેવાય. અવલોકન, તેમ જ અવલોકન સિવાય ઘણીએ બાબતો—(જે lyric કાવ્યના વિષયમાં આવે તે વગેરે), કવિત્વનો વિષયમાત્ર છે. કવિત્વ તો તે તે વિષયને કોઇ અપૂર્વ રીત્યે તેજોમય

બનાવી પ્રદર્શિત કરવાના પ્રકારમાં છે. એ અપૂર્વ રીત્ય તે જ રસ-ત્ત્વ અને માટે જ રસ તે કાવ્યનો આત્મા એ એકંદર ઠીક લક્ષણ છે. આ વાત ગોવર્ધનભાઈ પણ પોતે અજાણતાં સ્વીકારતા લાગે છે. (પૃ ૫ કોલમ ૧ પેરા ૨ જુવો). અવલોકનને કવિતાનો આત્મા રમણીયતા વગેરેના ગુણોનો તફાવત છે. અર્થાત્ જ કવિતા તે માત્ર અવલોકન નથી!

આ હેમના નિરીક્ષણદોષને લીધે હસવાલાયક પરિણામ ઉત્પન્ન થાય છે. રસ અને બુદ્ધિ વિશે કાંઈ વિચિત્ર ચર્ચાને અંતે કહે છે:— "કેવળ રસાત્માવાળાં કાવ્યો બુદ્ધિઆત્માવાળાં શાસ્ત્રોનાં અભ્યાસકોને શુષ્ક લાગે તેમાં કાંઈ નવાઈ નથી"!! આ તો ઉલટો ચોર કોટવાળને દંડે! રસાત્મા તે નીરસ! શુષ્ક! અને તે વાજબી! (વાજબી જેવું જ કહેવાનો હેતુ કાંઈક જણાય છે.)

ગોવર્ધનભાઈની અપ્રશંસનીય સર્વદક્ષિણતા જે રાજખટપટમાં નભે તે હાવી વિચાર ચર્ચામાં પણ આવે છે. લખાણને અંતે કવિતાના બાહ્યાકારથી કોઈ પ્રસન્ન થાય છે તો કોઈ કવિતાના અન્તર્ગુણને જ કવિતા ગણે છે તે વિશે કહે છે:—લખનાર, વાંચનાર, સઉ એ વિષયમાં પોતપોતાની શક્તિ અને ઇચ્છા પ્રમાણે ધારે, બોલે અને રુચિકર ગણે તો તેમાં કાંઈ બાધ નથી. કારણ भिन्नरुचिर्हि लोकः"!!! વાહ! વાહ! સુરુચિ, સહૃદયતા, રસ,' સર્વેને રામ રામ! કેમકે भिन्नरुचिर्हि लोकः! શો વ્યવહારદક્ષિણતાનો દુરુપયોગ! કે પેલા ઓલિવરે, નેલસનના જીવનચરિતમાં એક વાકય અંગ્રેજ સેનાપતિને વિશે છે કે ફ્રેંચ સેનાપતિને વિશે છે, તે બાબત કહ્યું'તું "Both will do"—હેવું તો આ નહિ હોય!

**બેળકી**—(તા. યેલ્લાપુર) તા. ૨૯–૨–૯૬ બુધવાર—આજ સ્હવારે મુકામ બદલીને અહિં આવ્યા. કાતુરથી આ ગામ પંદર માઈલ લાગે છે. + + સ્હવારે ૭ વાગ્યાના નીકળ્યા સાડા અગિયારે આવ્યા. (વચમાં અડધો કલાક ગામડું તપાસવામાં ગયો). + + + +

(મુંડગોડ પેટામાં એક ગામમાં દાટેલું ધન મળ્યા બાબતની તપાસ સંબન્ધે તપાસ કરવા હું ગયો ત્હારે એક નવી જનભ્રાન્તિ જાણી. લોકો એમ માને છે કે ઝાડને પંઝાના આકારનો હાથ જમીન તરફ વળેલો હોય તો તે હાથે નિર્દિષ્ટ કરેલી જગાએ ધન દાટેલું હોય. એ ગામમાં એક ઝાડના થડિયાને વળગેલો હાથ જેવો ફટિો મ્હને લોકોએ બતાવ્યો. શી ભ્રાન્તિ! વખતે એમ હોય કે હેવી નિશાની રાખીને કોઈક લોકોએ ધન દાટ્યું હોય, અને તેથી હેવું હોય ત્હાં ધન હોયજ એમ ભ્રમ સામાન્ય થઈ ગયો હોય.)

યેલ્લાપુર—તા. ૫-૨-૯૬ બુધવાર : કાગળ લખ્યા ૧ મનુભાઈ (અમદાવાદ).

૧ હેમના કાગળોનો આજ સુધીનાનો જવાબ; + + + હ. વી. ને માટે index કરવા માટે કેટલીક અડચણ લખી. ભીમભાઇનાં કાવ્યો વિશે લખ્યું—બધાં સારાં નથી. હેમની કીર્તિને ખાતર ના છાપવાં જોઇએ. વિનોદિની. લાવણ્યમયી, વગેરે તો જરૂર છાપવાં—વગેરે. ગોવર્ધનભાઇના 'કવિતા' વિશેના + + લખાણ વિશે લખ્યું.

યેલ્લાપુર—તા. ૮-૨-૯૬ શનિવાર : આજ સ્હવારે કોંડીમતે ગામ તપાસવાને હું હીંડતો ગયો (પાસે હોવાથી) ત્હાં સુશીલા મ્હારી સાથે હીંડતી આવી. ટૂંકે રસ્તે અડધો માઇલ પણ નથી. બાંધપહાણી કરતે જંગલી કૂતરાં ત્રણ હમે દીઠાં. હમે પ્રથમ જ દીઠાં. શિયાળથી જૂદાં પણ પૂંછડી જાડી વાળના ગુચ્છાવાળી; રંગે રાતાં; મ્હોં શિયાળ જેવું કાંઇ ને કાંઇક જૂદું. પાછાં પરભાર્યાં જંગલમાં થઈને ધારવાડ સડકે યેલ્લાપુરથી ૧½ બે માઇલ છેટે નીકળી સડકે પાછાં આવ્યાં.

યેલ્લાપુર—તા. ૧૧-૨-૯૬ મંગળવાર : કાગળ લખ્યા— રમણભાઈ (અમદાવાદ).

એ સબ જનજ થયા (ગેઝિટમાં વાંચ્યું—એક્ટિંગ થયા) તે બાબત ખુશી બતાવી—મ્હારી તથા સુશીલા તરફથી. ગોવર્ધનભાઈના 'સમાલોચક'માંના કવિતા વિશેના લખાણ વિશે લખ્યું.

મંચીકેરી—તા. ૧૮-૪-૯૬ શનિવાર : તા. ૧૨-૪-૯૬ ના "ગુજરાતી"માં "સનાતન ભારત ધર્મ મહાપરિષદ્"નો વૃત્તાંત આવ્યો છે. હેમાં રમુજ તથા ક્રોધ ઉત્પન્ન થાય છે.

ક્રોધ ઉત્પન્ન થવાનું કારણ મણિભાઈ નભુભાઈ દ્વિવેદીનું સાદ્યન્ત તર્કદોષથી ભરેલું ભાષણ છે. આર્ય સર્વ ઉત્તમ, પાશ્ચાત્ય સર્વ ખોટું એ હેનું મુખ્ય સૂત્ર છે. ધર્મ મતોમાં અનેક ભેદ છતાં [ગૌણ] ગણવા, પોતપોતાનો ધર્મ પાળો એ મહાસાર છે.

મંચીકેરી—તા ૨૧-૪-૯૬ મંગળવાર : 'મુકુલમર્દન' ઉપર રમણભાઈનું અવલોકન વાંચ્યું. ઠીક છે. પણ વિવેચક તરીકે આચાર્યના ઉચ્ચ સિંહાસન ઉપરથી જાણે ડોળથી આવકાર આપી, પ્રશંસા કર્યાથી જાણે મહાન સંમાન આપતા હોય હેવું જણાય છે. તેમ જ અંતમાં જે કેટલીક ન્યૂનતા સામાન્ય રીતે બતાવી છે તે જરાક અયોગ્ય લાગે છે.

હટ્ટીકેરી—તા. ૨૯-૪-૯૬ બુધવાર : કાગળ આવ્યા : ૨. રમણભાઇ (અમદાવાદ).

જ્ઞાનસુધામાં 'છન્દ અને પ્રાસ'ના વિષયમાં આગળ જતે ગોવર્ધનભાઈની (પેલા કાવ્ય સંબન્ધી લખાણમાં) કેટલીક વિચિત્ર કલ્પનાઓનું ખંડન કરવાનું રમણભાઈ ધારે છે; એ રીતે બુ પ્ર. માં કેટલાક વર્ષ ઉપર હેમણે અધૂરા મૂકેલા 'કવિતા'ના લખાણને પૂરૂં કરશે.

મણિશંકર ભટે ગુજ. વ. સોસાયટી માટે Life of Abraham Lincon નામનું પુસ્તક રચ્યું છે. છપાયું છે. (મ્હને મળશે.) હેમાં અમેરિકાના ઇતિહાસ સંબન્ધે અનેક ચર્ચાઓ કરી છે—વિશેષે ગુલામગીરી બાબત.

અમદાવાદ—તા. ૧૧-૫-૯૬ સોમવાર : રાત્રે જમી રહ્યા પછી મનુભાઇએ ગાયું; 'વરજભાઈ, હું, સુથીલા એટલાં જ હતાં, એકાન્ત, શાન્ત હતું. 'આશા અગણગણું તારા વૃન્દ રે દીપે શ્યામ

નિશામાં,"—એ ભીમભાઈનું પદ હેવું તો અપૂર્વ રીતે ગાયું હું તો છક થઈ ગયો. નવી નવી ઝીણી રસિક બારીકીઓ—સંગીતથી અર્થપ્રદર્શનની-હેમણે હામાં કરી છે. તે મુખ્ય આ હતી.—(૧) શ્યામ નિશામાં-હેમાં 'શ્યા' તથા 'શા' અને બીજ ઉપરના સુરો પણ ઘેરા ખરજ તથા ત્હેવા સુરમાં લીધા તથા વખત તંબૂરાનો ફક્ત ઝરો જ છોડ્યો. આથી નિશાની શ્યામતા તથ ગંભીરતાનું ભાન અદ્દભુત થતું'તું.

(૨) "તમરૂં તમ તમ કરતું કાંઈ" અહિં "તમ તમ" ગાતાંની સાથે તંબૂરાના પંચમના તાર ઝણઝણ હેવી સરસ રી છેડ્યા કે તમરાના તમતમાટનું ભાન થાય.

(૩) 'કોક મળે કો ટળવળે રે'—હેના સુર હેવા તો 'ટળ વળાટ'ના સૂચક હતા કે હદ! વગેરે.

પછી મ્હારૂં "ઊડી ગયેલું સ્વપ્ન" ગાયું.

**અમદાવાદ**—તા. ૧૨–૫–૯૬ મંગળવાર: સ્હવારે નદીન પેલી પાર ગુજરાત કોલેજનું મકાન બંધાય છે તે જોવાને ગયા મકાન સુન્દર અને સારૂં થશે અને લીંબડા વગેરેની ઘટાઓ, ઠંડ સ્વચ્છ હવા, એકાન્ત વગેરે ગુણોને લીધે જગા ઉત્તમ છે.

**હૈદરાબાદ**—તા. ૨૧–૫–૯૬ ગુરુવાર: સ્હવારે દયારામ મળવા ગયો. મળ્યા. ઘર તો નઠારી હવામાં જ છે. બહુ જ હેતથ મળ્યા. કલાક સુધી વાતો કરી અનેક વિષય ઉપર. એ તો ખરેખર અદ્દભુત શક્તિવાળો તથા સત્પુરુષ જ છે.

**હૈદરાબાદ**—તા. ૧ લી જૂન ૧૮૯૬ સોમવાર: કાગળ આવ્યા —૧. મનુભાઈ (અમદાવાદ).

૧. 'હૃદયવીણા' પ્હોંચી. લાંબો કાગળ છે. કાગળ વાંચ્યાથી અધું સમજાય એમ છે. ટૂંકામાં નોંધવું-કરવું છે. ઘણા આભારી ખુશ તથા ચકિત થયા (અર્પણથી). "નમેરા કાળ"વાળી કડી આવી તેટલામાં આંસુ શરૂ થયાં. લખે છે—જે ઉમદા ભાવથી અર્પણ કર્યું

ઊંચા ચઢાવ્યા છે તેથી ખુશ (flattered) થયો; અને મ્હારી ગાયનકળાની કદર જાણનારાં કોઈક છે. અને ત્હમારાં કાવ્યો જોડે એ જે થોડીક કળા મ્હારી કને છે ત્હેને અમર કરી તેથી ગર્વિષ્ઠ થયો ' વગેરે.

લખે છે-" મ્હને કોઇયે (સુશીલા, વ્રજભાઈ, કે નારાયણ હેમચન્દ્ર-કોઇયે) પણ કદી સૂચના પણ ન્હોતી કરી-છતાં મ્હને કાંઈક લાગતું'તું- ઘણા દહાડાથી,-ત્હમે ધાર્યું હશે ત્હારથી કે તે પ્હેલાંથી-કે હાવું કાંઈક અર્પણ ત્હમે કરશો."

આ કલ્પનાને એ વખત આધાર પણ મળ્યો હતો. ૧૮૯૪ના નોવ્હેંબરમાં મુંબાઈમાં મનસુખરામને ત્યહાં મોતીલાલ લાલભાઈને મળવા હમે ગયા હતા ત્યહારે મનસુખરામે મ્હને પૂછ્યું:—" કાંઈ કવિતા લખો છો ?" ત્યહારે મનુભાઈએ કહ્યું:-"નનુભાઈ કવિતા કરે છે અને હું તે ગાઉં છું." તે વખત મ્હેં કહ્યું:-" અને તે કંઈ ઓછી વાત નથી." આ મ્હારા ટૂંકા વચનથી અને બોલવાની રીતથી મનુભાઈને કાંઈક એ ધારણામાં ટેકો મળ્યો હતો. પછી પ્રિયંવદાએ જોગ જતે પૂછ્યું હતું-' અર્પણ કોઇને કરવાનું કે'- ત્યહારે મનુભાઈએ કહ્યું'તું કે " અર્પણ જોઈયે જ એમ કાંઈ નથી." ત્હેને મ્હેં ટેકો આપ્યો તે વાત ઉડાવવાની રીત્યે આપ્યો લાગ્યો હશે તે વખતે પણ મનુભાઈની " ધારણાને આધાર મળ્યો હતો." આમ મનુભાઈ લખે છે. મને કહે છે-હાને ઝ્લેવેટ્રકી-ઇઝમ કહો-ચિપો-સોફી કહો-sympathy of souls કહો-પણ ખરું છે, તે લખ્યું છે.

' દિવ્ય સુન્દરીઓનો ગરબો ' મનુભાઈને બહુ જ પ્રિય છે (I am in love with it-લખે છે ) તે જ આ અર્પણનું બીજ બન્યું છે તે, મનુભાઈને બહુ ગમ્યું છે.

વળી લખે છે કે—ત્હમારાં કાવ્યોની ઉત્પત્તિએ સંગીતકળા રસિક દૃષ્ટિબિન્દુથી (aesthetic point of view)થી કેળવવાની પ્રવૃત્તિ મ્હને આપી હતી અને ત્હેના સંભારણા તરીકે 'મુકુલમર્દન'

-ત્હેમને અર્પણ કરવાનું એક વાર ધાર્યું"તું પણ એ વાત દર્શાવતાં કઠણ પડયું અને નોવેલના વિષય જોડે બંધબેસતું આવે એમ ન્હોતું તેથી માંડી વાળ્યું અને તે સારૂં થયું, નહિં તો આ હ. વી.નું અર્પણ તરત જોઇને લોકો એકએકની વૃથા પ્રશંસા કરનારા આપણને ઠરાવત. હાલ પણ કેટલાંક લોકો આ અર્પણનો આવો જ અર્થ કાંઇક કરશે પણ ઉપાવ નહિ."

તંડૉ અલ્લાહુયાર—તા. ૧૫-૬-૯૬ સોમવાર : એપ્રિલના જ્ઞાનસુધામાં 'મકરન્દ' (રમણભાઈ) ની એક કવિતા આવી છે. 'રેખાદ્દશ્યતા' એમ નામ છે. થોડા દિવસ ઉપર હેમનો (વિદ્યાનો) છોકરો-૭ મહિનાનો-ગુજરી ગયો તે ઉપર કાવ્ય રચ્યું છે. કવિતા બેશક સારી છે. પણ Pathetic અંશ ઉપર Metaphysical અંશનું દબાણ વધારે લાગે છે; રમણભાઇની જે જે હાલી કવિતા જોઇયે ત્હેમાં એ જ સ્વરૂપ છે. મ્હારાં Sentimental કાવ્યોમાં કાંઇક એથી જૂદો જ પ્રકાર છે. "એક બાળકીના મરણ વિશે" એ મ્હારા કાવ્યમાં Pathetic અને aesthetic અંશોનું સમતોલ મિશ્રણ છે, હૃદયવીણાના અર્પણમાં પણ હેવું મિશ્રણ છે. "અભિનંદનાષ્ટક"માં પણ તેમ છે. અને હું ધારૂં છું કે Pathetic જોડે Aesthetic અંશ યોગ્ય રીતે ના ભળે તો તટસ્થ જનમંડળને કવિના ખાનગી સુખદુ:ખાદિભાવ જોડે સમભાવના ન થતાં બેદરકારી ઉપજે, તેમ જ Aesthetic અંશ Pathetic કરતાં બહુ અયોગ્ય રીતે જોરદાર થાય તો રસમયતામાં ક્ષતિ થાય—કેમકે જે ખાનગી ભાવનું સંચાલન થયું હોય ત્હેનું ભાવત્વ જતું રહી માત્ર તટસ્થ aesthetic વૃત્તિ જેવું જ થાય. રમણભાઇના કાવ્યમાં Aesthetic અંશ જાગૃત નથી; Metaphysical જ છે; પણ તે આ કાવ્યમાં Pathetic સાથે સમતોલ રહી સક્યો છે તેથી જ કાવ્યનું કાવ્યત્વ જળવાયું છે, પણ બરોબર હદ ઉપરજ માપ આવી રહ્યું છે. જરાક વધારે હોત તો Pathetic ભાગ દબાઈ જાત, અને કવિત્વમાં

આમી આવત. કોકવાર લાગે છે કે Pathetic અંશ ( human અંશ ) જરીક દબાતો રહે છે ખરો.

હૈદરાબાદ– તા. ૧૪-૭-૯૬ મંગળવાર : આજ આવેલા "ગુજરાતી"માં વાંચીને અત્યન્ત ખેદ થયો કે તા. ૨૯મી જૂને હ. હ. ધ્રુવ (પાડાના દરદથી) ગુજરી ગયા. ૧૨ મી મેને દહાડે તો અમદાવાદથી ઉપડતી વખત સ્ટેશને મ્હને મળ્યા હતા. અને ત્હારે પ્રફુલ્લ. તંદુરસ્ત જણાતા હતા. બહુ જ ખેદની વાત છે. ઉત્સાહી–સાહિત્ય વગેરે સર્વ વાતમાં–હતા.

હૈદરાબાદ—તા. ૧૯-૭-૯૬ રવિવાર : કાગળ આવ્યા—૨. રમણભાઈ (અમદાવાદ).

૨. મ્હારા કા. નો જવાબ હ. વી. ના મ્હારા અર્પણ વિશે high merit ( execution and enunciation are of such high merit ) એટલું લખીને બેશી રહ્યા છે. મનુભાઈને કહ્યું છે માટે ?

ત્હેમનાં Pathetic કાવ્યોમાં metaphysical અંશ પ્રબળ હોય છે તે કબૂલ કરે છે: પણ તે વિશે કાંઈક બચાવ કરે છે; ત્હેલો. મ્હારાં હેવાં કાવ્યોમાં aesthetic અંશ હોય છે તે સ્વીકારીને કહે છે કે હેમાં જે રસ્વારસ્ય રહે છે ત્હેનું કારણ કાંઈ aesthetic નું Pathetic જોડે akinપણું નહિ. પણ aesthetic એ કવિતામાં વધારેમાં વધારે પુરવઠો કરે છે તે. મ્હને હામાં ભૂલ્ય લાગે છે. હું ધારૂં છું Pathetic ની ઉત્પત્તિ ઘણીવાર aesthetic માંથી છે. કાંઈ નહિં તો aesthetic થી admiration દ્વારા પ્રેમવૃત્તિ ઉત્પન્ન થાય છે.

હૈદરાબાદ—તા. ૨૬-૭-૯૬ રવિવાર : પાછળ એક તારીખની ડાયરીમાં (તા. ૧૫-૬-૯૬ ની) Pathetic Lyric વિશે ચર્ચા કરી છે. તે બાબત કેટલાક બીજા વિચાર સુઝેલા નોંધું છું. Pathetic Lyric જે Personal હોય છે (કવિની જાતને લાગૂ પડતી) તે વાચકને રસ ઉત્પન્ન કરનારી ક્યહારે થાય ? આ તો પોતાનાં

રોદડાં રૂવે છે, અથવા-આ તો પોતાના સુખનું પ્રદર્શન કરે છે—એ કંટાળો બતાવનાર વૃત્તિ જતી રહી વાચક પણ તન્મય થાય, કવિનું જાતીય તત્ત્વ ભૂલી જાય, એ ક્‌ય્હારે થાય? એ થાય ત્ય્હારે જ કવિત્વ આવે બાકી તે કવિતા ના ગણાય. મમ્મટે 'કાવ્યપ્રકાશ'માં રસનું સ્વરૂપનિરૂપણ કરતાં અભિનવગુપ્તાચાર્યનો મત બતાવ્યો છે ત્હેમાં એમ કહ્યું છે કે ममैवैते शत्रोरेवैते तटस्थस्यैवैते न ममैवैते न शत्रोरेवैते न तटस्थस्यैवैते इति संबन्धिविशेषस्वीकारपरिहारनियमानध्यवसायात साधारण्येन प्रतीतै(र्विभावादिभि)रभिव्यक्तः रसः ।

મતલબ કે જે જે વિભાવ. અનુભાવ, ભાવ, કાવ્ય નાટકમાં ગોચર થાય તે વાચક દ્રષ્ટાના પોતાના, અથવા પોતાનાથી ભિન્ન (શત્રુ કે તટસ્થના) જ છે એમ પણ નહિં, નથી એમ પણ નહિ, એમ સાધારણ રૂપ પામેલા થાય અને તેથી વ્યકત થાય તે રસ. ઉદા. રામસીતાનો શૃંગાર તે રામસીતાનો જ ગણે તો પૂજ્ય જનોના શૃંગારથી લજ્જા ઉત્પન્ન થાય; વાચક કે દ્રષ્ટા પોતાનો જ ગણે તો લૌકિક શૃંગારના જાતિઅનુભવ રૂપ થઈ જાય; માટે માત્ર સ્વતન્ત્ર સ્થિતિ પામેલાં નાયક નાયિકાનો જ શૃંગાર એમ idealize થાય પછી જ રસ વ્યકત થાય

હવે આ રસનિષ્પત્તિ Pathetic Lyric માં બે રીતિયે થાય છે—

(૧) Personal તત્ત્વને idealize કરીને aesthetic બનાવી દેવું (aestheticize કરવુ)

જેમકે—કુસુમમાળાનું-હૃનાળાનું પ્હેરોડ; હૃદય વીણામાંના—અજ્ઞાન. હૃદયક્ષોભ, અકાલ મરણ; ઇત્યાદિ.

આ પ્રકારમાં personal (pathetic) અંશ અને aesthetic તત્ત્વ બંને સંકીર્ણરૂપ-એકઅીજ્નમાં એકરૂપ થઈ મળી ગયેલાં રહે છે.

(૨) Pathetic (Personal) અને aesthetic એ બે

પ્રવાહને સંકીર્ણ ન કરતાં, સાથે સાથે સંસૃષ્ટ રાખી, વખતે વખતે સંકીર્ણ કરે, વખતે છુટાં પાડે છતાં એક બીજાની છાપ એક બીજા ઉપર હેના પડે કે કદી કંટાળો (ઉપર કહેલો ત્હેવો તટસ્થનું છે કહીને આવનારો કંટાળો) ના આવે. એની ગૂંથણી એકકી થાય-કોઈ જૂદી કળાથી. ઉદા.—હૃદયવીણાનું અર્પણ.

ગાયનકળા આપણી અને યુરોપની એ બેમાં અનેક રીત્યે ભેદ છે: એક ભેદ તો એ જ છે ગીતના અર્થને અનુકૂળ ગાયનપ્રકાર પાશ્ચાત્ય કળામાં છે તે આપણામાં છે જ નહિં (અમુક રસ ભાવને અનુકૂળ રાગ છે તે વાત કાંઈ જ ગણતરીમાં નથી). ગીતના ગાયનનું ઉત્તમોત્તમ પ્રયોજન એક એ છે કે હેના અર્થનું રમનું તત્ત્વનું ઉદ્‌ઘાટન કરવું interprete કરવું. જેમ Critic (વિવેચક) કાવ્યાદિકનો અર્થ સમઝાવે છે, ખુબી બતાવે છે; જેમ actor (નટ) પાત્રના સ્વરૂપનું interpretation કરે છે; તેમ ગાયક તે ગીતના રહસ્યનું મધુર નાદ વડે જ interpretation કરે છે. ગાયકનું આ મહાન કર્તવ્ય લક્ષમાં રાખ્યાથી અનેક ભેદ ફલિત થાય છે. એક તો એ કે ગીતમાં તાન, ઉપજ, વગેરેના તમાશા નિરર્થક આપણી આહિંની પદ્ધતિમાં છે તે વાસ્તવિક રીતે રસહીન છે અને પાશ્ચાત્ય પદ્ધતિમાં અનિષ્ટ છે. ગીતનું તત્ત્વ પ્રદર્શિત કરવા માટે જે સ્વર-રચના, જે તાન, ઉપજ વગેરે યોગ્યમાં યોગ્ય, ઉત્તમમાં ઉત્તમ, સમર્થમાં સમર્થ, હોય તે જ અન્વેષણથી, અભ્યાસથી, નિશ્ચિત કરી પ્રગટ કરવી; તે જ કળાનું પરિપૂર્ણ રૂપ.

આ રીતે જોતાં સારા ગવૈયા (આપણામાંના) પણ ખામીવાળા જણાશે. એક ગીતમાંની એક લીટી લઈને; એક શબ્દ લઈને તે ઉપર હજાર તરેહનાં તાન, ઉપજ, રચે તે ગમે એટલાં મધુર હોય પણ ગીતના રહસ્ય પ્રદર્શનમાં ક્ષતિકર જ થવાનાં. કવિ પોતાની કવિતા બનાવતા પ્હેલાં અનેક ભાવમાં, વિચારમાં, રચનામાં, ફેરફાર કરે તો ભલે પણ અન્તે કાવ્યને મૂર્તરૂપ આપતાં તો આખરનું ફલિતરૂપ

જ આપે અને વાચકને તે જ બતાવાય. પૂર્વના બધા ક્રમ ચ્હેરં-ચ્હેરા બતાવાય જ નહિં. તે જ પ્રમાણે ગાયકનું અને તાન ઉપજનું જોઇ લેવું: એ ખરૂં છે કે ગાયકને છેક સખત બંધનમાં–આ બાબતમાં પણ—નહિં બંધાય પણ આ તત્ત્વ (Principle) ધ્યાનમાં રાખવાનું છે જ. હ. હ. ધ્રુવ જેમ પોતાનાં જ કાવ્યોમાં પાઠાન્તર આપે છે (આપતા હતા) તેમ ગાયકને પણ ગીતપ્રદર્શનમાં ઉપજ વગેરેના ફેરફાર એક જ અર્થને બતાવવા માટે ફેરફાર—થાય તો અનિષ્ટતા જ આવે. કોઇ વિરલ પ્રસગે જ હામાં અપવાદ થઇ સકશે; અને તે અર્થના રહસ્યનું નિરૂપણ પણ જુદી જુદી રીતે થતાં વિરોધ ના આવે અને રસિકતા વધે ત્ય્હારે, એક જ સુન્દરીનું મુખ એક ક્ષણે આ બાજુથી જોઇ જરાક બાજુ ફેરવતાં સૌન્દર્ય બીજું જણાય તેમ બતાવવાનું હોય ત્ય્હારે, આ બાબતમાં અપવાદ થઇ સકે. ચિત્રકળામાં આમ ફેરફાર–એ કળાના સ્થિર સ્વરૂપને લીધે–અશકય છે.

આ વિષય ગહન છે. વધારે લખી સકાય એમ નથી. (આટલા સ્થળમાં).

હૈદરાબાદ—તા. ૩૧-૭-૯૬ શુક્રવાર : બુ. પો. ૪. સમાલોચક (જુલાઇ ૧૮૯૬).

૪. આ અંકમાં મ. સૂ. નાં બે લખાણ છે;—"વાર્તિક" (Review—એ પોતે 'વાર્તિક' નામને હજી વળગી રહ્યા છે); અને "લેખન તથા વાચન." એ બન્નેમાં પારકાંના જ્ઞાનનાં ફળનો સંગ્રહ ટોપલામાં ભરીને મૂકયો છે. એક ઠેકાણે એ જ્ઞાનની ખામી પણ જણાય છે. "લેખન તથા વાચન"માં લખે છે—વાણી અને અર્થ એ બેની 'અભેદતા' (!) સંબંધમાં આ દેશમાં તો શંકા જ નથી થઈ." (!—જાણે હામાં પણ પાશ્ચાત્ય વાતની ઊતરતી દશા બતાવવાનો અયોગ્ય હેતુ છે!)—કહી લખે છે—

"શશિ સમ શાન્ત" (સૂર સૂર તુલસી શશી એ કહેરત માત્ર

અર્થપર નથી પણ યમકપર જ છે, અને ત્હેનો પણ અહીં વૃથા ઉપયોગ કર્યો છે—) તુલસીદાસ કવિ કહે છે કેઃ—

દુહો

गिराअर्थ जलवीचिसम, कहियत भिन्न न भिन्न

बन्दौ सीतारामपद, जिन हि परमप्रिय खिन्न ॥

( હાનો અર્થ આપતે પણ ચોકસાઇથી નથી આપ્યો.)

પણ આ ઉપમા તો છેક કાલિદાસની છે—वागर्थाविव संपृक्तौ ઇત્યાદિ પ્રસિદ્ધ છે-અને ઘણું કરીને તુલસીદાસે એ ઉપરથી જ પોતાની ઉપમા લીધી લાગે છે.

હૈદરાબાદ—તા. ૧૦-૮-૯૬ સોમવાર : કાગળ આવ્યાઃ— ૧ બાપુ કન્હૈયાલાલ (અમદાવાદ.)

૧ હેણે એક "નોવેલ" લખ્યું છે મનુભાઈ કને સુધરાવ્યું છે. પૂરું નથી થયું. પણ મનુભાઇયે સલાહ આપ્યાથી છાપવાને પ્રેસમાં મોકલ્યું છે. હવે એ નોવેલ બાપુ હેની ગુજરી ગયેલી વહુને અર્પણ કરવાનું ધારે છે. અને તે માટે અર્પણકાવ્ય રચી આપવાનું મ્હને લખે છે.

આ જરાક કઠણ કામ છે. આ રીત્યે કવિતા શી રીતે થાય? —એ તે કાંઈ પેટી ઘડી આપવાનું કામ છે?—બાપુ આ મુશ્કેલી જાણે છે—પોતે કાંઈક રસિક છે, ચિત્રમાં સમજે છે, તેથી. માટે લખે છે હેવા પ્રસંગે જે લાગણીઓ થાય તે સર્વસામાન્ય છે તેથી હું શું લખવું તે કહેવાની જરૂર નથી ધારતો. જોઉં છું, પણ ભાગ્યે સારું લખી સકાય.

હૈદરાબાદ—તા. ૧૫-૧૦-૯૬ ગુરુવાર : કાગળ લખ્યાઃ રમણભાઈ (અમદાવાદ).

હેમના બંને કા. નો જવાબ હ. વી. વિશે કૃષ્ણલાલ ઝવેરી-ના અભિપ્રાય વિરુદ્ધ મ્હેં મ્હારો ઘરનો બચાવ લખ્યો—જુલાઈ-ના જ્ઞાનસુધામાં પત્રવ્યવહાર નં. ૨ માં જે allegory આપી

છે, જે વિશે રમણભાઈએ લખ્યું હતું કે સારી છે તે વિશે મ્હેં લખ્યું કે એ છે તો brilliant; પણ તેનું તાત્પર્ય શું છે તે મ્હારાથો સમજાતું નથી. અંતના ભાગમાં કાંઇક અણસારો છે તે હોય તો કોણ જાણે. તો તે એટલો જ લાગે છે કે artistની રચનામાં હંમેશાં પોતાની પ્રેમપાત્ર મૂર્તિની છાયા હોય છે, પુરુષની રચનામાં સ્ત્રીની ને સ્ત્રીની રચનામાં પુરુષની. પણ આટલું જ જો હોય તો આટલા ન્હાના તત્ત્વ માટે આટલો બધો પ્રયાસ અતિશય લાગે છે. મ્હારી ભૂલ્ય હોય તો સુધારશો—લખ્યુ :

તા. ૨૬-૭-૯૬ ની ડાયરીમાં pathetic lyric વિશે મ્હેં જે વધારે વિચાર નોંધ્યા છે તે લખી મોકલ્યા.

હ. વી. ઉપર સવિસ્તર ચર્ચા ગ્રા. સુ. માં લખવાનો છે તે જાણી હું ખુશી થયો. સામાન્ય જનમંડળને એ કાવ્યોનું તત્ત્વ સમઝાવવાને જરૂર છે. ને મ્હારાથી ટીકામાં હેતુ ના લખાય; આત્મસ્તુતિ થાય.

હૈદરાબાદ—તા ૨૦-૧૦-૯૬ મંગળવાર : કાગળ આવ્યા : છગનલાલ પંડ્યા (જુનાગઢ)

હૃદયવીણા પ્હોચી. કેટલાક ભાગ આડા અવળા વાંચ્યા છે લખે છે :—' ત્હમે ખોટું ના લગાડશો. ત્હમારી કવિતાને મ્હારા જેવો મન્દ અકવિ ન્યાય નથી આપી શકતો કેટલેક ઠેકાણે તો મ્હારાથી પ્હોંચવાનો પ્રયત્ન પણ ન થાય એટલે ઊંચે તમારી કવિતા ઊડે છે. વખતે એમ હશે કે તમારાં કાવ્યોનું તત્ત્વ સમઝવાને માટે ધ્યાનથી વાંચવાની જરૂર હશે, અને મ્હારા ઉપરચોટિયા વાંચવાને લીધે ઉપરનો અભિપ્રાય બતાવ્યો હશે; કેમકે હું જાણું છું કે આ પુસ્તકને યોગ્ય ધ્યાન મેં નથી આપ્યું. પણ મ્હારી ખાતરી છે કે કવિ વર્ગ ત્હમારાં કાવ્યોની યોગ્ય કદર જાણશે.

આટલે દૂરથી મ્હને યાદ કર્યો તે બહુ મહેરબાની થઈ. ત્હમારી active life જૂદા જૂદા દેખાવોમાં ત્હમને ફેરવે છે તે ત્હમારી

geniusની સુન્દરતામાં ઉમેરો કરે છે. પણ નીરસ એકધારા કામના ચીલામાં પડીને ઑફિસમાં હાજર રહેવાને લીધે સ્થળાન્તર પણ ન થઈ શકવાથી, આપણા કૉલેજના વખતમાં ત્હમારી amiable સોબતમાં જે art સારે નસીબે હું કેળવી શકયો હતો ત્હેનાં ચિહ્ન ભૂંસાઈ ગયાં છે, અને હું prosaic (અકાવ્યાત્મક) થઇ ગયો છું.''

આ શું ? હ. વી. નાં કાવ્ય ગમ્યાં નહિં હોય તેથી આમ સભ્ય રીતે લખ્યું છે ? કે ખરેખર જ આમ રસિકતાનો અધઃપાત થયો છે ? એમ હોય તો ખેદની વાત. અને દેશી રાજ્યમાં—ખાડા-માં—પડવાનું અત્યન્ત હીન પરિણામ ! રસિકતા, ખરેખરી જાય જ નહિં. અને કાદમ્બરીના ભાષાન્તરકર્તા, ચિત્રના શોખીન, માણસને વિશે આ સંભવે ?

હૈદ્રાબાદ—તા. ૩૧–૧૦–૯૬ શનિવાર : કાગળ આવ્યા : સમાલોચક (પૃ. ૧ લું. અં. ૪).

બે વિષયો ખાસ ધ્યાન ખેંચે છેઃ—૧ સુધારો જે મનુ-ભાઇના બુ. પ્ર. માંના લખાણનો પ્રત્યુત્તર છે. તદ્દન ઊંધી બુદ્ધિનો, ખોટી દલીલથી ભરેલો મૂર્ખ લેખ છે.

૨ ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક (ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી ). હામાં પંડિતપણાને ન છાજે હેવા નિયમો તથા દલીલો છે. હું એ વિશે લખીશ ને જ્ઞાનસુધામાં કે કહીંક મોક-લીશ. આરંભમાં લખે છે જોડણી બાબતમાં રણછોડભાઈ ઉદયરામે પણ યત્ન કર્યો છે. શો ! આપણે તો જાણ્યો નથી. અને મ્હારી " જોડણી "ની ચોપડીનું તો નામ પણ નથી. આગળ એક ખૂણે-ખાંચરે જરાક મ્હારૂં નામ લખ્યું છે અને તે પણ ઠીક જ—એ તો ઠીક. પણ બધી ચર્ચા ભ્રમમય અને અસંગત ઘણે ઠેકાણે છે; તત્ત્વ આદિતત્ત્વ-નું સ્વરૂપ જ આ વિષયમાં ઊંધું વાળ્યું છે.

હૈદ્રાબાદ—તા. ૧ લી નોવ્હેમ્બર ૧૮૯૬ રવિવાર : કાગળ લખ્યા : મનુભાઈ (અમદાવાદ)

મુકુલમર્દનમાં એક મોટી ભૂલ્ય રહી ગઇ છે તે લખી. પૃ. ૨૬૯ આરંભની ૭ પંક્તિઓ ઉપરથી જણાય છે કે યોગિનીએ અગ્નિમિત્રને ઓળખ્યો'તો તે ફક્ત પાછળથી જ; પ્રથમ મળ્યાં ત્હારે નહિં જ. છતાં આરંભમાં પૃ. ૧૯ માના પ્રથમ પેરેગ્રાફના આરંભમાં હેતું બતાવ્યું છે કે યોગિનીને અગ્નિમિત્રના અવાજથી અને પછી પ્રત્યક્ષ દર્શનથી પોતાનો ભાઇ છે એમ લાગ્યું હતું. આ પૂર્વાપર વિરોધ મહા ક્ષતિકર છે અને વળી ૨૭૨ મે પૃષ્ઠે પં. ૩-૪-૫ માં સ્પષ્ટ કહ્યું છે એ બે વર્ષની હતી ત્હારથી ભાઈ બ્હેન છુટાં પડ્યાં તે પાછાં મળેલાં જ નહિ.-તો એ વાત જોડે પણ વિરોધ આવે છે. બે વરસની છોકરી ૩૦-૩૫ વરસ પછી શી રીતે ભાઈને ઓળખે ?–આ ભૂલ્ય મ્હને પ્રથમ જડી ન્હોતી, કેમકે બે કડકે મુકુલ-મર્દનનો હસ્તલેખ મ્હને વાંચવા મોકલેલો હતો. મનુભાઈની આ ભૂલ્યથી એમ જણાય છે કે આરંભમાં જે યોગિની તથા અગ્નિમિત્રના પૂર્વ સંબન્ધ વિશે ધારેલું તે પાછળ બદલાઈ જઈ બીજું કળાયું.

તંડા કૈંપર—(તા. હૈદરાબાદ) તા. ૭-૧૧-૯૬ શનિવાર: નારાયણ હેમચન્દ્રને લાલશંકર જોડે તથા રમણભાઈ જોડે ઊંચાં મન થયેલાં છે તેથી ના. હે. ને ગુજ. વ. સો. તરફથી કામ મળે એ આશા નથી.

મનુભાઈ જે જે સૂચના સોસાઇટી (ગુજ. વ.-)માં અથવા બીજે કાંઇ મૂકે છે તે બધા નાપસંદ જ કરે છે. આથી મનુભાઇ કંટાળી ગયા છે થોડા દહાડા ઉપર જ ગુજ. વ સોસાઈટીમાં "જોડણી" બાબતમાં લાલશંકરને નાખુશ કરવા પડયા હતા. D. P. I. એ લાલશંકરને રૂબરૂ કહ્યું હશે કે ગુજ. વ સોસાઈટી 'ગુજરાતી' શબ્દો ખરી જોડણીવાળા લખીને યાદી મ્હને મોકલશે તો હવે થનારી આવૃત્તિઓ તથા પુસ્તકોમાં (શાળા ખાતામાંથી) શુદ્ધ જોડણી યોગ્ય લાગશે તો વાપરીશું. આ ઉપરથી લાલશંકરે ગુજ.

વ. સોસાઈટીમાં આ વાત આણી (મેનેજિંગ કમિટીમાં જ હશે), અને એક સબકમિટી કરવાનું સૂચવ્યું. ત્હેમાં માધવલાલ હરિલાલ દેસાઈ, રમણભાઈ, અને કોક ત્રીજો નીમવા એમ કહ્યું. રૉ. સોલોમને કહ્યું —ત્રીજા કૃષ્ણરાવ (મનુભાઈ). મનુભાઈ કહે—મ્હારે બદલે નરસિંહરાવ અને કેશવલાલ ધ્રુવ એ બેને નીમો. હેમણે બંનેએ એ વિષય (Philology)નો અભ્યાસ કર્યો છે. એટલે લાલશંકર એકદમ ગુસ્સે થઇ ગયા અને કહે--એમ દેશને ચાર ખૂણે પડેલાઓને નીમીશું તો બહુ વખત લાગશે. અંતે રમણભાઈ, માધવલાલ, અને લાલશંકર નીમાયા; અને ઠરાવ્યું કે નરસિંહરાવ, કેશવલાલ ધ્રુવ, ગોવર્ધનરામ ત્રિપાઠી, વગેરેની સલાહ એ કમિટીએ લેવી (may consult કે should consult તે મનુભાઈને ખાતરી નથી.)

કાગળ લખ્યા : મનુભાઈ (અમદાવાદ) જોડણી માટે લખ્યું તે સારું કર્યું. ગુજ. વ. સોસાઈટી કે શાળા ખાતા તરફથી કાંઈ આશા રાખવી વ્યર્થ છે–જ્યહાં હાવા હડીલા અને નિરક્ષર લોકો કર્તાહર્તા છે ત્યહાં સુધી-વખતે આ સખ્ત શબ્દો લાગશે–ત્હને એ સબકમિટી પૂછશે તો શું કરીશ? ગુસ્સો શમાવીને ગુજ. ભાષાને ખાતર કાંઈક સૂચનાઓ કરીશ.

નંદશંકર —(તા૦ હૈદ્રાબાદ) ના. ૧૩–૧૧–૯૬ શુક્રવાર : કાગળ લખ્યા : કૃષ્ણલાલ ઝવેરી (મુંબાઈ).

Oliver Wendell Holmes ના "Autocrat of the Breakfast Table" માંથી નીચેનો ઉતારો મોકલ્યો; અને લખ્યું કે હ. પી. નાં કાવ્યો તે કુસુમમાળાની પુનરુક્તિ ત્હમે ગણો છો તો તે સંબન્ધે આ Holmes ના વિચારોનું મનન કરજો. હું પુનરુક્તિનો આરોપ કબૂલ તો નથી જ કરતો. પણ કેટલાંક કાવ્યો કુસુમમાળાની છાપવાળાં છે (કેટલાંક જ) તે વિશે આ વિચાર છે. Holmes ના આ વિચારના આરંભ જોડે હું પૂરેપૂરો નથી મળતો. પણ મ્હારો મુદ્દો પાછળના ભાગને લાગુ પડે છે–અલબત્ત, નિયમિત

રીત્યે જ. (શાથી કે આ વાતચીતમાં જ Holmes ના બતાવેલા વિચાર છે તેથા હેમાં સત્ય પૂરૂં નહિં પણ સત્યાંશ હોય વગેરે.

"Do you ever wonder why poets talk so much about flowers? Did you ever hear of a poet who did not talk about them? Don't you think a poem, which, for the sake of being original, should leave them out, like those verses where the letter a or e or some other is omitted? No —they will bloom over and over again in poems as in the summer fields, to the end of time, always old and always new. Why should we be more shy of repeating ourselves than the spring be tired of blossoms or the night of stars? Look at nature: she never wearies of saying over her floral Paternoster. In the crevices of cyclopean walks—in the dust where men lie, dust also—in the mounds that bury huge cities, the wreck of Nineveh and the Babel-heap, still that same sweet prayer and benediction, the Amen! of Nature "is always a flower."

(Autocrat of the Breakfast Table—p. 134)

તડૈ ફેઝલ—તા. ૧૪-૧૧-૯૬ શનિવાર : ગોવર્ધનભાઇ માધવરામ ત્રિપાઠી (મુંબઇ).

હ. વી. ધ્રુવ્હોસ્ટી, લખે છે:—"I see you have taken a liking for fresh metres. The book is a sequel

necessary." ઠીક. હ. વી. માં મ્હારે કુસુમમાળા કરતાં નવું કાંઇ નથી દીઠું !

**મટારી**—(તા૦ હાલા) તા૦ ૨૭-૧૧-૯૬ શુક્રવાર :

મનુભાઇ લખે છે :—" જે લોકો હ. વી. ને " કુસુમમાળા"નું જ સંધાણ (Sequel–એ નમૂનાનાં જ પદ્યોનો સંગ્રહ) ગણે છે તે લોકોએ હ. વી. વાંચી જ ન હોવી જોઇયે, અથવા હેનું તત્ત્વ સમઝ્યા ન હોવા જોઇયે, અને બેમાંથી એકેય પુસ્તકનો બરોબર અભ્યાસ કરવાની મહેનત ના લીધી હોવી જોઇયે. ગોવર્ધનરામ પોતે સારી કવિતા લખનારા પણ નથી તે એ બાબતમાં સારા પરીક્ષક પણ નથી. "લલિતા-દુઃખદર્શક" વિશે નકામું નકામું લખાણ લખીને શામાટે એ પોતાની energy ગુમાવે છે ?

**અશાહુક હોતી**—(તા૦ તં. અલ્લા હયાર) તા. ૮-૩-૯૭ સોમવાર. કાગળ આવ્યા. ૧ : રમણભાઈ (અમદાવાદ). ૨. જ્ઞાનદર્શન (જાન્યુ. ૯૭ થી શરૂ થતું quarter).

૧. મ્હારા બે કા. નો જવાબ Aesthetic, pathetic ને lyric ના સંબંધમાં મ્હારી ચર્ચા વિશે મણિશંકર ભટ્ટ જોડે વાતચીત રમણભાઇને થઈ હતી. એ રમણભાઈ જોડે મળતા છે.

ગો. મા. ત્રિપાઠીના જોડણીના લખાણું વિશેની મ્હારી ચર્ચા જ્ઞાનસુધામાં છાપી છે રમણભાઇ લખે છે ગોવર્ધનભાઇએ શાન્ત રીતે લખ્યું છે ને ત્હમે જરા સખ્તાઈથી લખ્યું છે. Survival of the fittest ના મતમાં અન્યોન્યાશ્રય દોષ બતાવ્યો છે તે પણ ખોટો છે એમ રમણભાઇ લખે છે-સવિસ્તર ચર્ચાથી. ( પણ હેમાં રમણભાઇની ભૂલ લાગે છે. ) અને હૃદયવીણાનાં કાવ્યો ઘણુંએક એક બીજાંને મળતાં છે ને mannerism થી ભરેલાં છે, ખજાનો ખૂટ્યો છે-વગેરે કેટલાક ધારે છે એમ રમણભાઈ લખે છે. )

**અચલસાંઢ**—તા. ૧૪-૩-૯૭ રવિવાર : કાગળ આવ્યા. ગોવર્ધનભાઈ (વસાઈ).

હેમના જોડણી વિશેના લખાણ ઉપરની મ્હારી 'સખ્ત' ચર્ચા વાંચીને તે વિશે કાગળ લખ્યો છે. જાણે પોતાને કાંઈ લાગ્યું જ નથી ને ગમ્મત પડી છે તેમ લખે છે. પણ હું તેથી લગારે ,ચીઢાવાનો નથી-અંતે લખે છે કે पुत्रादिच्छेत्पराभवम् એ ન્યાયે હું મ્હારા કરતાં ન્હાનાઓથી હાર પામવામાં આનંદ માનું છું. પણ દિલગીર છું કે ત્હમે મ્હને હરાવી સક્યા નથી! મ્હારા લખાણનો જવાબ વખતે એ લખશે એમ લાગે છે.

કાગળ લખ્યા : ગોવર્ધનભાઇ (વસાઇ).

૨. હેમના કા. નો જવાબ. શાલ જોડે વીંટીને પણ સખત ખાસડાં લગાવ્યાં છે. મુરબ્બી વગી શેના થાય છે? નકલ જુદી રાખી છે.

ખાસ એ લખ્યું કે–આ ચર્ચામાં પરાભવનો પ્રશ્ન જ આણો છો તે આશ્ચર્યની વાત છે મ્હારા મનમાં તો એ કદી આવ્યું ન્હોતું. હારજીતની વાત છે જ નહિં, પણ માતૃભાષા તરફની કર્તવ્યની બુદ્ધિ જ છે. ત્હમે પણ philosophical mood માં એ જોઈ સકશો. કદી હારજીતનો જ પ્રશ્ન હોય તો પણ ત્હમે કે હું તે બાબત ન્યાય ના કરી સકિયે, એ ત્હમારૂં કાયદાનું જ્ઞાન ત્હમને કહી આપશે. બાકી માફ કરજો-ત્હમે પોતે કહો છો કે–હું હાર્યો નથી–તે તો "મીઆં પડ્યા પણ ટંગડી ઊંચી" જેવી વાત થાય છે.

વળી લખ્યું; જોડણી વિશેના ત્હમારા મત મ્હને હંમેશાં nebulous જ લાગતા હતા; પણ જ્યહાંસુધી પ્રજાની સમક્ષ મૂક્યા ન્હોતા ત્યહાંસુધી મ્હારો અભિપ્રાય તે બાબત મ્હેં મ્હારી પાસે જ રાખ્યો'તો. પણ જ્યહારે પ્રસિદ્ધિમાં મૂકવા યોગ્ય ત્હમને એ મત લાગ્યા ત્યહારે તો એ વિશેનો મ્હારો વિચાર બતાવવો એ મ્હારી ફરજ મ્હને લાગી. મ્હેં ત્હમારા મતમાં જે જે ખામીઓ છે તે જરૂરજેટલી સબળતાથી ને સ્પષ્ટતાથી બતાવવાની ફરજ ધારી છે– વગેરે. પણ દિલગીર છું કે ખોટા હેતુ ત્હમને આરોપ્યા છે એમ ત્હમે ધારો છો......વગેરે.

ખોખર—તા૦ ૨૬-૩-૯૭ શુક્રવાર : કાગળ આવ્યા : મનુભાઇ (અમદાવાદ).

મ્હારા તા૦ ૧૪-૩-૯૭ ના કા. નો જવાબ-ગો. મા. ત્રિ. ના કાગળમાં ઉદારતાની પછાડી ગુપ્ત રહેલી બીજી લાગણી જણાઇ આવે છે ને તે છાની રાખવાનો પ્રયત્ન કરતા જણાય છે પણ મનુભાઇ લખે છે કે-" ત્હમારા Articleમાં હેતું કશું નથી કે જેથી Philosophical Laugh કરવાની જરૂર પડે છે."

ગો. મા. ત્રિ. ઉપરના મ્હારા લખાણ વિશે પણ મનુભાઈ મ્હારા મતને મળતા છે. એક ખરૂં બીજ હેમણે કાઢ્યું છે. ગો. મા. ત્રિ. નું ખંડન મ્હેં કર્યું છે તેથી જ લોકોને એમ સ્વાભાવિક રીતે લાગે કે બિચારા ઉપર બહુ સખત હુમલો કર્યો છે-આણંદ-શંકર પણ કહેતા'તા (કોઈ પણ રીતે વિરુદ્ધ રીત્યે નહિં, સહજ) કે બહુ સખત લખ્યું છે. હું ગુસ્સે થઈ ગયો છું એમ મનુભાઇ નથી માનતા. ખંડન કરે એટલે ગુસ્સા જેવું લાગે જ.

હ. વી. સંબંધી રમણના મિત્રોમાં બે જણ માત્ર અભિપ્રાય ઉપર ધ્યાનનો હક કરી શકે:-મણિશંકર ભટ્ટ અને કાશીરામ દવે

હૈદ્રાબાદ—તા૦ ૧૬-૪-૯૭ શુક્રવાર : કાગળ લખ્યા : મનુભાઇ (અમદાવાદ).

હેમના ગયા બંને કા. નો જવાબ. જવરાંકુરરામ ઠુકમૂરિયા વિશે થોડોક અભિપ્રાય લખ્યો. હેમનું Social play હજી કેમ નથી આવ્યું...!

"હૃદયવીણા"નું છેલ્લું કાવ્ય "પ્રકૃતિરહસ્ય અને માનવ-બાળ" વિશે થોડીક ટીકા મ્હેં લખી—આત્મસ્તુતિના દેખાવનું જોખમ વ્હોરીને પણ લખ્યું:—

"છેલ્લી પંક્તિમાં સિન્ધુ, કોકિલ, અને ગિરિરાજ એ ત્રણેને સંબોધ્યા છે. જો કે "ભૂરા વ્યોમ વિશે" એ ગીત ફક્ત ગિરિરાજને સંબોધેલું છે. હાનો હેતુ એ છે કે આ કાવ્યના ત્રણે વિભાગ

પરસ્પરથી છુટાં દેખાય છે છતાં સંબદ્ધ છે તે દેખાડવું. એ સંબદ્ધતાનું બીજું ઊંડું સ્વરૂપ કડી ૨૦ તથા ૨૧ મીમાં વ્યંગ્ય રહ્યું છે. હેમાં કોઈ ગૂઢ સત્ત્વ, કોઈ harmonizing agency (એકતાન બનાવનાર તત્ત્વ), કોઈ sympathetic chord (સમભાવમય સ્વરતન્તુ) સૂચવાયું છે જે સિન્ધુ, પર્વત, (અથવા તારા અને રજની) તારકમયી રજની જેવાં અસંબદ્ધ દેખાતાં તત્ત્વો સર્વેમાં થઈને પ્રસરે છે; જે દરેક તત્ત્વ (સિન્ધુ, પર્વત વગેરે) એક જ અનન્ત રહસ્ય (eternal mystery)નું ગાન ગાય છે; એક જણનું ગાન બીજું ઉપાડી લે છે, તે બીજું જણ તેજ ગાન ત્રીજાને આપે છે. સિન્ધુનું ગાન શ્રવણ કરીને ગિરિરાજ પોતે તે લઈ કોઈ કવિત્વગાન બનાવીને આકાશમાં લખી રાખી તારકમયી રજનીને સમર્પે છે. (અથવા પર્વત તે તારાના રૂપમાં ગાન મૂકે છે અર્થાત તારાને આપે છે, અને તારા તે રજનીના અંગુલીસ્પર્શથી ગાનમય જાગૃતિ પામે છે, અને એ રીતે રજનીને ગાન સમર્પે છે.)

હૃદયવીણા કુસુમમાળાનું સંધાણ જ છે એમ કહેનારાઓએ હૃ. વી. નાં કાવ્યોનો અભ્યાસ આ રીતે કરવો જોઇયે વગેરે.

[ નોંધ–પોતાના આ કથન વિશે નરસિંહરાવે પોતે જ ૯ મહિના પછી, નીચે પ્રમાણે ક્ષતિદર્શન નોંધ્યું છે:

Here I now find I am a little inaccurate. The સંબદ્ધતા that follows excludes ગિરિ કોકિલા but only includes સિન્ધુ અને ગિરિરાજ and introduces night as an additional spirit. (16–1–98). ]

હૈદ્રાબાદ–તા. ૧૭–૪–૯૭ શનિવાર. : કાગળ આવ્યા : ગોવર્ધનભાઈ (નડિયાદ) મ્હારા કા. નો જવાબ. એ તો આ જોડણીની ચર્ચા સંબન્ધે હેમણે લખેલો કા. તદ્દન હસવા માટે જ લખ્યો કહાવે છે વગેરે.

તડૉઅલ્લાહુયાર–તા. ૧૬–૫–૯૭ રવિવાર : કાગળ લખ્યા : રમણભાઈ ( અમદાવાદ. )

હેમના તા. ૮–૩–૯૭એ આવેલા કા. નો જવાબ; હૃદયવીણામાંનાં કાવ્યોમાં એકખીજાની પુનરુક્તિ તથા mannerism છે એમ કેટલાક કહે છે તે વિશે મ્હેં બચાવમાં લખ્યું તેમ જ mannerism નો અર્થ જોતાં એ બે તહોમતમાં પરસ્પર વિરોધ આવે છે તે બતાવ્યું.

"ભૂરા વ્યોમ વિશે ગિરિરાજ ઓ" એ કાવ્યમાંનું એક તત્ત્વ જે તા. ૧૬–૪–૯૭ ની ડાયરીમાં મ્હેં નોંધ્યું છે તે લખ્યું.

જોડણીની બાબતમાં ગો. મા. ત્રિ. ના જવાબમાં વિષય લખવામાં મ્હેં મિજાજ ખોઈ નથી નાંખ્યો–લખ્યું. તેમ જ લખ્યું કે મ્હારૂં જોડણીનું ચોપાનિયું જોયું હશે કે નહિ એમ મ્હેં જે ગો. મા. ત્રિ. વિશે લખ્યું છે તે મ્હેં જાણી જોઈને જ. લખ્યું છે શાથી કે રણછોડભાઈ ઉદયરામનું નામ મુખાગ્રે મૂકીને મ્હારૂં નામ સુદ્ધાં નથી ગણ્યું ને મ્હારી મહેનતની ગણના પણ નથી કરી. માત્ર એક ખૂણે જરા ઉલ્લેખ કર્યો છે. ને તે પ્રસંગવશાત્ અને ખરૂં કહી સ્વીકારેલું તત્ત્વ ન સ્વીકારવા માટે જ!

જોડણીની બાબતમાં Survival of the fittest ના મતનો ઉપયોગ કરવાની જરૂર જ નથી. શાથી કે હેમાં યોગ્યતાનો નિર્ણય કરવાનું સાધન સુલભ છે–તે બધું લખ્યું.

મિ. મીસ્તરીને "બન્ધ અને પ્રાસ"માં રમણભાઈએ ખૂબ ખંખેર્યા છે. તેથી હું ખુશી થયો છું તે લખ્યું પણ હેમાં ત્રણ ઠેકાણે ભૂલ થઈ છે તે બતાવ્યું.

(૧) 'કવેતાઈ કલ્પના' એ શબ્દમાં "કવેતાઈ" તે Poeticness જેવો દોષયુક્ત શબ્દ થાય છે એમ રમણભાઈએ લખ્યું છે. પણ હું ધારૂં છું 'કવેતાઈ' શબ્દ ( ખોટો તો છે જ બીજી રીતે )માં મીસ્તરીએ ભાવવાચક નામ તરીકે નહિં પણ વિશેષણ તરીકે

poetic (imaginative)–એમ–વાપર્યો છે. જેમ આપણે "દેવતાઈ પુરુષ" એમ વાપરીયે છિયે તેમ.

(૨) 'ગંદીલી દુન્યાં' વિશે ટીકા કરવામાં રમણભાઇએ દુનિયાનો અર્થ phenomenal world (આ દષ્ટિગોચર ભૌતિક સૃષ્ટિ )ના અર્થમાં ગણ્યો છે. પણ હું ધારૂં છું મિ. પિતીતે low affairs of the world, worldliness (જગતના હલકા વ્યવહાર) ના અર્થમાં એ શબ્દ વાપર્યો છે, એમ હું ધારૂં છું. જેમ મ્હેં મ્હારા 'જગતના વિષનો ઉતાર' એ કાવ્યમાં છેલ્લા શ્લોકમાં ( હ વી. પૃ. ૮૦ ) "જગત–કર્દમ" શબ્દ વાપર્યો છે તેમ.

(૩) શેલી કૃત Love's Philosophy ના ભાષાન્તર ( મિ. પિતીતવાળા ) વિશે ચર્ચા કરતાં યોગ્ય રીતે રમણભાઈ લખે છે કે ફુલો વચ્ચે માંહોમાંહે ભ્રાતૃભગિની સંબન્ધ અસલનો છે તે ભાષાન્તરમાં લુપ્ત કર્યાથી રસભંગ થાય છે. ખરૂં, પણ રમણભાઇએ પોતે જ સારા નમૂના તરીકે તોટકમાં ભાષાન્તર બતાવ્યું છે ત્હેમાં પણ એ ભ્રાતૃભગિની ભાવનું નામ પણ નથી !

( આ તોટકમાં ભાષાન્તર કોણે વિદ્વાએ કર્યું છે તે પૂછ્યું )

છેલ્લા ભદંભદના અંકમાં 'વિદ્યમાન ભદંભદ' એમ જે રમૂજ કરી છે તે વિશે લખ્યું.

હાલોલ–તા. ૨૪–૫–૯૭ સોમવાર : કાગળો આવ્યા.

(૨) રમણભાઈ ( અમદાવાદ ) બુ.પો. (૩) 'સુદર્શન' એપ્રિલ ૧૮૯૭નું રમણભાઇએ મોકલેલું.

૨. એપ્રિલના 'સુદર્શન'માં "હૃદયવીણા" વિશે અવલોકન આવ્યું છે. મણિલાલ દ્વિવેદીનું લખેલું જણાય છે. ઘણું જ દ્વેષમૂલક છે. રમણભાઈ હેનો જવાબ તરત લખવો ધારે છે. હૃદયવીણાનું સવિસ્તર અવલોકન કરતાં સુધી મુલતવી નહિ રાખે. પણ મ્હને પૂછે છે કે ત્હમારે કાંઈ સૂચનાઓ કરવી છે ?

એ જ અવલોકન વિરુદ્ધ એક લખાણું (ચર્ચાપત્ર) જ્ઞાનસુધા માટે કોઈયે "પ્રેમભક્તિ"ની સહીથી મોકલ્યું છે;— કહે છે હેમાં દલીલો બહુ નથી; પણ ખોટું નથી એટલે જ્ઞાનસુધામાં દાખલ કરશે.

હાલોલ—તા. ૨૫-૫-૯૭ મંગળવાર : કાગળ લખ્યા ૧ રમણભાઈ (અમદાવાદ).

બુ. પો. (રજિ.) ૨ રમણભાઇ...અમદાવાદ.

૧. હેમના કા નો જવાબ; સુદર્શનમાં આવેલા હ. વી. ના દ્વેષમય અવલોકન વિશે લખ્યું.

૨. (a) સુદર્શન-મોકલ્યું.

(b) હેમાંના હ. વી. ના અવલોકન ઉપર મ્હારી ટીકા; અગિયાર નોટપેપર પૂરા ભરીને.

(આ મ્હારું લખાણુ પાછું મગાવ્યું છે કામ થઈ રહે.)

હાલોલ—તા. ૨૬-૫-૯૭ બુધવાર : કાગળ લખ્યા રમણભાઇ (અમદાવાદ).

"સુદર્શને" મ્હારા દેખતાઓમાં કેટલીક લીટીમાં માત્રાદોષ છે એમ મોઘમ કહ્યું છે, તે દરેક લીટીની માત્રા તથા તાલ બતાવી સાબિત કરી આપ્યું છે કે દોષ નથી. મૂળ નમૂનાં જોડે સરખાવી બતાવ્યું. કાલ્યના કા. ની પૂરવણી તરીકે આ લખી મોકલ્યું. યોગ્ય ઉપયોગ માટે. તેમને પણ આ સગ્રહી જ. પણ મોકલ્યું.

હૈદરાબાદ—તા. ૧૮-૭-૯૭ રવિવાર : કાગળ લખ્યા.

તંત્રી, 'સુદર્શન' (નડિયાદ).

હેમના એપ્રિલના અંકમાં 'હૃદયવીણા'નું અવલોકન છે. હેમાં મ્હારાં કાવ્યોમાં છંદદોષ બતાવતા કરેલા ઉતારા મૂળથી ફેરફાર કરેલા કેટલાક છે–તે વિશે ખુલાસો પૂછ્યો. જુદા Covering letter માં લખ્યું કે જે અંકમાં આ પત્ર છ.પો તે અંકની બે પ્રતો V. P. P. થી મ્હને મોકલશો.

હૈદરાબાદ—તા. ૧૦-૮-૯૭ મંગળવાર : મનુભાઇ (ઉમ્રાવ)

મ્હારો કા. તા. ૨૭-૬-૯૭ નો મ્હોંચ્યો લખે છે. પણ ત્હારે તા. ૯-૬-૯૭ નો તો નથી જ મ્હોંચ્યો! એ શું? મનુભાઈએ Sir Henry Irving ને Shylock ના વેશમાં જોયો, અને Miss Ellen Terry ને Portia ના વેશમાં. બંનેની નાટકશક્તિથી છક થઈ ગયા. ખાસ કરીને અર્વિંગથી શેક્સપીયરનાં નાટકો ઉપરનાં વિવેચનથી જે ન જણાય ત્હેવી ઝીણી સ્વભાવરેખાઓ શાયલોકની આ અર્વિંગના ભજવવાથી જણાઈ, વગેરે. અર્વિંગને interview કરવાની ઇચ્છા મનુભાઈ રાખે છે.

**કરાંચી**—તા. ૨૨-૮-૯૭ રવિવાર: મે ૧૮૯૭ ના જ્ઞાનસુધાના અંકમાં 'છન્દ અને પ્રાસ'ના વિષયમાં છેલ્લા પેરેગ્રાફની શરૂઆતમાં રમણભાઈ લખે છે:—

"કવિતા જેમ પોતાના સંગીતમય અંશને સફળ કરવા સારૂં પ્રાસરૂપે પુનરાવૃત્તિનો સ્વીકાર કરે છે તેમ સંગીતના અન્તરમાં પણ કવિત્વ રહેલું હોવાથી તે ઘણીવાર કવિતાના જેવો પ્રાસ ગ્રહણ કરે છે."

હાનો અર્થ સમઝાતો નથી. સંગીત તે પ્રાસ સ્વીકારે છે એટલે શું? આ માટે રમણભાઈને મ્હેં લખીને પૂછ્યું હતું. ત્હેના જવાબમાં હેમણે હેમના તા. ૨૬-૭-૯૭ ના કાગળમાં નીચે પ્રમાણે લખ્યું છે:

"What I mean is that the rhymed couplet belongs properly to poetry and not to music. Recurrence of accents and syllables is what belongs to music, and this recurrence takes the shape of rhyme when it is adopted by poetry. But sometimes music adopts such rhymes as poetry sometimes adopts musical recurrences. These infringements of limits do not, however, change the nature of poetry and music. This is all I mean."

પણ હજી હેમનો ભાવાર્થ પૂર્વવત્ અસ્પષ્ટ જ રહ્યો છે. સંગીત

પ્રાસનું ગ્રહણ કરે છે હેનું મૂર્ત ઉદાહરણ આપે તો સમજાય. મ્હને લાગે છે કે music (સંગીત) શબ્દનો અર્થ કરવામાં બે અર્થની મિશ્રતા થઈ ગયાથી અહિં ભૂલ થઈ છે. music (સંગીત)ના મુખ્ય ભેદ છે,—(૧) ધ્વનિ સંગીત અને (૨) તાલ સંગીત. (૧) ધ્વનિ સંગીતના બે વિભાગ છે,–(क) સ્વર સંગીત અને (ख) અક્ષર સંગીત.

(૨) તાલ સંગીતમાં નીચેના વિભાગ સમાય છેઃ—

(क) આપણી ગીતકલામાં સ્વીકારાયેલા સર્વ તાલ-ત્રિતાલ, ચોતાલ, ઝંપા વગેરે; તેમ જ પાશ્ચાત્ય ગીતકલાના તાલ.

(ख) છન્દઃશાસ્ત્રમાંના માત્રામેળ છંદના તાલ તેમ જ અક્ષરમેળ છંદના સ્વતઃસિદ્ધ rhythm (શબ્દનૃત્ય)નો તાલ.

(ग) Rhythm (શબ્દનૃત્ય); ગદ્યમાં (તેમ જ પદ્યમાં) આવર્ત.

(घ) નૃત્યકલાનું નૃત્ય.

All this is music of time-measure. कालमान संगीत.

હાલાણી (તા. કંડિયારો)–તા. ૨૦-૧૨-૯૭ સોમવારઃજ્ઞાનપ્રવાહમાં ઇ. સ. ૧૮૯૦ આખરમાં કે ૯૧ ના આરંભમાં 'કચ અને દેવયાની' ના સુન્દર કાવ્ય (મણિશંકર ભટ્ટ કરેલા)ના સંબન્ધમાં રમણભાઈએ વિચારો લખતાં Love (પ્રેમ)ની એક વ્યાખ્યા સરસ કરી હતી;–કાંઈક આમ હતીઃ–"*Sympathetic sharing together of spiritual enjoyment*" (અર્થાત્ આધ્યાત્મિક આનન્દનો સમભાવથી સાથે ઉપભોગ તે પ્રેમ). દેવયાની ચાંદની રાત્યની અદ્ભુત શોભાથી મુગ્ધ થઈ જઈને,કચને બોલાવવા લાગી કે આ સૌન્દર્ય તો જો! કહેવું સરસ છે! પણ કચ તપસ્વીએ દૃઢ રહી એ વાતને અણુગણકારી; તે વખતે દેવયાનીનું દુઃખ તે એ આધ્યાત્મિક આનન્દના સહોપભોગમાં ભંગ થવાને લીધે જ હતું.

પણ જરાક ઝીણું તપાસતાં વિચાર આવે છે કે શું આમાં પ્રેમનું પૂર્ણસ્વરૂપ આવે છે? અથવા શું આ સહોપભોગની ઇચ્છાનું મૂળ પ્રેમમાં છે? એક ન્હાના છોકરાનો સાધારણ દાખલો લઈએ.

નલિન દારૂખાનાની દીવાસળીઓ –રંગબેરંગી છોડવા જતો હતો (ગઈ દીવાળીમાં) ત્યહારે ફક્ત પોતે છોડ્યાથી સંતુષ્ટ ન થતો મ્હને તથા સુશીલાને બોલાવીને દેખાડ્યાથી વધારે ખુશ થતો હતો. અર્થાત્ ગમ્મત, આનન્દ, એકલા પોતે અનુભવવા કરતાં બીજાની સાથે અનુભવવાથી આનન્દ ખરો થયો; અને તે પોતાને કોઈ વ્હાલું માણસ હોઇ ત્હેની સાથે અનુભવવાથી વધારે થાય. અર્થાત્, આનન્દનો સહોપભોગ તે પ્રેમ નથી. પ્રેમપાત્રની સાથે આનન્દોપભોગ થવાથી વધારે રસ પડે છે. એટલું જ છે, પ્રેમ તે તો આનન્દથી પૃથક્ કોઇ જૂદું જ ગૂઢ, અગમ્ય તત્ત્વ છે.

પણ વધારે જરા તપાશિયે. એ જ નલિનની દીવાશળી સળગતી જોવાને સુશીલા કે હું ના ગયાં હોત તો નક્કી – બીજે દરજ્જે ગમે તો, પણ–કોઈ નોકરને કે આયાને કે કોઇને બતાવીને પણ ખુશ થાત. હેનું મૂળ શું ? એ જ કે તે આનન્દ–એકલાં એકલાં–ભોગવાતો નથી, કોઈ હેમાં ભાગ લેનારૂં હોય છે તો એ ઉપભોગ પૂર્ણ થાય છે. એટલું જ,–પ્રેમનો સંબન્ધ હેમાં ના આવ્યો.

પણ હેમાં Vanity (ઝીણું આત્માભિમાન) નહિ હોય ? બીજું ઉદાહરણ લ્યો. કોઈ નવો ઘોડો, કે નવી ગાડી કે નવું લુગડું કે હેવું કાંઈ આપણે લીધું હોય, તો તે–જુઓ, કહેવું સરસ છે ?–એમ બીજાને દેખાડ્યાથી પોતાને એ વસ્તુથી થયેલો આનન્દ સફળ થાય છે. (પછી તે બીજું જણ તે પોતાનું પ્રેમપાત્ર હોય તો વિશેષ આનન્દોપભોગ). આ સંતોષ તે શું ફક્ત સહોપભોગથી જ ? કે Vanity નો અંશ હેમાં ખરો ? કે બંને મિશ્ર ?

ગમે તેમ હો પણ એટલું તો સ્પષ્ટ જ જણાય છે કે આનન્દનો સહોપભોગ તે અને પ્રેમ બે એક વસ્તુ નથી, પર્યાયરૂપ નથી. પ્રેમ તે તો એથી સ્વતન્ત્ર જૂદી જ કોઇ અગમ્ય વસ્તુ છે. (માટે તે વખતે રમણભાઈને જવાબ લખતાં પ્રેમની આ વ્યાખ્યા ગણીને મ્હેં જે લખ્યું'તું તે ખોટું લાગે છે). બીજું એ પણ જણાય છે કે

એ સહોપભોગ તે આનન્દના વિષયની ઉન્નતતાની પાયરીના પ્રમાણમાં વધતો ઓછો ઉન્નત રૂપ લે છે. દેવયાનીએ ઇચ્છેલો સહોપભોગ તે આધ્યાત્મિક (પૂર્ણ આધ્યાત્મિક તો નહિ જ—એ તો ખરેખરાં આધ્યાત્મિક તત્ત્વોનાં જ્ઞાનાનન્દમાં જ સંભવે; પણ બીજે દરજ્જે આધ્યાત્મિક) હોવાને લીધે ઊંચી પાયરીનો; નલિનનો દીવાસળીના પ્રકાશના આનન્દનો સહોપભોગ તે ઘણા ઉતરતા દરજ્જાનો ખરો. પણ બાળકની નિર્દોષતાને લીધે હેની પદવી વળી કાંઈક પાયરી ચઢે છે; મિષ્ટાન્ન સાથે ખાવાથી થતો સહોપભોગ તે ઘણી જ ઉતરતી પાયરીનો.

---

હૈદરાબાદ—તા૦ ૨૨-૨-૯૮ મંગળવાર કાગળ આવ્યા:

૧. ગુજરાતી શબ્દસંગ્રહ.

૨. સેક્રે. ગુજ. વ. સોસાઇટી.

૩. માધવલાલ હરિલાલ દેસાઈ (અમદાવાદ)

૧. સોસાઇટી તરફથી અ. થી ઘ. સુધી બે ભાગમાં છપાવેલો કોશ, જોડણી નિશ્ચિત કરવા.

૨. એ કોષ મોકલ્યાની સૂચના અને એમાંની જોડણી વિશે અભિપ્રાય એક મહિનાની અંદર માંગ્યો છે.

૩. એ જ જોડણીના સંબન્ધી એક બે સૂચનાઓ છપાવીને અભિપ્રાય માટે મોકલી છે. એકાર તથા ઓકારના બે ઉચ્ચાર તથા અનુસ્વારના બે ઉચ્ચાર થાય છે તે જુદાં જુદાં ચિહ્નથી બતાવવા એમ હેમનું કહેવું છે. હેમના લખાણની જોડણી ઉપરથી પણ જણાય છે કે 'મ્હારો' વગેરે શબ્દોમાં હકાર લખવાની પદ્ધતિ એમને માન્ય છે.

હૈદરાબાદ—તા૦ ૨૬-૨-૯૮ શનિવાર. કાગળ લખ્યા:

રમણભાઈ (અમદાવાદ).

રાસો શબ્દની વ્યુત્પત્તિ વિશે ફરી લખ્યું કે રસ શબ્દ ઉપરથી

એ થયેલો લાગતો નથી. रासकम् ઉપરથી હું તો હજુ માનું છું. એ શબ્દ મૂળ સંસ્કૃતમાં નપુંસક છે તે કંઈ મ્હોટી અડચણ નથી. એ રીતે તો ગુજરાતી અને પ્રાકૃતમાં આવતા સંસ્કૃત શબ્દોની જાતિ ઘણીવાર બદલાય છે, એટલે સુધી કે હેમચંદ્રને પોતાના પ્રાકૃત વ્યાકરણમાં અન્તે જાતિની અનિયમિતતા માટે लिङ्गम् अतन्त्रम् એમ સૂત્ર કરવું પડયું છે. અર્થમાં ફેર પણ એવી જ રીતે થયા કરે છે. ચંદ કવિએ रासानुं લક્ષણ આપ્યું છે તે બાબત લખ્યું કે ચંદની ભાષા (જે મ્હારે નમ્ર મતે પ્રાકૃત શબ્દોનાં વિચિત્ર રૂપ અને સંસ્કૃત પ્રત્યયનો ખીચડો છે, તે) હું પૂરી સમજતો નથી. પણ જે કંઈ સમજાય છે તે ઉપરથી લાગે છે કે रासानुं લક્ષણ નથી આપ્યું; પણ માત્ર વર્ણન, કવિઓની રીત પ્રમાણે માહાત્મ્યદર્શક વર્ણન, આપ્યું જણાય છે.

હૈદરાબાદ—તા૦ ૯-૩-૯૮ બુધવાર, કાગળ લખ્યા:
મનુભાઈ (અમદાવાદ)

રાસો બાબત વધારે લખ્યું. ચંદે આપેલા रासोनां વર્ણનમાં રસ એવો મુખ્ય અંશ નથી. જેવા બીજા અંશ છે તેવો એ છે. એ રીતે તો गुर કે એમાં કહેલા કોઈપણ અંશ ઉપરથી પણ रासो શબ્દ થયો છે એમ કોઈ કહી શકે જો એ શબ્દોના અક્ષર કાંઈક મળતા આવતા હોત તો.

અમદાવાદ—તા૦ ૨૪-૩-૯૮ ગુરુવાર. આજ સવારે રા૦ સા. માધવલાલ હરિલાલ મ્હને મળવાને આવ્યા. મ્હેં એમને ચિઠ્ઠી લખી હતી કે જોડણી સંબન્ધે કેટલીક વાતચીત કરવી છે. ઘણે ભાગે જોડણીની બાબતમાં અમારા બેના વિચાર મળતા આવે છે: ફક્ત લઘુપ્રયત્ન યકાર અને સકવું વગેરેમાં સકારને સંબંધે મતભેદ જણાય છે અને તેનું કારણ પોતે સુરતી ઉચ્ચાર ઘણે ભાગે કરે છે તે હોવું જોઈએ. પણ એમનાથી જાતી કોઈને એ મતને વળગી રહી સકાતું નથી...પ્રાકૃતનો અભ્યાસ હેમણે હમણાં હમણાં શરૂ

કર્યો જણાય છે. હેમણે સૂચના કરી કે લાલશંકર વગેરે શબ્દકોશ-કમિટીના મેમ્બરોએ અહિં મ્હારે બંગલે મળી મ્હને સાથે લઇને જોડણીના નિયમ સંબન્ધી નિર્ણય કરવાને ચર્ચા કરવી. આ પ્રમાણે લાલશંકરને એ સૂચવનાર છે. ગુજરાતી ભાષાની વ્યુત્પત્તિના ઉત્સર્ગ મ્હેં શોધી કાઢેલા છે તેની નકલ હેમને મોકલવાની મ્હેં કબૂલ કરી છે તેમજ કેશવલાલના નિયમો પણ મંગાવવાનું કહ્યું છે.

અમદાવાદ—તા૦ ૧૨-૮-૧૮૯૮: ગઈ કાલ્ય અડધી રાત્ય પછી દોઢ વાગ્યે બિચારો સિન્ધુ ગુજરી ગયો. દાંતને લીધે સખત diarrhoeaથી અંત આવ્યો, મનને દુઃખ થયા વિના રહેતું નથી. બાકી હેનો આત્મા તો શાન્તિધામમાં આનન્દ ભોગવશે. ઈશ્વરની અગમ્ય રચનાને દીનતાથી તાબે થવું એ કર્તવ્ય છે.

નાસિક—તા૦ ૨૯-૮-૯૮ ગુરુવાર. કાગળ આવ્યાઃ ૨ ન્હાનાલાલ દલપતરામ કવિ (પૂના).

· ૨. 'વસન્તોત્સવ'ની પ્રત મોકલ્યાની સૂચના. હેમની ગદ્યમય 'છન્દ' (?) રચના બાબત કેટલોક બચાવ લખે છે. Blank Verseનો અર્થ પોતે જૂદો જ કરે છે ને હેને વળગી રહે છે.

વાઘાડ—તા૦ ૧૦-૯-૯૮; રવિવાર. કાગળ આવ્યા: મનુભાઈ ( લંડન ).

" શાન્તિસંહાર " છપાઈ રહ્યું. પ્રસ્તાવના, ટાઈટલ પેજ, તથા શુદ્ધિપત્ર છાપવા હવે મનુભાઈએ મોકલ્યું છે.

નાસિક—તા૦ ૨૪-૧૦-૯૮; સોમવાર. આજ આવેલા ગુજરાત શાળાપત્રમાં "ગુજરાતી શબ્દોની વ્યુત્પત્તિ ' એ વિષય છે. એક જણે છપાવેલી ચોપડી ઉપર ચર્ચા છે. હેમાં ઘણો ભાગ તો જાણીતી બાબત છે. (મ્હેં કેટલાક વર્ષ ઉપર દર્શાવેલી વાતો મ્હારી કહીને સ્વીકારતાં કેમ અચકાય છે?) કેટલીક નવી વાતો સારી છે.

કાગળ લખ્યો : આણંદશંકર (અમદાવાદ).

રઘુવંશના બીજા સર્ગમાં—यशःशरीरे भव मे दयालुः છે કે

दयावान् છે? શં. પા. પંડિત કહેતા હતા કે दयालु શબ્દ સંસ્કૃત નથી–એમ મ્હને યાદ છે.

પૂન્યમ, માટે સં. શબ્દ શો? પૌર્ણિમા? તે સાથે એ પણ જાણવું. છે કે મામ્–પ્રથમ–ચન્દ્ર, પછી, મહિનો એમ છે કની?

નાસિક—તા. ૯–૧૧–૯૯ ગુરુવાર : ૪ નોવ્હેમ્બર '૯૯ ના સુદર્શનમાં કોઈક 'આનન્દનન્દન'ની એક 'કવિતા' આવી છે. ત્હેમાં પ્રતિજ્ઞા (ફુટનોટમાં) હેવી છે કે હેમાંથી સંસ્કૃતભિન્ન ફારસી વગેરે ભાષાનો એક પણ શબ્દ નહિં જડે; તે પ્રતિજ્ઞાનો ભંગ કરનારા બે શબ્દ જડ્યા છે તે બાબત પત્ર લખી મોકલ્યો :

(૧) સાબૂ ફ્રેન્ચ કે પોર્ટુગીઝ હશે એમ લાગે છે. સંસ્કૃત તો નથી.

(૨) લાલ–ફારસી છે. અરબીમાંથી આવેલો જણાય છે.

નાસિક—તા. ૧૩–૧૧–૯૯ સોમવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ)

'લાલ' શબ્દ અરબી છે, લામ, ઐન, લામ એમ જોડણી છે–એ મ્હારૂં impression ખરૂં હતું. અહિંના કાઝીને પૂછ્યાથી ખાતરી થઈ છે–તો એ ત્હમે બીજાને પૂછી જોજો.

નાસિક—તા. ૧૬–૧૧–૯૯ ગુરુવાર : કાગળ આવ્યા ૪. આણંદશંકર (અમદાવાદ)

(૪). એક ફારસી વિદ્યાર્થી કહે છે કે– "લાલ શબ્દ જેમાં "ઐન" છે–ત્હેનો અર્થ માણેક છે. અને તે શબ્દ જૂદો છે. અલિફ્વાળો 'લાલ' શબ્દ છે ત્હેનો અર્થ રાતું છે;–હામાં શો ફેર છે? મિરઝા કાઉસરને પૂછી જોશો.

કોઇ કહે છે 'સાબૂ' શબ્દ ફારસી છે. આણંદશંકર ધારે છે (મ્હારી પેઠે) કે પોર્ટુગીઝ હશે. પણ આ સૂચના પછી વિચારે ચડે- છે–કપડરંજનો ઉદ્યોગ મુસલમાન વખતનો હતો તેથી.

બુદ્ધિપ્રકાશ (નોવ્હેમ્બર) માં પણ 'આનન્દનન્દન'ની હેતી જ પ્રતિમા છે તે વાંચી છે? (મ્હેં કાલ્યે જ દીઠી—ને! હેમાંનો શબ્દ 'અન્દર' તે હેણે 'અન્તર'નો અપભ્રંશ કરાવ્યો છે તે વિશે ન્હેમ છે તે તપાસ ચાલુ કરીશ.)

મેક્સમ્યૂલરના હિન્દુઓ વિશેના prejudiced મત વિશે આણંદશંકરને પણ મ્હારી પેઠે જ આશ્ચર્ય લાગ્યું હતું.

કાગળ લખ્યા: જીવાભાઈ બી. મહેતા (મુંબાઈ)

'લાલ' 'સાબૂ' 'અંદર,' 'માહ', 'માહતાબ', 'આફતાબ' એ શબ્દો વિશે ખુલાસા પૂછ્યા. વ્યુત્પત્તિ, અર્થ વગેરે બાબત— એ ફારસી ભણેલા છે તેથી કારણ લખ્યું પૂછવાનું.

ચાંદોર—તા૦ ૧૯-૧૧-૯૯ રવિવાર કાગળ લખ્યા: આણંદશંકર (અમદાવાદ).

જવાબ Operation કરાવવાનું જ ધારૂં છું. પ્રોગ્રામ લખ્યું. આખી રજા તો ખાટલાવશ જશે. પણ પ્રા. સમાજના વાર્ષિકોત્સવમાં થોડો વખત પણ શામિલ થવાય તો ઠીક એમ ઇચ્છું છું.

'લાલ'—'લાલ' માટે તપાસ કરૂં છું. ગમે તેમ હો. પણ લાલ (=રાતું) ફારસી છે' 'આનન્દનન્દન' હેમાંથી છૂટે એમ નથી.

'સાબૂ'ની વ્યુત્પત્તિ જોવી જોઇશે. શું ચવાડો છે. બુ. પ્ર માં પણ પ્રતિમા 'આનન્દનન્દન'ની દીઠી છે, હેમાં 'અંદર' શબ્દ ન્હેમ પડતો છે. કારણો સવિસ્તર લખ્યાં.

ચાંદોર—તા૦ ૨૦-૧૧-૯૯ સોમવાર કાગળ લખ્યા: મનુભાઈ.

'સાબૂ' શબ્દ ફ્રેન્ચ ઉપરથી છે—એમ ત્હમે મ્હને વાર કહ્યું'તું! (પૂછવાનું કારણ લખ્યું. 'આનન્દનન્દન'ની પ્રતિમા વગેરે).

'જ્ઞાનસુધા' છેલ્લું આવેલું છે હેમાં ચિમનલાલનું 'કાવ્ય' 'પ્રાર્થના' મથાળાનું આવ્યું છે તે વિશે લખ્યું; ૯૭ ચન્દરદિન કાવ્ય (!) નો ચન્દ હેણે ઉડાવ્યો નથી! ને રમણભાઈ દાખલ પણ કરે છે! તે જ

પછી 'સ્મરણ' કાવ્ય છે; ત્હેમાં છન્દ છે, અને એક શ્લોકમાં અનેક છન્દનાં મિશ્રણ કરવાની યોગ્ય છૂટ લીધી છે તે કહેવું સારૂં થયું છે ! 'છન્દ' છે તેથી હેનો પડછો બતાવવા માટે પેલું 'છંદ' વિનાનું દાખલ રમણભાઈએ કર્યું હશે? લાગે જ.

ખેડગાંવ—તા૦ ૨૫-૧૧-૯૯ શનિવાર કાગળ આવ્યા:—છગુભાઈ (મુંબઈ).

મ્હારા તા૦ ૧૬ મીના કા. નો જવાબ:—

(૧) 'લાલ' અલિફથી પણ લખાય છે ને "ઐન"થી પણ લખાય છે. હેનો પ્રાથમિક અર્થ 'માણેક' છે તે પછીથીનો અર્થ "રાતું" છે.

સં. લલ્=ઇચ્છવું તે ઉપરથી 'લાલ' શબ્દ થાય તો અર્થ જૂદો જ થાય છે.

લાલ-અલિફ-લામ-લાલ=૧. રાતું ૨. મૂંગું-Dumb.

(૨) સાબૂ શબ્દની ઉત્પત્તિ ભિન્ન ભિન્ન છે. ગુજરાતીમાં શેમાંથી આવ્યો તે ખબર નથી પડતી. Latin Sapo (=Soap) છે ત્હેનું મૂળ Sebum (=tallow) છે. Frenchમાં Savon (=Soap) છે. અરબ્બીમાં (સ્વાદ-(અલિફ)+બે+વાવ+નૂન)-'સાબૂન' છે.

Plinyએ પ્રથમ આ શબ્દ વાપર્યો છે....Pompeii નાં ખંડેરમાંથી સાબૂ નીકળેલા છે. આપણા મુલકમાં શું હશે તે ખબર નથી.

(૩) 'અન્દર' અને 'દર' બંને ફારસી છે, હેમાં શક નથી.

(૪) માહ-ઘણો જૂનો ફારસી શબ્દ છે. માહ=(૧) ચન્દ્ર; પછી (૨) મહિનો.

મહિનો-માહ ઉપરથી થયો છે. (પણ શી રીતે?)

(૫) માહતાબ-આફતાબ-માં તાબને સં. તાપ જોડે સંબંધ હશે. આફ-શું તે ખબર નથી. આફતાબનો અર્થ તડકો પણ વખતે થાય છે.

તાજ શબ્દ ઝન્દ તથા પહેલવીમાં પણ થોડાં રૂપાન્તરમાં છે એમ એક જાણનાર મિત્ર કહે છે.

એડગાંવ—તા૦ ૨૬-૧૧-૯૯ રવિવાર કાગળ લખ્યાઃ 'સુદર્શન'ના તંત્રી (અમદાવાદ)

ચર્ચાપત્ર-પૂરવણી-'લાલ' તથા 'સાબૂ' વિશે જીવાભાઇએ આપેલી માહિતી જ બધી લખી છે; હેમનું નામ દઇને અને પ્રસિદ્ધ રીતે ઉપકાર માનીને.

સુહાડી—તા૦ ૨૮-૧૧-૯૯ મંગળવાર કાગળ આવ્યાઃ- આણંદશંકર (મુંબાઇ)

કૃષ્ણલાલ ઝવેરીએ-ફારસી શબ્દો બાબત-આપણી અટકળોના કેટલાકના જવાબ દીધા છે-મળીશું ત્હારે વાત કરીશું.

દયાલ શુદ્ધ સંસ્કૃત શબ્દ જ છે.

માસનો પ્રથમ અર્થ ચન્દ્ર અને પછી મહિનો (મ્હારા મતને મળતા જ છે)-चन्द्रमस् માંનો मस् તે પણ चन्द्रमास्-माष એમ સંબંધ કરી તે પણ મ્હારી કલ્પના હેમને ખરી લાગે છે. લખે છે-चन्द्रमाः -નો ચોકસ અર્થ-bright-or-pleasant-moon વગેરે છે...

ઢકાંભેઓ—તા૦ ૬-૧૨-૯૯ બુધવાર કાગળ આવ્યા: આણંદશંકર (અમદાવાદ)

સાબૂ-લાલ-એ શબ્દો માટેની પૂરવણીમાં એક શબ્દ ઉકલતો નથી તે પૂછે છે.

'લાલ' શબ્દ ફારસી છે એમ આનન્દન-દને આણંદશંકરની રૂબરૂ કબૂલ કર્યું છે. સત્ પણ તે વખતે હતો. તેથી सत् ધાતુ ઉપરથી કૃત્રિમ વ્યુત્પત્તિની કલ્પનાનો ભાગ કાઢી નાંખવાનું પૂછે છે.

કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

એ શબ્દ 'Savon હશે. 'લાલ' માટે 'આનન્દન-દને' કબૂલ કરે છે તેથી सत् ધાતુવાળો ભાગ કાઢી નાંખવો.

વાપાડ—તા૦ ૨૦-૧૨-૯૯ બુધવાર, શુ. પો.

૩. સુદર્શન (ડીસેમ્બર ૧૮૯૯)

૩. મ્હારાં ચર્ચાપત્ર 'આનન્દનન્દન'ના ફારસી શબ્દો બાબત આપ્યાં છે.

'સાબૂ' શબ્દ હેમના કાવ્યમાં હતો જ નહિં. 'શાબૂ' હતો ! છાપવાની ભૂલ્ય હતી.

પણ 'લાલ' શબ્દ તો છે જ.

બીજાં એક બે ચર્ચાપત્ર એ જ બાબત આવ્યાં છે. ત્હેમાં તો સંસ્કૃત ભાષાનું અજ્ઞાન જણાવનારૂં બહુ લખ્યું છે-હસવા જેવું.

Dr. Martineau કૃત Endeavour After Christian Lifeની ત્હમારી પ્રત ફરી મ્હેં ઊછીની લીધી છે. ઉત્તમલાલને વાંચવા માટે, હેણે ભક્તિ વિશે ઉત્તમ પુસ્તક સૂચવવાનું કહ્યાથી.

લખે છે:-"હું હાલ સ્વીડનબોર્ગ વાંચું છું. મ્હને આશ્ચર્ય લાગે છે કે (હેનાથી) મણિશંકર ક્રિશ્ચન શી રીતે થઇ ગયા ?"

નાસિક—તા૦ ૨૬-૩-૧૯૦૦ સોમવાર. કાગળ આવ્યાઃ—
૧ આણંદશંકર (અમદાવાદ)

૧. જવાબ લખે છે : તમારી સૂચના મળી તે પ્હેલાં ક્યારનો મ્હેં નિશ્ચય કર્યો હતો કે પૂર્ણિમા બાબત મ્હારે લખવું. માધવલાલનું ખોટું છે, ત્હમારૂં ખરૂં છે. તે બધું બતાવીશ. માધવલાલે વિષયાન્તરતા કરી છે. વગેરે....

Lit. & Soc. Club માં પ્રો. દવેએ ભાષણ આપ્યું હતું. "શ્રી સ્વામીનારાયણનું જીવન અને સિદ્ધાન્તો" એ વિષય હતો. પૂર્ણ શ્રદ્ધાથી કર્યું'તું. પણ મુદ્દા બરોબર ગોઠવ્યા ન્હોતા. અને સહજાનન્દના ચમત્કારોની વાતોની અસર શ્રોતાઓ ઉપર તો ના થઇ.

પ્રો૦ દારૂવાળાનું ભાષણ-'Some Mathematical Puzzles' ઉપર તે જ— mathematical puzzle 'થઇ પડયું'તું, મ્હને જ નહિં પણ બધા શ્રોતાઓને. એ બધું x quantity હતું,

જેની કીમત હમે શોધી કાઢી શક્યા નહિં, પણ એટલો સાર કાઢ્યો કે હવેથી હેમને ભાષણ આપવાની તસ્દી આપવી નહિં.

હાલ સ્વીડનબોર્ગનાં monotonous volumesમાં હું wade કરૂં છું. કેટલાંક મણિરત્ન કરે ઊંડીનાં આપ્યાં છે.

તમે હાલ બહુ કામમાં છો જાણું છું પણ વખતે વખતે નાસિક તરફના દેખાવ, લોકરિવાજ, ઘરના ચાલ, વગેરે બાબત સુદર્શન માટે letters મોકલશો વગેરે વગેરે.

બીજા મિત્રોને આપણા સાંસારિક રિવાજો વિશે લખવાનું કહેવાનો છું,—સંસારસુધારાની જરૂર બતાવવા.—'સુદર્શન'ના સંપ્રદાય વિરુદ્ધ આ કોઈને લાગશે પણ માત્ર હેમાં સંપ્રદાય કરતાં હેનો motto મ્હને વધારે પ્રિય છે.

પે'ટ—તા. ૪-૫-૧૯૦૦ શુક્રવાર: રાત્રે બંગલામાં દક્ષિણ વરંડામાં બેઠે બેઠે ફરતી ઝંખકની પર્વતમાળા ધુમ્મસમાં અને સુદ ચોથ પાંચમના ચન્દ્રમાં અર્ધગૂઢ, અર્ધદશ્ય, તથા ત્હેની અને આ પે'ટ ગામની ઉંચાણ ભૂમિ વચ્ચેની અનેક ખીણો તથા પર્વતોની ભૂલભૂલામણી, હાવી જ અર્ધ દશ્ય અને અદશ્ય, જોતો જોતો, ગંભીર આનન્દમાં હું પડ્યો. ખરે, ખરા કવિની કવિતારચના પણ હાવી જ દશ્યાદશ્ય હોય છે, અને તો પછી ઉત્તમોત્તમ મહાન્ કવિની આ સૃષ્ટિરચના હાવી હોય હેમાં શી નવાઇ. આધ્યાત્મિક જગતના દશ્યાદશ્ય સ્વરૂપની કાંઇ ગૂઢ રચના કરનારી આ પ્રતિમૂર્તિ જ હોય એમ ભાસે છે. જગન્નિયંતા, જગદાત્મન્! મ્હારો આત્મા કાંઈ અસાધારણ ઉલ્લાસથી ઉત્સાહમય થઈ એ ગૂઢતાનો સ્પર્શ કરવાને અત્યારે તત્પર થઇ રહ્યો છે. પણ ધુમ્મસનો પડદો ક્યારે ઉઘાડશો? ત્હારાં ચરણ આગળ હું, આ જીવનયાત્રા પૂરી કરીને, આવીશ ત્યારે જ. માટે હાલ તો દીન મૌનથી જ રહું. પેલા તારાઓ—આ દશ્યાદશ્ય ગૂઢ તત્ત્વ જોઈ સકે છે છતાં કહેવા મૌન ધરીને જોતા રહ્યા છે! તો પછી હું કોણ!

નાસિક—તા. ૧૦-૫-૧૯૦૦ ગુરુવાર : આજ રાત્રે તાબૂત જોવા માટે કાઝી મીર ગ્યાસુદ્દીનની ચિઠ્ઠી આવ્યાથી હું સુશીલા તથા છોકરાં ગયાં. હેમને ઘેરથી જોવાનું રાખ્યું હતું.

તાબૂત તો સાધારણ : પણ-જે અમદાવાદમાં નથી તે અહિં એક સરસ છે. તલવારના પટા રમવાની રમતો, બરાંડી (સાદી ને બળતી) ફેરવવાના ખેલ,-કમાન થયેલા છોકરાના પેટ ઉપર કાકડી તલવાર વતે કાપવાના ખેલ. તેમ જ પેટ ઉપર છવતું ખજૂતર ને ત્હેની પીઠ ઉપર કાકડી, તે કાકડી કાપવાનો ખેલ-ફરી ગટકાના ખેલ, વગેરે બહુ સરસ હતું.

નાસિક—તા. ૧૫-૭-૧૯૦૦ રવિવાર : કાગળ આવ્યાઃ મનુભાઇ (લંડન)

તા. ૨૩-૬-૦૦ એ Crystal Palace માં Handel Festival માં મનુભાઇ ગયા હતા. ત્રણ ત્રણ વર્ષે હેન્ડેલના સ્મરણાર્થે ઈંગ્લાંડના professional તેમ જ amateur ગાયકો-આશરે ૪૦૦૦ સંખ્યા-એકઠા મળે છે ને Oratorios ગાય છે. Effect બહુ grand લાગતી હતી.

નાસિક—તા. ૭-૯-૧૯૦૦ શુક્રવાર : તા. ૫-૯-૧૯૦૦ના Times of India માં એક leader માં નીચેનું વાક્ય છે:—

"But practically the Senate will have three alternatives placed before them."

આ ખરું છે? alternatives તો બે જ હોય. આ ભાષાદોષ નથી?

વળી લખે છે:—

"The policy of the Senate should be to resist every attempt to lower the value of the University degree, and we feel convinced that viva voce examinations contribute materially to that end."

રણપડિયા પિયુને માટ રે, રુવે શ્યામ નિશામાં.
આવી અડિયો પિયુનો હાથ રે, જુવે શ્યામ નિશામાં.

આ ધોરણ ઉપર ફેરફાર કરીને એ ગીત મોકલવાનું મ્હને લખે છે. ફેરફાર છપાવવાનો તો હક નહિ-લખે છે-પણ ગાવામાં ઉપયોગ કરી શકાય.

દિંડોરી—તા. ૨-૧૨-૧૯૦૦ રવિવાર, કાગળ લખ્યા : વસન્તલાલ સુન્દરલાલ (વડોદરા).

જવાબ : મ્હારો શબ્દાર્થભેદનો જથો તદ્દન જૂજ છે. પુસ્તકરૂપે એ થાય એટલો નથી-તેથી લાચાર છું...વગેરે. લલ્લુભાઇ પ્રા. પારેખનું પુસ્તક તે બાબત છે તે વિશે લખ્યું. નાતાલમાં અમદાવાદમાં જોઇશ મ્હારી કને હશે તો.

વણી—(તાલુકે દિંડોરી) તા. ૫-૧૨-૧૯૦૦ બુધવાર, કાગળ લખ્યા :—મનુભાઇ (લંડન)

"આ શાં અણગણ તારાવૃન્દ રે"–એ ગીતમાં refrain માં 'દીપે' શબ્દ દર કડીએ આવવાથી થતી રસ અને અર્થની ક્ષતિ વિશે મ્હેં ત્હમને કહ્યું હતું.–પણ તે ખામી સુધારવાનો માર્ગ સારો સોધી કાઢવા માટે ત્હમને વધારે સારો જશ આપું છું. ત્હમે artistic અને યોગ્ય ફેરફાર સૂચવ્યા છે. તે પ્રમાણે સુધારીને ગીત ત્હમને મોકલીશ...એ ફેરફાર સાથે છપાવવાને પણ શી અડચણ ? ફૂટનોટમાં તે વાત લખાય એટલે બસ.

મનમાડ—તા. ૨૧-૧૨-૧૯૦૦ શુક્રવાર, કાગળ લખ્યા :—મનુભાઇ (ઇંગ્લંડ)

જવાબ. "આ શાં અણગણ તારાવૃન્દ"માં refrain માં ફેરફાર કરી નકલ બીડી.–એ બાબત ખુલાસો લખ્યો. મ્હને હજી ફેરફાર મનગમતા થયા નથી લાગતા પણ મોકલું છું વગેરે.

દૌલતાબાદ—તા. ૨૩-૧૨-૧૯૦૦ રવિવાર : સ્હવારે સવા

ચાર વાગે મનમાડથી ઉપડેલી ટ્રેનમાં અહિં સાડા આઠે આવ્યાં.

રોઝા-અહિં અગિયાર પછી પહોંચ્યાં.

અહિંથી દેખાવ અદ્ભુત સુંદર છે. ઊંચે ટેકરી ઉપર-સપાટી ઉપર બંગલા છે. ને નીચે વિશાળ તળેટીની સપાટીનો દેખાવ ૪૦-૫૦ માઈલ સુધીનો જણાય છે. મેદાનોમાં લીલી ઝાડીનાં છૂટક છૂટક ઝૂમખાં, અને ઠેકઠેકાણે ચળકતાં તળાવ.

સાંઝે ગુફાઓ જોવાને-ન્હાં પીને-ગયા. બધી મળીને ૩૨ ઉપર ગુફાઓ છે. અડધી જોતાં સાંઝ પડી ગઈ. બાકીની કાલ્ય સ્હવારે જોવાનું રાખ્યું. જે જોઈ તે પણ ભવ્ય છે. બબ્બે માળ કેટલીકમાં છે. ને પૂતળાં-મૂર્તિઓની-ઊંચાઈ જીવતા માણસ કરતાં બમણી ત્રમણી! બધી પર્વતમાં ખોદી કાઢેલી જ.

રોઝા—તા. ૨૪-૧૨-૧૯૦૦ સોમવાર : સ્હવારે બાકીની ગુફા જોઈ આવ્યાં, સૂર્યોદય પ્હેલાં અંધારામાં નીકળ્યાં. "ઇન્દ્રસભા"; "સીતાની ન્હાણી"; તથા "કૈલાસ" એ બહુ જ અદ્ભુત ભવ્ય છે.

ગુફાઓએ જતાં પર્વત ઊતરીને જવુ પડે છે. કઠણ ઢાળ છે, સડક છતાં પાછા આવતે સુશીલા વગેરે ટાંગામાં ચઢયાં. હું તો બધુ જ હીંડયો.

ગંગાપુર—તા. ૨૩-૧૦-૦ ગુરુવાર : શુ. પો. બે. મે. મલબારી (મુંબઇ).

હેમનાં "સંસારિકા" કાવ્ય ઉપર રાજ્યદ્વેષનો આરોપ આવ્યા સંબન્ધે સરકાર ઠરાવ થયેલા વિશે હેમણે લખેલા protestની છાપેલી નકલ :—

" With Mr. Malbari's best wishes for India & for England. "-એમ ઉપર લખીને.

રાણી વિક્ટોરિયા ગુજર્યાના સમાચાર આજ નાસિકમાં આવ્યા-ખરેખરી અમૂલ્ય ને ઉમદા રાણી તથા lady ગઇ.

કરંજાળી—તા. ૨૦-૨-૧૯૦૧ બુધવાર, કાગળ : રણજિતરામ

વાવાભાઈ (અમદાવાદ) જ્ઞાનસુધામાં 'કવિતા' વિશેનો વિષય (ડાક્રોર-લાલવાળો લાગે છે) વાંચી 'ગદ્ય કાવ્ય' તે શું? ગુજ. માં છે? હોઈ સકે ખરૂં? એ પ્રશ્નોની ચર્ચા મિત્રોમાં થઈ. ગદ્ય કાવ્ય કો'ને કહેવાય? એ વિશે મ્હને પૂછે છે (હું આ ભાઈને ઓળખતો નથી. પોતાનું સરનામું પણ નથી લખ્યું). લખે છે– "હું આપને અપરિચિત છું. તો પણ આપના મહાનુભાવ સ્વભાવથી આકર્ષાઇ આ પત્ર લખ્યો છે. અને આશા છે કે આપ અવશ્ય લખશો. ગુજરાતના મ્હોટા કવિ તરીકે તમારા તરફ પૂજ્ય ભાવ રાખનાર આપનો એક પ્રશંસક– રણજિતરામ વાવાભાઈ".

પિંપળગાંવ—બસવંત (તા. નિફાડ)-તા૦ ૫-૩-૦૧ બુધવાર: (નાસિકમાં) આજ સાંઝે મ્હારૂં મન અત્યન્ત ક્ષોભમય થઈ ગયું– અનેક શોકજનક વિચારો ઉપરાઉપરી ઉભરાવા લાગ્યા. કોઇપણ કારણ જડે નહિં, ને ચેન પડે નહિં. ફરવા ગયો ત્હાં પણ, શાંત સન્ધ્યા–સમયની પણ અસર ના થઇ. બહુ પ્રયત્ન કરી, ઈશ્વરનું સ્મરણ કરી શાન્ત અવસ્થા તરફ કાંઇક વલણ કર્યું. તો એ કાંઇક થઇ જાય. રાત્રે એકાએક ચન્દ્ર-વદ બીજ ત્રીજનો ચન્દ્ર–પૂર્વમાંથી ફૂટી નીકળ્યો. અને જાણે જાદુઇ હૃદયને શાન્તિનું સિઞ્ચન થવા લાગ્યું. ઈશ્વર! ત્હારી દયા!

હમણાં હમણાં મ્હને આ જીવનની ગમ્ભીર કોટિ ઉપર અનેક વાર ચિન્તન થઇ આવે છે. જીવનનું પશ્ચાદવલોકન, ભાવિ, અજ્ઞાત ભાવિમાં ઝાંખીનાં ફાંફાં,–મ્હારા ઉપર આધાર રાખનાર નિર્દોષ બાળકોનું જીવનમાં ક્રમણ, હેમાં થવાના સંભવિત ઉચ્ચાવચ પ્રસંગ વગેરે વિચારોની ગમ્ભીરતા મ્હારા હૃદયને કાળા વાદળાની ઘટાની માફક ઘડી ઘડી ઘેરી લે છે–ઈશ્વર! દયામય! તું આ પ્રસંગોએ મ્હારો હાથ નહિં ઝાલે તો મ્હારો ત્રાતા બીજો કોણ છે?

મૃત્યુનો ભય નથી. પણ કાંઇક મૃત્યુનું સુખમય સ્વરૂપ ઢંકાઇ, હેનું ગમ્ભીર સ્વરૂપ મ્હને ઘડી ઘડી દર્શન દઈ ધ્યાન ખેંચ્યા કરે છે.

દયામય પિતા! આ સર્વ હૃદયક્રાંતિયોનું પરિણામ ઇષ્ટ દિશામાં જ લઈ જજે!

રાયપુર—તા૦ ૧૯-૩-૦૧ મંગળવાર : આજ સ્હવારે એક ગામડે-બધાં ગામની પેઠે પૂર્વજોની મૂર્તિના પથરા દીઠા. પણ એક બે ખાસ રચના દીઠી. ચોરસ ઊંચી બચુકડી પત્થરની ઓટલીઓ ને તે ઉપર બચુકડી દેવડીઓમાં વડીલોની મૂર્તિયો.-ખાસ કરેલું. હવે કોઈ મૂર્તિયો નવા મરનારની કરતા નથી. એમ કહે છે.-આ મૂર્તિયોની પૂજા શ્રાદ્ધને દહાડે કે ત્હેવારમાં કરે છે.

નાસિક—તા૦ ૩-૫-૦૧ શુક્રવાર : કાગળ આવ્યા :— મનુભાઇ ( વર્ધિંગ-ઈંગ્લાંડ )

ગરબા ગાવાની પદ્ધતિમાં, ખાસ વ્યોમમંડળેથી ગાવાની રીતમાં, નવી રીતિ દાખલ કરવાની સૂચવે છે. સારાંશ એટલો કે ગાનાર જે રીતે ગાય તેની તે રીતે ઝીલનારા ગાય છે હાલ, તેના કરતાં જૂદી રીતે ગાય...વગેરે ( આ ફેરફાર સારો લાગે છે મ્હને પણ.)

શિંદે—( તાલુકે નાસિક )-તા૦ ૧૦-૫-૦૧ શુક્રવાર : કાગળ લખ્યાઃ—મનુભાઇ (ઈંગ્લાંડ)

જવાબ. ગરબા બાબત જે સૂચના કરી છે- ગવડાવનાર ને ઝીલનાર જૂદી જૂદી રીતે ગાય- તે પસંદ કરી. Charming થશે એમ લાગે છે. આ બરાબર છે- અહિં સંગીત પોતાની હદમાં રહીને વર્તે છે. ( Interpretative સંગીત ).

મુંબાઈ—તા૦ ૯-૭-૦૧ મંગળવાર : સ્હવારે પ્હોંચ્યો. સાંઝે સાઢા ચાર વાગ્યે રાનડેના સ્મારકાર્થે મીટિંગ ટાઉન હોલમાં હતી, ત્હાં લલ્લુભાઈની ગાડીમાં ભગવાનદાસ તથા હું ગયા. લલ્લુભાઈ પણ ખરા જ.

ગવર્નર પ્રમુખસ્થાને હતો. ઉત્તમમાં ઉત્તમ અને સ્વતંત્ર રીતે પણ સારું ભાષણ ઓન. ગોખલેનું હતું. શબ્દે શબ્દ અર્થભરેલો, યોગ્ય,-છટા પણ સારી. એકંદર ઉત્તમ જ હતું. રાનડેએ તેલંગ વિશે બોલતાં કહ્યું હતું કે હેના જેવા સુધારકોને એક જાતની દ્વિધા જિંદગી

ભોગવવી પડે છે. તે વિશે ગોખલે કહે છે રાનડેને પણ એ વાત લાગૂ હતી. ને તે સાંસારિક ને ધાર્મિક વિષયમાં તેમ જ રાજકીય વિષયમાં પણ. રાજકીય વિષયમાં–પ્રજાનો કેટલોક ભાગ રાજકર્તાઓની મુશ્કેલીઓ ન સમજતાં હેમના પ્રયત્નોમાં વિઘ્ન નાંખ્યે જાય છે; તો બીજે પક્ષે રાજ્યકર્તાઓ પોતાનો ઉન્નત ઉદ્દેશ ભૂલી જાય છે ને જાણે ખાસ રાજ્ય કરવા જ આવ્યા છે માને છે ને પ્રજાને જ્ઞાન વધારી રાજ્યમાં ભાગ લેવાને લાયક કરી ઊંચી પદવીએ આણવાનો મહાન્ ધર્મ ભૂલી જાય છે. આ વિરોધ વિશે ગોખલેએ કળાથી ને મધુરતાથી સત્યપ્રદર્શન કર્યું હતું. ગવર્નર વગેરે ચૂપાઇને બેશી રહ્યા.

નાસિક—તા૦ ૧૦-૭-૦૧ બુધવાર, કાગળ આવ્યાઃ M. B. Belsare (Ahmedabad),

પોતાની ગુજ. અંગ્રેજી ડિક્ષનરીની બીજી આવૃત્તિ છપાય છે. તે માટે એક ઉપોદ્ઘાત લખી ગુજરાતી ભાષાનો ઇતિહાસ આપવાનું મ્હને કહે છે.

નાસિક—તા૦ ૧૨-૭-૦૧ શુક્રવાર, કાગળ લખ્યાઃ બેલસરે ( અમદાવાદ ).

દિલગીર છું ફુરસદ નથી. કેશવલાલ ધ્રુવ આ કામને યોગ્ય ને ઉત્તમ છે. હેમને કહો.

નાસિક—તા૦ ૨૮-૭-૦૧ રવિવાર : આજ સાંઝે "માણિક પ્રભુ નાટક મંડળી"નું નાટક જોવાને ગયો. સાડા ચારે ખેલ શરૂ થયો. સવા આઠે પૂરો થયો–ઉત્તરરામચરિત (સંગીત–) હતું.

Acting ખોટું –હોતું–જે કે ખરું aesthetic તો નહિ જ. ગાયન બહુ સરસ હતું.

એક બે ભૂલો–ભાષાન્તરમાં જ જણાવામાં હશે તેથી–હતી. દુર્મુખનું આવવાનું સૂચવવાને જે પતાકાસ્થાનકની રચના છે તે વ્યંગ્ય ના રાખતાં રામ કને જ સ્પષ્ટ બોલાવી દે છે–રામ કહે છે–

"હાં દુર્મુખ ! મ્હેં જાણ્યું વિરહ". મૂળમાં આમ નથી, ને તેજ બરોબર રસિક કલાયુક્ત છે.

બીજી ભૂલ્ય–ચિત્રદર્શનમાં. ચિત્રનો એક તખતો જ જોવાને મગાવે છે. ખરૂ જોતાં હોલ (Hall)માં ભીંતો ઉપર બધાં ચિત્ર ફરીને જોવાનાં છે–આ ભૂલ્ય બંગાળી એડિટર (સંસ્કૃત મૂળના)ની છે–ને તે મણિલાલ દ્વિવેદીએ પણ કરેલી છે–તે મ્હેં મ્હારા વિવેચનમાં બતાવી જ છે.

**નાસિક**—તા૦ ૩–૮–૦૧ શનિવાર, કાગળ આવ્યા : રજિ૦ ૧. મનુભાઈ (લંડન)

Music વિશેની મ્હારી ચર્ચા ઉપર Prof. Jacqueasનો અભિપ્રાય–તથા મ્હારી ચર્ચાનાં કાગળિયાં બીજાં છે. (તેથી રજિ. કરે છે).

Jacques નો મત ત્રીજો જ છે–તો પણ સંગીતનો ખાસ ભક્ત હોવાથી કવિતા અને સંગીત બંનેના પરસ્પર સંબન્ધ તથા બંનેની યોગ્યતા વગેરે બાબતમાં સગીતનો પક્ષ વધારે ખેંચતો લાગે છે. Aesthetics ની દૃષ્ટિથી ન્યાય આપનારે બંને તરફ નિષ્પક્ષપાત રહેવું જોઇયે. તે બંનેની ખૂબી સમજવી જોઇયે. તેમ ન થવાથી અભિપ્રાય તથા વિચારમાં fallacy વગેરે દોષ આવે છે–સંગીત તથા કવિતા તે બને તરફ

"હું તો ઉભયતણો દૃઢ ભક્ત બનીને રહું છું રે,
નિજ હૃદય ઉભય સૌન્દર્યનું બિમ્બ લહું છું રે."–

એ ચન્દ્ર તથા સન્ધ્યા વિશે કુસુમમાળામાં કહેલી કડી મ્હારી ખરી વૃત્તિ દર્શાવે છે.

**માલેગાંવ**—તા૦ ૩૧–૧૦–૦૧ ગુરુવાર : બે દિવસથી મ્હારી આગળ એક સારી ચાલના જામીન માગવાનો કેસ ચાલે છે. પાંચ ઇરાની–મુગલ–મોદાગરો તહોમતદાર છે. હમનો કાફલો તો બૈરાંછોકરાં સહિત ૧૦૦ એક જણનો છે. નાસિકથી આવતે રસ્તામાં ગામડાંના

લોકોને સતાવ્યા, જબરજસ્તીથી માલ લઇ ગયા, વગેરે કહ્યું છે-સાક્ષીઓ પૂરા થયા છે-બંને તરફના. આજ નિર્ણય આપવાનો છે. પુરાવા ઉપરથી એ લોકોના જમીન લેવાની જરૂર જણાય છે. ને હું તે પ્રમાણે કરીશ. બહુ ભય નથી; પણ અસંભવ પણ નથી કે આ જંગલી લોકોના જંગલી સોબતીઓને હાથે મ્હારી સલામતી ને જીવ જોખમમાં પડશે. પણ તેથી કરીને ન્યાય આપવામાં ચૂક કરૂં તો ધિક્! ધિક્!......ભલે, વરજભાઇને આ બાબત ચેતવી મૂકીશ. ને સુશીલા તો નકામી ગભરાય માટે જુદો કા. બંધ કરેલો બીડીને મોકલીશ. તે બે મહિના પછી અથવા પ્રસંગ જ પડે તો તે વખત ઉઘાડે, નહિં તો નહિં-એમ ઉપર લખીશ.

• માલેગાંવ—તા૦ ૨-૧૧-૦૧ શનિવાર : આજ ઇરાનીઓએ જમીન આપ્યો-તેથી જમીન ખાખાવી રજા આપી-ને બધા ટોળાને હદપાર કાલ્ય રવાના થવાનો હુકમ કર્યો...લોકો હજી સુધી તો મારા વર્ત્યા છે-જાણે કે મ્હેં ઉપકાર કર્યો-જવા દીધા-જમીન ઉપર પણ-તે એમ જાણે છે !

બ્હેળગાંવ—તા૦ ૨૯-૧-૦૨ બુધવાર : કાગળ લખ્યા : ૧ સુશીલા (અમદાવાદ). ૩. આણંદશંકર (અમદાવાદ).

૩. "Life" એ મથાળાનું Don Juan ના XV canto ના 99 stanza નું કાવ્ય બાયરનનાં કાવ્યોના સંગ્રહમાંનું હેમણે મને ભાષાન્તર-પદ્યમાં-કરવાને અમદાવાદમાં આપ્યું હતું-( આ વખત ) તે ભાષાન્તર કરીને મોકલ્યું. કાગળ બાગળ નથી લખ્યો-મ્હારી સહી પણ નથી-મૂળ કાવ્ય પણ નથી. જોવા માટે કે તેઓ તરત સમજે છે કે કેમ! ને તેથી જણાય કે ભાષાન્તર અંગ્રેજી-ગુજરાતી થયું છે કે ગુજરાતી-ગુજરાતી.

૧. આણંદશંકરને મોકલેલા કાવ્યના ભાષાંતરની નકલ બીડી ને પૂછ્યું કે જે ભાગ ના સમજાતો હોય તે પૂછજે-આ કસોટીથી પણ જણાશે (અંગ્રેજી ન જાણનાર સમજે છે કે નહિ તે કસોટીથી)

કે અંગ્રેજી-ગુજરાતી છે કે ગુજરાતી-ગુજરાતી...બુ. પો. મોકલ્યાની સૂચના-તથા નિશાનીવાળા ભાગ વાંચવાનું લખ્યું.

**ત્રગા**—તા૦ ૭-૨-૦૨ શુક્રવાર: કાગળ આવ્યા: ૨. આણંદશંકર (અમદાવાદ)-કાર્ડ.

૨. "જીવન" કાવ્ય પહોંચ્યું. "ભાષાન્તર, કેટલાક ભાગમાં, બહુ સારૂં થયું છે"-લખે છે: ભટકંત-લટકંત એ શુદ્ધિ મોકલવાની જરૂર જ ન્હોતી-'લટકંત' જ અસલમાં હતુ.

કાગળ લખ્યા: ૧. સુશીલા (અમદાવાદ).

૧. આણંદશંકરના કાર્ડની વાત લખી-હેમણે મ્હારી સહી વગર ઓળખ્યું ખરૂં-તો એ ભાષાન્તરની એક કસોટી તો થઈ-બીજી તું અર્થ સમઝી તે પણ થઇ—તો પણ વધારે ખાતરી થવા માટે એ કાવ્ય સંબન્ધી સવાલો પૂછું છું ત્હેના જવાબ લખજે. સવાલોનું કાગળિયું બીડયું.

**માલેગાંવ**—તા૦ ૧૦-૨-૦૨ સોમવાર, કાગળ આવ્યા: સુશીલા (અમદાવાદ)

(તા૦ ૮ મીનો); કુશળ વર્તમાન-વિદ્યા શારદાને સ્ટૂડંટ્સ લિટરરી સો૦ તરફથી માનપત્ર મળ્યું. ઊર્મિલા તથા મુદ્રિકા ગયાં હતાં. સુશીલા ન્હોતી ગઇ, અ ગ્રજીમાં હતું તેથી વગેરે...

**માલેગાંવ**—તા. ૧૧-૨-૦૨ મંગળવાર કાગળ આવ્યા: આણંદશંકર (અમદાવાદ).

ગુજરાતીમાં કાગળ. કદી પ્હેલાં ગુજ.માં ન્હોતા લખતા. સુદર્શનનું તંત્રીપણું હેમણે છોડ્યું છે. ને મ. ન. દ્વિવેદીના ભાઇને આપ્યું છે. આણંદશંકર પોતે જૂદું સ્વતન્ત્ર માસિક કાઢવાનું ધારે છે. ત્હેમાં મ્હારી સલાહ, મદદ વગેરે માગે છે. પ્રથમના અંકમાં પ્રથમ કાવ્ય મ્હારી કને માગે છે....વગેરે.

**માલેગાંવ**—તા. ૧૪-૨-૦૨ શુક્રવાર: લાહોરમાં કોઇક-હિન્દુસ્તાનના મહાપુરુષોનાં ચરિત, ફોટો-સહિત છાપે છે. ત્હેમાં

દાખલ કરવા મ્હોટાભાઈનું ચરિત વગેરે માગવા મનુભાઈ કને ગયો હતો. હવે મ્હારૂં ચરિત તથા ફોટો માગે છે.

મ્હારૂં જીવનચરિત!! – શું?–શૂન્ય–નથી મોકલવાનો.

માલેગાંવ—તા. ૨૮–૨–૦૨ શુક્રવાર, કાગળ આવ્યા :-સુશીલા (અમદાવાદ).

(તા. ૨૬ મીનો) "ભારતજનનીની અશ્રુમાળા"–પ્હોંચી. મનુભાઈને મોકલશે. પછી પાછી લઈ વાંચીને આણંદશંકરને મોકલશે.

'જીવન' સંબન્ધી ઉત્તરો વિશે લખે છે. આવડ્યા તેમ લખ્યા છે (–કેટલીક ભૂલ્યો છે–પણ એક બે ઉત્તર તો ઉત્તમ છે. મ્હને પણ નવો પ્રકાશ મળે છે.)

મેહુણે—તા. ૨–૩–૦૨ રવિવાર, કાગળ આવ્યા—આણંદશંકર (અમદાવાદ).

જવાબ. કાવ્ય મળ્યું. સારું લાગ્યું. પ્રથમ અંકમાં નાંખશે. હેમના માસિકનું નામ 'વસન્ત' રાખશે.

મેહુણે—તા. ૩–૩–૦૨ સોમવાર, કાગળ મળ્યા:—આણંદશંકર (અમદાવાદ).

જવાબ. વસંત નામ રાખવાનો હેતુ–ત્હમારા motto text માં 'મધુ' સંબન્ધી વચન છે—તો 'મધુકર' કે હેવું નામ કેમ નથી રાખતા? યુનિ. કમિશનમાં ત્હમે evidence આપવા જવાના છો?

"ભારતજનનીની અશ્રુમાળા"—વિશે એક વાત લખી. આરંભના વર્ણનમાં ભારતજનનીના ગળામાં સ્ફટિક માળ પ્હેરેલી કહી છે–તે વખતે મ્હને સ્વપ્નાનથી લગારે કલ્પના પણ ન્હોતી કે આગળ ઉપર હેને ડરી ગયેલાં અશ્રુની માળ પ્હેરાવી છે.

અમદાવાદ—તા. ૨૦–૪–૦૨ રવિવાર: આજ ચિ. કુમારનું લગ્ન થયું વરઘોડો સાંઝે સાડા સાતે ચઢી પૂણા નવે ઉતર્યો. વરઘોડામાં માત્ર વરનો જ ઘોડો હતો. સાજન સાધારણ ઠીક થયું

હતું. લગ્ન રાત્રે પૂણા દશે થયું. ઈશ્વર આ જોડાંને સદ્બુદ્ધિ, સદ્ગુણ-અને સુખ આપો.

**અમદાવાદ**—તા. ૧ લી મે ૧૯૦૨ ગુરુવાર : આજ રાત્રે મૂળજી વ્યાસ (આદિતરામના શિષ્ય)નું ગાયન બંગલે રખાવ્યું. અણધાર્યો જ મળી ગયા સોધ ઘણા દિવસથી હમે કરતા હતા. કુટુમ્બમંડળ બધું હતું. કોફી પીવાની આપી હતી—રાત્રે એક વાગ્યા સુધી ચાલ્યું મૂળજી ગાનારો ઉસ્તાદ છે—ને સારૂં ગાયું.

**ટીથળ**—તા. ૧૩-૫-૧૯૦૨ મંગળવાર, કાગળ આવ્યા : મનુભાઈ (અમદાવાદ).

જવાબ, નાગર બ્રાહ્મણોએ ઠરાવ કર્યો કે વરઘોડાને દહાડે નનુભાઈને ત્હાં જે જમ્યાં ત્હેમણે અધ્યારૂ અથવા બ્રાહ્મણની રૂબરૂ હાડકેશ્વરને પગે લાગવું. ને બીજે દહાડે જમ્યા હેમણે જનોઈ બદલવું.

(મનુભાઈ જમ્યા તે માટે આ ઠરાવ !)

સાત દ્વેષી નાગરો હામાં શામેલ હતા. બીજા બધાએ માન્ય કર્યું નથી જણાતું. આણંદશંકર સારો ઠરાવનો નિકાલ આણવાને પ્રયત્ન કરે છે ને આશા રાખે છે.

**ટીથળ**—તા. ૧૫-૫-૧૯૦૨ ગુરુવાર, કાગળ લખ્યા : કુમાર (ધોધા)

અમદાવાદમાં નાત્યે કરેલા અયોગ્ય ઠરાવની વાત સવિસ્તર લખી લખ્યું કે તું અનુના લગ્ન ઉપર અમદાવાદ જાય ત્હારે જોજે હાડકેશ્વરને પગે લાગતો અથવા જનોઈ બદલતો. તું નહિં જ કરે. પણ કર્યું છે એમ જણાવા જેવું પણ ના કરીશ. મ્હોટાભાઈના નામને લાઞ્છન લાગશે. ને હું બહુ જ નારાજ થઈશ.

**ટીથળ**—તા. ૧૯-૫-૧૦૦૨ સોમવાર, કાગળ આવ્યા : મનુભાઇ (અમદાવાદ)

નાત્ય સંબન્ધી વાતો લખી છે. મનુભાઈને પ્રાયશ્ચિત કરાવવું

વગેરે વિચારો ચાલે છે તે બાબત. હેમને ઠરાવ પસંદ નથી. મ્હારો મત પૂછે છે.

કાગળ લખ્યા : મનુભાઇ (અમદાવાદ)

જવાબ. મ્હેં સ્પષ્ટ મત લખ્યો છે કે મ્હારે ખાતર . પ્રાયશ્ચિત ના કરશો, પ્રાયશ્ચિત્ત વસ્તુની જ હું વિરુદ્ધ છું.

ટીથળ—તા. ૨૪–૫–૧૯૦૨ શનિવાર : આજ સ્હવારે હમે બધાં પારનેરા ડુંગર ઉપર જઈ આવ્યાં. ઉપર માતાના દહેરાની પાછળને ઓટલેથી દરિયો–ટીથલ-ઉદવાડા, દમણ, વગેરેનો વિસ્તીર્ણ ને સુન્દર દેખાવ છે. પારનદી, વાંકીનદી, ઔરંગાનદી-એ ત્રણ નદીઓ પણ જણાય છે.

ટીથળ—તા. ૧ લી જૂન ૧૯૦૨, રવિવાર સં. ૧૯૫૮ ના વૈશાખ સુદ ૧૦, કાગળ લખ્યા : આણુંદશંકર (અમદાવાદ)

આણુંદશંકરને–નાગરો મનુભાઇને પ્રાયશ્ચિત્ત કરાવવા સંબન્ધે કેટલાક અન્યાયી આગ્રહો લઈ બેઠા છે તે માટે લખ્યું-કે આપણા લોકોની અધમ દશા મારે ખેદ થયા વિના રૂહેતો નથી. અને જ્યહાં સુધી હાવા ક્ષુદ્ર વિચાર રાખશે તથા અન્યાયી વ્હેમ વગેરે તેમ જ અયોગ્ય ઈર્ષ્યા વગેરે છૂટી નહિં સકે ત્યહાં સુધી આપણા લોકોનું ભવિષ્ય પણ અંધકારમય જ છે.

ટીથળ—તા. ૨૧–૬–૧૯૦૨ શનિવાર, કાગળ આવ્યા : રણજિતરામ વાવાભાઇ (અમદાવાદ)

Social & Lit. Association ને અંગે ગોવર્ધનભાઈ આ ૨૫ મીએ "Practical Aspects of Our Ideals of Life"-એ વિષય ઉપર ભાષણ આપનાર છે-તે વખતે પ્રમુખ થવાનું લખે છે.-વળતી ટપાલે જવાબ માગે છે-મ્હને કોઇ વિષય ઉપર ભાષણ કરવાનું લખે છે.

કાગળ લખ્યા : રણજિતરામ (અમદાવાદ)

જવાબ. દિલગીર છું. તા. ૨૬ મીએ અમદાવાદ હું

મ્હોંચીશ. તેથી ભાષણની તારીખે હું હાજર નહિં હોઉં. મ્હારૂં ભાષણ તૈયાર થાય એટલો વખત નથી.

નડિયાદ—તા. ૨૫-૬-૨૦ બુધવારઃ કમળાશંકર-હેડ માસ્તર —ને મળ્યા.

અમદાવાદ—તા. ૨૬-૬-૨૦ ગુરુવારઃ

ગોવર્ધનભાઇનું ભાષણ ગઈ કાલ્ય અધૂરૂં રહેલું આજ પૂરૂં થવાનું હતું તેથી હું તે સાંભળવા ગયો. અંબાલાલ પ્રમુખ હતા. ભાષણ શરૂ થતાં પ્હેલાં અંબાલાલે મ્હને બોલાવીને સમાચાર પૂછયા કર્યા.

ભાષણનો સાર તદ્દન એ જ–હતો કે પશ્ચિમના ideals ખોટા છે ને આપણા સારા છે. Individualismનું જોર પશ્ચિમમાં છે ને Socialistic ideals આપણા કુટુમ્બજીવનના છે—ને તે સારૂં છે–વગેરે...

Vote of thanks નો proposition મ્હને સોંપ્યો હતો. તેથી બહુ વિરુદ્ધ તો ના બોલી સકયો. પણ એટલું તો કહ્યું કે બંને idealsની કીમત કસવાનું કામ નથી કરવાનો એમ પ્રતિજ્ઞા કર્યા છતાં પોતે તે જ–અશકય–પ્રયત્ન કર્યો...વગેરે.

અંબાલાલે પ્રમુખ તરીકે બોલતાં બહુ જ સબળ રીતે ગોવર્ધનભાઈના મતોનું ખંડન કર્યું.

ભાષણ પછી ગોવર્ધનભાઇ, આણંદશંકર ઉત્તમલાલ તથા મોતીશંકર એટલાને બંગલે હું લાવ્યો. ચ્હા પાયો. કલાકેક વાતચીત કરીને ગયા. આવતી કાલ્ય ગોવર્ધનભાઇને મળવાને આણંદશંકરને ત્ય્હાં જવાનું રાખ્યું. સ્હવારે સાઢા નવે આણંદશંકર કાલેજમાંથી પાછા જતે મ્હને લઈને જશે.

અમદાવાદ—તા. ૧લી જુલાઇ ૧૯૦૨ મંગળવાર :

આજ સ્હવારે સાઢા પાંચ વાગ્યે સ્ટેશન ઉપર ગોવર્ધનભાઇને મળી આવ્યો. કોફી પાવાને લઈ ગયો હતો તે પાઈ. વાતોચીતો કરીને પાછો ઘેર આવ્યો.

અમદાવાદ—તા. ૭-૭-૧૯૦૨ સોમવાર : આજે સાંઝે Social & Literary Association ને અંગે મ્હેં જાહેર ભાષણ પ્રેમાભાઇ હોલમાં કર્યું. વિષય Social Dynamics હતો. અંબાલાલ પ્રમુખ હતા. આરમ્ભ કરતાં અંબાલાલે મ્હારે વિશે અતિશય પ્રશંસાના શબ્દો કહ્યા. એથી ક્ષણભર nervous થયો. ગોવર્ધનભાઇનાં ભાષણો ઉપર આક્ષેપ કરવા માટે મ્હારૂં ભાષણ હતું—ભાષણ notes રાખીને મ્હોંએ કર્યું હતું.

ધૂળિયા—તા. ૨૧-૮-૧૯૦૨ ગુરુવાર : માધવલાલ હરિલાલ દેસાઈ (ગુજ. ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ) બિચારા અંતે ગુજરી જ ગયા. ટાઇફોઇડ તાવ જ હતો. (બહુ જ ખોટું થયું ગુજરાતી ભાષાને માટે તેમજ કેળવણી ખાતા—ગુજરાતી કેળવણી ખાતા—માં બહુ જ ઉત્તમ સુધારો કરવાની મહેનત કરતા હતા. ઇશ્વરની ઇચ્છા.)

ધૂળિયા—તા. ૭-૯-૧૯૦૨ રવિવાર, કાગળ આવ્યા : સુશીલા (અમદાવાદ)

"ભમણચન્દ્ર"ની નકલ લઈ તરજૂમો હેતો D. P. I. એ કમળાશંકર કને મગાવ્યો છે. (શા માટે હશે? હેની વિરુદ્ધ કાંઈ પગલાં ભરવાનાં હશે!)

ધૂળિયા—તા. ૩-૯-૦૨ બુધવાર, કાગળ આવ્યા : સુશીલા (અમદાવાદ)

"ભમણચન્દ્ર" બાબત ન. પુ. સંઘવીએ 'દેશભક્ત'માં કાંઈ આર્ટિકલ કે પત્ર લખ્યો છે—તરફમાં. નાટક રૂપે અમદાવાદમાં ગયે શનિવારે ભજવાવાનું સાંભળ્યું હતું—એમ સુશીલા લખે છે.

ધૂળિયા—તા. ૨૨-૯-૧૯૦૨ સોમવાર, કાગળ લખ્યા : સવુ (અમદાવાદ)

બુદ્ધિપ્રકાશ (સપ્ટે. ૧૯૦૨) માં રાશો શબ્દની વ્યુત્પત્તિ બાબત લખાણ છે. ત્હેમાં, રમણભાઈએ પૃથુરાજ રાસાના અવતરણમાં રહ ઉપરથી વ્યુત્પત્તિ કાઢી છે તે વિશે લખી—હું ત્હેને મળતો આવું

છું એમ લખ્યું છે. પણ મ્હને થાય છે કે રાસક ઉપરથી મ્હેં વ્યુત્પત્તિ કાઢી'તી-ને ટીકામાં લખી'તી-પણ નક્કી કરવા માટે સતુને અથવા રમણભાઈને લખ્યું'તું; પછી પુસ્તક છપાતાં ટીકામાં 'અવતરણમાં જુવો'-એમ લખેલું જણાય છે. માટે મ્હારી ટીકાની નકલ (લખેલી) જડે તો મોકલવાનું લખ્યું.

ધૂળિયા—તા. ૨૫-૯-૦૨ ગુરુવાર : કાગળ આવ્યા :—સુશીલા (અમદાવાદ)

'ભ્રમણચન્દ્ર' સુધારા વિરુદ્ધ મંડળમાં બહુ વેચાય છે. એક દહાડો તો એક એક નકલ પાંચ પાંચ રૂપિયે વેચાઈ'તી-એમ વાત સાંભળી છે.

મિસ મેકાફી 'ભ્રમણચન્દ્ર' નાટક રૂપે ભજવાતું જોવા જવાની હતી; ત્હેને ઊર્મિલાએ રોકી-કહે-મ્હારે ખાતર ના જશો.

ધૂળિયા—તા. ૩૦-૯-૧૯૦૨ મંગળવાર : Punch માં gramophoneનું વર્ણન પ્રસંગવશાત્ એક કાવ્યમાં નીચે પ્રમાણે આવ્યું છે:—

"—The soul-disturbing screech
That science uses song to mock."

આ તદ્દન યથાર્થ ને સુઘટિત લાગે છે. મ્હને ગ્રામોફોનમાંથી ગીતો સાંભળવાં ગમતાં ન્હોતાં ત્હેનું બીજ આ વર્ણનમાં બરોબર પ્રતિબિમ્બિત થાય છે.

ધૂળિયા—તા. ૭-૧૦-૦૨ મંગળવાર : કાગળ મળ્યા : પ્રાણજીવનદાસ (નડિયાદ)

કુશળ વર્તમાન : નડિયાદમાં બાજરી રૂપિયે મણ થઈ, અઠવાડિયામાં, ઘી રૂ. નું ૪ શેર; દૂધ પૈસે શેર.

ધૂળિયા—તા. ૧૩-૧૦-૦૨ સોમવાર : કાગળ આવ્યા : પ્રાગનારાયણ ભાર્ગવ (લખનૌ)

(ઉર્દૂમાં!) હિન્દુસ્તાનના મુખ્ય પુરુષોનો જન્મવૃત્તાન્ત તથા છબિયો વાળું પુસ્તક પોતે છાપનાર છે-કોરોનેશનના સ્મરણાર્થે. ત્હેમાં મ્હારી છબિ તથા જીવનવૃત્તાન્ત માગે છે.

ધૂળિયા—તા. ૭-૧૧-૦૨ શુક્રવાર : આજે સાંઝે એક અદ્ભુત સુન્દર દેખાવ દીઠો. પશ્ચિમમાં થોડા ભાગમાં દૂર દૂર વરસાદના લીસોટાવાળાં કાળાં કાળાં અને માટી રંગનાં વાદળાં હતાં; અને એ લીસોટાની સેરોવાળા પડદાની પછાડી આથમતા સૂર્યનું રાતું બિમ્બ કાંઈ વિલક્ષણ રતાશવાળું, અને લંબગોળ બનેલું, કોઈ અવર્ણનીય છબિ બનાવતું હતું. હું જોઈને સ્તબ્ધ ઊભો રહ્યો.

ધૂળિયા—તા. ૨૬-૧૧-૦૨ બુધવાર : કાગળ લખ્યા :—

સુશીલા (અમદાવાદ)

હવે બંગલો ભાડે આપવાની વાત રહી જ નહિ. અલબત્ત ડો. ભાંડારકર તથા મિ. ચંદાવરકરને માટે આપણે બંગલો આપવો જ જોઈયે. ને તે માટે વ્યવસ્થાનું ટૂંકામાં લખ્યું.

ધૂળિયા—તા. ૯-૧૨-૦૨ મંગળવાર : કાગળ લખ્યા :

૩. જસ્ટિસ ચંદાવરકર (મુંબાઇ)

૪. ડૉ. ભાંડારકર (પૂના)

૩. હમારો બંગલો હાજર છે વગેરે લખ્યું. શ્રીધર આવશે ! આવે તો સારું, હેની છોકરી આવશે સાંભળ્યું છે, આવશે તો હમે ખુશ થઈશું; હું તો ૨૫મી પ્હેલાં નહિ આવી સકું. પણ કુટુમ્બ-મંડળ છે તે મિત્રોની મદદથી બધી આરામની વ્યવસ્થા કરશે. ચંદાવરકરને ભેગા ઉતારવાથી વાંધો નહિ હશે એમ આશા.

૪. હેમને પણ બંગલા માટે લખ્યું. ડૉ. ભાંડારકર ભેગા ઉતરશે તે માટે અડચણ નહિ ગણો—એમ આશા છે.

અમદાવાદ—તા. ૨૫-૧૨-૦૨ ગુરુવાર : જમીને Social Conferenceમાં ગયા. Moral અને Religious Education સમ્બન્ધી ઠરાવ મ્હને સોંપ્યો હતો. તે પ્હેલાનો ઠરાવ ઇન્ગ્લાંડ પ્રવાસનો

હતો ત્હેનું અનુમોદન આપવાનું સોંપેલું હતું—તે વખતે ડૉ. ભાંડારકરે નામ પુકાર્યું—કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા કરીને—મ્હેં 'કૃષ્ણ' એટલો ભાગ સાંભળ્યો નહિં. (હું હેમની પછાડી બેઠો હતો—ને ભાંડારકરનો અવાજ ધીમો હતો.)—ને હું જરાક બેભાન શૂન્યમન પણ રહ્યો—ને વિચાર પણ ના કર્યો કે પ્રથમનો ઠરાવ હજી સેકંડ થયો નથી, put to the vote થયો નથી—ને મ્હારો ઠરાવ હમણાં ક્યહાંથી હોય. હું તો ચાલ્યો ચાલ્યો ટેબલની બાજુએ જઈને ઊભો—ને 'Mr. President, Ladies & Gentlemen'—કરીને બોલ્યો એટલામાં સ્હામી બાજુએ ટેબલને બીજે છેડે મનુભાઈ આવીને ઊભા બોલવા માટે! બધા મંડપમાં હસાહસ થઈ રહી—મનુભાઈ કહે—કાંઈ નહિં, ત્હમે બોલો. મ્હેં કહ્યું. ના ત્હમે બોલો—કહીને હું પાછો મ્હારી જગાએ બેઠો—બહુ ખરેખરૂં હસવાનું થયું. હું પાછો જઈને બેઠો પછી મ્હને ભૂલ્ય જણાઈ! ભાંડારકર ચંદાવરકરે કહ્યું પણ ખરું કે ત્હમે તો આ પછીના ઠરાવમાં છો.

મનુભાઈ સારૂં બોલ્યા. નાત્ય તરફથી પોતાને જે હેરાનગતિ થાય છે તે વિશે જરાક દૃઢતાથી કહ્યું પણ પછીથી સુધારી દીધું.

હું ઉપલી ભૂલ્ય વખત—પ્રથમ જઈને ઊભો તે વખત, બધા લોકોના સમુદાયને ભૂલ્યની ખબર પડી તે પ્હેલાં, અને હું બોલવાનું શરૂ કરૂં ત્હેની પણ પ્હેલાં—ઘણાં જણાએ સત્કારનો applause શરૂ કર્યો. હું ન્હોતો જાણતો હું પરદેશ રહું છું છતાં મ્હારા ઉપર આટલો આદર લોકોનો હશે. ધારૂં છું. ૧૮૯૮માં મ્હેં આપેલાં ભાષણો વગેરેથી તેમ જ મ્હારાં કાવ્યનાં પુસ્તકોથી જે થોડી ઘણી લોકોની પ્રીતિ મેળવી હશે તે જ આ સત્કારનું કારણ હશે.

મ્હારો વારો ખરેખરો આવ્યો તે વખતે હું બોલવાનું શરૂ કરતાં બોલ્યો :—

"Mr. President, Ladies and Gentlemen, I

believe I need not apologize to you for the little Comedy of Errors that was just now enacted here. For you will readily accept the apology when you remember that in Shakespeare's play the error was connected with two brothers and in the present case also it is two brothers that are concerned."

અમદાવાદ—તા. ૨૭-૧૨-૦૨ શનિવાર : સાંઝે પાંચ વાગ્યે પ્રો. કર્વેનું ભાષણ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટમાં થયું ત્હાં હમે બધાં ગયાં. પૂનામાં હેણે ચલાવેલા Widow's House નો ઇતિહાસ બધો કહ્યો. હેની સાદી, સરળ ઉત્સુકતાથી વાતચીત કહી કે બધાંને અદ્‌ભુત અસર થઈ. ખરેખરો 'સ્વાર્થત્યાગ' પોતે પણ કરેલો છે તે જણાયું.

અમદાવાદ—તા. ૧ લી જાન્યુઆરી ૧૯૦૩ ગુરુવાર : આજ સ્હવારે સાડા સાત વાગ્યે Coronation સંબંધે School Boys ની Sports ભદરના મેદાનમાં હતી ત્હાં હું ઊર્મિલા તથા નલિન ગયાં.

બપોરે સાડા અગિયારે દરબાર હતો. ત્હેમાં હું તથા સુશીલા ગયાં.

સાંઝે આતશબાજી જોવા ગયા. ફક્ત ભાયડાઓને નિમંત્રણ હતાં. પછી શ્હેરમાં રોશની જોવાને બધાં સાથે ગયાં—સુશીલા, છોકરાં વગેરે સગરામમાં બેસીને.

અમદાવાદ—તા. ૨-૧-૦૩ શુક્રવાર : વીરૂ તથા મુદ્રિકા પણ હમારી સાથે Caves જોવાને આવે છે. કુમાર પણ, સુશીલા, ઊર્મિલા, નલિન, લવંગી એ તો છે જ.

રાત્રે મેલ પછીની ટ્રેનમાં ઊપડ્યો.

પોહુર—તા. ૬-૧-૦૩ મંગળવાર : પોહુરથી સ્હવારે સાત વાગ્યે નીકળ્યા. ગુફાઓ અહીંથી ૧૩ માઈલ છે. ફરદાપુર ૧૦ માઈલ

છે. તેથી–નાસ્તો ગુફાઓ જોઈ આવીને ફરદાપુરમાં ખાવાનો–અને પછી સાંઝે ચ્હા પાછા પોહૂર આવીને પીવો તથા જમીને સૂવું પણ પોહૂરમાં—આમ પ્રોગ્રામ રાખ્યું. (પણ ઈશ્વરની ઇચ્છા જુદી જ હતી).

ગામડી છકડા બધાં માટે હતા. અકેકેકમાં બબ્બે જણ બેઠાં. છકડા આઠદસ હતા–માણુસો સહિત માટે.

ગુફાઓએ પહોંચ્યા તે વખતે નવ તો વાગી ગયા હતા. ઊતરીને બધું જોવાને ચાલ્યા, દેખાવ બહુ જ સુંદર છે, હેમાં શક નહિ, વાઘુર નદી પર્વતોની વચ્ચે થઈને ડફુના આકાર એક બે બનાવતી વળતી ચાલે છે. હેની એક બાજુની પર્વતની કરાડમાં ૨૬ ગુફાઓ છે. આ સૃષ્ટિસૌન્દર્યના લાભથી દેખાવ રમણીય વધારે બનેલો છે–ઇલોરામાં તે લાભ નથી–ગુફાઓની અંદર ચિત્ર સારાં છે પણ બધીમાં ચિત્ર નથી, ને છે હેમાં પણ ઘસાઈ જવા માંડેલાં ઘણાં છે. બીજી ગુફાઓ કરતાં અહીં વિશેષ એ ચિત્રનો જ છે.

એક ગુફામાં ચ્હા કરીને બધાએ પીધો, સુશીલા તથા છોકરાં તેથી તાજાં થયાં–આ બધું પરવારતાં બપોરના એક બે વાગી ગયા હતા.

પાછાં ઊતર્યાં, ડુંગરને પડખે ઊતરવાનું હતું. છોકરાં માણુસો બધાં ઊતર્યાં, સુશીલા તથા હું જરાક પાછળ પડી ગયાં.

એકાએક ભમરીઓ–એક ગુફામાંથી ઉડેલી–ટોળાબંધ આવી ચડી અને હમને ઘેરી લીધાં!–કોઈ માણુસ પાસે નહિં! નિરુપાય! સુશીલાએ સાવધતા રાખી પોતાની શાલ મ્હને હોરાડી દઇ પોતે પણ સાથે ઢંકાઈને હમે બે જમીન ઉપર બેસી ગયા. પણ શાલ ન્હાની પડવાથી ભમરીઓ અંદર ઘુશી અને હમારા મ્હોં હાથ વગેરે ઉપર હુમલો કર્યો. બે ચાર મિનીટ પછી સુશીલાએ શાલ મ્હને સ્વતન્ત્ર આપી અને પોતાની સાડી કાઢીને પોતાના ઉપર ઢાંકી દીધી. તો પણ ભમરીઓ તો ઘુશી અને હમને અસંખ્ય ડંખથી ઘાયલ કર્યાં. હવે તો ઘભરાયાં. કોઈ મદદે ના મળે. અહિં ને અહિં

મરી જઈશું એમ લાગ્યું. શાલ તથા સાડીના પડદા પોતપોતાના ઉપર ઢાંકીને ચાલીને આગળ જવાનું કર્યું તેમ કરતે હું આડે રસ્તે કરાડ ઉપરથી પડી જતો હતો–સુશીલાએ રોક્યો, તેથી બચ્યો.–હવે તો તદ્દન નિરુપાય થયાં, ટોપી ફેંકી દીધી–ચસમાં કહિં પડી ગયાં–બૂમો હમે બન્નેએ બૂમ પાડી લોકોને બોલાવવાને–અને શાલ તથા સાડી વીંઝી વીંઝીને વાંવટા ઉરાડ્યા–પણ કોઈ આવે નહિં!

પછીથી હકીકત જાણતાં જણ્યું કે છોકરાં વગેરે બારીકીથી બચી ગયાં. એ લોકોને શરુવાતમાં ઊડતી થોડી ભમરીઓ મળી હતી. ને માણસોમાંથી એકબેને જરાક કયડી હતી. હમારા પુકાર તથા નિશાન સાંભળ્યાં તથા દીઠાં હતાં. તેથી કુમારે માણસો–ગામડાના જે બતાવવા કરવા આવેલા ત્હેમને હમારી મદદે કાંબળા સાથે મોકલવાનું બહુ કર્યું–પણ કોઈ જાય નહિં. અંતે સોટીઓ મારી મારીને કાઢ્યા. તો એ આમ ન્હાસે ને આમ ન્હાસે. કુમાર પોતે બિચારો જોખમ ખેડીને કાંમળો લઈને ચઢ્યો, પણ ભમરીઓ આવવા માંડી તેથી કાંબળો ઢાંકી દઇ બેશી જઈને–દીવાસળી વતે પાસેનું રસ્તાનું ઘાસ સળગાવી દીધું–તેથી ભમરીઓ ખસી–અને એ પાછો હઠ્યો. છોકરાં બધાંને જલદી આગળ છકડામાં બેસાડીને કુમારે મોકલી દીધાં. નલિન તો જાય નહિં,–કહે–"સુશીલા તથાં નનુભાઈ આવશે નહિં ત્હાં સુધી હું ખસવાનો નથી."–બિચારો છોકરો!–બહુ જ sensitive ને પ્રેમપૂર્ણ છે. પણ કુમારે સમઝાવી ચઢાવીને મોકલી દીધો. કુમારે ખરેખરી હિમ્મત અને કર્તવ્યવૃત્તિ આ વખત ચલાવ્યાં–અંતે ત્રણેક માણસો મદદે આવ્યા.

એ માણસો આવ્યા ત્હારે સુશીલા અને હું લાચાર થઈને શાલ તથા સાડી નીચે પડી રહ્યાં હતાં. ભમરીઓ તો ડંખ્યે જતી હતી. સુશીલા મ્હારા મ્હો ઉપરથી કાંટા–ભમરીઓના–કાઢ્યે જતી હતી.–અંતે ત્રણ જણ આવ્યા. હમારા ઉપર કાંબળા ઢાંકી દીધા. ભમરીઓ ના પેસે તેમ, અને પોતે કામ્બળા હોડીને હમારા ઉપર વાંકા

વળીને રહ્યા. અંતે બહુ વારે ભમરીઓ ઓછી થતાં–સુશીલાને ઊંચકીને એક જણ લઇ ગયો–કાંબળા ઢાંકીને જ. પછી પાછો તે આવ્યો, દરમ્યાન બીજો જણ મ્હારા કાંબળામાં પેશીને કાંટા મ્હો ઉપરથી કાઢવે ગયો. મ્હને બે જણા ઊંચકીને લઇ ગયા, ચલાય નહિં તેમ બેસાય પણ નહિં. વળી પડી જાઉં ને સુઇ જાઉં–ઘસડીને થોડુંક લઇ ગયા પછી વળી તેડયો, અંતે–ટેકા દઇને હીંડયો.

આખરે ટાંગાઓ હતા ત્યાં આવ્યા, હમને ટાંગામાં નાંખ્યા. કુમાર તો હાજર જ હતો. બિચારો એએક માઇલ ટાંગા જોડે જોડે ચાલ્યો. મ્હારી ગાડીથી સુશીલાની ગાડી ને સુશીલાની ગાડીથી મ્હારી ગાડી એમ ફરતો જ રહ્યો. ને દૂધ વગેરે આપતો ગયો. રસ્તામાં જ સુશીલાને ઉલટીઓ થઇને diarrhoea થયો. મ્હને પણ diarrhoea થયો.

ફરદાપુર—ફરદાપુર અંતે આવ્યા. રાત્ય અહિં જ રહેવાનું ઠરાવવું પડયું. હમને બંનેને choleric diarrhoea થયો. રાત્યમાં સુશીલા એકવાર બાથરૂમમાં જતે જતે faint થઇ ગઇ ને ક્યહાં છું ને શું થયું તે ભાન ના રહ્યું.

બગુ હતી સાથે તેથી હમારી બંનેની હેણે બહુ ચાકરી કરી. મ્હારું શરીર પણ દબાવતી હતી. બધા કાંટા કાઢતી હતી. કુમાર તથા બગુ બે જણાની બહુ જ હમને હિમ્મત હતી.

ઇશ્વરે બચાવ્યાં. નહિં તો મરી જ જાત. ભમરીઓથી મરણ એમ ઘણી વાર થાય છે. છોકરાંને કાંઈ ના થયું અને હમે બે જ સપડાયાં એટલો સંતોષ માનવાનો છે. બધી રીતે દયાળુ પ્રભુનો ઉપકાર જ માનિયે છિયે !

પાહુર—તા. ૮–૧–૦૩ ગુરુવાર : સુશીલાની તબિયત કાંઇક સુધરી. હજી નરમ છે પણ ઠેઠ જળગાંવ જઇ સકશે એમ લાગે છે–નેરીમાં ચ્હા પીવાનો રાખીને.

નેરી—અહિં સાંઝનો ચ્હા પીધો. આજ મ્હને facial

paralysisનાં ચિહ્ન જણાયાં. કાલ્પતું કંઇક હેવું હતું, પણ ખાતરી -હોતી. જામનેરવાળા હોસ્પિટલ એસીસ્ટંટને બતાવ્યું, તે પણ એમ ધારે છે. ૧૮૯૧માં થયો હતો. ને ૭ મહિનાની રજા લેવી પડી હતી. તે વળી આજ અગિયાર સાઢા અગિયાર વર્ષે ફ્ય્હાથી થયો। જે થાય તે ખરૂં.

જળગાંવ—રાત્રે પહોંચ્યા. મામલતદાર દાકતર ખોપડીકર (Asstt. Surgeon) ને લઇને આવ્યા હતા. ખોપડીકરને બધી હકીકત હમારી કહી. મ્હારા facial paralysis નું કહ્યું ને સ્હવારે અજવાળામાં તપાસવા આવવાનું કહ્યું.

જળગાંવ—તા૦ ૯–૧–૦૩ શુક્રવાર: સ્હવારે દાકતર ખોપડીકરે મ્હને તપાસ્યો–ટાઢા હૂંના પાણીવાળી સ્પંજે ગળે અડકાવી તે તો ઓળખાઈ પણ ટાંકણીઓ અટકાવી ત્હેની સંખ્યામાં ભૂલ્યો પડી. પણ આંખ્ય ગઇ વખત affect થઇ'તી–તે આ વખત નથી. તેમ જ આ attack નરમ છે તથા local છે–paralysis નહિં પણ parasis છે, એમ ખોપડીકરે કહ્યું. બ્લિસ્ટર મારવાનું કહે છે, પણ કહે છે ધૂળિયે જઇને જ નિરાંત્યે મરાવજો.–શેક કરવાનું કહ્યું.–તથા લિનિમેંટ આપ્યું. બગુ મ્હને શેક કરે છે. લિનિમેંટ ચોપડે છે–વગેરે સંભાળ લે છે.

બપોરે જમ્યા પછી તરત નલિનને તાવ ચઢેલો જણાયો.

આજ સાંઝે નીકળવાનું હતું–સાતની ટ્રેનમાં–ધૂળિયે જવાને–તે બંધ રાખ્યું.

જળગાંવ—તા૦ ૧૦–૧–૦૩ શનિવાર: સ્હવારે મ્હને કાન પછાડી blister માર્યું. નલિનનો તાવ તદ્દન ઊતરી ગયો.

સાંઝે ૪ વાગ્યે ખોપડીકરે આવીને બ્લિસ્ટર કાતર્યું ને પટ્ટી મારી.

સાંઝે સવા સાતની ટ્રેનમાં જવાને નીકળ્યા.

ધૂળિયા—તા૦ ૧૧–૧–૦૩ રવિવાર: સ્હવારે સાઢા સાતે આવ્યા. સ્ટેશન ઉપર હેડ કલાર્ક આવ્યા હતા. ચાર પૈડાંની ગાડી–

landau–લાવ્યા હતા. બહુજ આરામવાળી ગાડી હતી–ઉત્તમ હતી.

બંગલે જઇ, દાક્તર દલાલને ચિઠ્ઠી લખી. હમને જોવાને તરત આવ્યા.–બધી હકીકત કહી. તપાસ્યાં; regular treatment શરૂ કરી—બંનેની, તે નલિનની પણ:—નલિનને પાછો તાવ આવ્યો.

ધૂળિયા—તા० ૨૨–૧–૦૩ ગુરુવાર : આજ દાક્તર દલાલ આવ્યા. મ્હને જોઇ ગયા. (સુશીલા તથા નલિનને પણ જોયાં). મ્હને હવે મ્હોએ ગરમ પાટો વીંટીને બ્હાર હીંડતા ફરવા જવાનું કહ્યું. જલદીથી facial paralysis મટ્યો છે. જરાક અસર છે તે ધીમે ધીમે મટી જશે.

ધૂળિયા—તા० ૩૦–૧–૩ શુક્રવાર : કાગળ આવ્યા : રણછોડરામ વાવાભાઈ (અમદાવાદ)

કેટલાક જૂના કવિયોની 'જયન્તી' કરી ત્હેમનાં ચરિત્રો વિશે નિબન્ધો વંચાવવાની યોજના વિશે. ઘણાખરા માટે લખનારા મળી ચૂકયા છે. મણિશંકર ભટ્ટ, રમણભાઇ, કેશવલાલ ધ્રુવ વગેરે મને એકાદ લેવાનું તથા સાહિત્ય વિષય ઉપર લખવાનું લખે છે.

ધૂળિયા—તા० ૩૦–૩–૦૩ સોમવાર : કાગળ આવ્યા : હિમ્મતલાલ ગણેશજી અંજારિયા (ગોંડળ).

અમદાવાદને સરનામે કાગળ મ્હને લખ્યો. લખે છે. 'કાવ્યમાધુર્ય' નામે કાવ્યોનો સંગ્રહ (selections) છપાવનાર છે. છપાવનાર છે. તેથી કુસુમમાળા તથા હૃદયવીણામાંથી કેટલાંક કાવ્યો લેવાની પરવાનગી માગે છે. કિયાં કિયાં તે પ્રથમના કા०માં છે (–પણ મ્હને એ કા० મળ્યો જ નથી!)

ધૂળિયા—તા० ૮–૬–૦૩ સોમવાર : કાગળ આવ્યા : પુરુષોત્તમ વિશ્રામ માવજી (મુંબઈ).

આ કોણ છે તે હું જાણતો નથી. ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ સંબન્ધે કેટલુંક લખે છે ને સૂચનાઓ માગે છે કરે છે. મ્હેં પૂરો વાંચ્યો નથી. બહુ લાંબો કાગળ છે.

ધૂળિયા—તા૦ ૨૫-૭-૦૩ શનિવાર : કાગળ આવ્યા : Major Basu (Satara) J. M. S.

એક બંગાળી ચોપાનિયામાં પોતે "ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ" એ વિષય લખનાર છે. તેથી લખે છે–ત્હમે પ્રખ્યાત ગુજરાતી કવિ છો માટે ત્હમારૂં જીવનવૃત્તાન્ત ટુંકામાં તથા ફોટોગ્રાફ મોકલશો.

હવે શું કરવું?–ઘણાને ના કહી છે. આ તદ્દન અજાણ્યો ગૃહસ્થ છે. ત્હેને ના કહું તે. પણ કે'વું? જોઇશ. વિચાર કરીશ.

ધૂળિયા—તા૦ ૨૬-૭-૦૩ રવિવાર : કાગળ આવ્યા : અંજારિયા (ગોંડળ).

હેમના સંગ્રહમાં કિયાં કિયાં કાવ્યો લેવાં છે (કુસુમમાળા તથા હૃદયવીણામાંથી) તે યાદી લખી છે–મ્હારા કાગળનો જવાબ... વગેરે. 'કાન્ત', 'મકરન્દ', હ. હ. ધ્રુવ, વગેરેનાં કાવ્યો લેવાનાં છે–મ્હને પોતાના સંગ્રહની એક નકલ મોકલી છે.

ધૂળિયા—તા૦ ૨૮-૭-૦૩ મંગળવાર : કાગળ લખ્યા :— અંજારિયા (અમદાવાદ).

જવાબ. પરવાનગી–આપી–મ્હારાં કાવ્યો હેમના સંગ્રહમાં દાખલ કરવાની. કુસુમમાળા બીજી આવૃત્તિનો આધાર લેજે. ત્હમારી કને ના હોય તો લખજો, એટલે હું એક નકલ મોકલીશ.

ધૂળિયા—તા૦ ૨૦-૮-૦૩ ગુરુવાર : કાગળ લખ્યા :—

૧. Major B. D. Basu (Satara)

૨. Do — — બુ. પો.

૩. Do — — બુ. પો.

૩. મ્હારા જીવનવૃત્તાન્તનો સાર લખી મોકલ્યો.

૨. મ્હારી છબિ. (ભેદવાર કને ગઈ સાલ માર્ચમાં પડાવેલી.)

૧. જવાબમાં છબિ તથા જીવનવૃત્તાન્ત મોકલવાની સૂચના આટલા દિવસ ઢીલ થવાનું કારણ લખ્યું–હું અચકાતો'તો–આજ

સુધી બધાને આ બાબતમાં ના કહેતો આવ્યો છું. પણ અંતે ત્હમને હા કહેવી ઠીક લાગી. ના કહું તો અસભ્ય થાઉં...વગેરે. છબિ સારી નથી. પણ બીજી નથી તેથી આ મોકલી છે. વગેરે.

**ધૂળિયા**—તા૰ ૨૧-૮-૦૩ શુક્રવાર : કાગળ આવ્યા :—
ડાહ્યા લક્ષ્મણ (અમદાવાદ).

વર્તમાન. હેમનું 'બન્ધુ સમાજ' નામનું ૭ મિત્રનું મંડળ—'સુન્દરી સુબોધ' નામનું ચોપાનિયું કાઢનાર છે—તે બધી વાત લખી છે. તથા વાંચીને સલાહ માગે છે.

**ધૂળિયા**—તા૰ ૧-૯-૦૩ મંગળવાર : કાગળ આવ્યા :
નાનાલાલ દલપતરામ કવિ (સાદરા).

હેમણે ત્રણેક વર્ષ ઉપર મ્હને કાગળ લખેલો—પોતાની verseless verse ના બચાવનો. ત્હેની નકલ માગે છે.

**ધૂળિયા**—તા૰ ૧૫-૯-૦૩ મંગળવાર : કાગળ આવ્યા:—
કુમાર (અમદાવાદ).

આણંદશંકરની વહૂ ગુજરી ગઇ ગુરુવારે. (ખોટું થયું. બિચારા ન્હાની ઉંમરમાં બે વાર દુઃખી થયા....જ્ઞાની તથા ગંભીર છે—તેથી શાન્તિ રાખશે.)

**અમદાવાદ**—તા૰ ૨૮-૯-૦૩ સોમવાર : બંગલે એક ગણુપતરાવ ગોપાળરાવ બર્વે નામનો મૌલાબક્ષનો શિષ્ય મળવા આવ્યો. કાલ્ય પ્રાર્થના સમાજમાં ઓળખાણ થયું હતું. અહિં સંગીતનો ક્લાસ કાઢનાર છે. થોડા દહાડા ઉપર અહિં સંગીત ઉપર ભાષણ હેણે આપ્યું હતું.—બનશે તો ઊર્મિલા નલિનને ગાવા વગાડવાનું હેની-કને શીખવાનું કરીશું.

**ધૂળિયા**—તા૰ ૧૦-૧૦-૦૩ શનિવાર : કાગળ લખ્યા :—
નાનાલાલ દલપતરામ કવિ (સાદરા).

...જવાબ. મ્હને ૧૮૯૯ માં લખેલો કા. બહુ સોધ્યો. નથી જડતો. ખોયો નથી. પણ કાંઇક ન જડે એમ પડયો હશે. જલદી

જડશે તો મોકલીશ વગેરે. જવાબને વાર થઇ તે માટે ખુલાસો લખ્યો.

ધૂળિયા—તા૦ ૧૫-૧૦-૦૩ ગુરુવાર : કાગળ લખ્યા :—ન્હાનાલાલ દ. કવિ. હેમનો ૧૮૯૯ નો કા૦ જડયો તેથી ત્હેની નકલ કરીને મોકલી. લખ્યું કે આ ચાર વર્ષમાં કાંઇ ત્હમારા વિચાર ફર્યા હશે ને છન્દ વિનાની કવિતાની ભૂલ્ય સમઝાઈ હશે એમ ઇચ્છું છું.

અમદાવાદ—તા૦ ૧૯-૧૦-૦૩ સોમવાર : સ્હાંઝે મ્હા વખત મનુભાઇ મળવા આવ્યા'તા. ત્હેમણે આજ પોતાને બંગલે બર્વેનું ગાયન કરાવવાનું ધાર્યું છે. ફક્ત આપણા કુટુમ્બનાં જ છે એમ કહ્યું.

ગાયન ઠીક હતું. ગાનાર કરતાં શીખવનાર તરીકે બર્વે વધારે સમર્થ જણાય છે.

ધૂળિયા—તા૦ ૧ લી નોવ્હેમ્બર ૧૯૦૩ વાર રવિ : કાગળ આવ્યા : હિંમતલાલ ગણેશજી અંજારિયા (ગોંડળ).

મ્હારાં કાવ્યો પોતાના સંગ્રહ માટે આખર પસંદ કર્યાં છે ત્હેની યાદી લખી છે; ને તે ઉપર અર્થ સમઝાવનારી તથા વિવેચન કરનારી કેટલીક ટૂંકી ટીકા પોતે લખી છે–તે બુ. પો.થી મોકલ્યાની સૂચના છે. તે સુધારી તપાસી જલદી તા૦ ૧૦મી નોવ્હેમ્બર સુધીમાં પાછી મોકલવાનું લખે છે.

ધૂળિયા—તા૦ ૨-૧૧-૦૩ સોમવાર : કાગળ લખ્યા : હિં. ગ. અંજારિયા (ગોંડળ).

હેમની ટીકા-માંહી કેટલોક ઉમેરો સુધારો કરીને પાછી મોકલી. એ ટીકા ઉપરથી જણાય છે કે મ્હારાં કાવ્યોનું રહસ્ય એ સારૂં અને કદર સાથે સમઝી સકેલા છે. આથી સંતોષ થાય છે.

ધૂળિયા—તા. ૨૧-૨-૦૪ રવિવાર : કાગળ મળ્યા : મ. ર. ભટ્ટ (ભાવનગર). બુ. પો. "કલાપીનો કેકારવ"–(લાઠીના ઠાકોરનાં કાવ્યોનો સંગ્રહ).

ધૂળિયા તા. ૧૨-૪-૧૯૦૪ મંગળવાર : આજ સુબોધપત્રિકામાં વાંચ્યું—નારાયણ હેમચંદ્ર બિચારો પ્લેગથી ગુજરી ગયો! બહુ જ

બહુ જ ખેદની વાત થઈ. લગભગ ૧૮–૨૦ વર્ષનું ઓળખાણુ હમારે હતું.

ધૂળિયા—તા. ૨૬–૪–૦૪ મંગળવાર : માણિકપ્રભુ નાટક કંપની અહિં આવી છે. નાસિકમાં બે વર્ષ ઉપર હેમનાં ત્રણ નાટકો જોયાં હતાં. હેમાં એક ગવૈયો ઉત્તમ છે. અહિં ત્રણ નાટકો હમે જોયાં.–ને ગવૈયા–નામે નાગોબુવા–ને આજ રાત્રે ગાયન કરાવવાને બંગલે બોલાવ્યો. બાપટ હેમનો મેનેજર તથા બીજા બે જણા સાથે આવ્યા'તા. સાંભળવા માટે રાજે ( હજૂર ડેપ્યુટી કલેક્ટર)ને તથા છોકરાંના માસ્તરો (પુંડલીક તથા કુગળ)ને બોલાવ્યા હતા. હાઇસ્કુલના હેડ-માસ્તર ગોડબોલેને પણ નિમંત્રણ કર્યું હતું; કૉલેજમાં સાથે હતો તેથી. પણ તે તો ના આવ્યો. બુવાએ બે કલાક ગાયું. સારો ગવૈયો છે. જયજયવંતી તથા ગૌડસારંગ બહુ સારા ગાયા. બીજા રાગ પણ બહુ સારા ગાયા. ત્રણ સપ્તક સુધી સુર ખેંચવાની શક્તિ હેની સરસ છે–તે સાથે કંઠમાધુર્ય પણ સુન્દર છે.

ધૂળિયા—તા. ૩૦–૪–૦૪ શનિવાર : આજ રાત્રે કિર્લોસ્કર-નાટક કં.નો 'ચન્દ્રહાસ'નો ખેલ જોવા હમે બધાં ગયાં. પોગસન જોડું વગેરે પણ હતાં.

બાપટની કં. (માણિક પ્રભુ નાટક કં.) જેવું ગાયન પણ નથી ને અભિનયકલા પણ તેટલી નથી. પોશાક, સીન વગેરેનો ભપકો માત્ર છે.

ધૂળિયા—તા.૧૧–૫–૦૪ બુધવાર : આફ્રિકમાં હાલ એક serial story આવે છે–"Beatrice of Venice" એ નામની—હેમનો નાયક ઘવાયેલો મદિા, વિયેના શહેરમાં એક ગલીમાં ઊંચે માળે મેડીમાં પડેલો રાત્રે આકાશના તારા જોઇને જે હૃદયની સ્થિતિ અનુભવે છે તે આમ વર્ણવી છે.

"A path of clear grey sky, gloriously mapped out by a myriad golden stars, seemed to exalt

him and to lift him up as from some valley of darkness to celestial freedom. He found himself indulging in a contempt for mere human limitations which contemplation of the Infinite never fails to provoke."

આ આધ્યાત્મિક અનુભવ ઉત્પન્ન કરવાની શક્તિ તારકમય ગગનના વિસ્તારમાં જ અસાધારણ રીતે ભરેલી છે, તે સારી રીતે સૂચવાઈ છે.

ધૂળિયા—તા. ૨૦-૫-૦૪ શુક્રવાર : કાગળ આવ્યા આણંદશંકર (અમદાવાદ)

ગુજરાતી વાચનમાળા નવી થવાની છે ત્હેમાં "કારલીની ગુફાઓ અને બૌદ્ધો" એ વિશે પાઠ લખવાનું હેમને Covernton લખે છે. તે આણંદશંકર મ્હને સોંપવાનું કહે છે.

ધૂળિયા—તા. ૨૫-૫-૦૪ મંગળવાર : કાગળ લખ્યા : ૩ આણંદશંકર (અમદાવાદ).

જવાબ. મ્હને તે શું પસંદ કર્યો કારલી બાબત પાઠ લખવાને. ઇતિહાસનું મ્હને જ્ઞાન જ નથી. છતાં પ્રયત્ન કરીશ. પૂના ગેઝિટીઅર પેદા કરીશ-૧૮૯૩ માં મ્હેં ગુફાઓ જોઈ'તી. તે વખતની ડાયરી અમદાવાદમાં છે તે જૂન આખર જઈશ ત્ય્હારે જોઈશ-દરમ્યાન ડુમસ જૂનમાં જવાનો છું તે વખત સુશીલાને પૂછીશ; હેને કાંઇ યાદ હોય તો. એ મ્હારી જોડે ગુફા જોવા આવી હતી.

ધૂળિયા—તા. ૩૧-૫-૦૪ મંગળવાર : કાગળ લખ્યા : રમણભાઈ (ડુમસ) :

જવાબ: હું ૧ લીએ આવીશ.—હાનાલાલ દલપતરામ કવિનું લખાણ વસન્તમાં આવ્યું છે. "ગુજરાતી કવિતા અને સંગીત" એ મથાળા નીચે. તે વિશે લખ્યું કે વળી હેની ભૂલ સુધારવાનું મન થાય છે. તે માટે મ્હારૂં પાછલું લખાણ વાનસુધારાનું—હેમના પ્રયત્નો

ન્સવ ઉપરનું, તથા 'કવિતા ને સંગીત' એ વિષય સુદર્શનમાં આવેલ છે–તે અમદાવાદ જઇ જ્ઞાનસુધા તથા સુદર્શન મ્હને મોકલવાનું લખ્યું.

યાહુદીના બાઇબલની છન્દહીન કવિતા વિશે ન્હાનાલાલ લખે છે–તે શું અસલ હિબ્રૂ વિશે? પોતે હિબ્રૂ જાણે છે?–એ બાબત જરાક તપાસ કરવાની જરૂર છે–તે લખ્યું.

**ડુમસ**—તા. ૧૬–૬–૦૪ ગુરુવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

ન્હાનાલાલ કવિનું લખાણ વસન્તના છેલ્લા બે અંકમાં "ગુજરાતી કવિતા અને સંગીત" એ મથાળાનું આવ્યું છે. હેમાંની વિચિત્ર ભૂલ્યો બતાવનારૂં લખાણ મ્હેં તૈયાર કર્યું છે. તે વસન્તમાં મોકલતાં પહેલાં સુદર્શનમાં ૧૮૯૯ માં "કવિતા અને સંગીત" એ વિષય મેં લખ્યો હતો. હેમાં મ્હારે કેટલુંક જોવાની જરૂર છે. માટે એ અંકો જરાક સોધી કઢાવીને મ્હને મોકલશો વગેરે.

**ધૂળિયા**—તા. ૧૧–૭–૦૪ સોમવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ)

"ગુજરાતી કવિતા અને સંગીત" એ ન્હાનાલાલના વિષય ઉપરની મ્હારી ચર્ચા મોકલી ગઇ કાલ્ય તે વિશે લખ્યું. એ સંબંધે હેમને પૂછ્યું પારસી ઝંદાવસ્તથા, અરબ્બી કુરાન, હિબ્રૂ બાઇબલ એ ગદ્યમાં છે કે પદ્યમાં; પદ્યમાં છે તો છંદઃશાસ્ત્રના શા નિયમો છે? વેદના મન્ત્રોનું છન્દઃશાસ્ત્ર શું છે? બને તો ત્હમે પોતેજ એ વિશે લખજો.

**ધૂળિયા**—તા. ૨૯–૭–૦૪ શુક્રવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

જવાબ. ન્હાનાલાલે કવિનો લખાણ વિશેની મ્હારી ચર્ચા એ કકડે છપાશે. પણ બંને અંક સાથે સાથે જ આવશે. મ્હારી ચર્ચા હેમને ગમી છે. ને હેમને ન્હાનાલાલનાં કાવ્યોનું અવલોકન કરવું છે હેમાં એટલું લખવું અચ્યું ગણે છે. મ્હેં પૂછેલા સવાલોનાં જવાબ–

સંતોષકારક આપ્યા છે.-હિબ્રૂ બાઇબલ, અવસ્તા, કુરાન વગેરેમાં છન્દ બાબત.

ધૂળિયા—તા. ૧૪-૮-૦૪ રવિવાર: કાગળ લખ્યા: આણંદશંકર (અમદાવાદ).

૧. જોડણી વિશે શાળાપત્રે જુલાઇના અંકમાં ચર્ચા લખી છે—ત્હેનો રદિયો મ્હેં તૈયાર કર્યો છે—આસરે ૨૫ પૃષ્ઠ ફુલ્સકેપનાં થશે-વસન્તમાં દાખલ કરશો-વગેરે પૂછ્યું, 'હા' હોય તો, બીજું પૂછ્યું કે હેની જૂદી નકલો છપાવી કઢાવશો-આશરે ૩૧૦-જેથી લોકોને મોકલું તથા Coverntonને મોકલું. કેમકે કમળાશંકરે પોતાનો અભિપ્રાય મોકલ્યો છે-એમ શાળાપત્રની ચર્ચાની શરૂઆતમાં લખેલું છે.

હેમણે હિબ્રૂ બાઇબલ વગેરેની રચના (ગદ્ય કે પદ્ય) બાબત ખુલાસા લખી મોકલ્યા તે બાબત ઉપકાર માન્યો.

ધૂળિયા—તા૦ ૧૮-૮-૦૪ ગુરુવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

૨. 'જોડણી' વિશે શાળાપત્રના લખાણનો રદિયો લખીને મોકલ્યો-વસન્તમાં દાખલ કરવા માટે ફુલ્સકેપનાં ૨૨ પૃષ્ઠ થયાં છે.

તે બાબત કાગળ લખી સૂચવ્યું કે લાંબું લખાણ છે તેથી બે ત્રણ કકડે છપાશે તો કાર્તિકના અંક સુધી ચાલશે અને હાલ એ બાબત ચર્ચાવાની જરૂર છે-વાચનમાળા કમિટીને માટે. તેથી બધું લખાણ એકદમ છાપી જૂદું ચોપાનિયું 'વસન્ત'ના વધારા તરીકે વ્હેંચાય તો કેમ? ખરચ હું આપીશ. આ બાબત હેમની ઇચ્છા તથા અભિપ્રાય પૂછ્યાં.

ધૂળિયા—તા૦ ૧૯-૮-૦૪ શુક્રવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

જવાબ જોડણી વિશેનું લખાણ ખુશીથી છાપશે. તથા જુદી ૩૦૦ નકલો કઢાવશે વગેરે લખ્યું છે... જલદી મોકલી દેવાનું

લખે છે. કેમકે વાચનમાળાની કમિટીનું કામ સપાટાબંધ ચાલ્યું છે–બધું એકદમ કંપોઝ કરાવશે. પ્રુફ મ્હને મોકલશે વગર ઢીલે અને એક advance copy મ્હને મોકલશે (બે અંકમાં છપાશે છતાં; શ્રાવણ તથા ભાદ્રપદમાં અથવા ભાદ્રપદ અને આશ્વિનમાં).

ન્હાનાલાલ દલપતરામ કવિ ઘણી વાતો પૂરી તપાસ વિના લખે છે એ મ્હેં લખેલું તે વાતમાં આણંદશંકર મળતા આવે છે. એક દાખલો લખ્યો છે–મીરાં વિશે ન્હાનાલાલે વસન્ત માટે લખાણ આપેલું ત્હેમાં सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति એ વચન ભગવદ્‌ગીતામાંનું છે એમ લખેલું. આણંદશંકરે તેટલી વાત કાઢી નાંખી (હેની ભૂલ્ય હોવાથી). તે વાત ન્હાનાલાલને એક વખત કહી તો ન્હાનાલાલ આશ્ચર્ય દેખાડવા લાગ્યા–અને જાણે આણંદશંકર ભૂલ્ય ના કરે (આ બાબતમાં) એમ હેના મનમાં ખાતરી ના જણાઇ. આણંદશંકરે હુંપદ જણાવવાનું જોખમ વ્હોરીને કહ્યું–"કેમ મારૂં સંસ્કૃત પ્રોફેસરનું વચન ત્હમે નથી સ્વીકારતા ?"–(એ શ્લોક વિષ્ણુસહસ્રનામમાં છે એમ આણંદશંકર લખે છે. કહે છે "ત્હમે જાણતા જ હશો"–હું જાણતો નથી !)

પ્રાર્થનામાળામાંથી કાવ્ય લેવાને આણંદશંકરને વાંધો નથી. પણ લખે છે નવું કાવ્ય અપાય–જો બને તો–તો ઠીક. કેટલાક લોકો હેવા છે કે માત્ર પ્રાર્થનામાળાનું માટે વાંધો ગણે; અને તે જ વિચારનું નવું રચી આપો તો વાંધો ના ગણે; અને સરકારના વિરુદ્ધ નકામી ટીકા થાય તે પ્રસંગ પણ આણવાને આણંદશંકર ઇચ્છતા નથી. પરન્તુ તેટલા માટે પ્રાર્થનામાળામાંથી લેવાને સખત વાંધો નહિં પડે. પણ નવું થાય તો ઠીક.

'સુન્દર શિવ':—સારૂં છે–પણ પાંચમા ધોરણને માટે કઠણ સંસ્કૃત શબ્દોવાળું છે.

'મેઘાડમ્બર' જોડે 'અજશિશુ' હેમણે કમિટીને સૂચવ્યું હતું. પણ શાસ્ત્રી કહે ઉધોર-છન્દ છે અને ટૂંકી ટૂંકી લીટીઓનો છે ! (આ કેવો વાંધો ?)

ગમે તેમ પણ, આણંદશંકર લખે છે–Lighter Strainનાં કાવ્યો લેવાને કબૂલ થયા છે એ સંતોષની વાત છે. હવે એ કુસુમમાળામાંથી બીજું કાવ્ય બતાવશે. 'બગ' અથવા 'ગર્જના' કે હેનું કોઇક.

ધૂળિયા—તા૦ ૨૦-૮-૦૪ શનિવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

જવાબ. લખ્યું:—જોડણી l બાબતનું લખાણ એકદમ છપાવીને (બે ત્રણ અંકમાં આવશે તે છતાં) મ્હને આખા લખાણની advance copy કૉન્ફર્નનને મોકલવા માટે મોકલશો–તો. હવે સુદર્શનનો [sic., વસંતનો] વધારો એમ જૂદું ચોપાનિયું કરીને છપાવશો નહિ; નકામું ખરચ થશે વગેરે.

કુસુમમાળામાંથી 'બગ' અને 'ગર્જના' એ કાવ્યો ત્હમે પસંદ કર્યાં છે (કમિટી માટે) તો હું બેત્રણ સૂચવું છું–'દિવ્યકાવ્ય' 'વિધવાનો વિલાપ' વગેરે બે ત્રણ સૂચવ્યાં.

ધૂળિયા—તા૦ ૧૧-૯-૦૪ રવિવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

જોડણી વિશેનું બધું લખાણ ભાદ્રપદના 'વસન્ત'માં છપાયું છે. જૂદાં ચોપાનિયાંના આકારમાં બંધાશે એટલે થોડીક નકલો મ્હને જલદી મોકલશે પ્રૂફ પ્રથમનાં હેમણે સુધાર્યાં તો તે બીજી વાર તો વિચારીએ. પ્રાર્થનાનું કાવ્ય તૈયાર કર્યું છે કે નહિ તે પૂછે છે–જલદી કરવાનું લખે છે.

કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

બુદ્ધિપ્રકાશ સેપ્ટેંબરમાંથી જાણ્યું કે કમિટીએ જોડણી બાબત ઠરાવો કરી દીધા. તે ઉપર ટૂંકી ચર્ચા લખી પ્રસ્તાવના રૂપે મ્હારા ચોપાનિયાના આરમ્ભમાં ઉમેરવા માટે પ્રસ્તાવના લખી મોકલી.

પ્રાર્થનાનું પદ્ય હજી નથી થઈ સકયું. પ્રયત્ન તો કરૂં છું. પણ પ્રેરણા થતી નથી.

ધૂળિયા—તા૦ ૧૩-૯-૦૪ મંગળવાર : કાગળ લખ્યા : આણુંદશંકર (અમદાવાદ).

પ્રાર્થનાનું કાવ્ય રચીને મોકલ્યું. વાચનમાળામાં દાખલ કરવા માટે માગેલું.

ધૂળિયા—તા૦ ૨-૧૦-૦૪ રવિવાર : કાગળ આવ્યા : 'વસન્ત' (શ્રાવણ ૧૯૬૦) શુ. પો.

આ અંકમાં મ્હારો 'ગુજરાતી કવિતા અને સંગીત'નો વિષય પૂરો થયો છે. ત્રણ છાપવાની ભૂલ્યો છે.

અમદાવાદ—તા૦ ૧૩-૧૨-૦૪ મંગળવાર : આજ સ્હવારે સતુ ઉપર લલ્લુભાઇનો તાર આવ્યો કે જયુબિલી ગઈ કાલ્ય રાત્રે ગુજરી ગઇ. બહુ ખોટું થયું. ૧૮ વર્ષની ઉંમર થવા આવી હતી. લલ્લુભાઇ તથા સત્યવતીને ખરેખરૂં પ્રથમ દુઃખ પડ્યું. જયુબિલી તો બાકી ચાર વર્ષથી હેરાન થતી હતી તે છુટી.

અમદાવાદ—તા૦ ૧૫-૧૨-૦૪ ગુરુવાર : આજ રાત્રે પ્રાર્થના સમાજમાં વાર્ષિકોત્સવ પ્રસંગે મ્હેં કીર્તન કર્યું. (હરદાસનાં કીર્તનની પેઠે)—ગાયન માટે મદદમાં વિદ્યા, ગટુ, ઊર્મિલા, નલિન, અને વીરુ—એટલાં હતાં. હાર્મોનિયમ વગાડનાર તથા પખવાજી જૂદા હતા. કુમાર મંજીરા વગાડતો હતો.

निन्दन्तु नीतिनिपुणाः—ઇત્યાદિ પ્રસિદ્ધ શ્લોક તે વિષય હતો.

ઉત્તરરામચરિતમાંથી પ્રથમ અંક સીતાનો ત્યાગ—તે ભાગ એક આખ્યાન માટે લીધો હતો. મણિલાલ દ્વિવેદીના ભાષાન્તરનો જ આશ્રય કર્યો હતો; પણ સ્થળે સ્થળે મૂળ સંસ્કૃતના ખોટા અર્થ થયેલા ત્હાં તથા કેટલેક ઠેકાણે સુરસતાને અર્થે મ્હેં ફેરફાર કર્યા હતા. બીજું આખ્યાન Light of Asiaમાંથી સિદ્ધાર્થ રાજમહેલ છોડીને સદાને માટે ચાલી ગયો તે પ્રસંગનું લીધું હતું. આ ભાષાન્તર મ્હેં કવિતામાં કર્યું હતું; ગયા હફતામાં જ એક દિવસ ચારેક કલાકમાં કર્યું હતું.

ત્રીજું ન્હાનું આખ્યાન ન્યાય્ય પથ જરાક છોડયાના ઉદાહરણ માટે–દ્રોણ પર્વમાંથી યુધિષ્ઠિર 'હતઃ કુંજરઃ' એમ અસત્ય બોલ્યા તે લીધું હતું. હાનું પણ ગુજરાતીમાં કવિતામાં મ્હેં ભાષાન્તર કર્યું હતું. તે એક રાત્રે એક બે કલાક બેશીને કર્યું હતું.

બીજાં પદ, અભંગ વગેરે તુકારામ, બાપાલાલ ભાઇશંકરની સુબોધ ગરબાવળી વગેરેમાંથી લીધાં હતાં. એકંદર અઢી કલાક કીર્તન ચાલ્યું. એકંદર સફળ 'ખેલ' (!) થયો.–માત્ર ગાયનમાં એક ઉત્તમ ગીત ("એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમ માંહિ નિહાળતો"–એ ગીત) ખરે વખતે બગડી ગયું; હાર્મોનિયમવાળાની તેમ જ હમે સર્વ ગાનારાની ગફલતથી જ થયું–પણ તે માટે હવે ખેદ નકામો છે.

બાકી વિદ્યાએ ખાસ અને બીજે નંબરે ગટુએ અને પછી ઊર્મિલા નલિને સારી મદદ કરી. વચમાં દસ મિનિટ વિશ્રાન્તિના વખતમાં નલિને હાર્મોનિયમ ઉપર "સુન્દર શિવ મંગલ ગુણ." તથા બીજાં પદ વગાડયાં; સારાં વગાડયાં.

અંતે આરતિને બદલે મ્હેં ખાસ રૂપાન્તરની રીતે રચેલું પદ ('આજ ભક્ત સાથ નાથચરણ પ્રતિ ધાઇયે'–એ 'ગહન કુસુમકુંજમાંહિ.' શૃંગાર પદ છે ત્હેને ફેરવી નાંખી ભક્તિપદ બનાવેલું તે) મ્હેં ગાયું તે વખત refrain ની કડી બધાં ગાતાં હતાં, અને બાકીની કડિયો હું બિહાગ, કલ્યાણ ને સોરઠમાં ગાતો હતો, તે વખત નલિને હાર્મોનિયમ વગાડયું–આ બહુ સફળ અને અસરકારક થયું.

બાપાલાલનું "મરવાં સોહ્યલાં રે" (મરણના દુઃખ વિશે–એ પદમાંથી સંતના મરણના સુધીના ભાગની કડીઓ જ તારવીને કાઢેલી તે) પદ મ્હેં એકતારો હાથમાં લઇને ગાયું અને સવિસ્તર સમઝાવ્યું ત્હેની બહુ અસર થઈ તેમજ બાપાલાલની એક ગરબી–આત્મપરીક્ષા કરવા વિશેની પણ અસરકારક થઈ.

અમદાવાદ–તા. ૨૪–૧૨–૦૪ શનિવાર, કાગળ આવ્યા: લલ્લુભાઈ (ભાવનગર).

પ્રોગ્રામ પોતાનું લખે છે-વળી લખે છે:—જ્યુબિલીના મૃત્યુ સંબંધે.

"The lessons to be drawn from misfortunes are proportionate to the intelligence of the sufferer. My outlook has been widened by suffering for the last 3 years. I don't know in which direction I am moving intellectually in this matter. "I don't ask to see the distant scene; one step enough for me;"—is my present attitude."

**અમદાવાદ**—તા. ૨૫-૧૨-૦૪ રવિવાર. કાગળ આવ્યા: કહાનજી ચકુભાઈ ગાંધી (બાહેર). જોડણીનું પુસ્તક મળ્યું. મ્હારા મતને બહુ મળતા આવે છે. શાળાખાતાની કમિટીએ હાલ જે ઠરાવ કર્યા છે તે તદ્દન ખોટા છે એમ સ્પષ્ટ એ લખે છે.

લખે છે;—"હાલ ચાલતી ગુજરાતી ભાષાની જોડણીપદ્ધતિમાં જે જે ભૂલો છે તે બધીને યથાન્યાય કરવા ગુર્જર વિદ્વત્સમાજ સમક્ષ આપે જે વિચાર જણાવ્યા તે બધા આપના વિચાર ઘણા જ સ્તુત્ય છે. પરન્તુ તેને માન આપી યોગ્ય ચર્ચાથી તે વિષય પર એક મત સ્થાપી સારા શિષ્ટ લેખકો તે મુજબ જ ભાષા લખતા થાય (વસન્ત આદિ માસિકો તે મુજબ લખાય) અને શાળાખાતું તેવા ભાષાલેખનને હૃદયસત્કાર અર્પી, વધાવી વાંચનમાળામાં સ્થાન આપે ત્યારે જ આપનો એ મહાન્ પ્રયત્ન સફળ થાય.

"જૂના વિચારના આગ્રહી જેમ સારા નવા વિચારને અડતાં અભડાઇ જવાની બ્હીક છેટે ભાગે છે, તેમ શાળાખાતું પણ આ બાબતમાં કરે છે. પરભાષાની શુદ્ધ જોડણી અને ઉચ્ચાર માટે આપણો વિદ્વાન વર્ગ અને શાળાખાતું જેટલી કાળજી ધરાવે છે, તેટલી કાળજી તેમનાથી સ્વભાષા પક્ષે નથી ધરાવાતી એ બહુ શોચનીય છે [illegible]ખાતાની ક[illegible] [illegible] પાસે [illegible]

યથાન્યાય નથી એમ તો સહજ કહેવાઇ જાય છે. મને લાગે છે કે ફોકસનું ઇંડિયા, બિલ જેમ લાંબે કાળે પણ સરકારને હાથ ઝાલવું પડયું હતું તેમ આપનું આ ભાષાબિલ શાળાખાતાને તેમજ વિદ્વત્સમાજને વ્હેલામોડું વિચારવું પડશે"

"ડકાર મૂર્ધન્ય અને મૂર્ધન્યતરનાં લેખનચિહ્નો મધ્ય ગુજરાતી ભાષા સમયમાં જુદાં હતાં એમ કેટલા જૂના ચોપડા પરથી જણાય છે."

(આ છેલ્લી વાત આનંદ સાથે નોંધવા લાયક છે. ને તે બાબત વધારે તપાસ કરવાનું ધારૂં છું).

અમદાવાદ—તા. ૨૨-૧-૦૫ રવિવાર : આજ પ્રાર્થનાસમાજમાં હિંમતલાલ ગણેશજી અંજારિયાનું ઓળખાણ રમણભાઇએ કરાવ્યું. "કાવ્યમાધુર્ય" હેમણે પ્રસિદ્ધ કરેલામાં મ્હારાં કાવ્યો માટે રજા આપી તે માટે રૂબરૂ ઉપકાર અંજારિયાએ વળી માન્યો. કાગળ પત્રથી ઓળખાણ થયું જ હતું. એમ. એ. નો અભ્યાસ કરવા માટે અહિં હાલ રહે છે. નોકરીમાંથી રજા થોડી મુદતની લઇને-ગુજરાતી ભાષા એમ. એ. માટે લીધી છે. અહિંની કૉલેજની બોર્ડિંગમાં રહે છે.

અમદાવાદ—તા. ૧૦-૪-૦૫ સોમવાર : આજ સાંઝે સાહિત્યસભામાં અંજારિયા (હિંમતલાલ ગણેશજી)એ એક નિબંધ વાંચ્યો; વિષય-ગુજરાતી ગદ્ય શૈલીના બે મુખ્ય અધિષ્ઠાતા-(નર્મદાશંકર તથા નવલરામ). સબળ રીતે ચર્ચા કરી હતી અને બંને ગ્રન્થકારોનાં લખાણોનો અભ્યાસ ઉત્તમ રીતે અને રસિકતા તથા બુદ્ધિકૌશલથી કર્યો જણાતો હતો. એમ. એ. માટે ગુજરાતી ભાષાનો અભ્યાસ એ કરે છે તે બરોબર રીતે કરતા જણાય છે.

મ્હને પ્રમુખ સ્થાન આપ્યું હતું. દસપંદર જણા બધા મળીને હાજર હતા. નિબંધ વંચાઇ રહ્યા પછી બીજા કોઇએ ચર્ચા ના કરી, પૂછ્યું છતાં, મ્હેં સમાપ્તિ કરતાં થોડુંક ચર્ચારૂપે કહ્યું. શૈલીમાં લેખનશૈલી અને વિચારશૈલી બંનેનો સમાવેશ છે; લેખન શૈલીના પડદા

પાછળ વિચારશૈલી રહે છે, અને વિચારશૈલીના પડદા પાછળ લેખક-ની સ્વભાવમુદ્રા રહે છે; એ સ્વભાવની મુદ્રા વિચાર દ્વારા લેખમાં પડે છે. એ બંને પડદા ભેદીને અંજારિયાએ આ બંને લેખકોના સ્વભાવનું નિરીક્ષણ સચોટ કરેલું જણાય છે, એમ એ બેને ઓળખનારા લોકોને તરત લાગે એમ છે. નર્મદાશંકરને હું જાતે ઓળખતો ન્હોતો–માત્ર એકવાર મ્હારા પિતાની સાથે મુંબઈમાં હેમને મળવા ગયો હતો. પરંતુ હેમને વિશે હું કાંઇક હાલના તરુણ વર્ગ કરતાં વિશેષ જાણું છું–કર્ણપરંપરા વગેરેથી. નવલરામભાઈ મ્હારાથી વયમાં બહુ મોટા હતા. પરન્તુ અમદાવાદમાં એ હતા તે વખત તથા તે પછી પણ કાંઈક હેમનું ઓળખાણ મ્હને વિશેષ હતું. તે ઉપરથી આ સ્વભાવ–પરીક્ષા સચોટ લાગે છે.

નવલરામ અને નર્મદાશંકર બેના સ્વભાવમાં ફરક હતો તે હેમની શૈલીમાં છપાયો હતો. નવલરામનું ગામ્ભીર્ય તત્ત્વચિન્તકનું અને સત્ય અન્તઃકરણનું હતું; નર્મદનું કાંઇક કૃત્રિમતાથી અંકિત હતું. હેમાં નવલરામ જેવો Sincerity અન્તઃકરણની સત્યતા–નો રણકારો ન્હોતો. અલબત નર્મદમાં moral courage–વિચાર પ્રમાણે નિર્ભય રીતે આચાર રાખવાની હિમ્મત હતી; અને એ રૂપે સત્યપરતા હેમની હતી પરંતુ એક જાતની બીજા પ્રકારની insincerity હેમનામાં હતી; બાયરનની નકલ, દયારામભાઈની મુખાકૃતિ વગેરે પોતાના જેવી અથવા તેથી ભિન્ન એમ સરખામણી કરવી–વગેરે vanity અને egotism, એ આ પ્રકારની insincerity જોડે જોડાયેલાં હતાં. દુષ્ટતાવાળી insincerity નહિ, પણ વિલક્ષણતાની છાપ મેળવવાની ઇચ્છાથી પ્રવૃત્ત થતી એક જાતની insinceriy હતી તેથી જ કાંઇક હેમનામાં નવલરામભાઈ કરતાં કમીપણું આવે છે. Sincerityને જો ૧૦૦ ડિગ્રી અપાય તો નર્મદમાં–પાંચ; ચાર, બે; ગમે એટલી પણ કાંઈક ઓછી ડિગ્રી આવતી હતી. આ સ્વભાવભેદનું એક પરિણામ એ છે કે નર્મદની

લેખનશૈલી caricature ને વશ થઇ સકે છે, પણ નવલરામભાઇની થઇ સકે છે એમ લાગતું નથી.

આ નર્મદની insincerity નું એક હાસ્યજનક ઉદાહરણ હેમના જીવનમાંનો એક બનાવ મ્હેં સાંભળ્યો છે તે ઉપરથી સરસ મળે છે. હેમને બે સ્ત્રીઓ હતી. એકવાર એ બે સ્ત્રીઓ વચ્ચે કાંઈ કલહ થયો; કવિ નર્મદને તેથી સંતાપ થયો, અકળાયા, અને એકાએક ઘરના ટાંકામાં પડતું મૂકયું. હો હા થઇ. લોકો મદદે આવ્યા, કવિ ટાંકામાં પડ્યા, કવિ ટાંકામાં પડ્યા! લોકો કેટલાક અંદર ઊતર્યા, અને જુએ છે તો કવિ તો પાણીમાં મઝાથી માંહિ રહ્યા રહ્યા તરતા હતા!—આમ શોક, દુઃખમાં પણ એક જાતની insincerity-ની રેખા આવી જતી જણાય છે.

આમ કેટલાક વિચારો દર્શાવી મિ. અંજારિયાનો મ્હેં નિબન્ધ માટે ઉપકાર માનવાની સૂચના મૂકી.

પ્રસંગ પરત્વે મણિલાલ દ્વિવેદીની પણ ગદ્યશૈલીની ખૂબી વિશે બે બોલ કહ્યા હતા.

માથેરાન—તા. ૨૬-૪-૦૫ બુધવાર, કાગળ આવ્યા: હિ. ગ. અંજારિયા (માંગરોળ)

પ્રેમાનંદનાં નાટકો વિશે શક મ્હારો છે તે બાબત કેટલીક ચર્ચા—મ્હને મળતા આવે છે વગેરે.

કુમસ—તા. ૨૭-૬-૦૫ મંગળવાર: કાગળ આવ્યા: રણજીત (સુરત)

તાવ રહવારમાં ઊતર્યો હોવાથી પેનસિલથી કાગળ લખી મહત્ત્વની ખબરો લખી છે. ૨૯ મીએ સાંઝે સભાની કમિટી મળશે. ગોવર્ધનભાઈ આવશે તે વખત નક્કી કરશે કે હિયા નિબન્ધ વાંચનારને કેટલા કલાકની છૂટી આપવી. મ્હને લખે છે જાતે તો ૨૯ મીએ સ્હાંઝ પ્હેલાં આવો તો ઠીક—પરિષદ માટે બીજી બધી તૈયારીની વાતો લખી છે.

બીજી ખબરો નીચે પ્રમાણે—

કમિટીમાં ઠાકોરલાલ ન્હોતા જઈ સક્યા. બળવંતરાય ઠાકોર (સેહેની) તથા કેટલાક અમદાવાદના વકીલો પ્રેક્ષક તરીકે હાજર હતા—૩૦ મીએ ત્રણ વાગ્યે પરિષદ્ શરૂ થશે. રમણભાઈનું ભાષણ reception કમિટીના chairman તરીકે તથા ગોવર્ધનભાઈનું પ્રમુખ તરીકે થશે. તા૦ ૧ લી,-૨ થી ૭ સુધી નિબન્ધો વાંચવાના તથા અન્ય ચર્ચા. તા૦ ૨ જીએ ૭ થી ૧૧ અને ૨ થી ૫ તેજ પ્રમાણે. અત્યાર સુધી લોકો તરફથી ૩૦ delegate નીમાયા છે. વિઝિટરોની 'ટીકિટો' વેચાવા માંડી છે. આણંદશંકર કેળવાયેલા વર્ગમાં ઉઘરાણાની યાદી લઈને ફરે છે. હેમાં ભરનારને Complimentary ટીકિટો મળશે.

અમદાવાદ—તા. ૩૦ : ૬ : ૦૫ શુક્રવાર—પરિષદ્—બપોર પછી ત્રણ વાગ્યે શરૂ થઈ.

રમણભાઈનું Reception Committeeના Chairman તરીકે ભાષણ થયું. સારૂં હતું. પરિષદ્‌માં ચર્ચાવાના સર્વ વિષયોનું અવલોકન કરી ગયા. જોડણીમાં સુધારાની જરૂર છે એમ હેમણે પણ સ્વીકાર્યું.

પછી ગોવર્ધનભાઈનું ભાષણ-પ્રમુખ તરીકે-થયું. કાંઈક બોલ્યા. કાંઈક વાંચ્યું. પણ પ્રમુખના ભાષણને બદલે સ્વતન્ત્ર નિબન્ધનું જ રૂપ હેમના ભાષણનું હતું. ગુજરાતી પ્રાચીન કવિતાનો ઇતિહાસ બધો આલેખ્યો; પણ હેમાં રસ પડે હેમ કહી સકયા નહિં. બાકી ઇતિહાસનું અન્વેષણ વગેરે કેટલાક અંશ સારા હતા. પરંતુ નરસિંહ મહેતા અને મીરાંબાઈનાં અધ્યાત્મજ્ઞાન તથા ભક્તિભાવને પ્રાધાન્ય આપી ત્હેનાં સ્તુતિગાન કરતાં કરતાં કવિત્વશક્તિને સંબન્ધે પણ અણઘટતી પ્રશંસા કરી. બધા એ તારતમ્ય ભૂલે છે.

એક હેમણે સારી વાત કહી; આપણા કવિઓને પાશ્ચાત્ય કવિની બરોબરીએ મૂકવા એ ભૂલ્ય બતાવી; પ્રેમાનન્દ ને શેક્સપિઅર

જેવો, કે મિલ્ટન જેવો કે એમ ખોટી પ્રશંસા કરવી, તે તો ઉલટી હેમની મશ્કરી કરાવવા જેવું છે—એમ બતાવ્યું; છતાં હેમણે પોતે જ મુંબાઇમાં કેટલાંક વર્ષ ઉપર Classical Poets of Gujarat કરીને અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું, ત્હેમાં એ જ તરેહની ભૂલ્યો હેમણે કરી હતી. અને એ ભાષણ વિશે હેમણે આજ ઉલ્લેખ કર્યો હતો, છતાં હેમાં આ સુધારો કર્યો છે એમાં હેમણે પ્રામાણિકપણે કહેવું જોઈતું હતું તે ના બોલ્યા.

પરિષદ્ થઈ રહી એટલે અંજારિયાએ અરદેશર ફરામજી ખબરદારને મ્હારી કને આણીને ઓળખાણ કરાવ્યું. ખબરદાર પારસી છતાં બહુ શુદ્ધ ગુજરાતીમાં કવિતા લખે છે. એ પરિષદ્ માટે જ આવેલા છે. આવતી કાલ્ય સ્હવારે મ્હને મળવા આવવાનું હેણે કહ્યું.

મણિશંકર ભટ્ટ, અંજારિયા વગેરે મળ્યા. અંજારિયાના કાગળનો જવાબ ( માથેરાનમાં આવેલાનો ) હજી સુધી મ્હેં લખ્યો નથી તે માટે માફ માંગી.

અમદાવાદ–તા. ૧ લી જુલાઈ ૧૯૦૫ શનિવાર

ખબરદાર અને અંજારિયા આવ્યા. ખબરદારે પોતાનું ' વિલાસિકા ' નામનું પુસ્તક મ્હને ભેટ આપ્યું. હેમાંનાં કેટલાંક કાવ્યો સારાં લાગ્યાં. અંગ્રેજી Sonnet નો નમૂનો આણવાનો પ્રયત્ન કર્યો છે તે સફળ નથી લાગતો. Sonnet નું બાહ્ય સ્વરૂપ આવ્યું છે. પણ ગંભીરતા નથી આવી. તેમ જ અંગ્રેજી છન્દ ગુજરાતીમાં દાખલ કરવાની એક નવી યુક્તિ કરી છે તે જો કે કાંઈક સફળ છે પણ હેમાં અંગ્રેજી છન્દની છાયા પણ જણાતી નથી. અંગ્રેજી છંદની એક આખી લીટી જેટલા કાળમાં મપાય તેટલી માત્રાઓનો ગુજરાતી છંદ કરવો, અને feet ના વિભાગ પણ તે ધોરણે કરવા. અંગ્રેજીમાં છંદનું બીજ accent અને ગુજરાતીમાં માત્રા, એમ હોવાથી જે અન્યોન્યને વિશેષ કરાવનાર ભેદ છે ત્હેનો બીજો આમુખે સફળ હોય તો આમ કાંઈક થાય તેટલે દરજ્જે યુક્તિ

ન્હાનાલાલ કવિની છન્દહીન કવિતામાં rhythm નથી હોતી છતાં છે એમ ન્હાનાલાલ હઠ કરે છે તેહેનો રદિયો આ રીતના છંદથી ઠીક મળે છે.

ખબરદાર કૂહે, મ્હારાં કાવ્યો વાંચી કાંઈ સૂચનાઓ મોકલજો. મ્હેં કહ્યું, સૂચના શી રીતે મોકલાય? દરેકની કવિતાની રીત્ય પોતપોતાની હોય. છતાં જોઇશ-કહ્યું.

અંજારિયાને મ્હેં કહ્યું-ત્હમારા કાગળમાં પ્રેમાનંદ વિશે હતું કે હેના નામે કહેવાતાં નાટકો હેનાં નથી એ મ્હારા વ્હેમ બાબત વધારે પ્રમાણો છે વગેરે-પણ ગઈ કાલના ભાષણોમાં તો પ્રેમાનંદનાં જ નાટકો જાણે હોય એમ હેમાંના અન્તિમ ભરતવાક્યો વગેરે ઉતારા વંચાયા!-(આ નાટકો પ્રેમાનંદનાં નથી એમ મ્હને દૃઢ વ્હેમ છે ને હેનાં અન્તર્ગત તથા બાહ્ય કારણો છે. તે કોઈવાર હું પ્રસિદ્ધ કરવાની આશા રાખું છું. કેશવલાલ ધ્રુવને પણ મ્હારા જેવો જ વ્હેમ હતો અને તે આજથી દશ બાર વર્ષ ઉપર હમે એક બીજા જોડે વાત કરેલી; પણ અંજારિયાના કહેવા પ્રમાણે કેશવલાલે હવે અભિપ્રાય ફેરવ્યો જણાય છે.)

અમદાવાદ-તા૰ ૧-૮-૦૫ શનિવાર

બપોર બે વાગ્યે પરિષદ્ શરુ થઇ. અનેક નિબન્ધો વંચાયા; હેમાં કેટલાક તો નમાલા અસંબદ્ધતાવાળા વગેરે હતા; રણજીત વાવાભાઈનો નિબંધ-લોકગીત વિશેનો-ઉત્તમ હતો; અન્વેષણ સુઘટિતતા, સુશ્લિષ્ટતા, નવો પ્રકાશ, વગેરે ગુણો હતા.

મનુભાઈનો નિબન્ધ-નાટક અને રંગભૂમિ એ વિષય ઉપર સારો હતો. પણ પ્રથમ પદવીનો ન્હોતો અને દરેક આધુનિક નાટક મંડળી જૂદી જૂદી લઇને ત્હેના ગુણદોષની પરીક્ષા કરી હતી-તે અયોગ્ય હતું. એટલું માન પણ એ મંડળીઓને ઘટતું નથી; તેમ વિવેચનચર્ચાઓમાં એ પ્રકાર કલાવિરોધ આણે છે અને અયોગ્ય છે.

'જોડણી' વિશેનો મ્હારો નિબંધ આજના પ્રોગ્રામમાં હેલ્લો.

હતો. સાંઝના પાંચથી સાત વાગ્યા સુધી બે કલાકથી વધારે ના થાય માટે કાપકૂપ કરી જરૂર જેટલા ભાગ જ મ્હેં વાંચ્યા; બાકી તો ૧૨૪ ફુલસ્કેપ જેટલું લખાણુ વાંચતે ત્રણેક કલાક સ્હેજ થાય; અને લોકોને ઝીણી ઝીણી વિગતોમાં રસ પણ ના પડે. બે કલાકમાં પણ દશ મિનિટ વહેલો નિબન્ધ પૂરો થયો. અઈ કાલ્ય ગોવર્ધનભાઇએ જોડણી સંબંધે અવ્યવસ્થા સંબન્ધે કેટલુંક કહ્યું હતું ત્હેમાં પોતે 'તાલભંગમાં પણ તાલબન્ધ' જુવે છે એમ કહેલું. તે વિશે જરાક આરમ્ભમાં રદિયા તરીકે પણ સભ્ય રીતે હું બોલ્યો. (લખી રાખ્યું છે). એકંદર રીતે મ્હારા નિબન્ધથી કોઇને કંટાળો ના આવ્યો–કોઈ જતા ના રહ્યા, એટલું જ નહિ પણ ધ્યાનથી બધાએ સાંભળ્યું, ને રસથી કાપકૂપને લીધે સંદર્ભ-ક્ષતિ પણ ન્હોતી થવા દીધી. આરમ્ભનો મ્હોટો ભાગ ઇતિહાસનો હોવાથી રસ પડ્યો. ઉપસંહારનો ભાગ બીજાં કારણોથી રસવાળો ને આકર્ષક થયો;– પરિષદ્‌નો મેળાવડો અપૂર્વ બનાવ છે, એ વાત કહી; બધાની ગુર્જર ભાષા તરફ ભક્તિને સંબોધી અને એમ આણુવામાં કેટલીક યુક્તિ છટા વગેરેને લીધે.

વાંચી રહીને હું મ્હારી જગાએ બેઠો એટલે આણંદશંકર કહે– "The peroration was really excellent." રમણભાઇએ પણ શિક્ષા પછી એ જ ટીકા કરી. મ્હેં આણંદશંકરને કહ્યું કે એ વાત કરતાં વધારે સંતોષ મ્હને તો તેથી થાય કે એ...જેને વિશે છે તે અર્થની સિદ્ધિ થાય. અર્થાત્ કમિટી નિમાય.

પરિષદ્ શરૂ થતા પહેલાં આજ રમણભાઈ જોડે મ્હેં એ સૂચના સંબંધી વાત કરી હતી. આણંદશંકરે હેમને વાત કરી મુકી હતી (આણંદશંકરથી મ્હેં જાણ્યું). (જોડણી બાબતમાં પ્રથમથી રમણભાઇ મ્હારી વિરુદ્ધ મતના છે). પણ મ્હેં હેમને સ્પષ્ટ કહ્યું–આણંદશંકરને પણ કહ્યું'તું કે નિબંધ વંચાયો–સરસ હતો–વગેરે કહેવાય ત્હેમાં કશું સાર્થક્ય નથી. પરિષદે કાંઈક કૃતિ કરવી જોઇએ. નહિ તો

ચર્ચા માત્ર કરીને સૂઈ જવું તે શા કામનું ? તેમ જ મ્હારી સૂચના સ્વીકારાય તો ઠરાવ પાસ ના કરવા એ નિશ્ચયને બાધ નહિં આવે; કેમકે કોઈપણ રીતનો બન્ધનકારક સિદ્ધાન્ત ઠરાવવાની વાત જ હેમાં નથી; માત્ર વધારે તપાસ કરવાનું પગલું ભરવાનું છે. રમણભાઈના મનમાં કાંઈક ઉતર્યું–પણ શું કરવું તે ના કહી સકયા. મ્હેં કહ્યું કે હજી આવતી કાલ્ય સુધી વિચારવાનો વખત છે;–જોઈશું. પરિષદ્ પછી આજ સાંઝે Social Gathering છે તે વખત વળી વિચાર કરીશું. હેમણે કબૂલ કર્યું.

મ્હારો નિબન્ધ વંચાઇ રહ્યા પછી, છેક દૂરથી અંબાલાલ ખાસ આવીને મ્હને shake-hand કરી મુબારકબાદી આપ્યા જેવું કરી કહે છે-હું દિલગીર છું કે આરમ્ભમાં હું હાજર ન્હોતો. મ્હેં કહ્યું:-"આપનું આપેલું આપને હમારે તો પાછું આપવાનું છે." (એ હાઇસ્કુલમાં મ્હારા ગુરુ હતા–હેડ માસ્તર; અને હેમને લીધે જ હું સંસ્કૃત, ગણિત, વગેરેમાં સબળ થયો તે આભાર જન્મ સુધી ભૂલાય એમ નથી) એ કહે:-"હમે પણ એ જ ઇચ્છિયે છિયે; એ રીતે હમને પાછું આપો.'

સાત વાગ્યા પછી (પ્રેમાભાઈ હોલમાં પરિષદ્ હતી ત્યાંથી છૂટીને) લેડીઝ ઇન્સ્ટિટ્યૂટમાં Social Gathering માટે બધા ડેલીગેટો ગયા. ગોવર્ધનભાઇયે ત્હાં વાત કાઢી. રમણભાઈને પૂછ્યું કે નનુભાઈની સૂચના બાબત પછી શું કર્યું ? રમણભાઈ કહે:–મ્હેં એક ઠરાવનો મુસદ્દો કરવાનો ધાર્યો છે તે કાલ્ય લાવીશ–હેમાં મતલબ એ રાખવાની કે બીજા કેટલાક નિબન્ધોમાં બીજા વિષયો બાબત પણ સૂચનાઓ છે તે તથા આ જોડણી બાબતની વિશેષ તપાસ વિચાર વગેરે કરી આવતી પરિષદ્ વખત રિપોર્ટ કરવાનું સાહિત્ય સભાને સોંપવું. મ્હેં આ વાતને સંમતિ આપી; જો કે પ્રથમ મ્હેં બહુ કહ્યું હતું, કે પરિષદ્માં જ કમિટી નિમાય તો વધારે વજનદાર અને ઉત્તમ થાય. પણ તેમ નહિં જ બને જોઇને આ માર્ગ

મ્હેં કબૂલ રાખ્યો. નહિં તો બધું ખોવાનો ભય હતો. વરજભાઈ તો મ્હને આ બાબતમાં પ્રયાસ કરવામાં અર્થ નથી એમ જ કહેતા હતા. રમણભાઈ, ગોવર્ધનભાઇ વગેરે અન્તઃકરણમાં વિરુદ્ધ છે તેથી. પણ પ્રયાસ ના કરિયે ને અક્કડ રહી કાંઇક છૂટ ના મૂકિયે તો બધું જાય. વરજભાઇ તો મ્હારી તરફ જ છે એ જોડણીની બાબતમાં. મ્હારા નિબન્ધ માટે પણ વરજભાઇ બહુ ચિન્તા રાખતા હતા. વંચાતા પહેલાં કે લોકો કેવો સત્કાર કરશે; ને મ્હને કહેતા'તા કે જો જો રસ પડે હેવું બધું કરજો વગેરે. હેમનો ઉત્કંઠા તૃપ્ત થઈને ભય મટયો; ને એ પણ સંતોષ પામ્યા કે નિબંધ સારો થયો ને લોકોને પણ અસર સારી થઈ.

Social Gathering—પ્રથમ તો ટેનિસ કોર્ટમાં થયું; મનુભાઇ કને ગવડાવ્યું–રૈસકે मगन मंये गगन वहारजा એ ખમાચની ચીજ ગાઈ. પછી મણિશંકર ભટ્ટનો એક મિત્ર–વડોદરા કલાભવનમાં હતો–ત્હેણે ગાયું. સારૂં ગાય છે. વડોદરામાં શીખેલો લાગે છે. એ ગાતો'તો ને વરસાદ શરૂ થયો–એટલે ઇન્સ્ટિટ્યૂટના મકાનમાં બધા ખુરશીઓ પોતપોતાની ઊંચકીને દોડયા. ત્હાં પછી ગાયન ચાલ્યું. વરસાદ પણ ખૂબ પડયો. (અમદાવાદમાં પ્રથમ જ થયો. થોડા દહાડા ઉપર જ સાધારણ જ થયો તો). હવે ખેડુતો ને બધાના છત્ર નીચે બેસશે. આઇસક્રીમ તથા સૂકો મેવો બધાએ ખાધાં–મનુભાઈએ વળી ગાયું. "રાજા તારા ડુંગરિયામાં બોલે ઝીણા મોર" એ સોરઠમાં ગાયું તેથી અંબાલાલ બહુ ખુશી થયા. કહે–" હું સમજતો નથી; પણ બહુ સારું લાગ્યું." મ્હેં કહ્યું–"એ જ સારા ગાયનની કસોટી છે." ઘણા વેરાઈ ગયા છતાં દસબાર જણ હવે રહ્યા, આણંદશંકર મણિશંકર ભટ્ટ, ગોવર્ધનભાઈ, વરજભાઈ, ખાંડવાળા, સતુ, બળવંતરાય ઠાકોર, હું વગેરે. અને નવેક વાગ્યા સુધી ગાયન ચાલ્યું. ગોવર્ધનભાઈ વચ્ચમાં જોડણી સંબન્ધી એક બે સવાલ પૂછતા હતા ત્હેમને થોડોક જવાબ તો દીધો પછી કહ્યું ગાયન પૂરું થયા પછી

વાત કરીશ-માફ કરો. ચ છ જ ઝ ના બે ઉચ્ચાર કિયા થાય છે-વાંચવું-પ્રાકૃત-ચરોતર જેવો; અને 'વાંચીને-સંસ્કૃત-સુરત' જેવો; તે હજી ગોવર્ધનભાઇને ભેદ સમજાતો નથી. કહે-દક્ષણી 'ઉચ્ચાર' તે જૂદો છે તે સમજાય છે. તો ગોવર્ધનભાઈ પોતે ચરોતરી હોઇ ચરોતરી ઉચ્ચાર નિત્ય જીવનમાં કરે છે. મ્હેં ઉદાહરણ આપી સમજાવવા પ્રયત્ન કર્યો. વાંચવું-વાંચીને-તો 'કહે-"હાં ! ઇ કે ઉ લાગે તો ઉચ્ચાર બદલાય ! ! મ્હેં કહ્યું ઇ લાગે તો; ઉ નહિ. ઉ તો તાલવ્ય નથી. મ્હેં પૂછયું હવે સમજ પડી ?-કાંઇક' સમજેલા હોય એમ લાગ્યું ખરું-પણ કબૂલ કરતે જાણે હારવાનું હોય એમ કહે-જોઈશ, વિચારી જોઈશ ! ! !

અમદાવાદ—તા૦ ૨-૭-૦૫ રવિવાર : પરિષદ્‌નું કામ શરૂ થતાં પ્હેલાં ઠાકોરલાલે મ્હને રમણભાઈના હાથનો મુસદ્દો બતાવ્યો,-ઠરાવનો. હેમાં ત્રણ ચાર ઠરાવ હતા.-મોતીલાલ લાલભાઇની વિધવાનો, પૈસાની મદદ માટે, ઉપકારક માનવો વગેરે. હેમાં પ્રથમ ઠરાવ બધી સૂચનાઓ સાહિત્યસભાને તપાસ રિપોર્ટ માટે સોંપવાનો હતો. હેમાંના શબ્દો હેવા હતા, જોડણી બાબતની સૂચનાનો સ્વતન્ત્ર ઉલ્લેખ ના કરતાં બધા ભેગી નામ દીધા વગર જ નાંખી હેવી દીધી હતી,-કે મ્હને અસંતોષ થયો. ગઇ કાલ્ય વચન આપીને આજ પાળતી વખત લગભગ પોતાનું ધાર્યું કર્યું-જોડણીને ઉપેક્ષિત ખૂણે અને તે પણ અંધકારમાં નાંખી. ઠાકોરલાલને મ્હેં કહ્યું આ મુસદ્દો સંતોષકારક નથી; જોડણી મ્હારો ઇષ્ટ વિષય છે માટે કહું છું એમ નથી, પરંતુ એ મહત્ત્વનો છે ને હેમાં કાંઇક કૃતિકર્તવ્ય છે માટે કહું છું. હેને માટે જુદો પેરેગ્રાફ નહિં મૂકો ત્હાં સુધી હું સંતુષ્ટ નહિ થાઉં. રમણભાઈ કને ઠાકોરલાલ મુસદ્દો લઇ ગયા; અને રમણભાઈ મ્હારી કને આવ્યા. મ્હેં ઉપરનો અભિપ્રાય સ્પષ્ટ રીતે કહ્યો. રમણભાઈએ મૌન રાખ્યું અને ગયા.

પરિષદ્‌નું કામ ચાલતું હતું તે વખતે આણંદશંકર મ્હારી કને

બેઠા હતા ત્હેમને હું કહેવા લાગ્યો : 'આ કેવળ હઠ જણાય છે; અને જ્યહાં ત્યહાં જોડણીની વાત ઉડાવવાની યુક્તિયો થાય છે. પણ હું જંપવાનો નથી. હજી તો સાંઝે વાત છે કની ! છેવટે કાંઈ નહિં થાય તો આ ઠરાવ પ્રમુખ પરિષદ્ આગળ મૂકશે તે વખતે હું ઊભો થઈને સુધારાની સૂચના કરીશ અને પછી ગમે તો પ્રમુખ મ્હને out of order ઠરાવીને બેસાડી દેશે તો પણ જોખમ માથે લેવાને તૈયાર છું.'-વગેરે.

વળી આણંદશંકર કહે-" ત્હમને ત્હમારો હકાર ( મ્હારૂં-ત્હારૂં -ત્મ્હારે-વગેરેમાંનો ) નલિન કરતાં પણ વ્હાલો છે."

મ્હેં કહ્યું-" એમ તો નહિં." તે કહેઃ-" મતલબ કે આ જોડણીના વિષય ઉપર ખરા અન્તઃકરણથી મથનાર કોઈ બીજું નથી." વગેરે

મ્હેં કહ્યું-"પણ મ્હને તેમ કરવાની ઇચ્છા ક્ય્હારે થાય ? ઉત્સાહ ક્ય્હારે આવે ?-આ ઠરાવમાં કાંઈ ઘટતો ફેરફાર થાય ત્યહારે" વગેરે. તો કહેઃ-" વાત હજી કરી જોજો.; મ્હેં કહ્યું-"મ્હારે પરિષદ્ના ઠરાવમાં સુધારાની સૂચના મૂકી out of order કરી તોફાન કરવાની ખુશી નથી. જોઉં છું. હજી થોડાક ફેરફારથી નિકાલ આવશે તો પ્રયત્ન કરીશ."

પછી સ્હવારનું કામ અગિયાર વાગે પૂરૂં થયું એટલે રમણભાઈની કનેથી ઠરાવનો મુસદ્દો માગી લીધો ને કહ્યું કે થોડાક શબ્દનો ફેરફાર ત્હમને ફાવશે કે નહિં ? તો કહે :-" ખાસ જોડણી તથા લિપિની સૂચનાઓ વિશે વિચાર-વગેરે " એમ લખિયે. મ્હેં સંતોષ બતાવ્યો અને કહ્યું કે 'ખાસ' શબ્દ મૂંકવાનું હું ધારતો ન્હોતો -જો ત્હમે મૂકો છો તો વધારે સંતોષની વાત થઈ. અને સાહિત્યસભાએ વિદ્વાનોની સલાહ લેવી તે ઉપરાંત યોગ્ય કમિટી નીમવી -એટલું ઉમેરવાનું મ્હેં સૂચવ્યું. રમણભાઈએ તે પણ કબૂલ કર્યું. કોઈક મ્હને ધુંવાપુંવા થયેલો જોયેલો, આણંદશંકર જોડે વાત કરતે

તેથી, કાંઈક કેશવલાલનો વાગ્વ્યાપાર (Phonetic process) નો નિબંધ અત્યારે સ્હવારે વંચાયો ત્હેમાં પણ મ્હારા મતને વિદ્વત્તાપૂર્ણ ને સબળ ટેકો હતો તેથી-ગમે તેમ પણ રમણભાઈને જરાક નરમ થઈને આ ઉમેરો તરત ખુશી જણાવીને કરવા પડ્યા. મક્કમ રહેવાથી આટલું ઇષ્ટ પરિણામ આવ્યું! જોકે સંપૂર્ણ તો નહિં-પણ આટલું ઓછું નથી.

સ્હવારના નિબંધોમાં તેમ જ આખી પરિષદના નિબંધોમાં કેશવલાલ ધ્રુવનો નિબંધ અત્યન્ત ઉત્તમ વિદ્વત્તાપૂર્ણ, ગંભીર, અદ્ભુત હતો. આણંદશંકર તો કહે 'ગુજરાતીનું એક પ્રાતિશાખ્ય જ જાણે રચ્યું હોય હેવો નિબન્ધ છે!' ને હેમાં શક નહિં.

આણંદશંકરે જોડણીનો નિબન્ધ વાંચ્યો; મ્હારા ઉપર કેટલાક કટાક્ષ હતા. પણ એકંદરે સ્વીકાર હતો. જવાબ હું લખીશ.

બપોરે ત્રણ વાગ્યે વળી પરિષદ્ ભરાઈ...મણિશંકર ભટ્ટનો નિબન્ધ વંચાયો "આપણું નવીન કાવ્ય-સાહિત્ય" એ વિષય હતો. મ્હેં બહુ આશા રાખી હતી. પણ તદ્દન નિરાશ થવાનું થયું... દલપતરામ અને નર્મદાશંકરનાં કાવ્યોમાંથી કેટલાંક કવિત્વ વિનાનાં અથવા ઊતરતી પંક્તિનાં વાંચ્યાં. (ગઝલ;-વળી ગાવા જતા હતા, આવડતું નથી છતાં; રાગ થાય છે-પણ ગાયન સારૂં નથી થતું); 'કલાપી' વિશે થોડુંક કહ્યું; મણિલાલ દ્વિવેદીની કવિતા વિશે બોલવાને બદલે, આણંદશંકરે મણિલાલને 'બ્રહ્મનિષ્ઠ' કહ્યા છે તે ખોટું પાડવામાં બધો પ્રયાસ રોક્યો અસંબદ્ધતા અને bad taste દાખલ કર્યાં; આખર ન્હાનાલાલ કવિને અણધારી પ્રશંસાને શિખરે ચઢાવ્યા; ખાસ એ માટે નિબન્ધ હતો એમ વ્હેમ પડે છે. હેનામાં દોષ મહત્ત્વનો બતાવ્યો-હૃદયભાવની ખામી (જે કવિત્વનું મૂલગત તત્ત્વ ત્હેમાં જ ખામી!) છતાં કવિત્વમાં ઉત્તમોત્તમ હેને કહ્યા. અને એ દોષ ધીમે રહીને જ સૂચવ્યો.

પરિષદ્‌ને અંતે ઠરાવ રજૂ થયા. જોડણી બાબત ઉપર નોંધ્યા

પ્રમાણે ઠરાવ થયો.-હવે જોઇયે આગળ શી કૃતિ બધા મળીને કરે છે.-હું બનતો પ્રયાસ કરીશ ને મદદ કરીશ.

(આણંદશંકરને સ્હવારે મ્હેં કહ્યું'તું કે ત્હમારા નિબન્ધમાં બે ત્રણ મુદ્દા વિશે જવાબ દેવા જેવું છે. કહે-લખો તો ઠીક. મ્હેં કહ્યું લખીને ત્હમારા જ 'વસન્ત'માં મોકલીશ ).

અન્તે પ્રમુખે ( ગોવર્ધનભાઈએ ) ઉપસંહાર કર્યો. પણ ઘણે ભાગે 'જોડણી'નો સંહાર કરવામાં જ જોર કાઢ્યું !

નડિયાદ—તા. ૧૭-૭-૦૫ સોમવાર : સ્હવારે કેશવલાલ ધ્રુવને મળવાને હું તથા વરજભાઈ ગયા. કલાકેક વાતો કરી; વ્યુત્પત્તિ, ગુજરાતી ભાષાનો પ્રાચીન ઇતિહાસ વગેરે વિષયો ઉપર : પરિષદ્‌માં હેમણે વાંચેલા નિબન્ધમાં મ્હને જોડણીના વિષયમાં પ્રાસંગિક પુષ્ટિ આપી તે માટે મ્હેં હેમનો ઉપકાર માન્યો. હેમના નિબન્ધમાંની એકાદ વાતનો ખુલાસો રૂબરૂ પૂછી લીધો-જેથી 'સાહિત્ય પરિષદ્‌માં જોડણી'-એમ મ્હેં લખાણ તૈયાર કર્યું છે ત્હેમાં કેટલુંક ફેરવવું પડશે. સારૂં થયું કે પૂછી ખુલાસો કરી લીધો. લઘુપ્રયત્ન યકારને હેમણે ધ્વનિ કહ્યો હતો એમ માનીને મ્હેં લખ્યું છે, પણ હેમણે કહ્યું ધ્વનિ નહિં પણ સંસ્કાર હેણે કહ્યો છે. આ મુખ્ય વાત હતી.

હેમની સંસ્કૃત મુદ્રારાક્ષસની નકલ મ્હને ભેટ આપી. ગીતગોવિન્દમાં કેટલેક સ્થળે માત્રા બેસતી નથી વગેરે ચર્ચા હેમણે કરી તે રસ પડે હેવી હતી.

જોડણી માટે કમિટી નીમવાની ત્હેમાં હેમને દાખલ કરવાનું હું સાહિત્ય સભાના સેક્રેટરીને સૂચવીશ, એમ મ્હેં વાત કરી, તો કહે મ્હને ના દાખલ કરશો-લખવા કરવાનું મ્હારાથી નહિ બને. મ્હેં કહ્યું માત્ર સલાહ મસલતનું જ કામ છે. તો ના ના કરી. કેશવલાલે ન્હા કમને પાયો.

સાડા ત્રણ વાગ્યે કેશવલાલ ધ્રુવ મળવાને આવ્યા. દોઢેક કલાક બેઠા. વળી સાહિત્ય સંબન્ધી અનેક વાતો થઈ. પિંગળ (ગુજરાતી )

નવા જ ધોરણ ઉપર રચવાનો હેમનો વિચાર છે; માત્રામેળ છન્દો જેમકે, ચાર માત્રાના, પાંચના, છના, સાતના–ઇત્યાદિ વગેરે છે. ત્હેને બદલે અમુક feetનું ધોરણ લઈ તે feetની આવૃત્તિઓના તત્ત્વ ઉપર વર્ગીકરણ કરવું; અક્ષરમેળ છન્દમાં પણ હાલના ગણની યોજનાને બદલે બીજી બાંધવા; વગેરે કલ્પના થોડીક આલેખી બતાવી. નવીન અને બુદ્ધિકૌશલવાળી યોજના જણાય છે. બનાવે તો ઉત્તમ.

સ્ટેશન ઉપર જતે ગોવર્ધનભાઇને ત્હાં ગયા. હેમણે દૂધિયું પાયું. અને કેરી ખવડાવી. વાતો કરી.

અમદાવાદ—તા. ૧૯–૭–૦૫ બુધવાર : આજ ચિ. કુમારના છોકરાને સુશીલા લઈને આવી. આજે બાર દિવસનો થયો. આપણે ત્હાંથી નામ અરુણકાન્ત પાડયું. કુમારને નામની યાદી બતાવી હતી. ત્હેમાંથી હેણે એ પસંદ કર્યું હતું અને હમને બધાંને પણ તે પસંદ પડયું છે.

અમદાવાદ—તા. ૨૧–૭–૦૫ શુક્રવાર : કાગળ લખ્યા : ૨ આંજુભાઈ તથા મનુભાઇ નંદશંકર ( સુરત ).

૨ નંદશંકર માસ્તર ગુજરી ગયા બાબત દુઃખપ્રદર્શન.

અમદાવાદ—તા. ૩૧–૭–૦૫ સોમવાર : ઘેર આવતે ડાહ્યાભાઈ દેરાસરીની ગાડીમાં હું તથા યશવંત આવ્યા. ડાહ્યાભાઈ, કેશવલાલ ધ્રુવને વળાવવાને આવ્યા'તા. મ્હને ખબરે નહોતી–એ આગળ એકાદ કમ્પાર્ટમેંટમાં હતા–નહિં તો કેશવલાલને મળત. યશવંતને મ્હારા સગરામમાં હું લેવાનો હતો. પછી સગરામને, ભાડાનું હતું તેથી, રજા આપી ને ડાહ્યાભાઇ જોડે આવ્યો.

ડાહ્યાભાઇએ દલપતરામની એક વાત કરી. ખાપરડે કેટલાંક વર્ષ ઉપર અમદાવાદ આવ્યા હતા...દલપતરામને મળવાને ડાહ્યાભાઇ વગેરે લઈ ગયા. કવિ નર્મદાશંકરના મિત્ર થાય એમ કહીને ખાપરડેનું ઓળખાણ કરાવ્યું. ખાપરડેએ દલપતરામને કંઇ કવિતા બોલી સંભળાવવાની વિનંતિ કરી. એટલે આંધળા દલપતરામે ફક્ત ખાપરડે-

ના અવાજથી અહિં બેઠા છે એમ જાણી લઈ હેની તરફ મ્હોં કરીને, અને હાથના ચાળો કરી ખાપરડે તરફ સહજ જ હસ્તનિર્દેશ કરતા કરતા 'ગાવા' લાગ્યા:—

'દુરાચારી, વ્યભિચારી જો વિચારી,
થશે સારી કે નઠારી ગતિ ત્હારી.'

—ઇત્યાદિ

દલપતરામે નર્મદાશંકર માટે આ પદ્ય જોડેલું એ જાણીતી વાત છે. અંદર 'જમ્યો' 'નર્મ ભોજન' એમ વચન આણી નર્મદાશંકરનું નામ ગુપ્ત રીતે મૂક્યું છે. તે નર્મદાશંકરના મિત્રને જ જાણીને સંભળાવવાનો હેતુ તો હશે જ. પણ ખાપરડે તો ઘેર આવીને કહે :—"મ્હારા શા ભોગ લાગ્યા કે ડોસાને મ્હેં કવિતા કહેવાની વિનંતિ કરી? કે આટઆટલી ગાળો મ્હને જ હેણે દીધી!"

અમદાવાદ—તા. ૨-૮-૦૫ બુધવાર 'કાગળ લખ્યા :—૭. વરજભાઈ ( નડિયાદ )

૭. ગાડાની ધરીના અર્થમાં 'આંસ ' શબ્દ વરજભાઈએ વાપર્યો હતો તે કેટલાંક અડવાડિયાં ઉપર મનુભાઇ હસતા હતા ને ખરો શબ્દ 'આંચ' છે એમ કહેતા હતા—લુહાર વગેરે લોકો 'આંચ' કહે છે તે ખરૂં છે. મનુભાઇ કહે 'આંસ' શા ઉપરથી તે બતાવો. પરમ દહાડે તે વિશે વાત વરજભાઈએ કરી તેથી મ્હેં કહ્યું સંસ્કૃત અક્ષ ઉપરથી —તો હેમના મનમાં ઊતર્યું. ગુજરાતી કોશમાં 'આંસ' છે કે 'આંચ' તે જોવાનું વચન મ્હેં આપ્યું હતું. અંગ્રેજી-ગુજરાતી ડિક્ષનરી પટેલવાળીમાં જોયું તો 'આંસ' છે (axis શબ્દની સ્હામે ) —'આંચ' છે જ નહિં તે વાત લખી; ને લખ્યું કે axis અને અક્ષઃ બે મળતા છે. તેમજ લુહાર વગેરે લોકો 'આંચ' બોલતા હશે. તે તો ગ્રામ્યતાના ખોટા ભયથી, ચ નો પ્રાકૃત ઉચ્ચાર થઇ સ જેવો થઈ જઈ-ચારોનું સારો કેટલાક ગામડિયા બોલે છે, તેથી 'આંસ' તે જાણે અશુદ્ધ ગામડિયું હશે કરીને 'આંચ' કહેલું.

'મોહન'નું 'મોસન,' 'ચાલો'નું 'ફાલો', 'છેટું'નું 'ખેટું', 'છેતરવું'નું 'ખેતરવું' કહે છે તેમ.

રત્નાગિરિ—તા. ૨૧-૮-૦૫ સોમવાર : આજ સાંઝે કાબરાજીને ત્હાં હું ગયો. વાત પ્રસંગે કાબરાજી પૂછે છે બીજી કાંઇ કવિતાઓ લખી છે ત્હમે? હૃદયવીણા હેમણે જોઇ નથી જણાતી. તે આપવાનું વચન આપ્યું. સાહિત્ય પરિષદ્‌ની વાત કાઢી. મ્હેં જોડણી વિશે વાત કરી. તો કહે રાસ્તગોફ્તારમાં "સૌરાષ્ટ્રી"ની સહીથી વલ્લભ પોપટે ત્હમારા જોડણીના નિબન્ધ વિશે લખ્યું છે. રાસ્તગોફ્તારનો એ અંક વાંચવાને આપ્યો. સ્ત્રીબોધમાં પણ કહે છે-ખબરદારની 'વિલાસિકા'નું અવલોકન આવે છે તે પ્રસંગે કુસુમમાળા બાબત કાંઇક લખેલું છે. અંક વાંચવા આપશે

મિસિસ કાબરાજી કહે—"હેમને પેલી ચોપડી બતાવવી છે? સ્મિટી?"-પછી સમઝાયું. સ્મૃતિ-કાબરાજીના સ્મરણાર્થે ગયા માર્ચ કે એપ્રિલમાં કવિતાઓ રચાવી ને તારાપુરવાળાએ 'કાબરાજી-સ્મૃતિ' નામની ચોપડી કરી છે તે—મ્હેં વાત કરી કે મ્હને પણ કાવ્ય લખવાનું તારાપુરવાળાએ પૂછ્યું હતું. પણ હું તે વખતે 'જોડણી' જેવા કવિત્વપ્રેરણાની વિરુદ્ધ વૃત્તિના પ્રયાસમાં મશગૂલ હતો. ને મ્હને એમ તરત પ્રેરણાની ઊર્મિ આવતી નથી-તેથી ના લખ્યું.

પારસી ગુજરાતી વિશે ચર્ચા નીકળી. કાંઇક લૂલો બચાવ કરવા લાગ્યા. પણ literary ગુજરાતી માટે તો એ ના ચાલે એ હેમને પણ કબૂલ કરવું પડયું.

રત્નાગિરિ—તા. ૨૫-૮-૦૫ શુક્રવાર : આજ હેમણે (મિસિસ કાબરાજીએ) સ્ત્રીબોધના અંક મોકલ્યા હતા. જુન તથા જુલાઇના; જુલાઇનામાં 'ખબરદાર'ના 'વિલાસિકા', પુસ્તક ઉપર અવલોકન છે. મિસિસ કાબરાજીથી જાણ્યું કે એ તારાપુરવાળાનું લખેલું છે પારસીનું છે એમ તો જણાતું જ હતું.—ભાષા પારસીને માટે સારી છે-પણ હેમાં ખબરદારને છેક ઊંચા આસમાન ઉપર

ચઢાવ્યો છે તે અઘટિત છે; તેમ જ કવિતાના સ્વરૂપનું પણ જ્ઞાન એ લખનારમાં જણાતું નથી. "કવિતાનો અંતરાત્મા અલંકાર છે"—એ હેનો અદ્‌ભુત સિદ્ધાન્ત છે!!! રસ, feeling એ વસ્તુનું તો સ્થાન જ નહિ!-હાવા વિવેચકો જોઇને ખેદનાં અશ્રુ પડે છે!

રત્નાગિરિ—તા. ૨૬-૧૨-૦૫ મંગળવારઃ આજથી મ્હેં ag. collector તરીકે ચાર્જ લીધો–after-noon માંથી )

રત્નાગિરિ—તા. ૬-૩-૦૬ મંગળવાર: કાગળ આવ્યા: આણંદશંકર (અમદાવાદ)

'બેશ' (=સારૂં) તે ફારસી ઉપરથી હોવાનો સંભવ જણાય છે.–કેમકે એ લખે છે પ્રો. કાઉસરને પૂછ્યું તો કહે-બેશ અથવા બિશ ફારસીમાં છે ત્હેનો અર્થ 'ઘણું' એમ છે; હેનો અર્થ કોઇક વખત 'સારૂં' એમ થાય. (જેમ આપણામાં 'અધિક' વપરાય છે). પણ પ્રો. કાઉસર કહે છે-"સારૂં"ના અર્થમાં શબ્દ બહુ વપરાતો નથી. (અર્થ એમ જણાય છે કે 'સારૂં' ના અર્થમાં વપરાતો જ નથી.) પ્રો. દારૂવાળાએ સૂચવ્યું કે 'બેહતર' (બેહ્‌તર) compartive term માંના 'બેહ'નો અર્થ 'સારૂં' એમ છે. તે જોડે કાંઇ સંબન્ધ હોય.

માલગુંડ—તા. ૨૪-૩-૦૬ શનિવાર : આજ સાંઝે અહિં સમુદ્રકિનારે હું ફરવાને ગયો; રેતીનો કિનારો સુન્દર રમણીય હતો. એકંદરે સાયંકાળની શાન્તિમાં હૃદયને ઠારનાર ઉન્નતતાવાળી શક્તિ હતી.-સ્વાભાવિક રીતે મન ભક્તિપૂર્ણ અને અનન્ત પરમ ચેતનમય પુરુષ તરફ મૌનયુક્ત આદરભાવથી વળીને બહુવાર સુધી હું સ્તબ્ધ રહ્યો.

તંબુએ આવીને વસન્તના માઘ તથા ફાલ્ગુનના અંકમાં 'વિશ્વરચના' વિશે વિજુનો નિબન્ધ આવેલો છે હેમાં "મૂળ પદાર્થ અને મૂળ ગતિ આવ્યાં કહાંથી"–એ પ્રશ્ન પૂછી અન્તે અજ્ઞાતવાદની વૃત્તિ બતાવી છે–તે વિષય ઉપાડી લઇને ચર્ચા લખી અને જમી રહ્યા

પછી પાછું લખવાનું શરૂ કરી રાત્રે દસ વાગ્યે ચર્ચા પૂરી કરી. કાલ્ય નકલ કરીને આણંદશંકરને મોકલી દઇશ–વસન્તના અંકમાં છાપવા માટે.

માલગુંડ—તા. ૩૦–૩–૦૬ શુક્રવાર : આજ સ્હવારે અહિં ગામમાં દારૂ દુકાન વગેરે તપાસવાને હું ફરતો હતો. જોડે હેડ કોન્સ્ટેબલ અહિંની પોલિસ પોસ્ટનો હતો. એક ઘર આગળ કૂકડાએ "કૂકડી કૂ!!" કર્યું; એકદમ હેડ કોન્સ્ટેબલે હેની તરફ લાકડી ઊંચી કરી –ચૂપ રહેવાનું કહેતો હોય તેમ!–!! પોલીસનું તેમ જ મેજીસ્ટ્રેટનું સંયુક્ત ગૌરવ કૂકડાને કબૂલ ન હોવાથી અને હેડ કોન્સ્ટેબલે 'યુનીફોર્મ' પહેર્યો નહોતો તેથી પણ,–કૂકડાના ઉપર એ ચૂપ રહેવાની ધમકીની કંઈ અસર થઇ જણાઇ નહિં. પણ બીજી વાર કૂકડી કૂ–કર્યું તો નહીં–તેથી વખતે થઇ હશે!!

વાઘોરણ–તા૦ ૨૧–૪–૦૬ શનિવાર : પત્ર લખ્યા : ડાહ્યાભાઈ લક્ષ્મણ (અમદાવાદ)

જવાબ. ૧૪–૩–૦૬ માહેના કા નો.

ગયા સુન્દરીસુબોધમાં વિચિત્ર વાનાં દીઠાં–' લલિતત્વરિમલ ' (લખનારનું નામ)–એટલે શું? મ્હારૂં સંસ્કૃતનું જ્ઞાન કટાઈ ગયું હશે. પણ આવો શબ્દ તો જાણ્યો નથી.

એ લખનારે હરિણી છન્દમાં પદ્ય લખ્યું છે ને નામ મન્દાક્રાન્તા આપ્યું છે!–કાંઇ ખાસ કારણ હશે?

'પુત્રવતીને' એમ નામે એક લેખ હેમાં છે–તે પદ્ય છે કે ગદ્ય છે કે શું છે તે સમજાતું જ નથી! હાવી રચના–ઓળખવાની શક્તિ મ્હારામાં નથી.

ગીતમાળામાં ત્હારાં કાવ્યો જોઈ ખુશ થયો. કેટલાંક ખરેખરાં સરસ છે. પણ બીજા લેખકોનાં દાખલ કરવામાં કાંઇ ખાસ સારાસાર પરીક્ષા વપરાઈ જણાતી નથી.

હોળીનું તોફાન આ જમાનામાં નાગર છોકરાઓ કરે એ

રત્નાગિરિ—તા૦ ૨૬-૫-૦૬ શનિવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

વસન્તમાં આવેલી બંને હોરીઓ એક બ્રહ્માનંદ નામના સંન્યાસીની બનાવેલી છે. હાલ એ ભાવનગરમાં રહે છે. બાકી દંગેશાં પુષ્કરમાં રહે છે. વેદાન્ત અને યોગ ઉપર હિંદીમાં હેણે ઘણાં પુસ્તકો રચ્યાં છે. થોડું અંગ્રેજી પણ જાણે છે. હેનાં ભજન મોકલ્યાં છે-હેની પ્રસ્તાવના ઉપરથી જણાય છે કે એ ગાયનનો બહુ શોખીન છે.

થોડા દહાડા ઉપર એક ભજનાનન્દ નામના માણસની મુલાકાત આણંદશંકરને થઈ. એ ગૃહસ્થ (પયહેલો છે) વિદ્વાન નથી. —પણ ભજન ઘણાં જ હેને મ્હોંએ છે. હેમાંનાં કેટલાંક તો હેવાં છે કે લખે છે-" They will throw you into raptures " હેનો અવાજ મીઠો છે. અને ગાવાની style સરસ છે. હેણે એક ભજન ગાયું, હિન્દીમાં હતું, દેવીસહાય નામના કવિનું છે. બ્રહ્માનન્દે એ ભજન ઉપરથી જ પોતાની 'હોરી'નો ભાવ લીધો જણાય છે.

રત્નાગિરિ—તા૦ ૯-૭-૦૬ સોમવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

'માનદ મન્ત્રી'ની યથાર્થતા-એ લખાણ મોકલ્યું. (મનસુખરામે ઓનરરી સેક્રેટરીના અર્થમાં એ શબ્દ વાપર્યો છે-તે વસન્તમાં હતું-તે વિશે). 'ફૂલડાં કટોરી' (ન્હાનાલાલ કવિના કાવ્ય) ઉપર ચર્ચાની નકલ ત્હમને મોકલીશ; (નરસિંહરાવ હ. ધ્રુવનું માસિક તો હજી નીકળ્યું નથી તેથી) છાપશો.

'માનદ મન્ત્રી' વિશે લખાણ મ્હેં જાત્ય ઉપર નહિ એમ તથા શાન્ત રીતે લખ્યું છે-તેથી આશા છે કે છાપવાને ત્હમને વાંધો નહિ આવે.

રત્નાગિરિ—તા૦ ૨૮-૭-૦૬ શનિવાર : કાગળ લખ્યા : હિં. ગ. અંજારિયા (મુંબાઈ).

વિક્રમોર્વશીય નાટકની નકલ, પ્હોંચી-ઉપકાર માન્યો, ભાષાન્તર કરનાર કોણ છે તે લખ્યું નથી–કોણ છે? અડચણ ના હોય તો કહેશો.

ઉત્સર્ગો વસન્તમાં અને પછી જૂદા રૂપમાં છપાવવાનું ધાર્યું છે એટલે હવે છાપેલી પ્રત જ મોકલીશ. ફરીથી તપાસી સુધારી ગોઠવવા માંડ્યા છે.

હેને સંબન્ધે પૂછ્યું કે ત્રિવિક્રમવૃત્તિ નામે કોઈ પ્રાકૃત વ્યાકરણમાં 'ત્રો ઞ:' એમ સૂત્ર છે એ વાત ખરી? એ પુસ્તકની તપાસ કરી બને તો પેદા કરવાનુ લખ્યું.

રત્નાગિરિ—તા૦ ૮–૮–૦૬ બુધવાર: કાગળ આવ્યા: બળવંતરાય ઠાકોર (રાજકોટ).

હેમણે શાકુન્તલ નાટકનું ભાષાન્તર કર્યું છે તે બુક કમિટીએ નામંજુર કર્યું છે. તે માટે D. P. I. ને ફરીથી ઠરાવ ફેરવવાને લખવાનુ ધારે છે. તે માટે એ નાટક વિશે મ્હારો અભિપ્રાય માગે છે. પોતાની અરજી જોડે ટાંકવાને. (બીજાના અભિપ્રાય પણ માગ્યા હશે.)

( નાટકની નકલ મોકલી હતી નથી. મ્હેં જોયેલું પણ યાદ નથી. )

રત્નાગિરિ—તા૦ ૨૦–૮–૦૬ સોમવાર: કાગળ લખ્યા: ઇચ્છાશંકર (અમદાવાદ).

૨. અનુક્રમણિકામાં ઇ. સ. ૧૮૮૮ નું મ્હારૂં જોડણીનું પુસ્તક –પૃષ્ઠ ૫–એ ના હોય તો ઉમેરવાનું લખ્યું

શુદ્ધિપત્ર–જોડણીનું–મોકલ્યું. બાકીનું બીજું તૈયાર ફોર્મ આવ્યેથી મોકલાશે. "જોડણી" ના નિબન્ધને માટે "અર્પણ" તૈયાર કરેલું મોકલ્યું. બધી નકલોમાં દાખલ કરવાનું છે (મ્હારી ૫૦ તેમ જ પરિષદ્‌ના રિપોર્ટની નકલોમાં ) અર્પણ નીચે પ્રમાણે છે:–

અર્પણ.

જે યુવકમંડળે, પોતાના અપૂર્વ ઉત્સાહ, પરિશ્રમ અને યોજના-

શક્તિ વડે ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં પ્રથમ જ પરિષદ્‌નો સમારંભ આદરી પાડ્યો, અને એ પરિષદ્‌ની આગળ આ મ્હારા અતિ પ્રિય વિષય ઉપરનો નિબન્ધ વાંચવાનો પ્રસંગ આપ્યો, તે સાહિત્ય સભાના યુવકમંડળને આભાર સાથે આ નિબન્ધ અર્પણ કરૂં છું.

રત્નાગિરિ
તા૦ ૨૦-૮-૧૯૦૬ (સહી) નરસિંહરાવ ભોળાનાથ

( સાહિત્ય સભાને ભલે મ્હારી notes ના tone થી ખોટું લાગે; હું મ્હારે આમ કરતે તે કારણથી અચકાવાનો નથી. )

હમણાં જ મ્હને યાદ આવ્યું કે કેશવલાલ ધ્રુવે પોતાનો "પ્રેમાનન્દ" વિશેનો નિબન્ધ પણ સાહિત્યસભાને-કાંઇક નામ દીધા વિના-અર્પણ કર્યો છે.

હશે-હેમાં પુનરુક્તિનો દોષ નથી. નકલ કરી ગણાય તો ભલે.

રત્નાગિરિ—તા૦ ૨૧-૮-૦૬ મંગળવાર: કાગળ આવ્યા: B. K. Thakore (Rajkot).

શાકુન્તલનાટક (ભાષાન્તર-પોતાનું) પ્લુટાર્કનાં કેટલાંક જીવનચરિત્રોનાં ભાષાન્તર (પોતે તથા ભટ્ટ મળી કરેલાં).

રત્નાગિરિ—તા. ૨૬-૮-૦૬ રવિવાર: કાગળ આવ્યા: હિં. ગ. અંજારિયા (મુંબઇ).

ત્રિવિક્રમવૃત્તિ માટે કામ, માંદગી વગેરેને લીધે તપાસ કરી સક્યા નથી. હવે જરૂર કરશે-ને જવાબ લખશે.

સાહિત્યસભાના મેમ્બર તરીકે રાજીનામું મ્હેં આપ્યું તે વાત હેમને કોકે લખી તે વિશે લખે છે:—

"To-day a friend from Ahmedabad writes to me with heavy regret that you have resigned the membership of Sahitya Sabha. I do not know whether I can request you to enlighten me as to the reasons which led you to take such a step.

"Your presence in the Sabha was a vigour and a force which the Sabha will very badly lose. But we hope you may change your mind and give us the best and most desirable help".

રત્નાગિરિ—તાઃ ૨૭-૮-૦૬ સોમવાર : કાગળ લખ્યા : અંજારિયા (મુંબઈ).

જવાબ. ત્રિવિક્રમવૃત્તિ માટે હું વાટ્ય જોઈશ. દરમ્યાન શિ. દે માં સો લઃ પૈશાચ્યામ્ એ સૂત્ર જડ્યું છે તે વિશે લખ્યું કે લઃ તે ળઃ ને બદલે ભૂલ્ય હશે; કારણો લખ્યાં—સાહિત્યસભાના મેમ્બર તરીકેનું તેમ જ જોડણી અને લિપિ કમિટીના મેમ્બર તરીકેનું રાજીનામું મ્હેં આપ્યાની હકીકત વગેરે ટૂંકામાં પણ પૂરેપૂરી રીતે લખ્યું. મ્હારી એ Notes ની નકલો વરજભાઈ નડિયાદથી બારોબાર મોકલી દેશે તે-લખ્યું. વગેરે.

રત્નાગિરિ—તા. ૩૧-૮-૦૬ શુક્રવાર : કાગળ આવ્યા : કેશવલાલ ધ્રુવ (નડિયાદ).

વરજભાઈએ મ્હારી Notes તથા બધો પત્રવ્યવહાર મોકલ્યો. તે વાંચી લખે છે :—

"સાહિત્યપરિષદ્‌ને સાહિત્યસભા જેવો અર્થ કરે છે તે ઇષ્ટ હોય કે તમે કરો છો તે ઇષ્ટ હોય, તે વાત બાજુ ઉપર રાખી ફળ ઉપર લક્ષ રાખી તેમજ આત્મગૌરવ રક્ષવું ઇષ્ટ ગણી હું તમારી સાથે એકમત થઈ કહું છું કે સાહિત્યસભા જે કમિટી નીમે છે તે કમિટીમાં કામ થઇ શકે નહિ.

"તમે એ કમિટીમાં રહેવા નામરજી બતાવી, તે યોગ્ય જ છે. મારે એ પ્રસંગ હજુ આવ્યો નથી. શાથી જે મને કમિટીમાં નીમવાનું હું જાણતો નથી. તેમનો તે સંબન્ધમાં પત્ર મારા ઉપર છે જ નહિ."

—ચાલો ! મ્હેં અવિચારી કામ અને સાહસ નથી કર્યું"

(રાજીનામાં આપવામાં)—એમ આ તટસ્થ મતથી જણાય છે.

રત્નાગિરિ—તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૦૬ શનિવાર : કાગળ લખ્યા : કેશવલાલ ધ્રુવ (નડિયાદ).

જવાબ. મ્હને હેમની એકમતતા મળી તેથી સંતોષ થયો વગેરે લખ્યું. હેમને પ્રસંગ આવશે જ નહિં. કેમકે ફક્ત પ્રશ્નમાળા જ હેમને મોકલશે. તેથી ચેતવ્યા કે તે વખત પૂછજો કે શા સંબંધે પ્રશ્નના જવાબ માગે છે તથા કમિટીમાં બીજા કોણ કોણ છે વગેરે.

આણંદશંકરે રાજીનામાં રોકયાં છે. જો વચલો માર્ગ કાંઇ નીકળે તો તો ઠીક છે. પણ આશા પડતી નથી. (નકલ રાખી છે).

રત્નાગિરિ—તા. ૨૯-૯-૦૬ શનિવાર : કાગળ આવ્યા : હિં. ગ. અંજારિયા (મુંબઇ).

'બાપીકું' શબ્દ 'બાપદાદાનું' એ અર્થમાં વપરાય છે કે કેમ !—કોઇ ગ્રંથમાં જોયો છે !—પૂછે છે.

જોડણી કમિટી સંબન્ધી બાબત વિશે પછીથી લખશે.

રત્નાગિરિ—તા. ૩૦-૯-૦૬ : કાગળ લખ્યા : હિં. ગ. અંજારિયા (મુંબાઇ).

જવાબ. 'બાપીકું' શબ્દ લાક્ષણિક રીતે ancestral ના અર્થમાં વપરાય ત્હેનાં કારણો લખ્યાં; પિતૃ એટલે બાપ છે પણ પિતરઃ 'બાપદાદા'ના અર્થમાં વપરાય છે; વડીલ=બાપ (મરાઠીમાં) પણ વડીલોપાર્જિત મિલ્કત એટલે ancestral property કહેવાય છે; બાપીકું–એટલે બાપનું—પણ બાપની મારફત જ ancestral મિલ્કત મળે તેથી ancestral એમ અર્થ સંભવે વગેરે લખ્યું.

ઈકું–એ તદ્ધિત પ્રત્યય—'પોતીકું' હેમાં 'pertaining to' ના અર્થમાં આવે છે; 'શેરે પાશેરીકું' હેમાં 'પ્રમાણ'ના અર્થમાં; અને 'પડીકું' (પુટી–પુડી–પડી+ખ્કું) હેમાં સ્વાર્થે આવે છે.

બાપ–તે દેશ્ય થયો ઉપરથી છે—(વાપક:–વાવનાર—અર્થાત્

પુત્ર ઉત્પન્ન કરનાર-એમ કૃત્રિમ વ્યુત્પત્તિ વ્રજલાલ શાસ્ત્રી વગેરેએ આપી છે તે ઠીક નથી), વગેરે લખ્યું.

રત્નાગિરિ—તા. ૨-૧૦-૦૬ મંગળવાર : કાગળ લખ્યા : Dr. Bhandarkar (Poona).

હેમના History of the Deccan માં મહારાષ્ટ્ર દેશનું નામ વરાહમિહિરે બૃહત્સંહિતામાં દક્ષિણમાં આવેલા પ્રદેશનું કરીને લખ્યું છે એમ ત્હમે કહો છો. બૃહત્સંહિતા અહિં જોતાં એ નામ નથી જણાતું તે માટે શંકા પૂછી.

ગુર્જરત્રા ઉપરથી ગુજરાત છે—ગુર્જરત્રા એમ નામ જૂના ગ્રંથોમાં છે એમ ત્હમે મ્હને કહ્યું છે. તો તે ક્યા ગ્રંથમાં વગેરે ખુલાસો પૂછ્યો.

કારણ લખ્યું-East and West માં મ્હેં લખાણ મોકલ્યું છે. Kincaid ના લખાણ ઉપર. ત્હેમાં મહારાષ્ટ્રની વ્યુત્પત્તિ મ્હારત્રરાષ્ટ્ર કરીને બતાવી છે તે હાસ્યજનક છે-તે વિશે મ્હેં લખ્યું છે તે વાત ખુલાસા જેટલી લખી.

રત્નાગિરિ—તા. ૧૮-૧૦-૦૬ ગુરુવાર સંવત ૧૯૬૩ ના કાર્તિક સુદ : કાગળ આવ્યા: ૫. વસન્ત. (કાર્તિક સં. ૧૯૬૩).

આ અંકમાં ગોવર્ધનભાઈ તરફથી 'ચાળણી'-'ચારણી'-એ બાબતનો તથા, તથા મનસુખરામ તરફથી 'માનદ મંત્રી' બાબતનો જવાબ-આવ્યા છે. પોતે પત્ર નથી લખ્યા પણ તંત્રી મારફત જવાબ છે; તંત્રીની સહીથી !! શું આત્મગૌરવ !!!

બંનેના રદિયા આપવાના માર્ગ સ્પષ્ટ છે-તે આપીશ.

રત્નાગિરિ તા. ૨૩-૧૦-૦૬ મંગળવાર : કાગળ આવ્યા : S. R. Bhandarkar (Bombay).

મ્હારા ઘણા દહાડા ઉપરના કાગળનો જવાબ-વિલમ્બ માટે ખુલાસો આપે છે. મે પૂછેલી વાતનો જવાબ લખે છે-ત્રિવિક્રમ-વૃત્તિ છપાઈ નથી, પણ હસ્તલેખ Bom. R. A. So.ની લાય-

બ્રેરીમાં છે. એક નકલ ડૉ. ભાંડારકર કને છે. સૂત્ર લો ळः છે કે लो ळः-પૂછે છે. કુમારપાળચરિત Bm. Sans.માં છપાયું છે ત્હેના appendix તરીકે હેમચંદ્રનું પ્રાકૃત વ્યાકરણ છાપ્યું છે. ત્હેના પૃ. ૧૬૪ મે लो ळः સૂત્ર છે, પણ કહે છે જે ચાર ms.ને આધારે છાપ્યું છે તેમાંના જૂનામાં જૂના તો लो ळः છે. કાગળ લખ્યા :-

S. R. Bhandarkar (Bombay).

ઉપકાર માન્યો. વળી પૂછ્યું :—

(a) કુમારપાળચરિત (હૈમ પ્રા. વ્યાકરણવાળું) ક્યહાં મળશે? (તા. ક.માં ઉમેર્યું કે Edn. Soc. Bom ને પૂછ્યું છે. એ ખરૂં ઠેકાણું હોય તો તે વાતનો જવાબ ના લખીશ.)

(b) ત્રિવિક્રમવૃત્તિની નકલ મ્હારે માટે કરાવી આપીશ? શું ખરચ થશે? બહુ મોટું પુસ્તક છે?

(c) लो ळः હેમાં છે? R. A. Soc.ની પ્રતમાં અથવા ત્હારા બાપ કનેનીમાં જોજે. કિયા અધ્યાયમાં કિયા પાઠમાં છે તે લખ્યું.

(d) ગુર્જરત્રા-કિયા જૂના ગ્રંથોમાં છે?

(e) મહારાષ્ટ્ર દેશ બ્રહત્સંહિતામાં છે એમ ડૉ. ભાંડારકરના દક્ષિણના ઇતિહાસમાં છે. મ્હને પ્રત બ્રહત્સંહિતાની અહિં મળી ત્હેમાં તો નથી, ખુલાસો પૂછ્યો.

(d) તથા (e) બા. હેના બાપને કાગળ લખ્યો'તો તે વાત લખી. એ હવે વૃદ્ધ થયા તેથી વખતે લખી નહિ સકે માટે તું લખીશ-ત્હારાભાઈ દેવદત્તની મદદથી જવાબ લખીશ.

રત્નાગિરિ તા. ૨૫-૧૦-૦૬ ગુરુવાર: કાગળ આવ્યા : ડૉ. ભાંડારકર (પૂના).

જવાબ. પ્લેગને લીધે લાનોળી ગયા હતા; ત્યહાં મ્હારો કાગળ મળ્યો ત્યહાં બધી સામગ્રી જવાબની તૈયાર કરી રાખી હતી. એટલામાં ત્યહાં વળી પ્લેગને લીધે પાછા પૂને જવું પડ્યું. ત્યહાં વળી હેમનાં કોમ્પાઉંડમાં પ્લેગ કેસ થયો હતો-ને રસોડામાં ઉંદર

મુવો-તેથી વળી ન્હાસવાથી ચિન્તામાં હતા-આ કારણથી મ્હને જવાબ લખવો ભૂલી ગયા હતા. પરમ દહાડે ટાઈમ્સમાં મ્હારો પત્ર Kincaidની મુસલમાની કહેવતો વિશેનો વાંચ્યો તેથી યાદ આવ્યું એટલે તરત જવાબ લખ્યો. બધા પ્રશ્નના સવિસ્તર ખુલાસા છે. બહુ સારી રીતે કાગળ લખે છે-ગુજરાત બાબત (ગુર્જરો બાબત) દેવદત્તે (ડૉ. ભાંડારકરના દીકરાએ) એક પેપર વાંચેલાની છાપેલી નકલ મોકલી છે-લખે છે-હેમાં ગુર્જરત્રા નામ સંબન્ધની ચર્ચા ઉપર લાલ પેનસિલની નિશાની કરી છે.

રત્નાગિરિ-તા. ૨૯-૧૦-૦૬ સોમવાર: કાગળ લખ્યા: ૧. T. K. Gajjar (Bombay).

૨. ચમનરાય (જૂનાગઢ).

૧. ચમનરાયને જૂનાગઢમાં ભાષાન્તરનું કામ સોંપવું તે બાબત સૂચના કરી-વગેરે.

૨. તે બાબત-તથા स्नसा (=નસ) એ શબ્દ સંસ્કૃત વૈદકના ગ્રન્થમાં શા અર્થમાં આવ્યો છે તે જડે તો સોધીને લખવાનું લખ્યું.

રત્નાગિરિ—તા. ૨૯-૧૨-૦૬ શનિવાર: કાગળ લખ્યા: આણંદશંકર (અમદાવાદ).

'જોડણી'ની મ્હારી ચોપડીની એક નકલ મળી છે. બાંધણી વગેરે સાધારણ છે. પણ પૂંઠાની બીજી બાજુએ rocking horse નું ચિત્ર શા માટે મૂક્યું છે? પ્રેસવાળા over-artistic થયા!-કે જોડણીનો વિષય તે મ્હારો hobby છે એમ સૂચવવા માટે hobby-horse તરીકે ચિત્ર મૂક્યું છે! તો તો હેના ઉપર મ્હને બેઠેલો પણ બતાવવો હતો!!!

રત્નાગિરિ—તા. ૬-૧-૦૭ રવિવાર: કાગળ આવ્યા. બીજી સાહિત્ય પરિષદના મંત્રીઓ (મુંબઈ).

ઠાકોરલાલ હરિલાલ દેસાઈ, રણજિતરામ વાવાભાઈ મ્હેતા, હિમ્મતલાલ ગણેશજી અંજારિયા-એ ત્રણ જણની સહીથી; આવતા

વર્ષના જુલાઇમાં પરિષદ્ ભરવાની છે, તે પ્રસંગે ચર્ચવાના વિષયોની યાદી છાપેલી બીડી છે. તે વિશે સુધારા વધારા સૂચવવાનું લખે છે– તથા કોઈ વિષય વિશે નિબન્ધ લખવાનું લખે છે.

યાદીમાં વિષયો ઘણા જ ને વિવિધ ભર્યા છે–બહુ જ ambitious પ્રોગ્રામ છે.

ગુહાગર—તા. ૧૦–૧–૦૭ ગુરુવાર : કાગળ લખ્યા : નરહરરામ માધવરામ (નડિયાદ).

ગોવર્ધનરામભાઇ ગુજર્યા બાબત દુઃખપ્રદર્શન. ગુજરાતી સાહિત્યને ખોટ પડી તે તો બધાને લાગશે. મ્હને તો મ્હારા ઉપર એ બન્ધુભાવ રાખતા હતા તેથી કુટુમ્બી જેવું દુઃખ થાય છે—વગેરે.

ગુહાગર—તા. ૧૨–૧–૦૭ શનિવાર : કાગળ આવ્યા. તંત્રી 'વસન્ત' (અમદાવાદ).

ગોવર્ધનભાઇના મરણને લીધે હેમના સંબન્ધી લખાણોનો સંગ્રહ વસન્ત તરફથી બ્હાર પાડવો છે. મ્હને કાંઇ લખી મોકલવાનું કહે છે.

ગુહાગર—તા. ૧૪–૧–૦૭ સોમવાર : કાગળ લખ્યા. આણંદશંકર (અમદાવાદ).

વસન્તના તંત્રી–મહેરબાન સાહેબ–એમ અંદર લખી–લિ. સેવક ન. ભો.ના નમસ્કાર એમ કરી હેમના official પત્રનો જવાબ લખી લખ્યું કે ગોવર્ધનભાઇ સંબન્ધે reminiscencesનો લેખ લખવા માંડ્યો છે તે ત્હમારી સૂચના પ્રમાણે મોકલી દઈશ—જલદી.

મુંબઈ—તા. ૩–૨–૦૭ રવિવાર :

ચંદાવરકર તથા ગોકળદાસ સાંઝે ધનકોરબાઇ પાસે આવ્યા હતા. તે વખત ચંદાવરકર મ્હને એકાએક પૂછે છે—"ગુજરાતીમાં ઉત્તમ scholars (વિદ્વાન) કોણ છે?" મ્હેં કહ્યું—"આ સવાલ

જરાક એકાએક આવ્યો છે." પછી મ્હેં હેતુ પૂછવાથી—કાંઈક જાણે ગૂઢ વાત હોય એમ કરીને—કહ્યું કે યુનિવર્સિટીની પરીક્ષામાં ગુજરાતી માટે curriculum તૈયાર કરવા માટે કમિટી નીમવા માટે ત્રણ વિદ્વાનનાં નામ જોઈએ છીએ, મ્હેં-કેશવલાલ ધ્રુવ તથા કમળાશંકર ત્રિવેદીનાં નામ આપ્યાં. ત્રીજા માટે હું વિચાર કરતો હતો એટલામાં ચંદાવરકર કહે—"મુંબાઈનો કોઈ નથી? ગોકળદાસનું નામ ગણીશું!" મ્હેં કહ્યું—"હેમની જ રૂબરૂ-આ સવાલ મ્હને કઢંગી સ્થિતિમાં મૂકે છે. હા કહું તો કહેશે મ્હને ખુશ કરવાને હા કહી-ના કહું તો તો વિચિત્ર!! ગોકળદાસ જાતે જ મદદે આવ્યા-ને કહે-મ્હારી વાત પડતી મૂકો. પછી ગોકળદાસે હરગોવિન્દદાસ કાંટાવાળાનું નામ બતાવ્યું. મ્હારે પણ લાચારીથી એ નામ સ્વીકારવું પડ્યું. ચંદાવરકરની નોટ બુકમાં એ ત્રણ નામ મ્હારે હાથે લખ્યાં. પ્રમુખ થવાને લાયક કોણ? એમ ચંદાવરકરે પૂછતાં-કેશવલાલનું નામ કહ્યું.

રત્નાગિરિ—તા. ૧૦-૨-૦૭ રવિવાર: કાગળ આવ્યા. આણંદશંકર (અમદાવાદ).

ગોવર્ધનભાઈનાં reminiscences વિશેનો લેખ હેમણે વાંચ્યો. બહુ રસ પડ્યો. "Memorial numberને લાયક એ નહિં હોય એમ ક્ષણભર પણ કેમ કલ્પના કરી!—ત્હમારી કલમથી લખાયલા સર્વ વિષય મ્હને તેમ જ ગુજરાતી વાચક મંડળને હમેશાં સ્વીકાર્ય જ હોય તે a priori વિચાર બાદ કરતાં પણ—આ લખાણ મ્હેં સાદ્યન્ત એક બેઠકે વાંચ્યું-હેતું રસિક હતું"—એમ લખે છે.

ચિપલૂન—તા. ૨૦-૨-૦૭ બુધવાર: કાગળ લખ્યા: આણંદશંકર (અમદાવાદ).

"શું"ની વ્યુત્પત્તિમાં किंस्विद् એ પ્રાચીન ગુજ. રૂપ આવે છે તે વિશે-તથા बुभुक्षानुं 'ભૂખ' થવામાં ક્ષનો લોપ નહિ પણ बुभुक्खा-बुउक्खा-भुक्खा એમ ક્રમ છે, એ બતાવનારું લખાણ મોકલ્યું.

વસન્તના પાછલા અંકોમાં 'શું-એ શું છે?' અને "ખેસવું શબ્દની વ્યુત્પત્તિ" એમ મ્હેં લખાણ લખ્યાં હતાં હેમાં ઉપરની વાત સુધારાવધારા તરીકે ઉમેરવાની છે-કહીને. લખાણની નકલ રાખી છે.

લવેલ—તા. ૨-૩-૦૭ શનિવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

"ધુવડ"-કાવ્ય સુશીલા બારોબાર મોકલશે. તે વિશે કેટલોક ખુલાસો લખ્યો. ફૂટનોટમાં છંદની યોજના વિશે લખ્યું છે તે વિશે જરૂર બતાવી.

Poeનું કાવ્ય મ્હેં જાતે કદિ વાંચ્યું નથી. માત્ર કોલેજમાં સાંભળ્યું'તું વગેરે વાત લખી.

લવેલ—તા. ૩-૩-૦૭ રવિવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

એક લખવું રહી ગયું છે તે લખું છું. 'ધુવડ' કાવ્યની ફૂટનોટમાં છન્દના માપ વિશે લખતાં તાલ દર્શાવવા તે તે સ્થળે અક્ષર ઉપર ચિહ્ન છે તે બરાબર છપાય તે માટે વ્યવસ્થા કરશો.

મ્હારી કાવ્યની આટલી કીમત માગું છું તે બહુ આકરી નહિ ગણો. "ધુવડ"—એ કાવ્યના દુઃખવાદના વલણને લીધે મ્હારા સુખવાદની લાગણીને જરાક ક્ષોભ લાગતો હતો—ને તેથી 'કોકિલા'ને આણીને બીજો ભાગ પૂરવણી-રચવાનો ધાર્યો હતો. થોડોક શરૂ પણ કર્યો હતો. પણ પછી આખર રસિકતાની ઝીણવટ જીત પામી —ને 'ધુવડ' એકલું જ રહેવા દીધું. પ્રથમ દર્શને જે 'કદી નહિં'નો ધ્વનિ ધુવડ કરે છે ત્હેનાથી દૂરતમ ધ્વનિ હેની ભેળે સંભળાય એમ રાખ્યું. "ધુવડ"માંની એક સ્થિતિની વૃત્તિ છે-ત્હેને હેમાંનો દુઃખ-ધ્વનિ મટાડવાનો સ્પષ્ટ રીતે સુખમય સાર બતાવનાર પૂરવણી જોડીને હેની કવિત્વની ખૂબી કચળાવવી ઠીક ના લાગી.

પરંતુ વખતે 'કોકિલા'નું કાવ્ય જૂદું જ રચું તો રચું— ઉપરના પ્રકારે-પરંતુ તે સફળ થશે કે કેમ તે શક છે. જીવન અને

વસ્તુના કરુણમય સ્વરૂપે મ્હારા ઉપર દબાણ કરવા માંડયું છે એમ ભય રહે છે. પરંતુ એ નબળાઈ-જેટલે અંશે નબળાઇ છે તેટલે અંશે-જીતવાની આશા રાખું છું.

ધામણ્ંદ—તા. ૬-૩-૦૭ બુધવારઃ કાગળ લખ્યાઃ આણંદશંકર "ધ્રુવડ"-કાવ્યમાં ૪ થા શ્લોક પછી બીજા ત્રણ શ્લોક ઉમેર્યા-તે મોકલી તે બાબત સૂચના લખી.

ખેડ—તા. ૧૩-૩-૦૭ બુધવાર : કાગળ આવ્યા : કેશવલાલ ધ્રુવ (નડિયાદ).

જવાબ. "જોડણી"નું મ્હારું પુસ્તક બધું વાંચી ગયા. ભેટ માટે ઉપકાર માને છે-લખે છે-"હમે જાણો છો કે જૂજ બાબતમાં મતભિન્નતા છતાં આપણે એ વિષયમાં એકમત છીએ. ને શબ્દ-વિદ્યાના સંબન્ધમાં તો એકરસ જ છીએ."

સાહિત્ય પરિષદ્ માટે લેખ લખવાને માટે મ્હને સૂચવે છેઃ- "અપભ્રંશ ભાષા પૂર્વ પ્રાકૃતથી શાબ્દિક દૃષ્ટિએ કેટલી બધી ભિન્ન છે, અને ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી વગેરે સાથે કેટલો નિકટ સંબન્ધ ધરાવે છે એ વિષય."

એ પોતે-"કવિતા (verse)નાં જુદાં જુદાં સ્વરૂપ જે અહિં પ્રસિદ્ધિમાં આવ્યાં છે" તે વિશે લખવાનું ધારે છે.

"હેનું પ્રાણતત્ત્વ જે શ્રવ્યબંધ (rhythm) તે એ કવિતાનાં સ્વરૂપોમાં ક્યહાં કેવી રીતે પ્રકાશે છે." તે વિશે વિવરણ કરવું ધારે છે. "કાવ્ય (poetry), કવિતા (verse) અને સંગીત (music)નો વિષયવિભાગ સ્પષ્ટ કરવાની ઇચ્છા છે." લખે છે- "મુશ્કેલી બહુ છે. સંગીત મ્હારું અનધિગત છે. વૈદિક કવિતાનું સ્વરૂપ પૂરેપૂરું મ્હારા કળવામાં નથી. તેમ છતાં એ દિશામાં કાંઈ કરવું-કાંઈ લખવું-કાંઇ કહેવું જરૂરનું છે. વિષયની ઉપયોગિતા અને મહત્તા આગળ કરીને અને મ્હારી યોગ્યતા પાછળ નાખી યથાશક્તિ પ્રયત્ન કરવા સંકલ્પ થયો છે. તે સર્વસહાયક પરમેશ્વર પાર પાડશે."

આ વિષય વિશે મ્હને નડિયાદમાં હેમણે વાત કરી હતી; તે ઉપરથી જણાય છે કે ચર્ચા અપૂર્વ અને રસિક થશે.

હુરણાઇ—તા. ૧૮-૩-૦૭ સોમવાર : કાગળ લખ્યા. રમણભાઇ (અમદાવાદ).

'The Raven' વિશે લખ્યું મ્હને એ મૂળ કાવ્યની મતલબ કશી યાદ નથી–સુભાગ્યે કે દુર્ભાગ્યે–એટલે મ્હારા 'ઘુવડ'માં કેટલે અંશે હેનું સ્વરૂપ પૂરૂં આવ્યું છે કે કેમ–તે કહી નહિ સકાય. ત્હમારી કને હોય કાવ્ય તો જોઈ સકશો.

દાપોલી—તા. ૨૪-૩-૦૭ રવિવાર : કાગળ લખ્યા : કેશવલાલ ધ્રુવ.

"ઘુવડ" કાવ્ય રચ્યું છે તે વિશે વાત લખી. દુઃખવાદ અને કરુણ રસની છાપ હેમાં છે. પરંતુ તે ક્ષણિક વૃત્તિની છાયા છે. એથી કાયમના સુખવાદને ક્ષોભ પ્હોંચતો નથી. પરંતુ જીવનના અનુભવ વધતાં કરુણ રસની છાપ હૃદય ઉપર વધારે બેસે છે એ તો ખરું જ. ખરું જોતાં યોગ્ય મર્યાદાવાળો કરુણ રસ તે સર્વ રસમાં વિલક્ષણ ઉત્તમતા ધારણ કરે છે.

દાપોલી—તા. ૨૬-૩-૦૭ મંગળવાર: કાગળ આવ્યા : વસન્ત (ફાલ્ગુન સં. ૧૯૬૩) શુ. પો.

આ અંકમાં બે લખાણો છે–એક રમણભાઈનું ને બીજું વિષ્ણુનું–તે પાછલા અંકથી અનુસંધાનમાં છે. ને તે પાછલા અંકમાં જોયેલાં લગારે યાદ નથી આવતાં તેથી લાગે છે કે માઘ માસનો અંક આવેલો જ નહિ હોય. તે માટે હવે માગણી કરીશ.

આ અંકમાં અંજારિયાના કાવ્યમાધુર્યનું અવલોકન છે. હેમાં આણંદશંકરે મ્હારા માટે બે બોલ સારા લખ્યા છે :–લખે છે— "આધુનિક કવિઓમાં દરેકની કાંઈક ને કાંઈક વિશિષ્ટતા છે જ; તથાપિ જો ઉપલક્ષણરૂપે હેમાંથી એક જ કવિ લઈ હેને નામે વર્તમાન યુગ આંકવાની ઇચ્છા હોય તો રા. નરસિંહરાવનું નામ જ

પસન્દ કરવું જોઇયે; અને તેથી રા. અંજારિયાનું પુસ્તક રા. નરસિંહરાવના "મંગળાચરણ" કાવ્યથી આરંભાઈ હેમના જ 'અવસાન' કાવ્યથી સમાપ્ત થાય છે હેમાં સંપૂર્ણ ઔચિત્ય છે.

પછી મ્હારાં કેટલાંક કાવ્યો વિશે બહુ મર્મજ્ઞ ટીકા થોડા થોડા શબ્દોમાં કરી—બે એક પાનાં રોકયાં છે.

દાંપોલી—તા૦ ૧૦-૪-૦૭ બુધવાર : કાગળ લખ્યા : વરજભાઈ (નડિયાદ).

ખાંડવાળા માટે કવિતા ગમે ત્હેવી પણ કરી હોત તો હેને તો સંતોષ થાત–લખો છો. પરંતુ હું બીજાઓના સંતોષ માટે કવિતા નથી લખતો. અને મ્હને સંતોષ ના આપે હેવી કૃતિ બીજાને આપવાનું મ્હને ગમતું નથી,—એ વાત ત્હમે ભૂલી જાઓ છો. આ મ્હારામાં દોષ હશે. પણ તે માટે મ્હારો ઉપાય નથી. એક બીજો દાખલો (બુલબુલ-કાવ્યનો તો ગયે વખત આપ્યો જ હતો. ને બીજો દાખલો) લખ્યો; ૧૧ વર્ષ ઉપર બાપુએ પોતાના "અપહૃત કુમુદ" નામના નોવેલ માટે અર્પણ-હેની ગુજરેલી વહુને અર્પણ-બનાવી આપવાનું મ્હને ઘણું કહેલું. મ્હેં છેક સુધી ના કહેલી-મ્હારી કવિતા દેવીએ જ ના પાડેલી-આખર કેટલે મહિને ઊર્મિપ્રેરણા ઉત્પન્ન થઇ. હેના હૃદયની જોડે સમભાવના પ્રગટ થઇ—અને કવિતા રચાઇ; તે હજી સુધી મ્હને ગમે છે હેવી થયેલી છે.

"ઉષા ઝગકતાં કર પીંછી લઇ, આલેખી છબી એક" વગેરે લાવણ્યમયી છે તે.

વેસાવા—તા૦ ૭-૫-૦૭ મંગળવાર.

રાત્રે લોકલટ્રેનમાં આંટરોડ ગયો મેલ ટ્રેનમાં અમદાવાદ જવા માટે. આંટરોડ સ્ટેશન ઉપર ભૂલાભાઇ (એડવોકેટ. ગુજરાત કૉલેજમાં પ્રોફેસર હતા તે) મળ્યા. વાત કરતાં મ્હને કહે છે—ત્હમારૂં "અજશિશુ' કાવ્ય ગુજરાતી વાંચનમાળામાં દાખલ થયેલું મેં વાંચ્યું. એ કાવ્ય બહુ strong poem છે." મ્હેં પૂછ્યું strong એટલે શું!

શા અર્થમાં કહો છો?"—કશું સમઝાવી સકયા નહિ, ( strong poetry એ આજ જ અપૂર્વ criticism નો શબ્દ સાંભળ્યો. )

અમદાવાદ—તા૦ ૮-૫-૦૭ બુધવાર: અરુણ મ્હને ભૂલી ગયો નથી. હવે તો 'દાદા' વધારે સ્પષ્ટ રીતે કહે છે. મ્હારી જોડે બહુ વખત સુધી બપોરે રમ્યો.

વેસાવા—તા૦ ૨૧-૫-૦૭ મંગળવાર: કાગળ આવ્યા:

૧ ખબરદાર ( દમણ )-કાર્ડ

૨ „ ( „ )-બુ. પો.

૨ જ્ઞાનસુધા ( મ્હેં મોકલેલું તે ) પાછું મોકલેલું.

૧ તે મોકલવાની સૂચના. લખે છે—'વસન્તોત્સવ' ઉપરની આપની સબળ ટીકા વાંચી હું સંતોષ પામ્યો છું. એ લેખ બહુ ઉત્તમ રીતે ઊંડી પરીક્ષાથી લખાયેલો છે."

રત્નાગિરિ—તા. ૧૩-૬-૦૭ મંગળવાર: કાગળ લખ્યા: વ્રજભાઇ (કાલેલ).

વર્તમાન. મનુભાઇના પ્રાયશ્ચિત્તની સવિસ્તર વાત લખી, વસન્તમાંનાં લખાણો તરફ ધ્યાન ખેંચ્યું.

સ્નેહમુદ્રામાં-નીચેની પંક્તિયો છે:—

"પ્રભાત પળમાં થયું દેખાડું!
ઉષા પણે આવે!
અંધકાર, તુજને હંફાવી
ધક્કેલી કાઢે.
જાત મુજ-મુજ પ્રજા સુકોમળ,
હતી તેવી થાશે,
અંધકારને હંફાવી, જય ભવિ-
ષ્યનો ગાશે."

તે વિશે લખ્યું કે-ગોવર્ધનભાઈની કવિતામાં લાલિત્ય અને કલા-વિધાન નજરે નથી પડતાં હેનો આ ઉત્તમ નમૂનો છે. 'હંફાવી', 'ધક્કેલી',

—જેવા ગ્રામ્યકલ્પ શબ્દો, તેમજ 'પળમાં થયું દેખાડું' જેવા અતિ સાદા–(અસુન્દરતાની સાદાઈવાળા) શબ્દો, અને 'જય ભવિષ્યનો થાશે', જેવાં શુષ્ક વચનો–ધ્યાન ખેંચે છે. અહંતાના દોષનું જોખમ સ્વીકારીને પણ કહું છું કે હાના વિરોધમાં હૃદયવીણામાંની—એ સ્વપ્નદર્શનની છેલ્લી દશ પંક્તિઓ સરખાવો (હેમાં પણ હાવી જ પણ અર્થાન્તરની કલ્પના છે):—

(સોરઠા)

"એ રચના કંઈ દૂર
દિવ્ય આશ દર્શાવતી !
ઉજ્જ્વલ તેજઃપૂર
ઉષા સનાતન ઊગી જો !"

(રેખતો)

સુણી વેણુ હું ઊઠયો જાગી
નજર પૂર્વ વ્યોમમાં નાંખી;
સુરભિગન્ધિ કુસુમ ચૂમતી
ઉષા આવી જ રૂમઝૂમતી !
જલધિજલમાં દીઠી ન્હાતી
ગગનસુન્દરી શી મલકાતી !
મધુર ગાન ભાવિનાં ગાતી
ઉષા આવી અમી પાતી !

ભેદનાં અંગ સ્પષ્ટ જ છે. જણાવવાની જરૂર નથી–સંસ્કૃતમય ભાષા એ ભેદનિદાન નથી; સ્નેહમુદ્રામાં અતિ સંસ્કૃતમય ભાષા ઘણીએ ખડકેલી છે, છતાં લાલિત્ય તેથી સાધિત થતું નથી.

રત્નાગિરિ—તા. ૬–૭–૦૭ શનિવાર : કાગળ લખ્યા : મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતા (મુંબાઇ), ૪ ઠાકોરલાલ (મુંબાઇ).

'ગુજરાતના કવિઓ'-વિશેનું હેમનું ચોપાનિયું પ્હોંચ્યું. ઉપકાર માન્યો. બે ત્રણ વાતો વિશે લખ્યું :—

(a) મણિલાલ દ્વિવેદીને અન્યાય આપ્યો છે ત્હમે; હેમનાં 'અભેદોર્મિ'નાં કાવ્યો તથા 'કાન્તા' નાટક હેમાં કવિત્વ તથા કલા ઉત્તમ છે. હેમની કવિતા ઉત્તમ પંક્તિની નથી કહો છો તે માટે બીજા–અને ત્હેમાં હું પણ–વાધો લે એમ છે.

(b) મણિશંકર ભટ્ટ તથા ન્હાનાલાલ દલપતરામને ન્હાના ટાઈપમાં ને જરાકમાં પતવી દીધા છે.—સાધારણ કવિ તરીકે–તે વાજબી નથી. બંનેની કવિતાઓ ઉત્તમ છે.

(c) ખબરદારને–શુદ્ધ ગુજરાતી ભાષા માટે તથા કવિતા માટે –વધારે પ્રધાનપદ આપવું જોઈતું હતું.

(d) ત્હમે લખો છો–નરસિંહરાવે અશ્રેષ્ઠ ઢબની blank verse માં કવિતા રચી છે. તે મ્હને આજ જ ખબર પડી ! એક કાવ્ય "જોને પેલી દીન કુમુદિની એકલી" શિવાય blank verse મ્હેં કરેલી યાદ નથી.

પરિષદ્‌માં લેખ ૨૦ મિનિટથી વધારે વખત નહિં વાંચવા દેવામાં આવે એમ છે તો મ્હારાથી 'અભિનયકલા' વિશેનો લેખ નહિં મોકલાય. એ વિષયને ન્યાય આપીને એટલો ટૂંકો લેખ નહિં લખાય. માટે મ્હેં વચન ભાંગ્યું ના ગણશો વગેરે લખ્યું.

મુંબાઈ–તા૦ ૯–૯–૦૭ સોમવાર : ( સાહિત્ય પરિષદ્ પ્રમુખ કે. હ. ધ્રુવ: )

ગોવર્ધનભાઇના સ્મારકનો ઠરાવ પરિષદમાં થયો. કમિટી નીમાઈ. અંબાલાલે બહુ ઉત્સાહક ભાષણ તે સંબન્ધે કર્યું. એક લાખ રૂપિયાનું ફંડ કરવું એમ ઉત્સાહ પ્રેર્યો. જેટલું થાય તેટલું ખરૂં. પંદર વીસ હજાર તો ભરાયા ગણાવ્યા.

બર્વેએ સંગીતની શ્રુતિયો ૨૨ નહિં પણ ૨૪ હોવાથી સુઘટિતતા આવે છે તે વિશે નિબંધ વાંચ્યો–ગાયન તથા વીણાથી બતાવીને. હેના કહેવામાં સારસ્ય જણાય છે. પણ શ્રુતિ તે શું તે વિશે હજી સંપૂર્ણ ખાતરી થતી નથી. બર્વે શ્રુતિ તે સ્વરોની તીવ્ર

કોમળ, તીવ્રતર વગેરે વિકૃતિયો છે એમ કહે છે. તો ષડ્જ અને પંચમ અવિકૃત સ્વર છતાં હેમની ચાર શ્રુતિયો કેમ મનાય છે ?– એ શંકા ઊભી રહે છે. મ્હને એમ લાગે છે કે પ્રત્યેક સ્વરનું જોડેના (આગલા) સ્વર સુધીનું pitch નું અંતર માપનાર શ્રુતિયો છે એમ હશે. પણ હજી તે બાબત પણ ખાતરી નથી થતી.

× × ×

પછી બૅંડમેનની નાટક કંપનીનો ખેલ જોવાને હમે બધા ગયા. હું નલિન, રમણભાઈ, વિદ્યા, લલ્લુભાઈ, સુમતિ વગેરે. East Lynn નું નાટક હતું. એકંદરે સર્વે પાત્રોના વેશ ભજવનારાં સર્વે ઉત્તમ રીતે અભિનય કરતાં હતાં. ન્હાનું છોકરૂં પણ સ્વાભાવિક રીતે અભિનય કરતું હતું. ક્યાંમાં કૃત્રિમતા ન્હોતી. નાયિકા થનારી નટી ( મિસ ફ્લોરેન્સ હેમર Florence Hamer )નો અભિનય તો કલાપૂર્ણ અને હૃદયદ્રાવક હતો. મ્હને પણ વખતોવખત આંખ્યમાં આંસુ આવતાં હતાં, બધાંને આવતાં હતાં. નાટક થઈ રહ્યા પછી ઘેર જતે આખો રસ્તો હું ગંભીર વિચારના મૌનમાં જ લીન રહ્યો; એટલી એ અભિનયની ઉન્નત કરનારી અસર હતી. ( બીજે દહાડે રમણભાઈ કહેઃ–" મ્હને બે કલાક સુધી ઊંઘ ના આવી. હેવી એ અભિનયની ઊંડી અસર થઈ હતી.")

મિસ હેમરની અભિનયકલા ખાસ ઉત્તમ હતી. અંગવિક્ષેપ અત્યન્ત થોડા. સ્વાભાવિક, ઉચિત, લલિત; મુખમુદ્રાથી તથા સ્વરવિકૃતિથી બધું કાર્ય સાધવાની કળા; વગેરે અનેક ગુણોથી પરિષદમાં મ્હારા ગઈ કાલ્ય વાંચેલ 'અભિનયકલા'ના નિબન્ધનું પ્રત્યક્ષ દૃષ્ટાંત મળતું હતું. અવાજની સુશ્રવ્યતા પણ હેવી હતી કે પોતાના મરણપથારીએ પડેલા છોકરાના મુખ ઉપર પોતાનું મુખ નાખી દઈને ગદ્‌ગદ કંઠે બોલતી હતી તે પણ પ્રેક્ષક ભૂમિના દૂર ભાગમાં પણ સુવ્યક્ત રીતે સંભળાતું હતું અને સમઝાતું હતું. ( આપણે તો પાસે બેઠે બેઠે વાત કરતાં જરાક આગળો મ્હોં ઉપર

રાખીને બોલિયે છિયે તો સુવ્યક્ત બોલી નથી સકતા—હેવા બહુ-જણ જોયા છે ! )

એક ઝીણી રસિકતાની ખૂબી મેં પ્રથમ જ દીઠી;-પાત્ર વર્ગ -મુખ્યત્વે નાયિકા, નાયક વગેરે મુખ્ય પાત્રો રંગભૂમિ ઉપર સ્વાભાવિક રૂપની સ્થિતિમાં જ ઊભાં રહેતાં હતાં-બોલતાં ચાલતાં હતાં -તે વખતે પણ હેમની સ્થિતિવૃત્તિયો (attitudes) હેની મેળે જ હેવી ગોઠવાતી હતી કે પ્રત્યેક સ્થિતિનું એક કલામય-ઝીણાં ઝીણાં અંગોમાં અન્યોન્ય પ્રતિબિમ્બ, સમપ્રમાણતાની રેખા વગેરે અંશો સાચવનારૂં-ચિત્ર જ બની જતું હતું. ચિત્રકલામાં સાચવવાના અંશ આમ અહિં રંગભૂમિ ઉપર સધાતા હતા ! આ અદ્ભુત ઝીણું અકૃત્રિમ કલાવિધાન હતું.

એક બે ઝીણી વાતો પણ ધ્યાન ખેંચનારી હતી. ન્હાનું બાળક પણ રંગભૂમિ ઉપર પ્રવેશ કરતું અથવા નિષ્ક્રમણ કરતું તે જાણે સ્વાભાવિક રીત્યે જ નિત્યજીવનના વૃત્તાન્તમાં વર્તન કરતું હોય એમ થતું. કૃત્રિમતા કે કઢંગાપણું હેમાં પણ ન્હોતું પ્રવેશ પામતું.

આ નાટકગૃહમાં એક ગોઠવણ નવી દીઠી. એક પ્રવેશ અને બીજા પ્રવેશ વચ્ચે બધા દીવા ( વીજળીના ) બંધ કરી નંખાતા. અંધકાર જ રહેતો ( માત્ર અંકો વચ્ચે અજવાળું રહેતું )—અને નાટક ચાલતી વખતે પણ footlights તથા રંગભૂમિના દીવા નટવર્ગ ઉપર મૃદુ તેજમાં પ્રકાશ નાંખતા અને પ્રેક્ષક વર્ગ અર્ધાન્ધકારમાં જ રહેતો. હાનો હેતુ શો હશે ? હું ધારું છું કે આ યુક્તિથી બે કાર્યો સધાતાં હતાં :—

(૧) પ્રેક્ષક વર્ગ કરતાં રંગભૂમિ ઉપર વિશેષ-પણ મૃદુ પ્રકાશ પડવાથી રંગભૂમિ ઉપરના દેખાવની pictorial effect ( ચિત્રવત્ ચમત્કાર ) સબળ થતી.

(૨) પ્રેક્ષક વર્ગ અર્ધાન્ધકારમાં હોવાથી નટવર્ગની નજરે તે-

વ્યક્ત રૂપે ના પડવાને લીધે સભાક્ષોભ–પ્રેક્ષક મંડળ તરફ અયોગ્ય ધ્યાન–વગેરે ક્ષતિયોનો સંભવ ટળી, નટવર્ગ પોતાના કલાવિધાનમાં જ નિમગ્ન રહી સકતો.

આ મ્હારી કલ્પના માત્ર છે.

દીવાની વ્યવસ્થાના પ્રયોજન વિશે ઉપર જે કહ્યું છે તેમાં પ્હેલો મુદ્દો સાચો છે પણ બીજો મુદ્દો ખરો નથી. કુશળ કળાકારને સભાક્ષોભ કેવો ? પ્રેક્ષક પ્રત્યે ધ્યાન ખેંચાઈ કલામાં ક્ષતિ થાય એ વાત સિદ્ધ કલાકારને અપમાન જ લાગશે. પ્રેક્ષક વિભાગમાં દીવા હોય તો રંગમંચના ઉપર યોજવામાં આવતી પ્રકાશ–યોજના ઝાંખી પડે. એવું ન બનવા પામે, અર્થાત્ પ્રેક્ષકોનું ધ્યાન રંગમંચ ઉપર જ ઠરી રહે અને પરિણામે રંગમંચ પરની પ્રકાશયોજના ધાર્યું કામ કરી શકે તેટલા માટે જ પ્રેક્ષકોને બેસવાના સ્થાનમાં અંધકાર રાખવામાં આવે છે. સંપાદક

× × ×

નાટક ચાલતું હતું તે વખત રમણભાઈ જોડે મ્હારે તદ્રૂપાનુભવ વિશે કેટલીક ચર્ચા થઈ. મ્હેં કહ્યું:–"આપણે જાણિયે છિયે કે આ માત્ર અનુકરણ છે, ખરેખરા બનાવ નથી; છતાં આપણા હૃદયનાં ઊંડાણને સર્વ વૃત્તાંત સ્પર્શે છે, હૃદય દ્રવે છે, આંસુ આપોઆપ ગરે છે; આ ઉપરથી અનુમાન થઈ સકે કે નટને પણ તદ્રૂપાનુભવ ઉત્પન્ન થાય તો જ આ સામર્થ્યવાળો અભિનય સિદ્ધ થાય; નટ પણ આપણી પેઠે જ આ વૃત્તાન્તની અવાસ્તવિકતા જાણે છે, અનુકરણ કરૂં છું એમ સમજે છે, છતાં કરુણાદિક અનુભવ તદ્રૂપ અનુભવે છે, ત્ય્હારે જ સાફલ્ય થાય છે."

રમણભાઈ કહેઃ–"પણ નટ તો આપણા કરતાં વધારે પાકી રીતે જાણે છે કે આ બધો હું ઢોંગ જ કરૂં છું. તેથી હેને આપણા જેવી લાગણી શી રીતે થાય !"

મ્હેં કહ્યું:–"એ ખરૂં. પરંતુ હેને પણ પોતાના પાત્રસ્વરૂપ જોડે સમભાવ થયા વિના સ્વાભાવિકતા અભિનયમાં ઉત્પન્ન કરાય

જ નહિં" આમ કહી એડમંડ અને ચાર્લ્સ કીન, મિસિ સિડન્સ, વગેરે નટનટીઓના દષ્ટાન્ત ટૂંકામાં આપ્યાં, તેથી રમણભાઈની કાંઈક ખાતરી થઈ હોય એમ લાગ્યું.

મુંબાઈ—તા૦ ૧૦-૯-૦૭ રવિવાર : આ પરિષદ્ વખતે 'લલિત' નામથી કાવ્યો લખનાર ગોંડળના રહેવાશી જન્મશંકર (?) નુ ઓળખાણ અંજારિયાએ કરાવ્યું હતું. તે આજ સ્હવારે ગજ્જરને બંગલે આવ્યા હતા-જવાન છે. હેને મ્હેં પૂછયું કે-'લલિત-ત્વરિમલ' એમ ત્હમે સહી જેવું લખો છો તે 'ત્વરિમલ' એટલે શું ? એ શબ્દ તો જાણ્યો નથી, તો કહે-લલિતા એ મ્હારી પ્રથમ પત્નીનુ નામ હતું-તે ઉપરથી લલિત નામ મ્હેં રાખ્યું છે-ને 'ત્વરિમલ'માં મ્હારા માતાપિતા વગેરેની સંજ્ઞા સમાવી છે. આ confidential છે. ભલે !-પણ હેની વિચિત્રતા તો મ્હને એની એ જ લાગશે ! એ 'લલિતે' સ્હવારે જે ટીકા કરી હતી તેજ ટીકા સાંઝે ટ્રામમાં ખબરદારે કરી : મ્હને કહે—"કુસુમમાળા કરતાં હૃદયવીણા ચઢિયાતી થઈ. હવે હૃદયવીણા કરતાં કાંઈ વધારે ચઢિયાતું રચો. 'નુપુર' કાવ્યમાં વિશેષ ચઢિયાતું કર્યું નથી."

લલિતને જે જવાબ આપ્યો'તો તે જ ખબરદારને મ્હેં આપ્યો : —ને કહ્યું;—"મ્હારી શક્તિની મર્યાદા આવી ગઈ જણાય છે. અને જગત્ હંમેશાં દરેક જણ કને ઉત્તરોત્તર ચઢતી જ કૃતિની અપેક્ષા રાખે છે તે પૂર્ણ કરવી કઠણ છે."

સ્હવારે અંજારિયા પણ ગજ્જરને ત્હ્યાં આવ્યા'તા તે કહેતા'તા; —'બાળકો માટે સ્હેલાં કાવ્યો થવાની જરૂર છે;' મ્હારાં 'અજશિશુ' 'ગુલાબ' 'તારો' 'કોયલ'—વગેરે બાળકો માટે જ ઉદ્દિષ્ટ છે તે અંજારિયાને મતે બાળકો માટે તો શું પણ શિક્ષકો માટે પણ કઠણ છે ! ત્હારે તો-નસીબ ! બીજું શું ?

હરણાઈ—તા૦ ૧૪-૧૧-૦૭ ગુરુવાર : કાગળ આવ્યા : ગુજ. શાળાપત્ર (નોવ્હે. ૦૭) બુ. પ્રે.

આ મહિનાના ગુજ. શાળાપત્રમાં 'વરસગાંઠ' શબ્દની ઉત્પત્તિ ખોટી તરેહની આવી છે.—માળા ફરી રહેતાં 'મેર'ની ગાંઠ આવે, તેમ વરસ પૂરૂં થતાં વરસની ગાંઠ-એમ છે. પરંતુ દર વરસે અકેકી ગાંઠ દોરીએ બાંધવાનો રિવાજ અસલ હશે તે ઉપરથી હું ઉત્પત્તિ ગણું છું– આ વાત ખરેઘાટને મ્હેં કરી હતી, ત્યહારે હેમણે પણ હા કહી હતી ને કહ્યું'તું કે કેટલીકવાર કોર્ટોમાં ગાંઠોવાળી દોરી ઉમરના પુરાવા તરીકે રજૂ થતી હતી—આ માટે વિગતવાર માહિતી જાણવાને પૂછ્યું-કે ત્હમે કહી હેવી દોરી કોર્ટમાં રજૂ થયેલી જોયેલી ?-કે પૂર્વકાળની વાત છે ? વગેરે માહિતી પૂછી.

સૂરત—તા. ૨૬-૧૨-૦૭ ગુરુવાર: (કોંગ્રેસની બેઠક વિશે) છગનલાલ પંડ્યા કહેતા'તા કે દક્ષિણીઓ કોંગ્રેસમાં આવ્યા છે તે ગુજરાતીઓને કહેતા હતા;–"કે ત્હમારૂં શું થયું ? રાજ્ય ગયું છે હમારૂં-તે હમને લાગે-ત્હમને શું લાગે ?"

આ જ માંહિ માંહિ વિરોધનાં બીજમાંનું એક !

બાનકોર—તા૦ ૬-૧-૦૮ સોમવાર: તાર આવ્યો - લલ્લુભાઈ (અમદાવાદ),

(તા. ૫ મીએ રહવારે ૯ ને ૪૦ મિનિટે કરેલો) "Satyavati expired midnight" આ શું !—હું તો આભો જ બની ગયો ! આટલો ભય ધાર્યો ન્હોતો ! મન બહુ વિહ્વળ થઇ ગયું છે-કાંઈ ગમતું નથી-સૂઝતું નથી-ગભરાટ થાય છે-ઈશ્વર સર્વને ધૈર્ય આપો-બીજું શું ?

ખેડ—તા૦. ૧૨-૨-૦૮ બુધવાર: આજ એક ફોજદારી કેસમાં કણબણ મજૂરણ સાક્ષી આપવાને આવી હતી;–અભણ અજ્ઞાન હતી. હેણે પ્હરોડના અર્થમાં 'સુપ્રભાત' શબ્દ વાપર્યો. 'सुप्रभातो माइयां कडे त्तौ आलो". હું આશ્ચર્ય પામ્યો. એટલું જ નહિં પણ જમાતી, લખનાર કલાર્કને પૂછ્યું તો હેને પણ નવાઈ લાગી.

ગુહાગરે—તા૦ ૨૬-૩-૦૮ ગુરુવાર : મ્હને ઘણી વાર વિચાર આવે છે. રસ્તામાં અનેક જણ અનેક રીતે મ્હને સલામ વગેરે સત્કાર આપે છે; અને ત્હેના પ્રતિધ્વનિમાં હું સલામ વગેરે લઉં છું તે બરોબર ધ્વનિના પ્રમાણમાં પ્રતિધ્વનિના ન્યાયથી જ આપોઆપ થાય છે. કોઈ અક્કડ રહીને સલામ કરે છે, તો હું પણ તેમ જ અપ્રયાસે કરું છું. કોઇ નમીને કરે છે તો હું નમીને લઉં છું; કોઈ સલામ સાથે બોલે છે તો હું પણ તે જ પ્રકારે બોલું છું.–આમ સ્વાભાવિક રીતે જ action & reaction નો ન્યાય પ્રવર્તે છે એ શું !

ગઈ કાલ્ય હું ગામડે જતો હતો હીંડતો–તે વખત તાલુકા-પટાવાળો આગળ ચાલતો હતો, અને મ્હારા કરતાં વધુ ભભકાથી જ લોકોને બાજુ ખસેડવાનો ખેલ કરતો હતો. મ્હને વિચાર આવ્યો કે હેને રોકું;–ને કેટલીક વાર તો બિચારી ગરીબ બાયડીઓને વિના કારણ–દૂર જતી હોય ત્હેને પણ–દૂર કાઢવાનું કરતો'તો–તે વખતે હોઠ ઉપર શબ્દો હેને રોકવાના આવેલા રોક્યા; હેને તોડી પાડવા જેવું થાય તેથી !

અને મ્હને ઘણી વાર થાય છે કે આ બધો ઠાઠ શા માટે? સર્વ માણસ ઈશ્વરને ઘેર સરખાં છે, છતાં આ શો અધિકારનો ડોળ ! મ્હારા અન્તઃસ્વભાવની દીનતાની વિરુદ્ધ વર્તન !–પણ તેમ કરવાની જરૂર પડે છે. નહિં તો ઘણી વાર લોકો ધૃષ્ટતા વાપરી ગાંઠતા પણ નથી;–આ એક અધિકારના અંગની વૃત્તિરીતિનું નાટક જ છે !–અને નટને જે તદ્રૂપાનુભવની આવશ્યકતા છે તે તદ્રૂપાનુભવ હામાં પણ પ્રવર્તે છે. પરંતુ મ્હને ડર છે કે એ તદ્રૂપાનુભવ અંતઃ-સ્વભાવ ઉપર કાયમની અસર તો કરી દેતો નથી !—જેમ સ્ત્રીપાત્રનો વેશ ભજવતાં ભજવતાં કેટલાક નટો બાયલા બને છે તેમ આ અધિકાર નાટકના તદ્રૂપાનુભવથી કાયમની ગર્વ, મદ વગેરેની વૃત્તિ તો નથી થતી ?–આ અનિષ્ટ પરિણામ રોકવા માટે–વખતોવખત

હૃદયના ઊંડા મંદિરમાં જઈને દીનતાના અભ્યાસની જરૂર છે-ઈશ્વર! મ્હને એ અભ્યાસનું દાન દઈ કરુણા કરજે!

વાંદરા—તા૦ ૨૦-૫-૦૮ બુધવાર: વાંદરે ઘેર આવ્યો. અને ત્હાં તો સુશીલાએ મહામહેનતે અને ધીમે ધીમે વાત કહી કે વરજભાઈ બિચારા કાલોલમાં ગુજરી ગયા-કાગળ બતાવ્યા.

મ્હારો સાચામાં સાચો, જુનામાં જુનો, અને અમૂલ્ય એકનો એક મિત્ર, અણુધાર્યો ખોયો!-સુશીલા, છોકરાં તથા હું દુઃખથી સ્તબ્ધ થઈ ગયાં છિયે! પ્રભુ! ત્હારી ઇચ્છાએ વશ થઈશું; મને અનેક વિચારો આવે છે. મનને વશ રાખું છું ને રાખીશ, પણ કંઈક થાય છે. એમ થાય છે કે જોઈયે તેટલું મ્હને લાગતું નથી કે શું? બિચારા વરજભાઈ!

રત્નાગિરિ—તા૦ ૧૯-૬-૦૮ શુક્રવાર: Conan Doyle ની "A Duet" નામની ચોપડી હું હમણાં વાંચું છું. હેમાં આ પ્રસંગ એક છે,-વેસ્ટમિન્સ્ટર એબીમાં એ પુસ્તકનો નાયક તથા નાયિકા જાય છે. ત્હાં ટેનિશનના monument આગળ આવતાં, નાયક ટેનિસનની પંક્તિયો બોલે છેઃ—

"Sunset and Evening Star
And one clear call for me".

"Crossing the Bar" એ નામના કાવ્યમાં આ છે એમ જણાય છે.

આ સાદા શબ્દોમાં મરણની સુન્દરતા, તે તરફ અવિકારી, શાન્ત, ઉત્સાહમય વૃત્તિ, કેટલાં સૂચવાયાં છે!—મ્હને મ્હારા "ત્હારે અને હવે"-એ કાવ્યમાંની પંક્તિયો યાદ આવે છેઃ—

"હવે સન્ધ્યારંગે ઉડુમહિં; વળી વ્યોમકુહરે
સુણું તેડાં ત્હારાં જગજનનિ ઓ પ્રેમલસુરે."

(ખરે! કે'વો વિચિત્ર ભાવસંયોગ! ટેનિસનની ઉપરની પંક્તિયો હું તો આજ જ જોઉં છું! છતાં મ્હારામાં કાંઈ એ જ ભાવની છાયા છે.')

* *

મ્હારી પંક્તિયો વરજભાઈ (બિચારા હવે આ જીવનમાં જોવાના નથી !–વરજભાઈ) ને વાંદરામાં સંભળાવી'તી, હેમના મરણનાં થોડાં અઠવાડિયાં પ્હેલાં;–તે વખતે એ બોલ્યાઃ—"હાય ! હાય ! મરવાનું !" મ્હને એ વખતે હેમની મરણ તરફની એ ભયગ્રસ્ત વૃત્તિ ગમી નહિં. અલબત્ત મ્હને પણ અકાળ મરણ તરફ એક પ્રકારે અસંતોષની વૃત્તિ છે–તે એ જ છે કે સાહિત્ય વગેરે ક્ષેત્રમાં જે સેવા કરવાની મ્હોટી મ્હોટી ઉમેદો છે તે પૂર્ણ થતાં પ્હેલાં જતા રહેવું પડે તે જ ખેદ,–જે વૃત્તિ સરોજિની નાયડુએ The Golden Threshold માં અનુપમ શબ્દોમાં મૂર્ત કરી છેઃ—

"Tarry a while, O Death, I cannot die
With my blossoming hopes unharvested,
My joys ungarnered, all my songs unsung,
And all my tears unshed."

પરંતુ એ વાત જૂદી છે–જગતપિતા ! ત્હારી ગૂઢ ઇચ્છામાં મારી ઇચ્છા વિલીન થાઓ !

*　　*　　*

Conan Doyle–એ પુસ્તકના નાયકના મુખમાં (કાંઈક પોતાના જ) મત મૂકીને ટેનિસન અને બ્રાઉનિંગની સરખામણી કરે છેઃ—

(ટેનિસન વિશે કહે છે):—

"I should have put him second only to Shakespeare, had I the marshalling of them."

(Conan Doyle પોતે પણ કહે છે–Tennyson, the last and almost *the greatest of that illustrious* line, lay under the white slab upon the floor.) –. પછી;–Here is Browning beside Tennyson–united in life and death. He was the more pro-

found thinker, but music and form are essential also."

આ છેલ્લા શબ્દોમાં બધું તત્ત્વ આવી જાય છે-પણ ટેનિસનની genius-પ્રતિભા-નું સામર્થ્ય કહેવું છે! પંક્તિયોમાં જે ભાવ દર્શાવ્યો છે-તે ( તે નહિં, પણ તેથી કાંઇક જૂદી તરેહનો પણ હેવો ભાવ ) ટેનિસને માત્ર ત્રણ લસરકામાં; ત્રણ જ ઉપાદાનથી (બે વિભાવ અને એક ભાવ વડે સબળ, ઊંડા અર્થસૂચક રીતે, ઉપસ્થિત કર્યો છે;-સૂર્યાસ્ત, અને શુક્રતારો-બસ, અને હેમાં વાગતો સ્પષ્ટ આહ્વાનનાદ! આટલામાં કેટલું બધું સમાવી દીધું છે! ને કહેવા થોડા સાદા, છતાં મધુરનાદી શબ્દોમાં? આ પ્રતિભાનો ચમત્કાર!

રત્નાગિરિ—તા॰ ૬-૮-૦૮ ગુરુવાર : કાગળ લખ્યા : નલિન (વાંદરા).

"શ્રુતિસ્વરસિદ્ધાન્ત"-બર્વેનું આવ્યું છે તે લખ્યું; શ્રુતિ વિશે હવે મ્હારી શંકા ગઈ લાગે છે-હાર્મોનિયમ ઉપર હું ત્હને બતાવીશ. વગેરે.

રત્નાગિરિ—તા. ૨૨-૮-૦૮ શનિવાર : કાગળ લખ્યા : નલિન (વાંદરા):

"હાર્મોનિયમ ઉપર જોઇને પૂછેછે કે-સરિગમ સ્વાભાવિક વગાડતાં મ ( અને ग તથા नि ) કાળા પડદા ઉપર વાગે છે કે ધોળા. બર્વેના નિબન્ધ વિશે અવલોકન માટે માહિતીની જરૂર છે. દેસાઇ કહે છે મ કાળા ઉપર વાગે છે...વગેરે.

રત્નાગિરિ—તા॰ ૯-૯-૦૮ બુધવાર ; કાગળ આવ્યા : નલિન (વાંદરા).

"હાર્મોનિયમ ઉપર ग મ તથા नि natural વગાડતાં ધોળા પડદા જ વગાડાય છે કાળા નહિં-( મ્હેં પૂછેલાનો જવાબ )

રત્નાગિરિ—તા. ૨૮-૧૦-૦૮ શુક્રવાર ; કાગળ આવ્યાઃ— 'લલિત' (ગોંડળ).

નવા વર્ષ નિમિત્ત, વસન્તમાં મ્હારૂં "અગ્નિહોત્ર" કાવ્ય વાંચી આ "લલિતે" હેતું ખરૂં હાર્દ સમજી કદર કરી જણાય છે; કાર્ડ નીચે પ્રમાણે છે:—

"પવિત્ર પૂજ્ય

'અપૂર્વ અગ્નિહોત્રી'

આમ દંપતીના 'આ વિશ્વયાત્રા મહિં'ના ધર્મસહચારમાં અમ જેવાં જે'વાં ત્હેવાં મઢૂલીવાસીજનોને કંઈ સેવા સોંપશો તો અમે ઓછાં કૃતકૃત્ય નહિં થઈશું. સ્વીયાસ્નેહનાં ને મુગ્ધભાવનાં દિગ્દર્શન આપનાં પૂર્વાશ્રમનાં કાવ્યોમાં થયેલ છે ત્હેનીજ પ્રૌઢતાનાં પ્રદર્શન "અગ્નિહોત્ર"માં થતાં હમારા પ્રાણ આપ-બંનેના ચરણ-કમળમાં નવીન વર્ષના જયમંગલ સાથે ઝૂકી રહે છે. આપ સહ-કુટુંબપરિવાર આનન્દશાન્તિમાં હજો ને રહેજો. **આંસુડાંની લ્હાણ** સ્વીકારશો.

આવો, આળાંભોળાં રે!
આવો મન-ભોળાં રે!
પ્રભુનાં ઘરનાં ઘેલડાં: હો જી.
આવ્યાં આંગણ હમે રે ગોવાળિયાં લોક;
કાયગાયગૌરીતણાં હૈયે ભરિયાં ક્ષીર
મનડે દધિ વલોવિયાં લ્યો આંસુ નવનીત
ઓછાં અધુરાં આંસુડાં લ્યો જી.
ઉજળાં કુમળાં આંસુડાં કે'રે ઉજળાં ફૂલ
મુગ્ધ મનુજ પ્રભુબાલને દઈયે રહી દિલડુલ
ઓછાં અધુરાં આંસુડાં લ્યો જી.

સ્નેહાધીન
લલિતના જયદેવવંદન.

(પવિત્ર, પૂજ્ય—એ વિશેષણ ના આપવું—એમ મ્હારે હેને લખવું પડશે.)

વાંદરા—તા. ૧૦-૧૧-૦૮ મંગળવાર : પાછા આવતે ચર્ચગેટ સ્ટેશને જયસુખલાલ કૃષ્ણલાલ મળ્યા. (કાયસ્થ છે-સાહિત્ય પરિષદ્ વખત હેમે ઓળખાણ કર્યું હતું.)

ખેડ—તા. ૨૭-૧-૦૯ બુધવાર : કાગળ લખ્યા :—સુશીલા (વાંદરા).

"ભાવનાસૃષ્ટિ"—નામનું નવું કાવ્ય-ગઈ કાલ્ય પૂરૂં કર્યું—તે મોકલ્યું.

વાંચીને આણંદશંકરને મોકલી દેજો-ઉતાવળ નથી.

આણંદશંકર ઉપર માંહિ ચિઠ્ઠી બીડીને લખ્યું-'વસન્ત'ના કોઈ પણ અંકમાં છાપજો.

વાંદરા—તા. ૨૭-૨-૦૯ શનિવાર : કાગળ લખ્યા: રમણભાઈ (અમદાવાદ).

પરમ દહાડે હિંડી વિશે મ્હેં વાત કરી'તી કે દયારામની ગરબી-"ચાલ્ય વ્હેલી અલબેલી"-હેમાંની આરંભની તેમ જ વચમાંની કેટલીક પંક્તિયો હિંડીની જ છે. તે વખતે કેશવલાલે કેટલીક ચર્ચા કરી હતી અને રમણભાઈએ પણ. કેશવલાલે કહ્યું-"વ્હેલી" શબ્દ પછી યતિ આવે છે-અથવા 'લી' તે પ્લુત થાય છે તો જ હિંડી બને.

રમણભાઈ કહે-'લી' દીર્ઘ કરિયે તો જ હિંડી થાય...આ વિશે રમણભાઈને મ્હેં પાછળથી ગાડીમાં કહેલું કે 'લી' દીર્ઘ જ લેવાનો છે-આ વિશે કાલ્ય ટ્રેનમાં સૂઝેલું તે લખ્યું, નીચે પ્રમાણે :—

'લી' પછી યતિનો ભાસ જ થાય છે-હેતુ ખરૂં નિદાન આ છે :—

ચાલ્ય વ્હેલી અલબેલી પ્યારી રાધે-હેમાં વ્હેલીના 'લી'ની બીજી માત્રા ઉપર તાલ આવે છે તેથી જ એ પ્રકારનો ભાસ થાય છે. દીર્ઘ સ્વરની બીજી માત્રા ઉપર તાલ એ બહુધા અસાધારણ વાત છે. આ તાલ તે હિંડીમાં બેવડો તાલ લેતાં બીજો તાલ આવે તે છે-સાદો તાલ લ્યો તો તે નહિં જણાય.

નીચે પ્રમાણેઃ—

(૧) ચાલ્ય વ્હેલી અલબેલી પ્યારી રા-ધે-

(૨) ચાલ્ય વ્હેલી — અલબેલી પ્યારી રા-ધે-

(૧) તે સાદા તાલ–ત્યહાં

વ્હે ની પ્રથમ માત્રા ઉપર
એ ની „ „ „ } એમ તાલ છે.
રા ની „ „ „

અને ધે ની પ્રથમ માત્રા ઉપર એમ તાલ છે.

(૨) માં–મુખ્ય તાલ

વ્હે, બે, રાધે ની પ્રથમ માત્રા ઉપર તાલ, અને બીજો (ગૌણ) તાલ

વ્હેલીમાંના લીની બીજી માત્રા ઉપર

પ્યા ની પ્રથમ માત્રા ઉપર

રા ની ચોથી માત્રા ઉપર

અને ધે ની ચોથી માત્રા ઉપર આમ છે.

રા તથા ધે ચતુર્માત્રિક પ્લુત છે.

આ કેશવલાલને તથા આણંદશંકરને બતાવજો (આણંદશંકરે એ ચર્ચામાં વિચારયુક્ત ને વાજબી મત આપ્યો હતો તેથી હેમનું નામ ઉમેર્યું.)

વાંદરા—તા. ૧૦–૪–૦૯ શનિવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

Fine arts માટે સૂક્ષ્મકલાઓ ને સૌંદર્યકલાઓ એ બે શબ્દો હેમના નથી–સદનના ગુજરાતી ચોપાનિયામાંથી જ લીધા છે–લેખ હેમનો જ છે.

રસિક કલાઓ–એ શબ્દ વધારે સારો હેમને પણ લાગે છે–કેમકે Fine arts માં Beautiful તેમજ Sublime પણ દાખલ થાય.

રત્નાગિરિ—તા. ૧૨-૬-૦૯ શનિવાર : કાગળ આવ્યા : બુદ્ધિપ્રકાશ (જુન ૦૯) ફ્રુ. પો.

આ અંકમાં 'ઈસુનું વર્ષ ૧૯૦૮' એ નામના લેખમાં રણજિતરામ વાવાભાઈએ મ્હારી એકંદર કવિતાની વિરુદ્ધ અત્યન્ત લખ્યું છે. દ્વેષમૂલક નથી કેમકે મ્હારી જોડે હેને દ્વેષ જણાયો નથી. પરંતુ મ્હારી કવિતામાં કવિત્વ જ નથી—એમ એ માનતા જણાય છે. રમણભાઈએ વિવેચક તરીકે કવિત્વનાં ખોટાં ધોરણો સ્થાપ્યાં છે એમ પણ લખે છે—મ્હારી કવિતામાં દોષ હશે—પણ રણજિતરામે જે દોષોની લાંબી યાદી બતાવી છે તે તો કેવળ ગેરવાજબી અને ખોટી જ છે. અને કવિતા જ નથી! એ તો અદ્ભુત આરોપ! ન્હાનાલાલ દ. કવિને વિશે અત્યન્ત સ્તુતિગાન કર્યાં છે. એ જ આ મ્હારી નિંદાનું મૂળ હશે?—પ્રભુ જાણે. હું ન્હાનાલાલના અસાધારણ કવિત્વને ખાનગી તેમ પ્રસિદ્ધ રીતે સ્વીકારું છું—ને હેના દોષ પણ બતાવું છું—ભવિષ્યની પ્રજા જ ખરો ન્યાય કરી સકશે.

રત્નાગિરિ—તા. ૨૭-૬-૦૯ રવિવાર : કાગળ આવ્યા. આણંદશંકર ( અમદાવાદ ).

રણજિતરામે વાવાભાઈની મ્હારી કવિતા તથા રમણના appreciation ની વિરુદ્ધ લખ્યું છે તે વિશે લખે છે:—

"I needn't say how they (the remarks) surprised, nay enraged, me. It is a pity that such childish and thoughtless stuff should be admitted into a magazine like the Buddhi Prakash. I feel 'stranded' when I find the tide of the new thought spreading wildy in every direction. To be frank, some of us are responsible for encouraging the expression of immature judgement on the part of our younger friends. There is more truth in the

doctrine of "અધિકાર" than is dreamt of in some peoples' philosophy."

રત્નાગિરિ—તા. ૨૮-૬-૦૯ સોમવાર : કાગળ લખ્યા. આણંદશંકર (અમદાવાદ).

આજ સ્હવારે કાવ્ય રચ્યું, " સૌન્દર્યની દેવીને "—એ નામનું —તે 'વસન્ત' માટે બોડી લખ્યું.—

"I wrote to you yesterday; and this morning all unexpected my Muse was delivered of the accompanying poem. I do not send it to Ranjitram for declaring whether the newborn one is a congenital cripple and idiot. If the spirit of Shelley presided over its conception, none the less it is a legitimate offspring of my own Muse. I do not deny that Shelley's Hymn to Asia has something to do with the conceptian of the poem. But I am also sure it has come out with a single and sudden impulse only this morning. But I also feel it is of course infinitely below the exalted idea of Shelley's sublime poem.

રત્નાગિરિ—તા. ૭-૭-૦૯ બુધવાર : કાગળ આવ્યા. સુશીલા (વોદરા)

સારજંટથી જાણ્યું કે ભાવનગરમાં સાહિત્ય સભાની મીટિંગ થઈ'તી. ત્હાં મ્હારૂં નામ સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે સૂચવાયું અને સર્વાનુમતે પાસ થયું'તું. ન્હાનાલાલ કવિ તથા રણજિતરામે પણ મ્હારૂં નામ સૂચવ્યું'તું. રમણભાઈએ પણ. એટલે એક ગૃહસ્થે અંબાલાલનું નામ આગળ કર્યું અને અંબાલાલ પરિષદ્‌ના પ્રમુખ કર્યા છે.

(ન્હાનાલાલ તથા રણજિતરામની મ્હારી તરફ ઉદાર વૃત્તિ જ કહેવાય.)

રત્નાગિરિ—તા. ૨૯-૭-૦૯ ગુરુવાર : કાગળ આવ્યા : રમણભાઈ (અમદાવાદ)

લખે છે :–"You have come to the rescue of the Sahitya Parishad Committee at Rajkot and thanks are due to you for the same. Your letter to the newspapers will serve to remove the pressure which is at present encumbering the forthcoming session of the Parishad.

"No doubt we should have been glad to see you presiding at the Parishad. Myself, Anandshankar, Keshavlal and others had sent in your name for nomination. At that time we had no idea who else was in the field. But the selection rested finally with the committee at Rajkot, so far as the present want of rules goes. And no useful purpose would now be served by objecting to the choice of the committee at Rojkot. D. B. Ambalal's attitude to the Parishad was at one time unsympathetic but he attended both the previous sessions, and his very acceptance of the presidentship bespeaks his sympathy towards the movement. I have written to Manishankar to this effect requesting him to relieve the pressure now. He wrote his letter from the best motive but the newspapers and correspondents have been indulging in irresponsible chatter."

રત્નાગિરિ—તા. ૩૦-૭-૦૯ શુક્રવાર : કાગળ આવ્યા. આણંદશંકર (અમદાવાદ)

મ્હારાં બંને કાવ્યો મળ્યાં. "સૌન્દર્યની દેવીને"—એ કાવ્ય શ્રાવણના અંકમાં દાખલ થઈ ચુક્યું છે..."દિવ્ય યોગિની" તે પછીનામાં આવશે.

હેમની તબીઅત સારી થઈ ગઈ છે. પણ હેમની બ્હેન નનુબાની તબીઅત બહુ જ બગડી છે–heart ઉપર વિકાર બેઠો છે–તેથી હેનામાં હેમનો વખત ને ધ્યાન રોકાય છે–તેથી પ્રુફ મ્હારાં સુધારી નહિં શકે. ઇચ્છાશંકર ઉપર રાખવું પડશે. "ઇચ્છાશંકર ત્હમને શ્રમ બહુ આપશે-પણ લાચાર છું."

...લખે છે:—"I read your letter to the સાંઝ વર્તમાન with a feeling of admiration which I can here hardly describe. I wish our younger generation could show even a hundredth part of the modesty, the feeling of reverence and the sense of gratitude which so abundantly mark the writer of that letter. I am afraid I am guilty of bad taste in thus praising you. But you will believe me when I say that I could not repress the expression of my thoughts."

આ વાંચતે વાંચતે કોણ જાણે કેમ મ્હારી આંખ્યમાંથી દડદડ આંસુ પડ્યાં; તો તો હું ખાતરીથી જાણું છું કે એ ચર્ચાપત્રમાં મ્હેં મ્હારા અંતઃકરણની લાગણીથી વિશેષ કશું નથી લખ્યું. અંબાલાલે મ્હારામાં જે જે ગુણો પ્રેર્યા છે તે હું હંમેશાં લોકો આગળ ઉપકાર સાથે દર્શાવતો જ આવ્યો છું–હેમાં કશુ મ્હેં નવાઇનું નથી કર્યું. પરંતુ મનુષ્યહૃદયનું ઊંડું અવલોકન કોણ કરી સકશે? ઈશ્વર ત્હને હંમેશાં સદ્બુદ્ધિ આપો!

રત્નાગિરિ—તા. ૫-૮-૦૯ ગુરુવાર : કાગળ આવ્યા : અંબાલાલ સાકરલાલ (અમદાવાદ)

જવાબ બહુ જ સદ્‌ભાવથી લખેલો છે. લાંબો છે. એક બે વાક્યો વિચારની ઉદારતા માટે નોંધવાલાયક છે. લખે છે :—

"I am now sufficientiy old to know that the relation of master and pupil is a temporary though necessary one; but the fact of having been a master of one does not confer any superiority or privilege of any kind whatever. I am for one always ready to learn from my quondam pupils, among whom, I always had thought, it was my specially good fortune to have a few like yourself."

પરિષદ્‌ના પ્રમુખપણા બાબત લખે છે :—

"As for myself I never cared for the Presidentship. I was not consulted beforehand. When I saw Mr. Manishankar Bhat's letter advising all to absent themselves from the meetings of the Parishad, I hesitated a little before accepting the post. But on reflection I saw that it would not only humiliate the Reception Committee but imperil future Parishads if I declined. I then accepted."

આ સારા અને ઊંડા વિચારનું જ દર્શન કરાવે છે અને આ હકીકત પૂરેપૂરી સાચી જ માનું છું. હેમના જેવા એકમાર્ગી માણસને વિશે સંશય સંભવે જ નહિ.

ચિપ્લૂન—તા. ૨-૧૨-૦૯ ગુરુવાર : ન્હાનાલાલ કવિનું ઇન્દુકુમાર નાટક ધ્યાન દઇને વાંચતાં સારૂં જણાય છે. ગદ્યને પદ્ય તરીકે મૂક્યું છે તે વિચિત્રતા તો છે-પણ હેની રચનામાં કાંઇક રસિકતા આવી છે-એ ગદ્યમાં પણ; વસન્તોત્સવ જેવી ખામી નથી. બાકી બીજી વિચિત્રતાઓ તો કેટલીક છે જ. પણ કાવ્ય (નાટક રૂપ-માત્રે છે તેથી કાવ્ય) સરસ છે.

હુરણાઇ—તા. ૮-૧-૧૦ શનિવાર : કાગળ લખ્યા. ૪. મૂ. દેસાઇ (મુંબાઇ)-પ્રેમાનન્દનાં નાટકોની સત્યતા વિશે સંશય બતાવનારા 'લીડરો'વાળાં ગુજરાતીના જૂના અંકોની ફાઇલ ગોખલેને પ્હોંચાડવાનું લખ્યું. મ્હારો નિબન્ધ તૈયાર થયે ત્હમને મોકલીશ જ. આ બાબતમાં આપણે એકમત છિયે તેથી લીડરો જોવાની ઉત્કંઠા છે. માટે ફાઇલો મોકલશો તો નકલ હું કરાવી લઇશ. ગુજરાતી સાહિત્યના ઇતિહાસને મદદ ખાતર આ શ્રમ દરગુજર કરશો.

બાનકોટ—તા. ૧૯-૧-૧૦ બુધવાર : કાગળ આવ્યા : લક્ષ્મીદાસ આદિતરામ (અમદાવાદ)

કુસુમમાળામાંની કેટલીક કવિતાઓ–ગાવામાં શી રીતે બેસાડવી-તાલ વગેરેમાં-તે પૂછે છે.

શ્રુતિસ્વરસિદ્ધાન્ત વિશે વળી લખે છે:–"આપે શ્રુતિનિર્ણયની કૃપાથી એક નકલ મોકલી છે ત્હેનો ઉપકાર જે માનું તે થોડો છે. કારણ વિષય ઉત્તમ તેમ જ વિવરણ પણ સ્તુત્ય છે. મુદ્દો સાચો સરલ અને દૃઢ છે. તે બાબે આપને ઘણા જ ધન્યવાદ ઘટે છે. હું અલ્પમતિ તે બાબતે આપને વધારે શું લખું ?"

મહાપરલ—તા. ૨૧-૧-૧૦ શુક્રવાર : કાગળ લખ્યા : સુશીલા (વાંદરા) કુશળ વર્તમાન, આજ લખેલા કાગળની વાતો.

લક્ષ્મીદાસ આદિતરામના મ્હારા ઉપર આવેલા કાગળમાં મઘાણું રમૂજ ઉપજાવનારૂં છે તે ઉતારીને મોકલ્યું; નીચે પ્રમાણે :–

"સર્વસદ્‌ગુણસંપન્ન વિવિધરાજકાર્યવિશારદ, વિદ્યાવિનય—વિચારચાતુર્યાદિગુણગણાલંકૃત પરમહિતૈશી ( Sic,! ) પ્રિયવર શ્રી. નૃસિંહરાવ ભોળાનાથભાઈની હજૂરમાં."

મંડનગઢ—તા. ૨૪-૧-૧૦ સોમવાર : કાગળ આવ્યા, ઇચ્છારામ સૂ. દેશાઈ (મુંબાઇ)

જવાબ ઇ. સ. ૧૮૯૨-૯૩માં પ્રેમાનન્દનાં નાટક વિશે તેમણે લીડર લખ્યા હતા. કાઇલો કોઇ જોવા આવે તો ઉતારા કરી લેવા દેશે-વગેરે માહિતી લખી છે; ચાર અંકમાં અવલોકન હતું-પછી અધૂરું રહ્યું હતું. નાટકો વિશે સંશય તો પ્રથમ પેરામાં જ બતાવ્યો હતો. કારણો અંતે આપવાનાં હતાં-તે બાકી રહેલાં છે. પરંતુ વચલે સ્થળે કારણો છૂટક છે. (સારી રીતે કાગળ લખ્યો છે.)

દાપોલી—તા. ૩-૨-૧૦ ગુરુવાર : કાગળ આવ્યા, લક્ષ્મીદાસ આદિતરામ (અમદાવાદ).

જવાબ-લખ્યો કા. છે. દીપચંદી તાલ કહ્યો છે એટલે ખરું ખોટું છે. લખે છે ઝંપા તાલ તે તો જૂદો છે. એ પાંચ પાંચ માત્રાના ખંડથી થાય છે ને દીપચંદી તો સાત સાતથી છે-ઝંપાનું બીજું નામ ચચંરી છે-વગેરે લખી સૂચવે છે કે હવેની આવૃત્તિમાં દીપચંદી એમ સુધારશો-બીજી પોતાની વાતો લખી છે. તેમ જ લખે છે-કેળવણી ખાતામાં સંગીત દાખલ થયું છે પણ હાલની રીતથી કાંઇ ખરો લાભ નથી-સંગીતનું ખરું જ્ઞાન ખપે પેસે તે માટે કાંઇ યોજના સૂચવશો-તેથી કંઇ D. P. I. ને સૂચવાય અથવા કાંઈ થાય વગેરે.

દાપોલી—તા. ૯-૨-૧૦ બુધવાર : કાગળ લખ્યા, લક્ષ્મીદાસ આદિતરામ (અમદાવાદ)

જવાબ. ઝંપા તાલ વિશે નીચે પ્રમાણે શંકા લખી:—ઝંપા પાંચ માત્રાનો છે અને દીપચંદી ૭ નો (૭+૭) છે તો અલબત્ત એ બે જૂદા હોવા જોઇએ. પરંતુ (૧) ઝંપાનું બીજું નામ ચચંરી

કહો છો; તો એમ ના સંભવે કે અમુક પ્રદેશ અથવા સંપ્રદાયના સંગીતશાસ્ત્રીઓએ ચર્ચરીને ઝંપા એમ વૈકલ્પિક નામ આપેલું; અને બીજા પ્રદેશ અથવા સંપ્રદાયનાઓએ દીપચંદી ને ઝંપા એ નામાન્તર આપ્યું હોય? (૨) હરિગીતમાં અન્તર્ગત તાલ–ઝંપા–છે તે અને દીપચંદી–બંને ૭–૭ માત્રાના ખંડના છે એ ખરૂં; પરંતુ બંનેમાં કાંઇક પ્રકારભેદ મ્હને લાગે છે. ઉદા૦

(a) મોપે બરજોરી કર રંગ ડારો

(b) ઍસીં મૉરી પિચકારીં મોરી

ભીંજ ગઇ સિસ બદન અંગિયા

અહિં (a) માં તાલ દીપચંદી છે. (b) માં હરિગીતની અંદર રહેલા તાલ જેવો બાંધો છે. એ બંનેમાં સ્પષ્ટ ફરક છે. મુખથી ગાઇ બોલી બતાવ્યાથી જણાવાય એમ છે. પણ એમ લાગે છે કે ઝંપામાં બંને તાલસ્થાન ઉપર સરખો ભાર પડે છે; દીપચંદીમાં એક જરાક ગૌણ અને બીજું સ્થાન પ્રધાન એમ થાય છે. આ કારણથી ઝંપા પૂર્વતાલ અને દીપચંદી પ્રકારાન્તર એમ ગણ્યો હોય. આમ સંભવ લાગે છે.

પંણુ ત્હમે કહો છો દક્ષિણમાં પણ હવે સ્વીકારાયું છે કે ઝંપા તે ચર્ચરીનું નામાન્તર છે–દીપચંદીનું નહિં–તો મ્હારો આગ્રહ કરવાનો હક નથી. હું તો શઙ્કા માત્ર બતાવું છું–જિજ્ઞાસુ ભાવે જ. સંગીતની ઉન્નતિ માટે કાંઇ સારી સૂચના સૂઝશે તો હું ત્હમને જરૂર લખીશ.

વાંદરા—તા૦ ૧૫–૨–૧૦ મંગળવાર : આજ બપોર પછી હું મુંબાઈ ગયો. ભગવાનદાસને મળ્યો.

કોટમાં સાંઝે 'ગુજરાતી' પત્રની ઑફિસમાં જઈ પ. સ. દેસાઇને મળ્યો. ઉપકાર માન્યો–ફાઇલો જૂનીમાંથી લેખો જોવા લીધા માટે. પ્રેમાનન્દનાં નાટકોનો નિબન્ધ તૈયાર થશે એટલે હું હેમને

મોકલીશ-ત્હેનું અવલોકન કરશે હેમની કને કેટલાક આભ્યન્તર મુદ્દા નોંધેલા છે કહે છે-તે દર્શાવવાનું મ્હેં સૂચવ્યું-હેમની કનેથી બહુ વાતો જાણી. "એક કાંકરે બે પક્ષી પડે", એ મતલબનું વચન પ્રથમ ઈ. સ. ૧૮૮૪માં સુરતમાં એક પાદરીના પુસ્તકમાં આવેલું હતું. આ નાટકોની બાબતમાં હરગોવિન્દદાસને નાથાશંકરે દગો છે એમ ઇચ્છારામ તો ખાતરીથી કહે છે.

ઓફિસમાં એક શાસ્ત્રી હતા-પ્રાણજીવન કે હેવું નામ છે. ત્હેનાથી જાણ્યું કે ઇ. સ. ૧૮૯૫ના શુમારમાં સુદર્શનમાં રાંબેરામ રામશંકર શાસ્ત્રીએ આ નાટકો વિશે સંશય દર્શાવ્યો હતો. વગેરે બહુ વાતો થઇ. જોડણી સંબન્ધે વાત થઇ. ઇચ્છારામ કહે પેલો ત્હમેં નાટક વિશે નિબન્ધ લખેલો તે પછી છપાયો ! ("અભિનયકલા" વિશે આ પ્રશ્ન હતો) મ્હેં કહ્યું હજી retouch કરવાનો છે. તૈયાર થશે એટલે ત્હમારે ત્હાં છપાવીશ.

અંજનવેલ—તા૦ ૨૯-૪-૧૦ શુક્રવાર—ગાયત્રી મંત્રમાં ઉત્તમ પ્રાર્થના સમાય છે એમ મ્હોટાભાઈ વારંવાર કહેતા હતા, અને તે હું પણ માનું છું. પરંતુ હેના અર્થમાં સમાયલા ગૂઢ અને વ્યાપક સ્વરૂપનું ભાન આજ જ મહર્ષિ દેવેન્દ્રનાથના આત્મજીવનના અંગ્રેજી ભાષાન્તરમાં હેમની નીચે ઉતારેલાં વચનોથી દૃઢ છાપ પાડનારૂં મ્હને થયું :—

"The deep significance of the Gayatri began to be disclosed to my mind day by day. Gradually the spirit of धियो यो (नः) प्रचोदयात् permeated my whole heart. By this I was firmly convinced that God was not merely a silent witness with regard to myself. He was an indwelling Spirit, who ever inspired my thoughts and volitions. In this way a deep and living connection was

established with Him. Formerly I had deemed it privilege enough to salute Him from a distance. Now I obtained this thing beyond all hope: that He was not far from me; not only a silent witness, but that He dwelt within my soul and inspired all my thoughts. Then I knew that I was not helpless–He is my stay ever lasting × × × × × × From now I began to train myself to listen far His command, to understand the difference between my own inclination and His will. What seemed to me to be the insidious promptings of my own desires I was careful to avoid, and what appeared to my conscience to be His command, that I tried to follow. Then I prayed to Him to inspire me with righteousness; to guard me with moral strength."

धियो यो नः प्रचोदयात्–હેમાં આટલો બધો અર્થ ભરેલો છે. ઈશ્વર તટસ્થ સાક્ષીરૂપ નથી, પણ મનુષ્યના હૃદયમાં આત્મામાં વસનારો બુદ્ધિને પ્રેરનારો, ચાલક પરમાત્મા છે; અને તેથી સર્વ સારી વૃત્તિયો આપનાર, દુર્વૃત્તિ રોકનાર હૃદયવાસી બન્ધુ એ છે. આ જીવનમાંની ખોટી વાસનાઓ અને ઈશ્વરની પ્રેરેલી સદ્વૃત્તિયો વચ્ચે પરીક્ષા આ धीप्रेरणा વડે જ થાય.

જયગઢ—તા૰ ૧-૫-૧૯૧૦ રવિવાર : પરમ દહાડે અંજનવેલથી હું ગામડું તપાસવા બોટમાં ગયો'તો–તે હોડીવાળા ગીતો ગાતા હતા ત્હેમાં એક નીચે પ્રમાણે :—

લાલ કે બાગમેં ચંબેલી ફૂલ;
દેવળા ખાલી ચંબેલી ફૂલ,

શાબાશ દિવાના ચંબેલી ફૂલ;
તડીસ જાપાલા પાલેઇ ચંબેલી ફૂલ.

એમ ગમે તે વાક્યો અસંબદ્ધ આવીને છેડે 'ચંબેલી ફૂલ'—લગાડે।

રત્નાગિરિ—તા૦ ૧ લી જુલાઈ ૧૯૧૦ શુક્રવાર—કાગળ લખ્યા : નર્મદાશંકર બાળાશંકર (ઉમરેઠ).

એ મહિનાના બુદ્ધિપ્રકાશમાં "ન્હાની બ્હેન" નામે કાવ્ય હેમનું છે તે બહુ હૃદયવેધક છે તે વિશે લખ્યું :—

"Let me congratulate you (for it) heartily. It is a touching and sweet little piece, sweet and touching in its simplicity and genuine feeling. My wife and children joined me in admiring it, and we could hardly check our tears before coming to the end of the poem."

એ સ્વતન્ત્ર કાવ્ય છે, બેશક. પણ જૂની હાવર્ડની અંગ્રેજી series માં હેવું એક કાવ્ય હતું એમ મ્હને કાંઈક સાંભરે છે–તે લખ્યું. જો કે આ કાવ્યમાં શૈલી પોતાની જ છે.

એ જં.બુ. પ્ર. ના અંકમાં ચર્ચાપત્ર લખી રણજિતરામે મ્હારી કવિતામાં સ્વદેશભક્તિ નથી એમ આરોપ કરેલાનો રદિયો નર્મદાશંકરે આપ્યો છે તે માટે ઉપકાર માન્યો. તે વિશે લખ્યું :—

"I hope I shall survive the attack from Mr. Ranjitram, though, I confess, his rather startling assertion took me by surprise, for he had approached me in his earlier days with a desire to learn something about poetry and poetic criticism. But he is of course entitled to his opinions, and probably he thinks that nothing is real poetry which does not answer to Nana-

lal's style of writing. He forgets that I admit Nanalal's poetic genius and originality as no one else does, though I also note his grave defects with disapproval."

સ્વદેશભક્તિ માત્ર Political જ નથી હોતી. Social અને religious હોય છે. ને તે વધારે કામની છે–તે ત્હમે ઠીક બતાવ્યું છે. આ માટે વસન્તના પ્હેલા પ્રથમ અંકમાં–૮ વર્ષ ઉપર–"ભારતજનની અશ્રુમાળા" નામનું મ્હારૂં કાવ્ય દૃષ્ટાન્ત માટે બરોબર લાગુ પડે હેવું છે. તે તરફ હેમનું લક્ષ્ય ખેંચ્યું. વાંચ્યું ના હોય તો વાંચશો એમ લખ્યું.

પાટણ-વિશેનું કાવ્ય ત્હમે બતાવ્યું છે–પણ રણજિતરામે તે તો ગણ્યું છે–અપવાદ તરીકે બતાવીને.

એક ટીકા માટે મ્હારો મત જૂદો છે તે લખ્યું :—

"The only point on which I have some hesitation is where you speak of poems describing the natural scenery of our country as also to be included in patriotic poems. I am afraid it is widening the sphere a little too much. I know where the scenery is spoken of lovingly because it belongs to one's country the element of patriotism does come in. But in such cases patriotism is the original spring, and description of the scenery the outcome of it. The poems you rely on are not of that sort. They deal with the scenery merely as several aspects of Nature as Nature, having little to do with the country to which the scenery belongs. I am sorry

to spoil your ideal by this confession. But I must mention the plain truth, and cannot take credit that is not my due."

પછી લાલશંકરને હમે મળ્યા ? ઉમરેઠમાં કેવું ચાલે છે ?-સમાજનું કામ કરવા બાબત વિચાર બંધાયો છે ?

રત્નાગિરિ—તા૦ ૧૦-૭-૧૦ રવિવાર : કાગળ આવ્યા: લલ્લુભાઇ (અંધેરી).

"કૃપાબાઇ" ની વાર્તા બા. લખે છે :—

"I have read with very great interest your article in the East & West, a copy of a reprint of which you were good enough to send me. Had you not said in your letter that the story was a work of imagination, I would not have believed it. It will not, I hope, be considered impertinent on my part to congratulate you on the language, pathos & the realistic descriptions of the story. To tell the truth, I could not for sometime realize that the story was from the pen of an Indian. May I request you to give us more stories of the kind ! Their educative value is greater than that of ordinary essays."

રત્નાગિરિ—તા૦ ૨૨-૭-૧૦, શુક્રવાર : કાગળ આવ્યા : નર્મદાશંકર પ્રાણાશંકર (ઉમરેઠ).

જવાબ, હેમનું કાવ્ય ગમ્યું તે માટે ઉપકાર માને છે. 'વસન્ત'માં મોકલ્યું હતું પણ આનંદશંકરે નાપસંદ કર્યું હતું. ત્હેટાર પછી વસન્તમાં લેખ મોકલવાનો બંધ કર્યો છે.

લખે છે:–"આપની કવિતાના બચાવમાં ચર્ચાપત્ર લખવાનું ખાસ કારણ એ હતું કે હાલમાં નવી કવિતા સ્હામે જબરું reaction શરૂ થયું છે. ગયે વર્ષે સાહિત્ય પરિષદ્‌ને અંગે થયેલાં ગાલીપ્રદાન પછી તો reaction–ને ઘણું પોષણ મળ્યું છે. ત્હેમાં "ગુજરાતી"-એ દિવાળીનો ખાસ અંક કાઢી ત્હેમાં નવી કવિતા વિરુદ્ધ ત્રણ લેખ લખાવી લોકલાગણી ફેરવવા બનતો પ્રયત્ન કર્યો છે. નવીન કવિતા અને તેના પિતા ઉપર કરેલા આક્ષેપ હું સહન કરી શક્યો નહિં. નગીનદાસ સંઘવી કે હીરાલાલ શરાફનાં લખાણો કરતાં મ્હને મી૦ રણજિતરામના લખાણથી વધારે ખેદ થયો હતો."

રણજિતરામનો પત્ર હેમના ઉપર આવ્યો. ત્હેમાં લખે છે કે કદાચ બુદ્ધિપ્રકાશના આવતા અંકમાં "'આપની કવિતા ઉપર વિસ્તૃત વિવેચન તેઓ તરફથી પ્રકટ થશે."

લખે છે:–"સાંભળ્યા પ્રમાણે આપનાં કાવ્યોનો ત્રીજો સંગ્રહ છપાય છે. ત્હેમાંથી થોડાં કાવ્યો મોકલશો તો મી૦ રણજિતરામને પ્રત્યુત્તર આપવામાં મ્હને ઘણી સરલતા થશે."

જ્ઞાનસુધાના છેલ્લા અંકમાં હેમની વાર્તા નીચે રમણભાઇએ શંકાની ટીપ મૂકી છે તે વિશે લખે છે:—

તેઓ વાર્તાનું પ્રમાણ માગે છે તે શું વાજબી છે ? યોગીઓની સિદ્ધિઓ સત્ય હો વા ન હો–પણ જ્યાં સુધી લોકોમાં તે સત્ય મનાય છે ત્હાં સુધી કલ્પનાજન્ય સાહિત્યમાં ત્હેનો ઉપયોગ કરવામાં શો બાધ આવતો હશે ?"

શેક્સપીઅરનાં ભૂતગણો, વગેરેનો આધાર આપે છે.

દાપોલી—તા૦ ૨૩-૧૧-૧૦ બુધવાર : કાગળ આવ્યા : રણજિતરામ વાવાભાઇ (ભાવનગર).

૪. પ્રેમાનન્દનાં નાટકો સં. કાર્ડના જવાબમાં લખે છે:—
"એ લેખ મ્હેં વાંચ્યો છે. પરંતુ તે બાબત કોઈ પણ જાતનો હાલ હું અભિપ્રાય આપી શકું એમ નથી. એટલે આપની વિન-

ન્તિનો સ્વીકાર ન કરી શકવા માટે દરગુજર કરશો, અને આ બાબતમાં મ્હને સંભાર્યો માટે આપનો ઉપકાર માનું છું.

એ લેખ લખી આપે ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ માટે મહત્ત્વનો પ્રશ્ન નિરાકરણ માટે ઊભો કર્યો છે. આશા છે કે આપના જેટલી જ વિદ્વત્તા, સત્યનિષ્ઠા, ખંત, આગ્રહ અને સાહિત્યપ્રીતિ-વાળા ગુર્જર વિદ્વાનો "એ પ્રશ્નમાં રહેલું સત્યાસત્ય જાણવા ફુરસદ કાઢી મહેનત લેશે."

ગુજ. વ. સો. ના છેલ્લા રિપોર્ટમાંથી હેમણે જાણ્યું છે કે સોસાઇટીએ મ્હને "સાહિત્યકલાઓ" વિશે ગ્રન્થ લખવાનું સોંપ્યું છે. તેથી એ ઘણા જ ખુશ થયા છે. એ ગ્રંથ શા ધોરણ ઉપર લખવાનું ધાર્યું છે–તે પૂછે છે–ને કેટલીક સૂચનાઓ–ઘણી સૂચક ને સારી કરી છે–epic, lyric વગેરેનો ઇતિહાસ જગતના સાહિ-ત્યોમાંથી વગેરે લઈને સાર કાઢવો ઇ.

(પરંતુ Fine Artsનો ગ્રન્થ સોંપ્યો છે–ને "રસિક કલાઓ"ને 'સાહિત્ય કલાઓ' એમ નામ સોસાઇટીએ આપ્યાથી રણજિતરામ આડા દોરાયા જણાય છે. રસિક કલાઓમાં હેમણે સૂચવેલી વાતો ભાગ્યે વિસ્તારથી પ્રવેશ પામે–તેમ તેટલી વિદ્વત્તા પણ મ્હારામાં નથી.)

(હું શું કરું? લોકો મ્હને 'વિદ્વાન' ધારે છે–પણ મ્હારામાં તેટલું વિશાળ વાચન, જ્ઞાનભંડાર, વગેરે નથી–તે હું પૂરેપૂરું જાણું છું. જગતમાં ઢંઢેરો પીટાવું કે હું વિદ્વાન નથી?—તેમ કરું તો ઉલટા દંભી ઠરું!)

દાપોલી—તા૰ ૨૬–૧૧–૧૦ શનિવાર : કાગળ લખ્યા : રણજિતરામ (ભાવનગર).

જવાબ. ઉપકાર માન્યો. સ્વતન્ત્ર અભિપ્રાય કંઈક તો બાંધી શકશો–વગેરે દલીલો લખી–પણ હું ફરજ નથી પાડતો લખ્યું.

" સાહિત્યકલાઓ "–એ ખોટા નામથી ત્હમે ભરમાયા (ત્હેમાં ત્હમારો દોષ નથી). Fine Arts વિશે ગ્રન્થ લખવા મ્હને તો સોંપ્યું છે–રસિક કલાઓ અથવા સૌન્દર્યકલાઓ–એમ ભાષાન્તર કરવું જોઈતું હતું.

આ કારણથી ત્હમારી સૂચનાઓનો પ્રસંગ નહિં આવે તેથી લાચાર છું–પણ તે માટે ઉપકાર તો માનું જ છું. Fine Arts આ. સૂચનાઓ હોય તો મોકલશો–વગેરે.

વાંદરા—તા૦ ૧–૩–૧૧ બુધવાર : " Romola " હાલ હું વાંચું છું. હેમાં (chapt. XLIV માં પૃ. ૩૩ મે) આ વચન છે–

"It is not the force of intellect which causes ready repulsion from the aberration and eccentricities of greatness, anymore than it is force of vision that causes the eye to explore the warts on a face bright with human expression; it is simply the negation of high sensibilities. Romola was so deeply moved by the grand energies of Savonarola's nature, that she found herself listening patiently to all dogmas and prophesies, when they came in the vehicle of his ardent faith and believing utterance."

આ જરાક એકપક્ષી નિરીક્ષા મ્હને તો લાગે છે : ભક્તોની ઉન્નત લાગણીઓ મહાન પુરુષોના દોષ જોવા માટે અન્ધ બનાવે છે એમ કેમ ના કહેવાય ? ખરી ન્યાયદષ્ટિની, સત્ય દર્શનની, શક્તિ હોય તો તો ગુણોની તરફ ભક્તિભાવ હોવા છતાં દોષ તરફ પણ યોગ્ય નજર જાય જ. ગોવર્ધનભાઈના ઊંચા ગુણો શું હું નથી જાણતો અને સ્વીકારતો ? છતાં હેમની ઝીણી આત્મશ્લાઘા, આત્મપરાયણતા, વગેરે ખામીઓ પણ મ્હેં જોઈ છે તે શું ઉન્નત

લાગણીના અભાવને લીધે ? બિલકુલ નહિં. મ્હારાથી કોઈ પણ રૂપમાં અમલનું દર્શન ખમાતું નથી–એટલું જ. આ વચનમાં અભિમાનનો ભાસ હોય તો સર્વની ક્ષમા માગું છું. દયારામ ગિદુમલ જેવા ખરા સાધુ–ખરી નમ્રતાવાળા–પુરુષ તરફ મ્હારી ઊંડી માનવૃત્તિ કેમ સ્ફુરે છે ? છતાં હેમની કેટલીક વિચિત્રતાઓ તરફ હું અંધ નથી બનતો.

એક બીજું વચન આ છે.

'No soul is desolate as long as there is a human being for whom it can feel trust and reverence."

(Chap. & Page as above).

આ વચનમાં પણ અર્ધ સત્ય જણાય છે. trust & reverence સાથે love પણ ઉમેરવું જોઇએ. એટલું જ નહિ પણ વિશ્વાસ, પૂજ્ય ભાવ અને પ્રેમસ્થાપનાનું ઉત્તમોત્તમ સ્થાન છે. મનુષ્યોનો પરમ બન્ધુ મહા પ્રભુ. ત્હેનું તો સ્થાપન આ વચનમાં ટળાય છે– તે અયોગ્ય છે. Human being કોઈ પણ ત્હેવું ના હોય તો પણ ઈશ્વર તરફ એ ભાવ હોય તો નિરાધાર એકલો પડ્યો છું એમ કોઈને લાગે નહિ.

વાંદરા—તા૦ ૧૧–૩–૧૧ શનિવાર

"Romola"માં નીચે પ્રમાણે એક સ્થળે છે—"Romola felt orphaned in those wild spaces of sea and sky. She read no message of love for her in that far-off symbolic writing of the heavens and with a great sob she wished that she might be gliding into death."

(Chap. LXIP. 437)

અહિં (લાલ) લીટીથી નિશાની કરેલા વચનમાં સમાયેલા વિચાર—

"ગગને અતિગૂઢ લખ્યું વિધિયે
કંઇ કાવ્ય ગભીર કલાનિધિયે"

એ મ્હારા કાવ્યમાં પ્રગટ થયેલો છે. ફરક કાંઇક છે ખરો; મ્હારી કલ્પનામાં mystery નો અંશ છે-અહિં message of love છે. અન્ય સ્થળે—

ઉડુગણ વિશે વ્યોમકુહરે
સૂણું તેડાં ત્હારાં જગજનનિ ! એ પ્રેમલ સૂરે.

એ મ્હારી પંક્તિમાં જરાક તેમ છે. પણ વળી છાયાફેર છે. વળી—

"She drew the cowl over her head again and covered her face, choosing darkness rather than the light of the stars, which seemed to her like the hard light of eyes that looked at her without seeing her." (Chap. & P. ibid)

"કઠિનથની પેલી રજની જુવત જે મુજ કર્મને"—એ મ્હારી પંક્તિમાં કાંઇક હાવી જ ઉત્પ્રેક્ષામૂલક કલ્પના છે.—

Romola એ નોવેલ મ્હેં અહિં હમણાં વાંચ્યું. મહિના ઉપર શરૂ કર્યું હતું. આજ પૂરું કર્યું:—આમ મ્હારા વિચારો પણ સ્વતન્ત્ર હતા. તે ઉપરથી એ વિચારોમાં રહેલા સનાતન સત્યાંશનું જ મહત્ત્વ છે, મ્હારું નથી જ; જૂદા જૂદા માણસોને સ્વતન્ત્ર રીતે એક જ સત્યદર્શન થાય છે; તે જ સૂચવાય છે.

વાંદરા—તા૦ ૧ લી એપ્રિલ ૧૯૧૧, શનિ.

આજે સાંઝે ચન્દ્રશંકર અને કાન્તિલાલ આવ્યા. મ્હારી કવિતા સંબન્ધી કેટલીક માહિતી લીધી. એક પ્રશ્ન હેવો પૂછ્યો કે-કવિતા કરવામાં પ્રવૃત્તિહેતુ ત્હમારો શો ?—એટલે કે, પાશ્ચાત્ય રીતની કવિતા ગુર્જર પ્રજાને બતાવવી, અને દેશની એક રીતની સેવા કરવી એ કે કાંઇ હેવો કે કાંઇ બીજો.

મ્હેં ઉત્તર માટે—કુસુમમાળા પૃ. ૭૨ મે " કવિતા કરવામાં જ કવિનું સુખ ", એ કુસુમમાળા ( આવૃત્તિ ૧ લી)ની પ્રસ્તાવનાનો પેરા ૨ જો ( પ્રથમ ભાગ ), અને હૃદયવીણા (૧ લી આવૃત્તિ)ની પ્રસ્તાવના પેરા ૧ લો એ વંચાવી બતાવ્યું.

બીજો પ્રશ્ન પૂછ્યો—કે કુસુમમાળાના કવિનાં કાવ્યોની વિલાસમય વૃત્તિમાંથી હૃદયવીણાના કવિની ગંભીર વૃત્તિમાં સંક્રમણ થવાને કારણભૂત બનાવો શા હતા ? મ્હારી "હું પોતે"માંની નોંધમાં કંઈક ઈસારો છે તે ઉપરાંત કારણો પૂછ્યાં. ઉત્તર માટે મ્હારૂં બેચાર દિવસ ઉપર રચાયેલું " મ્હારાં રમકડાં " નામનું કાવ્ય વાંચી સંભળાવ્યું. હેમાંના વચલા ભાગમાં રમકડાં રમતાં રમતાં હું ઊંઘી ગયો, પછી કાળ કેમ ગયો તે ખબર ન પડી, જાગ્યો તો અંધકાર, ગાજવીજ ઇ. દીઠું—ને રમકડાં ખોવાઈ ગયાં—ઇ. સ્થિતિ છે એ દર્શાવે છે કે કારણો હું સ્પષ્ટ જાણતો નથી; પરંતુ આગળ પ્રકૃતિમાતા કહે છે—"મૃત્યુને જીવનક્ષોભે" ત્હારાં રમકડાંમાં ગંભીર સ્વરૂપ આવ્યું છે તે જ ત્હમારા પ્રશ્નનો ઉત્તર છે.

પ્રકૃતિ તરફ મ્હારી વૃત્તિ બદલાઈ ત્હેમાં અંતઃસ્વરૂપ વિશે સવાલો પૂછ્યા—કુસુમમાળાના કાળમાં પ્રકૃતિ જોડે સંબન્ધમાં માનવ-સંબન્ધ ખરો કે નહિં ઇ. પૂછ્યું. "ફૂલની સાથે રમત" એ કાવ્ય વાંચી સંભળાવીને મ્હેં ઉત્તર આપ્યો.

પ્રકૃતિ સંબન્ધી હાવાં કાવ્યો તમે જ પ્રથમ લખ્યાં છે—એમ ગોવર્ધનભાઈ કહેતા હતા—તો તે વૃત્તિ શી રીતે ઉદ્ભવી એમ પૂછ્યું. હેનો ઉત્તર શો ?

પાશ્ચાત્ય કવિઓની અસર મ્હારા હૃદય ઉપર વધારે થઈ, અને સંસ્કૃતનો અભ્યાસ આટલો બધો છતાં સંસ્કૃત સાહિત્યની અસર મ્હારાં કાવ્યો ઉપર (ભાષા બાદ કરતાં) ના થઈ ત્હેનું કારણ શું ? —પૂછ્યું.

ઉત્તર શો દઉં ? મ્હેં કહ્યું મ્હને એ કાવ્ય વિચારાદિકનું આકર્ષણ અકસ્માત જ થયું; व्यतिषजति पदार्थान्तरः कोऽपि हेतुः– એ ન્યાયે. બીજા બહુ પ્રશ્નો પૂછ્યા.

વાંદરા—તા. ૨–૪–૧૧ રવિવાર : અંજારિયા જોડે ન્હાનાલાલની કવિતાની વાત નીકળતાં એ કહે કે ન્હાનાલાલ કહે છે કે :– મ્હારાં કાવ્યોમાં વ્યાકરણ વગેરે ભાષાનો દોષ કાઢનારાને ઉત્તર એ છે કે ભાષા તો બનાવે ત્હેની ભાષા. શેક્સપીઅરનું વ્યાકરણ પોતાનું જ હતું કની ? ભાષા સમજાય એટલે બસ."

મ્હેં કહ્યું કે એ ન્યાયે તો ન્હાનાં બાળકો અશુદ્ધ બોલે છે તે પણ શુદ્ધભાષા જ ગણાશે ! એ પણ સમઝાય તો છે. આમ ભાષા, છન્દ, ઇત્યાદિને નિયમની બહાર મૂકવામાં મ્હોટી ભૂલ્ય સત્યતત્ત્વના અનાદરની થાય છે. સર્વથી મહાન કવિ પરમ પ્રભુ સૃષ્ટિકર્તા–તે પણ સૃષ્ટિની રચનામાં નિયમને આદર આપે છે. તો આપણે હેનાથી પણ ચઢવું ? ન્હાનાલાલ જેવો ઈશ્વર હોત તો ગ્રહમંડળોમાં બ્રહ્માણ્ડમાં અથડાઅથડી, આઘાત થઈ વિનાશ થાત.

વાંદરા—તા. ૪–૪–૧૧ મંગળવાર : આજ સાંઝે હું મુંબાઇ ગયો. ચન્દ્રશંકરવાળા Union માં કલાપી વિશે રૂપશંકર ઓઝાનું ભાષણ હતું તે માટે ગયો.

ભાષણ પ્હેલાં રૂપશંકર જોડે મ્હને ઓળખાણ કરાવ્યું. જાડો, ઊંચો, ૪૦–૫૦ વર્ષની ઉમરનો કદાવર માણસ છે. બીજા ઉપર જોરથી દાબ પડે હેવી વાતચીત વગેરેની છટા હેની છે. વાતચીત કરતાં જ મ્હને કહે છે—

"કલ્યાણરાયભાઈયે ( મોરબીવાળા બક્ષીએ ) મ્હને કામ સોંપ્યું છે."

હું—શું ?

રૂપશંકર—" હેમણે મુદ્દા મ્હને આપ્યા છે. અને આપની વિરુદ્ધ ઉત્તર લખવાનો છે."

हुं—"शा विषय उपर ?" (म्हें पृछ्युं के—" प्रेमानन्दनां नाटको ", बाबत हशे ? )

रूपशंकर—" भरतखंड माटे एक भाषा "नी बाबतमां.

हुं—विषय सारो छे. भले लखजो. पण ए बाबतमां त्हमारा अभिप्राय पण हेमने मळता छे के ओडुंती लखवानुं छे ?

रूपशंकरे जवाब उडाव्या जेवुं कर्युं. म्हें कह्युं—हेमना मत तरफ Sympathy होवा विना तो लखाय ज नहि, तेम ज हतुं एम जणायुं.

भाषण थई रह्यां पछी म्हें रूपशंकरने कह्युं के एक भाषाना निबन्धनुं शुद्धिपत्र त्हमारी कने छे ? हुं मोकलीश. केटलीक महत्त्वनी भूलो छे.

लोको संस्कृत शब्दो केवा गमे तेम वापरे छे–अर्थ समज्या विना–त्हेनुं एक उदाहरण आजे जोयुं. एक जण कहे—" कलापीए आपणा मन उपर हेवी प्रतिभा पाडी छे–ई." प्रतिभा–नो अर्थ ए जाणतो हशे ?

वांदरा—ता. ९–४–११ रविवार

आज स्हवारे हुं, नलिन अने लवंगी मुंबाई गयां. The Union मां " प्रेमानन्दनां काव्यो "—ना गया रविवारना भाषण उपर चर्चा थवानी हती तेथी. गया. उत्तमलाल आव्या हता. हुं, गया वखतथी, चालु प्रमुख हतो. चर्चा नीचेना मेम्बरोए करी :—

१. चन्द्रशंकर, २. परघुभाई, ३. विभाकर, ४. अंबालाल जानी, ५. कान्तिलाल.

चर्चानो उत्तर पाछळे छेवटे आप्यो—छेवटे म्हें चर्चानो उपसंहार कर्यो.

चर्चामां अनेक वातोनुं मंथन थयुं; मुख्य मुद्दा नीचे प्रमाणे हता.

(૧) પ્રેમાનન્દનાં કાવ્યોમાં ગેયતા (રાગ બતાવેલા ના જાણવાને લીધે) નથી તેથી થતું નડતર.

(૨) પ્રેમાનન્દના અલંકારોમાં અતિક્લિષ્ટતા અને અસંભવદોષ.

(૩) પ્રેમાનન્દે આખ્યાનો રચ્યાં છે તે મૂળ પુરાણગત કથાનું સ્વરૂપ મચડી નાંખી દોષ જેવું થયું છે.

(૪) પ્રેમાનન્દના કવિત્વની ખરી કીમત શી!

આ બાબત ભિન્ન ભિન્ન મત દર્શાવાયા: કોઈ પ્રેમાનન્દ તરફ અતિભક્તિ દર્શાવનારા, કોઈ બીજે છેડે જનારા, ને કોઈક ગંભીર મધ્ય માર્ગના.

કાન્તિલાલના વિચાર બધા ગંભીર, સમતોલ અને સારા હતા; અને હેમની વક્તૃત્વની છટા ઘણીજ અદ્ભુત હતી; મુદ્દાની નોંધ બોધ કશું રાખ્યા વિના, તૈયારી વિના, અસ્ખલિત પ્રવાહની વાણી, શુદ્ધ સરલ ભાષા, અને દોષહીન ભાષા–વગેરે બધા ગુણ હતા. હેમની ચર્ચામાં મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે હતા–

( a ) પ્રેમાનન્દના સમયની સાંસારિક સ્થિતિ વગેરે વિશે ઐતિહાસિક પ્રમાણના અભાવે માત્ર કલ્પનાઓ કરાય છે તે અનિષ્ટ છે.

( b ) પ્રેમાનન્દ ઉત્તમ કવિ હતો તે ખરૂં; પરંતુ હેનો સમય ગયો છે–એ હવે obsolete જૂના નમૂનાનો ગણાય; હવે નવો જમાનો થયો, નવો પ્રકાશ આવ્યો, નવી પાશ્ચાત્ય તેમજ સંસ્કૃત કવિની કવિતાનો પ્રભાવ પડયો છે: હેને કાલિદાસ, શેક્સપીઅર, વગેરેના સરખો ઠરાવવો એ વાજબી નથી.

(c) પરંતુ હેનાં કાવ્યોનો સારો અભ્યાસ થવા માટે Browning Society વગેરેની પેઠે 'પ્રેમાનન્દ Society' વગેરે થવું જોઇયે.

અંબાલાલ જાનીએ પોતાની ચર્ચામાં પ્રસંગાવશાત્ કહ્યું કે:–

(a) દ્રૌપદીહરણ અને અષ્ટાવક્રાખ્યાન, એ પ્રેમાનન્દનાં રચેલાં હોવા બાબત સંશય છે;

(b) લોકો પ્રેમાનન્દનો અભ્યાસ કર્યા વગર જ ટીકા કરવા ઊભા થાય છે; જેમ તનસુખરામ અને નરસિંહરાવ વચ્ચે માસિક-પત્રોમાં વાદવિવાદ ચાલે છે તે કોઈ સમજતા નથી અને વાંચ્યો પણ નથી હોતો છતાં લોકો બોલે છે.

(c) પ્રેમાનન્દનાં નાટકો-વિશે નરસિંહરાવે ચર્ચા ઉઠાવી; આજ સુધી કોઈ બોલ્યું ન્હોતું! અને હવે બધા ચૂપ કેમ બેઠા છે? કોઈ બોલતું કેમ નથી?

(d) આત્મલક્ષી-પરલક્ષી કવિતાની કસોટી પ્રેમાનન્દને લાગૂ નહિં પડે.

(e) પ્રેમાનન્દ છન્દથી અજાણ્યો ન્હોતો.

પાઠકના ઉત્તરમાં કેટલોક ટૂંકમાં સારો ખુલાસો હતો-તે ઉપરાંત સૂચક વિચાર હતો. પાત્રતાનું સુરેખ આલેખન તે જૂના કવિયોમાં ઉત્તમ હતું; જેમ જૂના તેમ સારું; કાળ જતે એ શક્તિ ક્ષીણ થતી જણાય છે. ભારતનાં પાત્રો હેવાં સ્પષ્ટ આલેખિત છે કે અમુક વચન તો ભીમનું જ કે અર્જુનનું જ કે ધર્મરાજનું જ એમ સાંભળતાં વાંત જણાય—

ચર્ચાનો ઉપસંહાર કરતે મ્હેં કહ્યું–ગેયતા બા. પ્રેમાનન્દનો દોષ નથી. વાસ્તવિક રીતે કાવ્યો હેનાં ગેય છે જ. આપણે ના ગાઈ શકિયે તે આપણો દોષ છે. આંખ્યો ના હોય તે સૂર્યને જોઈ ના શકે ત્હેમાં સૂર્યનો દોષ નહિં.

અલંકારોમાં conceit નો દોષ છે હેમાં શક નહિં; પણ તે સર્વત્ર નહિ.

આખ્યાનોની વાર્તા બદલવામાં પ્રેમાનન્દે દૂષણ નથી આણ્યું. શેક્સપીઅરનાં નાટકો મૂળ વાર્તાથી કેટલાં બદલાઈને રચાયાં છે! રસિક હેતુથી જ પ્રેમાનન્દે કરેલા ફેરફારમાં એ રસિક હેતુ સચવાયા છે કેમ એ માત્ર જોવું જોઇયે. સુદામાને ઊંચા ત્રપિત-માંથી ખશેડી બ્રાહ્મણ હાસના કાળનો બનાવી ઉપહાસ જેવું કર્યું

છે–ત્હેમાં આ કાળનું (પ્રેમાનન્દતા કાળનું) જનસ્વભાવાદિકનું ચિત્ર અદ્‌ભુત ખડું થાય છે. પ્રેમાનન્દની હાવી સિદ્ધિ હોય ત્હાં દોષ હું નથી ગણી સકતો.

પ્રેમાનન્દને ઉત્તમોત્તમ કવિ ઠરાવવો એ તો ભૂલ્ય જ છે. હેનું તોલન હેના કાળનો વિચાર કરીને કરવાનું છે.–જોઈને સંતોષ થાય છે કે આજથી એકાદ દસકા ઉપરના વખતમાં પ્રેમાનન્દ તે શેક્સપીઅર, દયારામ તે બાયરન એમ આપણી આત્મસ્તુતિ આપણે કરતા હતા–હેવો વા વાયો હતો, તે વા જતો રહી ગંભીર સત્યદર્શન થવા માંડ્યું છે. ને કાન્તિલાલે યોગ્ય પરીક્ષા કરી છે. પરંતુ તેટલું બાદ કરતાં પ્રેમાનન્દ ઊંચા પ્રકારનો કવિ હતો એ ના કહેવાશે; નહિં.

છન્દથી પ્રેમાનન્દ અજાણ્યો ન્હોતો એ ખરૂં. પણ દ્રૌપદીહરણાદિક હેનું જણાતું નથી. નળાખ્યાનમાં છન્દની ચાલો વાપરી છે તે સારૂં જ કર્યું છે–બીજી દેશીયો જોડે શુદ્ધ છન્દ આવત તો કઢંગો દેખાવ થાત.

આત્મલક્ષી–પરલક્ષી એ શબ્દો નવા છે અને કસોટીની કલ્પના નવી છે, પરંતુ તે માટે ત્હેવી કવિતા તો આપણા પ્રાચીન કવિયોમાં પણ જડશે. એ તો માત્ર કસોટી છે. એ કસોટી વાપરીને પરીક્ષા પ્રેમાનન્દની પણ થઈ સકે.

પ્રેમાનન્દનાં નાટકો બા૦ મ્હેં challenge મૂકી છે છતાં હજી સુધી કોઈ બોલતું કેમ નથી? હરગોવિંદદાસ ચૂપ કેમ છે? કેશવલાલ ચૂપ કેમ છે? એ લખવાના છે સાંભળ્યું છે. તો તે શિરસાવન્દ્ય હું ગણીશ. પણ કેશવલાલ કને સાક્ષર જગતનો એક ખુલાસો તો ખરેખરો લ્હેણો છે–'બંગવાસી' બદલી મહારાષ્ટ્રી એમ પાઠ કેમણે શા આધારે બદલ્યો! નાટકોની પ્રત એક જ હતી; એક નહિં, પણ અડધી, હું કે જે કહો તે, કેમણે એ પ્રત જોઈ જ કોણે છે? તો પાઠ બદલવાનો અધિકાર ક્યહાંથી પ્રાપ્ત થયો!

કૃષ્ણલાલે ત્રણ ચરણ યમકિત વિશે કલ્પના બતાવી તે અતિતર્ક લાગે છે. મરાઠી ચાર ચરણી અભંગમાં પણ ત્રણ ચરણ યમકિત હોય છે–એ કેવળ આકસ્મિક યોગ છે–માટે કાંઈ મરાઠી ઉપરથી પ્રેમાનન્દે લીધું કહેવાશે? તેમ ફારસી ઉપરથી પણ નહિં.

અભંગ પ્રેમાનન્દના નથી એમ હું નિબંધમાં બતાવી ચૂક્યો છું.

નવલરામ ૧૮૮૮ માં ગુજર્યા–ને પ્રે૦ નાં નાટકો ૧૮૯૨ માં પ્રગટ થયાં; નહિં તો નવલરામ હેને સજ્જડ ઝપાટો લગાવત એમ મ્હને લાગે છે. અત્યારે આ કહેવું સલામતી ભરેલું ગણાશે–કેમકે એઓ હયાત નથી.

છેવટે આપણું કર્તવ્ય શું છે?

પ્રેમાનંદાદિક કવિનાં કાવ્યોના લેખો વગેરેની અવ્યવસ્થા, અનિશ્ચિતતા છે; પાઠાન્તરો અનેક છે; (નળાખ્યાનના ૫૯ તથા ૬૧ મા કડવામાં પુનરુક્તિયો કેટલીક હેવી છે કે કાંઇક ક્ષેપક ભાગનો વ્હેમ પડે છે).

તો કર્તવ્ય–એ છે કે તરુણ ગ્રેજ્યુએટોએ જૂના હસ્તલેખો મેળવી વિશ્વસનીય કિયા તે નિર્ણય કરવા (આ કર્તવ્ય હું ચૂક્યો છું–પણ મ્હારામાં ઐતિહાસિક શક્તિની ન્યૂનતા છે); Critical ધોરણો હેમાં વાપરવાં; ડો. ભાંડારકરના Critical & Historical Methods of Inquiry નામના નિબંધમાં એ ધોરણો બતાવ્યાં છે; ને શંકર પાંડુરંગ પંડિતે તુકારામના અભંગની ગાથા પ્રગટ કરવામાં એ ધોરણોનો પ્રયોગ કર્યો છે.

પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકોએ હેમાંનું કશું કર્યું નથી. (૧૮૯૪ માં મ. ન. દ્વિવેદીને મ્હેં લખેલા ઉત્તર–હેમના પત્રનો ઉત્તરમાંથી ઉતારો વાંચ્યો.)

ગુજ. વ. સો. ને વિનંતિ કરી આ કામ શરૂ થવું જોઈયે પૃ. ૪.

કાન્તિલાલે પ્રેમાનન્દ Society વગેરેની સૂચના કરી તે પણ ઉત્તમ છે. પરંતુ આપણે છિયે કેટલા? આપણે જ પ્રેમાનન્દ Society;

આપણે જ દયારામ Society, આપણે જ સામળ Society થવું પડશે! પણ કાળ જતે આપણી સંખ્યા વધશે ને જૂદી જૂદી Society થશે એમ આશા રાખું છું.

વાંદરા—તા. ૯-૭-૧૧ રવિવાર : કાગળ આવ્યા : વીરુ (નાસિક).

પણ એ જ કાગળના કવર ઉપર દસ્તુરજીએ કે કોઈ પેનસિલથી લખ્યું છે :—

"Poor Sumati passed away quietly this afternoon."

જાણતા જ હતા!—પણ આ પરિણામ આખર આવ્યું જ તેથી બધાંના મન ખિન્ન થઈ ગયાં. એ તો બિચારી સુખી થઈ. પીડાઓમાંથી મુક્ત થઇ બિચારા લલ્લુભાઇને બહુ લાગશે.

દયારામે ટેનિસનના Ancient Sage નામના કાવ્યમાંથી મરણના સુખદ સ્વરૂપ વિશે કેટલાક ભાગ વાંચી સંભળાવ્યા, વાંચવાની ગંભીર તથા સુસ્વર રીતિ પણ અસરકારક હતી; અને એ વચનો પણ ઊંડા અર્થગાંભીર્યનાં હતાં; આથી મ્હારા મનને કાંઈ વિલક્ષણ શાંતિ મળી.

પણ—ખરે—સુમતિની મૂર્તિ નજર આગળથી જતી નથી! ઈશ્વર હેના અમરધામમાં હેને ચિરશાન્તિમાં રાખશે જ.

વાંદરા—તા. ૭-૮-૧૧, સોમવાર. કાગળ આવ્યાઃ—મણિશંકર ભટ્ટ (ભાવનગર).

જવાબ. હું ગયો અને મળાયું નહિ તે માટે દિલગિરી બતાવે છે પણ લખે છે—તમે આવશો એમ હું ધારતો ન્હોતો—ભોગી-દે તે જ સ્હવારે કહ્યું હતું કે તમે નથી આવવાનાં. (!—આ શું? સારજંટ તો સ્પષ્ટ મ્હને કહેલું કે મ્હે સ્હવારે પણ હેમને વખત આપી ચેતવ્યા હતા! શી ગેરસમજ થઇ હશે!)

પોતે વાંદરે મળવા આવવાને ઇચ્છતા હતા-પણ તરત ભાવનગર આવવું પડ્યું. પણ વળી કોઈ વાર જલદીથી મળીશું એમ આશા છે.

મ્હેં પૂછેલો ખુલાસો લખે છે. સિદ્ધાન્તસારના અવલોકનમાંના વિચાર લગારે બદલાયા નથી. 'કુસુમમાળા'ની પ્રસ્તાવનામાં જે ગમ્યું છે તો એટલું જ કે આરંભમાં અને અંતમાં અવલોકનના સ્વરૂપમાં ફેર પડ્યો હતો-આરંભનું વાદવિવાદરૂપ હતું, અંતનું સમજવાના ઉદ્દેશનું અને નિષ્પક્ષ વિવેચનનું હતું, અને એ વૃત્તિ આરંભમાં પણ હોત તો તે લેખ વધારે શિક્ષણીય ( ? sic ) થાત-એટલું જ-મત બદલાયા છે, એમ અર્થ હેનો છે જ નહિં.

માટે વલ્લભ પોપટનું કહેવું ખરું જ છે. વળી ઉમેરે છે :—

"I remember I have written nothing about પ્રેમાનંદનાં નાટકો after all. One reason is that you have treated the subject so exhaustively; another is the certainty-I feel sure-of the rejection of those forgeries as soon as the ascendancy of true scholarship and sound criticism is established in Gujarati. The present vogue of the plays will simply prove the astounding credulity of our contemporaries."

મળાયું નહિં તે માટે ફરી દિલગિરી બતાવે છે. ને કહે છે કે આપણે ઘણી વાર મળ્યા છિયે તો પણ લાંબી અને તૃપ્તિજનક વાતચીત કરવાનો પ્રસંગ કદી નથી મળ્યો. આશા છે કે જલદી તે મળશે.

વાંદરા—તા. ૨૯-૮-૧૧ મંગળવાર: કાગળ લખ્યા : ભાનુ. ( રાજકોટ ) કાર્ડ.

જવાબ. ઉપકાર-"પ્રેમાનન્દની પ્રસાદી" માટે. હેમાં એક કાવ્યમાં "લોબરી" શબ્દ છે ત્હેનો અર્થ ભાનુએ ટીકામાં ધાબળી આપ્યો છે-તે ક્યહાંથી અર્થ પેદા કર્યો તે પૂછ્યું. કાંબળી ધાબળી એ બે તો એ જ કડીમાં છે-તેથી લોબરી કાંઇક જૂદી વસ્તુ હશે. 'કવિતા પ્રવેશ'માં-"લોબડીવાળી"-માં તો અર્થ ખોટો જ બતાવાયો છે.

વાંદરા—તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૧૧ શુક્રવાર : કાગળ આવ્યા : ભાનુસુખરામ મહેતા (રાજકોટ).

જવાબ. લોબરી શબ્દનો અર્થ નર્મકોશમાં પરિશિષ્ટમાં જ કાંબળી, ધાબળી એમ આપ્યો છે :—

વ્યુત્પત્તિ-લોમન્+અંબર હેતું લોમનામ્બર (?) કે લોમામ્બર (એ લોમામ્બર ખરૂં ).

તેથી લોબર, લોબરી. કાઠિયાવાડમાં લોબરી અથવા લોબરી શબ્દ ઘણો વપરાય છે તે એ જ અર્થમાં.

કેટલાક કહે છે-લોબરી-તે જાડું ગરમ ધાબળી જેવું કપડું પણ બાળકને પ્હેરાવવા જેવું બાંય વિનાના જભ્ભા જેવું. પાઠકની ડિક્ષનરીમાં પૃ. ૧૦૧૪ મે લોબરી a valuable woollen cloth એમ આપ્યું છે.

પ્રેમાનન્દ, મીરાં તથા સામળે લોબરી શબ્દ અનેક સ્થળોમાં વાપર્યો છે. ઉદાહરણ આપ્યાં છે :—

પાંપણ ઉપર પાઘ લેહેકે, લોબરી હોડી લાલ,
(પ્રેમાનન્દ)

( પાઘ ? પાઘડી )
લાખેણી બાંધી લોબરી. (સામળ)

લખે છે :—"વળી લોબરીનો બીજો અર્થ છે—लुप् = to annoint (?) – (लिप् = annoint છે )—ઉપરથી લોપ(બ)રી = poultice ... ને એ અર્થમાં મ્હેં નવી વાચનમાળામાં ૩ જી ચોપડીના એક પાઠમાં વાપર્યો છે.

( હેણે પાઠ લખી આપ્યો હશે ... ? અને આ શી શબ્દકલ્પના ! )

વાંદરા—તા. ૩૦–૯–૧૧ શનિવાર.

સાંઝે ૭ વાગ્યે ફરામજી કાવસજી હૉલમાં મીટિંગ ( અમુના મિલના ટેકામાં ) હતી તે માટે હમે બંને–હું અને નલિન –ગયા. પૂણા ૭ને શુમારે પ્હોંચ્યા.

સહુથી ઉત્તમ, અસરકારક, અને ગુણોથી ભરપૂર ભાષણ M. R. Jayakarનું હતું ( એ વાસુદેવ કીર્તિકરની છોકરી સોનાબાઈનો છોકરો છે–બારિસ્ટર છે. એમ. એ., એલએલ. બી. પણ છે. લૉ ક્લાસમાં લેક્ચરર પણ છે.) હેની વાણીની છટા, અવિચ્છિન્નધારા, અર્થગર્ભશબ્દો, વ્યર્થ શબ્દપ્રસારણનો અભાવ, ઉચ્ચારની વિશુદ્ધિ, અપૂર્વરૂપે મુદ્દા સ્પષ્ટ વિશદતાથી સ્થાપવાની પદ્ધતિ, મોહક આકૃતિ, મધુર વાણી–સર્વ બહુ જ આકર્ષક હતાં. પણ છેવટના ભાગમાં કેટલીક પુનરુક્તિયો નકામી કરી. પણ તે તો ક્ષમ્ય થાય. આ જયકર આગળ ઉપર બહુ જ દીપી નીકળશે હેમાં શક નથી. જયકરે श्रुतिः स्मृतिः सदाचारः ઉપરાંત स्वस्य च हितमात्मनः –એ અંશ ઉપર પણ ભાર મૂક્યો. દેવધરે મરાઠીમાં બહુ છટાથી અને અસરકારક ભાષણ કર્યું. હેની ભાષા સુશ્લિષ્ટ, classical, વિચારભરેલી, અને સુરેખ, સુઘટિત, અદ્‌ભુત હતી.

ચન્દ્રશંકર ગુજરાતીમાં બોલ્યા. એ પણ થોડું પણ સરસ બોલ્યા.

પછી તો આઠ વાગવા આવ્યા એટલે હું તથા નલિન અડધું પડતું મૂકીને ઊઠ્યા–વાંદરે પ્હોંચતાં વાર થાય તેથી.

નીચે–નલિન વિક્ટોરિયા ભાડાની લેવા ગયો, તે વખત ઉપર તાળીઓ પડ્યા તેથી મ્હેં ગમ્મતમાં નીચે તાળીઓ પાડી. એટલે પોલિસ સિપાઈ પાસે ઊભો હતો તે પૂછે છે–"સભા પૂરી થઈ ?" હું–"ના રે હજી તો કલાક ચાલશે." સિપાઈ–"બિલ પાસ

થયું?" હું—"ના, રે એ તો સરકાર પાસ કરશે ત્હારે." મ્હેં પૂછ્યું—"ત્હારો શો અભિપ્રાય છે?" તો કહે—"બિલ નાપાસ થવું જોઇએ. સારી વાત નથી. મ્હેં પૂછ્યું—ત્હેં વાંચ્યું છે તો કહે—ના, પણ હવે લઈને વાંચવું છે."

રત્નાગિરિનો ભરેલો હતો. મ્હેં હેને બિલમાં કશું વાંધા ભરેલું નથી તે સમઝાવવાનું શરૂ કર્યું. એટલામાં વિક્ટોરિયા આવી એટલે બેશીને હમે ગયા.

વાંદરે નવ વાગ્યા પછી પહોંચ્યા.

**વાંદરા**—તા. ૧૭–૧૦–૧૧ મંગળવાર, કાગળ આવ્યા : ભાનુ (રાજકોટ).

'લોબરી' શબ્દ માટે વિશેષ તપાસ કરી. ભરવાડોને બોલાવી પૂછ્યું. એ લોકો કહે છે-ધાબળી રંગે ધોળી, કાંબળી કાળી, અને લોબરી લાલ હોય છે. ત્રણે વસ્તુ એક છે. પણ લોબરી કુમાશમાં સારી અને કીમતી હોય છે. ભરવાડો ખભે રાખે છે. અને કાંબળી પેઠે હોડવાનું વસ્ત્ર છે.

લોબરીમાં વચ્ચે છાંટ અથવા કોઇ પણ તરેહની છાપો પાડેલી હોય છે તો ત્હેને ચુંદડી કહે છે, ને તે સ્ત્રીઓ પહેરે છે.

**અમદાવાદ**—તા. ૨–૧૧–૧૧ ગુરુવાર.

રમણભાઈએ રહવારે એક અજબ વાત કરી. ગટુએ પાકે પાયે સાંભળ્યું છે કે "સરસ્વતીચન્દ્ર"ના ૪ થા ભાગમાં ગોવર્ધનભાઈએ પ્રથમ તો કુમુદ જોડે સરસ્વતીચન્દ્રને પુનર્લગ્ન કરાવ્યાનું પરિણામ આણ્યું'તું (અને કહે છે તે MS. હજી હયાતીમાં છે!) પછી મનસુખરામે જોયું ને કહ્યું કે આ ઠીક નથી કર્યું તેથી ગોવર્ધનભાઈએ બધું ફેરવી નાંખ્યું.'

**અમદાવાદ**—તા. ૬–૧૨–૧૧ સોમવાર.

ગઇ કાલ્ય જોડણી કમિટીમાં મળ્યા તે વખત કેશવલાલ જોડે થયેલી બેએક વાતો નોંધવા જેવી છે:—

(I) મ્હેં રહેજ પૂછ્યું—'નિશાળ'માં 'નિ' ક્યહાંથી આવ્યો હશે?

સં.માં તો ધાતુનો ઉપસર્ગ નિ છે–ને 'શાળા' તો નામ છે. કેશવલાલ કહે—અસલ શબ્દ 'નેશાળ' છે.

રમણભાઇયે કહ્યું—નવલરામ કહેતા'તા કે ડૉ. બ્યૂલર એ શબ્દની વ્યુત્પત્તિ લેખશાલામાંથી કાઢતા હતા. એટલે મ્હને એ સુઘટિત લાગ્યું. ને કહ્યું—"બરોબર—લેखशाला–लेहशाला–लेशाल–નેશાળ (લનો ન થાય છે.)"

કેશવલાલ કહે–પણ હકારનો લોપ શી રીતે થાય? મ્હેં કહ્યું ઓહો! હકારના લોપનાં તો જથાબંધ ઉદાહરણો મ્હેં એકઠાં કર્યાં છે. કહીને માત્ર બે બતાવ્યાં—

तीक्ष्णं–तिण्हं–તીનું

विह्वलं–विहलं–વીહું

પાછળથી બહુ જ સરસ ઉદાહરણ મ્હને સાંભર્યું—

लोहखंड–લોખંડ

(II) જોઇયે છિયે–માં જોઇયે છે–એ ખોટું છે–એમ મ્હેં એક બે લેખમાં બતાવ્યું છે તે વિશે કેશવલાલે મ્હને કહ્યું–જોઇયે–એ પ્રથમ પુરુષ બહુવચનનું રૂપ નથી. પરંતુ passive તૃતીય પુ. એકવચન છે. इज्ज (ई) પ્રત્યય છે તેમ इय (इ) પણ છે તે દ્વારા. ટેલર વ્યાકરણ જૂનામાં આ બાબત એક ઠેકાણે ફૂટનોટમાં કે ક્યહાંક છે. (આં મહત્વની માહિતી છે–તે મ્હારે તપાસવી જોઇયે)

(III) शुक्ति–छिप्पी, आत्मा–अप्पा ઇ. માં त નો प મ્હેં કહ્યો છે–તે બા. કેશવલાલે કહ્યું. છિપ્પી તે તો આખો આદેશ જ ગણવો જોઇયે; અને બીજાં સ્થળોમાં त નો प નથી, પણ व નો प છે.–आत्मा ઇ. માં त નો प થવો phonetics ની વિરુદ્ધ છે–મનો થાય. મ્હેં પૂછ્યું–બાપરું. તે તો व्रत ઉપરથી આવશે. ત્યહાં म ક્યહાં આવ્યો?

તો કહે તે છાત્તર ઉપરથી છે–ને ત નો પ થયો. ઓષ્ઠસ્થાનીનો બીજો ઓષ્ઠસ્થાની થાય.

(આ વિચારવા જેવું છે. હું નોંધીને તપાસીશ. પણ ત્ત નાં ઉદાહરણ બહુ છે–તેથી શંકા રહે છે–જોઇશ.)

× × ×

બપોર પછી ત્રણેક વાગ્યે સાકરલાલ દવે (જે 'વસન્ત'માં જોડણી કમિટીની વિરુદ્ધ કેટલાક વખતથી ચર્ચાપત્રો લખે છે તે) મ્હને મળવાને આવ્યા. બી. એ. થયેલા છે. ગટુ, લીનુ, રમણભાઇ વગેરે કહેતા હતા કે સાકરલાલ કહ્યા કરે છે કે–"મ્હારે નરસિંહરાવને જોવા છે." તેથી મ્હેં ખુશી જણાવ્યાથી મળવાને આવ્યા. જોડણી વગેરે બાબતોમાં મ્હારી વિરુદ્ધ પક્ષના છે. વાતચીત કરી. હું શાન્ત નિષ્પક્ષ રીતે વાત કર્યે ગયો.

એ બોલ્યા–જોડણી માટે ગુજરાતીમાં phonetic ધોરણ રાખવું કહો છો પણ ઋકારનો ઉચ્ચાર સંસ્કૃતમાં પણ કેવો વિચિત્ર છે.

હું–એક ઋકાર જેવા વિરલ અપવાદ ઉપરથી આપણી ભાષાનું phonetic સ્વરૂપનું સામાન્ય તત્ત્વ શી રીતે છોડી દેવાશે? અને ઋકારની વાત કાઢી ત્હમે તો કહું છું–જે બાબત પ્રથમ સભ્યતા ખાતર મ્હેં મૌન રાખ્યું હતું–કે ત્હમે આવ્યા તે વખતજ મ્હેં ત્હમને પૂછ્યું કે ટ્રેનિંગ કૉલેજમાં શો વિષય શીખવો છો? ત્યહારે ત્હમે કહ્યું–સંસ્કૃત; હેનો અશુદ્ધ ઉચ્ચાર કર્યો. ત્હમે હેનો ખરો ઉચ્ચાર કરતા નથી.

હેને કબૂલ કરવું પડ્યું–ને જરાક શરમાયા. ઉત્તર હિન્દુસ્તાનમાં હેનો જૂદો ઉચ્ચાર કરે છે વગેરે ફાંફાં તો માર્યાં પણ ચાલ્યું નહિ. મ્હેં વિશેષ બતાવ્યું કે ઋ નો તો રુ જેવો ઉચ્ચાર કર્યાને પરિણામે 'સમૃદ્ધ' જેવા શબ્દોમાં 'ઋ' ચડકાવવાની ભૂલ્ય ભલભલાએ કરેલી

છે.-કહી મ. ન. દ્વિવેદીનું "જે કર્યું અમૃત રસાયન ચિત્ત કેરી" એ વસન્તતિલકાનું ચરણ ઉદાહરણરૂપે આપ્યું.

આથી હેના મનને વધારે ખાતરી થઇ.

એ કહે-બધા મુખ્ય મુખ્ય સાક્ષરો મળીને જોડણી બાબત એક નિર્ણય ઉપર આવે તો સારૂં. મ્હેં કહ્યું-એ વાત શક્ય લાગે છે ખરી! મૂળમાં જ જોડણીનો પ્રશ્ન મ્હેં ૧૮૮૮ માં પ્રથમ ઉપાડયો તે શાળાખાતાના ચાલતા ક્રમની સ્હામે protest રૂપે હતો, તો તે ખાતું વગેરે લોકો પોતાનું કાંઇ પણ છોડવાને તૈયાર થશે ખરા? બધા પોતપોતાનું ખેંચે ત્ય્હાં શી રીતે કહ્યું થાય? ઇ. ઇ.

અમદાવાદ- તા. ૭-૧૧-૧૧ મંગળવાર : જમીને બપોર પછી હું આણંદશંકરને ત્ય્હાં ગયો. સાકરલાલ હવે કાલ્ય મ્હને મળી ગયા તે બધી વાત મ્હેં આણંદશંકરને કહી; એટલે એ કહે કે ત્હમને હેમણે ઉત્તમ સર્ટિફિકેટ આપ્યું છે; ત્હમને મળીને પછી સાંઝે બાગમાં બધા જવાનિયા મળ્યા તે વખત કહેલી વાત લીનુથી જાણી તે એ કે સાકરલાલ કહે-નરસિંહરાવ સત્યનિષ્ઠ તો છે એ મ્હારી ખાતરી થઇ;-કે સત્યનું અન્વેષણ કરનારા છે-એમ કાંઇક કહ્યું.

વડોદરા—તા. ૫-૧૨-૧૧ મંગળવાર : સાંઝે મણિશંકર ભટ્ટ મળવા આવ્યા. ટ્રેન ચૂકયા તેથી વાર થઇ. બહુવાર સાથે બેસાયું નહિં. કેમકે હમારે ૭ વાગ્યે ઉપડવું હતું-Illuminations જોવા જવાને. કૉફી એમને પાઇ.

દયારામ આવ્યા પછી દયારામ જોડે ઓળખાણ હેમનું કરાવ્યું. સેવાસદન માટે ગુજરાતીમાં અસરકારક સારાં pamphlets લખવા માટે મણિશંકરને મ્હેં લખ્યું હતું. તે વાતથી એનો સંબન્ધ જોડાયો. દયારામે એ વિષય ઉપર બહુ ઉત્સાહથી વાત તેમને કરી. ક્રિશ્ચન મિશનરીઓ દર વર્ષે હિન્દુસ્તાનમાં કેટલાં બધાં માણસોને ક્રિશ્ચન બનાવે છે, એ વાત ઉપર સેવાસદનની તરફમાં દલીલ હેમણે મૂકી. એ જરાક ભૂલ થઇ. મણિશંકર એક વાર ક્રિશ્ચન થઇ ગયા

હતા. અને હજી અન્તર્વૃત્તિ તે ધર્મ તરફ છેજ. સ્ટેશન ઉપર જતે વિક્ટોરિયામાં મણિશંકર કહે શું; દયારામભાઇનું કહેવું એમ છે કે ક્રિશ્ચન થવામાં દોષ છે?

મ્હેં કહ્યું–હું એમ નથી માનતો. મ્હારા પિતા પ્રાર્થનાસમાજના મતના છતાં એમ માનતા અને કહેતા કે "અન્ધ મૂર્તિપૂજન અને વ્હેમી રહેવા કરતાં ક્રિશ્ચન થાય તો ભલે."

(હું એટલું ઉમેરવું ભૂલી ગયો કે ક્રિશ્ચન સંખ્યાબંધ થાય છે તે વગર સમઝયે સ્વાર્થાદિક હેતુથી થાય છે–તે અનિષ્ટ જ છે).

મ્હેં દયારામ તરફથી ખુલાસો તો કર્યો કે એમ તત્ત્વ નથી–પણ સેવાસદન કરવાના કાર્ય માંટે એક દૃષ્ટિબિન્દુ બતાવ્યું ઇ.

મણિશંકરને જે મ્હેં ઇ. સ ૧૯૦૨માં Social Conference ના પ્લેટફૉર્મ ઉપરથી બોલતા જોયા'તા,–તે વખતની પ્રતાપી મુખમુદ્રા આજ ના જણાઇ. ઇ. સ. ૧૯૦૪ માં પ્રથમ સાહિત્ય પરિષદ્ વખત મળેલા તે વખતનું તેજ પણ ના દીઠું. આજ તો કાંઈ સુંઢ મૂંઢ અને vacant શૂન્યતેજ આંખ્યોવાળા જણાયા.

પ્રેમાનન્દનાં નાટકો બા૰ મ્હેં હેમને ફરીથી આગ્રહથી કહ્યું કે ત્હમે જરૂર લખજો. હું નકામો એકલો પડતો જણાઉં છું–પ્રસિદ્ધમાં તો. રમણભાઇનો મત જૂદો છે તે વાત કહી તેથી તો એ છક જ થયા. કેશવલાલે આજ સુધીમાં એ નાટકોની સત્યતા સાબીત કરવાનો કાંઈ પણ પ્રયત્ન નથી કર્યો–એ મણિશંકરે ખાસ મ્હને પૂછ્યું અને ખરે એ મુદ્દો સબળ છે. આ બાબતમાં onus probandi બા. રમણભાઇનો મત ખોટો છે, એમ મણિશંકરને પણ લાગ્યું. મ્હેં કહ્યું ત્હમે જરૂર ટૂકું પણ લખજો–મ્હને મદદ મળશે. લોકો, નહિં તો, એમ જ માને કે આ એકલો લવારા કર્યા કરે છે. એ તો હેનો hobby છે. મ્હેં કહ્યું–હું જાતે મ્હારે બળે ટકું એમ છે. પણ સ્થિતિ આમ છે માટે લખો, લખશો તો હું personal favour ગણીશ. અસલ મ. ન. દ્વિવેદીના કુધારા

પક્ષનાં લખાણો ઉપર આપણે બધા મળીને જેમ પ્રહાર કરતા હતા, તેમ આ પ્રસંગે આ literary superstition ઉપર પણ એકઠા મળી પ્રહાર કરિયે તો સારૂં. માત્ર બે પાનાં જેટલું લખો. આખરે કબૂલ કર્યું કે લખીશ: 'વસન્ત'માં દાખલ કરશો?–મ્હેં કહ્યું–ખુશીથી કરશે. મ્હારાં એ બાબતનાં લખાણો આવે છે જ કની!

"ઇન્દુકુમાર" નાટક વિશે મ્હેં વાત કાઢી. હેમાં છન્દરહિત કવિતા છે તે ગદ્યકાવ્ય તરીકે સફળ અને સુન્દર નીવડ્યું છે, 'વસન્તોત્સવ'ના ગદ્ય કરતાં હેમાં ગુણ વધારે સારા છે–ઇત્યાદિ મ્હારો મત કહ્યો.

મણિશંકર કહે–"પણ એ નાટકમાં કવિ cloud land માં જ ભમ્યા કરે છે: આપણાં મહત્ત્વનાં problem સાથે સ્પર્શ નથી કરતા."

મ્હેં કહ્યું–લગ્નની ભાવના બાબત છે જ કની? તો કહે–પણ ખરાં problems જોડે practical સ્પર્શ નથી કરતા.

મ્હેં કહ્યું–વખતે આગળ ઉપર આવશે. તો કહે–નથી, મ્હેં બધું વાંચ્યું છે.

× × ×

રણજિતરામે મ્હારી કવિતા અને રમણભાઇના કવિતા વિશેના મતોનું ખંડન સવિસ્તર કરવાનું વચન બુદ્ધિપ્રકાશમાં આપ્યાને બે વરસ ઉપર થઇ ગયું–હવે ક્ય્હારે લખશે? એમ મ્હેં વાત કરી. તો મણિશંકર કહે–વખતે હેમને પોતાની ભૂલ જણાઇ હશે, અને હું ધારૂં છું હવે એ બાબત કદી નહિં લખે.

મ્હેં કહ્યું–પણ હેમના લખાણથી mischief થવાનું તો થઇ ચૂક્યું કની!

તો કહે–તો કહો તો તે સુધારવાને લખે.

મ્હેં કહ્યું–મ્હારે તેમ નથી જોઇતું.

પછી મ્હેં પૂછ્યું–ત્હમે કુસુમમાળા ઉપર notes લખેલી તે લઈને હેમણે બુદ્ધિપ્રકાશમાં મ્હારી વિરુદ્ધ લખેલું એમ સાંભળ્યું છે તે ખરૂં ? તો કહે–મ્હેં notes કરેલી ખરી; અને હેમણે તે દીઠેલી પણ ખરી; પરંતુ રણજિતરામના એ લેખમાંનાં વચનોને એ મ્હારી notes જોડે લગારે સંબન્ધ નથી. મ્હારી notes માત્ર છુટક કાવ્યો ઉપર કેટલીક હતી.

મરીનલાઈન્સ સ્ટેશને મણિશંકર ઊતર્યા. ઊતરતે ઊતરતે કહે –હું ફરી કોઈ વાર મળીશ; આ હું મળ્યું ગણતો જ નથી.

મ્હેં કહ્યું–મ્હને પણ એમ જ લાગ્યું છે–પણ નિરુપાય; હમારે જવાનું હતું તેથી નિરાંતે બેસીને વાતો ના થઈ.

**વાંદરા**—તા. ૯-૧૨-૧૧ શનિવાર : બપોર પછી કોફી પી કરીને પ્રિન્સેસ સ્ટ્રીટમાં જઈને મણિશંકર રત્નજી ભટ્ટને મળવા ગયા –હું તથા નલિન. ઘેર હતા. પડ્યા પડ્યા વાંચતા હતા; ઉઘાડે શરીરે પડ્યા'તા; પ્હેરણ પ્હેરી લીધું. શું પ્રચંડ શરીર છે!–બહુ વાતો થઇ. હેમના ભત્રીજા પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ પણ હતા. હેમનું ઓળખાણ તાજું થયું. આજ તો મણિશંકર પ્રફુલ્લ, તેજસ્વી, જણાયા; વાતો પણ મેળે બહુ કરી.

"કલાપી" એ 'કુસુમમાળા' કે 'હૃદયવીણા' વાંચ્યાં હશે કે કેમ તે મ્હને શંકા હતી; રૂપશંકર ઓઝાના લેખમાં એ પુસ્તકો કલાપીએ વાંચ્યાનું લખ્યું નથી; બીજાં નામ છે. મણિશંકર તો 'કલાપી'ના પરમ મિત્ર હતા. હેમને તેથી પૂછ્યું. તો કહે–અલબત્ત હેમણે એ પુસ્તકો વાંચેલાં જ હતાં. કુસુમમાળા વાંચી ના હોય હેવો કોઈ માણસ હોય જ નહિં."

'કલાપી'નું લખેલું એક નોવેલ મણિશંકરને હાથ લાગ્યું છે –અંગ્રેજી ઉપરથી adaptation છે. તે પોતે પ્રસિદ્ધ કરવાના છે.

**વાંદરા**—તા. ૧૯-૧૨-૧૧ મંગળવાર : કાગળ આવ્યા : દયાશંકર રવિશંકર ( ખંભાત )–કાર્ડ.

'હૃદયવીણા' પ્હોંચી તે માટે ઉપકાર માને છે. કિયા વર્ણનમાં, કિયા પ્રસંગમાં અને કિયા રસમાં કિયું વૃત્ત યોજવું એ વિષય ઉપર નિબન્ધ સાહિત્ય પરિષદ્ માટે પોતે લખવાનું ધારે છે.

સંસ્કૃત કવિયોએ એ વિષય ઉપર કાંઈ લખેલું છે કે કેમ તે જોવાની ઇચ્છા હેમને થઇ. ક્ષેમેન્દ્ર કવિયે ત્રણ વિન્યાસમાં સુવૃત્તતિલક નામે પુસ્તક લખ્યું છે. ત્હેના બીજા વિન્યાસમાં આ વિષય ઉપર ચર્ચા છે તે મળી આવી. ત્હેને આધારે નિબન્ધ લખવાનો આરમ્ભ કર્યો. ઉદાહરણો સંસ્કૃતમાંથી મળી આવ્યાં.

પણ ગુજરાતીમાંથી સોધતાં હૃદયવીણા યાદ આવી. ન્હાનપણમાં હેમણે વાંચી'તી. પણ એમ યાદ આવ્યું કે હેમાં રસ અને વૃત્તનો સંબંધ ઔચિત્યવિચારપૂર્વક કરવામાં આવ્યો છે. તેથી હીરાલાલ કને માગી. હેમણે ત્હમને પત્ર લખ્યો.

પૂછે છે—એ નિબન્ધ પૂરો કરૂં ? વિષય વગેરે ત્હમને ઠીક લાગે છે ? અણધારી ઉપાધિયોને લીધે ભંગ પડયો છે-તેથી પડતો મૂકવાનું મન થાય છે. પણ ત્હમે લખો કે યોગ્ય વિષય છે તો ગમે તેમ પૂરો કરૂં.

સતારા—તા. ૧૮-૨-૧૯૧૨ રવિવાર : આજ બપોરે જમતી વખતે રા. બ. જોશી કુહે જીવનમાં મરણથી બહુ સુખભંગ થાય છે. મ્હેં તે ઉપરથી કહ્યું કે મરણ છેજ નહિં.—કહીને Marie Corelliના Life Everlasting નામના નોવેલની વાત મથુરાબાઇને કરી—વાંચ્યું હેણે નથી, મ્હેં કહ્યું વાંચવા લાયક છે અને 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ મ્હારા કાવ્યની વાત કરી. એટલે મથુરાબાઇયે કહ્યું કે તુકારામનું એક વચન છે मृत्यु मार्ले मरोन गेले मज केले अमर—શું ઉત્તમ સરખાપણું ! મ્હને બહુ જ આનંદ થયો. મ્હેં કહ્યું એ વચન સોધી આપશો ? સોધી કાઢીને બતાવવાનું વચન મથુરાબાઇએ આપ્યું. મ્હારે મ્હારા કાવ્યની ટીકામાં દાખલ કરવાને કામ આવશે.

બપોર પછી દોઢ વાગ્યે Clements ને મળવા હું ગયો. દોઢથી ચાર વાગ્યા સુધી "શ્રુતિયો" અને Music સંબંધી ચર્ચા

હેણે ચલાવી; ૨૨ શ્રુતિના હાર્મોનિયમ ઉપર કેટલીક સમજણ પાડી, Harmony, beats વગેરેની. હાર્મોનિયમમાં બધી શ્રુતિયો ગોઠવવાની યુક્તિ સરસ કરી છે-ધોળી keysની દાંડીના પેટમાં કાણું પાડીને હેમાં ઊભા શળિયા પિત્તળના, તે ઉપર ગોળ ગોળ ચકતીઓ દબાવવા માટેની-ને શળિયા નીચેથી તેની બે શ્રુતિનો સંબંધ-અંદરની બાજૂ-એમ કરેલું છે. ૩૫૦) રૂા. કિંમત છે.

હાર્મોનિયમ ઉપર બિલાવલનો ઠાઠ, ભૈરવનો, કાફીનો વગેરે બતાવ્યા-માલવ વગેરે રાગનું સ્વરૂપ બતાવ્યું.

મ્હારો લેખ વાંચી જોયો-વિગતવાર ચર્ચા કરી. મ્હારામાં ભૂલ્યો છે એમ હેને લાગ્યું, અને કહે આ છપાવવાના હો તો ખેદની વાત છે. મ્હેં ધીરજથી હેનાં બધાં કારણો તથા રિમાર્કો સાંભળી લીધાં. મ્હારી ભૂલ્ય નથી જણાતી-દષ્ટિબિન્દુનો ફરક લાગે છે. Scale એટલે ઠાઠ એમ જ માનીને કલેમન્ટ્સ ચાલે છે તે બધા મતભેદનું મૂળ છે એમ જણાયુ.

બાકી કલેમન્ટ્સનો અભ્યાસ સંગીતમાં ઘણો સરસ છે હેમાં શક નહિં. સંગીતપારિજાત ઉપર હેને શ્રદ્ધા નથી. કહે છે એ તો ૧૦૦ વર્ષ ઉપર રચાયેલો છે અને ભૂલ્યોથી ભરપૂર છે.

ભરત, સંગીતરત્નાકર, એ જ જૂના પ્રમાણગ્રન્થો છે. રાગવિબોધકાર વગેરે શી રીતે એ જૂના ગ્રન્થોનો અર્થ કરવામાં ભૂલ્યા છે તે બધી ચર્ચા કરી. મુખ્ય મુદ્દાની notes કરી તે જૂદી-આ ચોપડાને છેડે-હું નોંધી રાખું છું; તે જોવા જેવી છે. પોતે સંગીત બા. એક પુસ્તક (અંગ્રેજીમાં) લખી તૈયાર કર્યું છે-છપાવવાનો છે-સર જોર્જ કલાર્કને જોવા મોકલ્યું છે-કંઈ introduction હેની કને લખાવવાનું ધારે છે. મ્હને હેની ચર્ચામાંથી ઘણું નવું જ્ઞાન મળ્યું.

સતારા—તા. ૧૯-૨-૧૨ સોમવાર : આજ બપોરે જમતા પ્હેલાં મથુરાબાઇયે [રા. બ. જોશીની પુત્રીએ] પેલા અભંગની નકલ પોતે કરેલી આપી. નીચે પ્રમાણે છે :—

मरण माझें मरोन गेलें ।
मज केलें अमर ॥ १ ॥
ठाव पुसिलें बुड पुसिलें ।
सोडवोडलें देहमाया ॥ २ ॥
आला होता गेला पुर ।
धरिला धीर जीवनीं ॥ ३ ॥
तुका म्हणे घुनावीचें ।
जालें साचें उजवणें ॥ ४ ॥

(तुकारामाची गाथा भाग २ रा अभंग ३५८०)

સતારા—તા. ૨૦-૨-૧૨ મંગળવાર : બપોરે સાડેને બાર વાગ્યા પછી ચાર્જ આપી દીધો.

અઠ્ઠાવીસ વર્ષ અને એક મહિનામાં ચાર દિવસ ઓછા એટલી મુદત સરકારી નોકરી કરીને આજ ત્હેમાંથી નિવૃત્ત થતાં મન ઉપરથી ભાર ઓછો થવાની સાથે શાન્તિ થાય છે. આ લાંબા વખતમાં મ્હેં એકનિષ્ઠાથી મ્હારૂં કર્તવ્ય બજાવ્યું છે એ જ સંતોષ માનવાનો છે. I. C. S. વર્ગની ઈર્ષ્યાને પરિણામે તેમજ અન્ય વ્યક્તિયોની પેઠે ખુશામદ કરતાં મ્હને ના આવડવાને લીધે મ્હને સરકાર તરફથી કદર કે ન્યાય મળ્યાં નથી તે માટે ખેદ હું કરતો નથી. જગતની રીતિ જ હેવી છે. મ્હેં છેવટ સુધી ન્યાય મેળવવા ઘટતા પ્રયાસ કર્યા છે ત્હેમાં નિષ્ફળ થવામાં મ્હારો દોષ મ્હને લાગતો નથી. નોકરી કરવામાં લોકનું કલ્યાણ કરવાના પ્રસંગો આસિસ્ટંટ કલેક્ટરને કલેક્ટર જેટલા જ મળે છે. એ દરરોજના કામમાં કદાચ—જવલ્લે જ—હું અવિચારી થયો હઈશ; પણ મ્હને હૃદયદંશ થાય હેવું કૃત્ય કરેલું જણાતું નથી. ઈશ્વરનો એ ઉપકાર માનું છું.

હવે બાકીનું જીવન ગુર્જર સાહિત્યની સેવા અભંગ રીતે કરવાનું સામર્થ્ય, આરોગ્ય અને આયુષ્ય મળે એ ઈશ્વરની પ્રાર્થના છે અને માનવબન્ધુ તરફના અને ઈશ્વર તરફના કર્તવ્યમાં અધિકાધિક

પ્રવૃત્ત થાઉં એ પ્રાર્થના છે. સુશીલા તથા છોકરાંના હિતસાધનમાં મ્હારા શ્રમનો અંશ કાયમ રહેશે જ. સર્વ વાતમાં પરમ કૃપાળુ પિતાની સહાયતા હોય એટલે બસ.

વાંદરા—તા. ૨૬-૪-૧૨ શુક્રવાર : કાગળ લખ્યા : કેશવલાલ ધ્રુવ, (અમદાવાદ).

હેમેના કાગળનો જવાબ. ત્હમે લખેલી અષ્ટપદીમાં ધ્રુવપદ છેવટે જ બરોબર લાગે છે. પ્રથમ બે ચરણમાં વર્ણબન્ધ (rhythm) સરખા પ્રકારનો હોઇ, ત્રીજામાં બન્ધપલટો ખાય છે અને કાંઇક વેરાય છે, અને કાંઇક શૈથિલ્ય રોકવાને સંકેલાય છે.

अनिलतरलकुवलयशयनेन

तपति न सा किसलय शयनेन

આમ ચિહ્નિત વર્ણ ઉપર તાલ આવતાં સરલ બન્ધનો પ્રવાહ ચાલી, પછી ત્રીજા ચરણમાં

सखि या रमिता वनमालिना

એમ લઘુ સ્વરની સંખ્યા ઘટાડી ત્રણ સગણ મૂકીને બંધને આડકતરૂં સ્વરૂપ અપાયું છે. ધ્રુવપદ વચમાં મૂકવાથી બંધનું આ વિશિષ્ટ રૂપ તૂટી જઇને લાલિત્યમાં ભંગ થવાનો સંભવ છે. જયદેવ કવિયે બુદ્ધિપુરઃસર જ બન્ધલાલિત્ય સાધવા આમ (વ્યાકરણવૈષમ્ય વ્હોરીને પણ) રચના કરી લાગે છે.

બીજી અષ્ટપદીમાં પ્રવિશ રાધેયો માંડીને છેવટ સુધી એક જ ચરણ ગણી બે ચરણની કડી લેવી ઠીક છે. દૃદનો સંધિભંગ તેથી બચે છે, અને અન્ત્યયમક પહેલા અને બીજા ચરણનો જ છે. ધ્રુવપદ વચમાં છે જ નહિ.

વાંદરા—તા. ૧૬-૫-૧૨ ગુરુવાર : મેથિસન લેંગનું હેમલેટ જોવા ગયા. હેમલેટ તરીકે મેથિસન લેંગ અપૂર્વ ખૂબીથી વેશ બજવે

છે. એ પાત્રતાનું નવું જ સ્વરૂપ બતાવે છે. ઓફિલિયા તરીકે મિસ ફૂટન બ્રિટન પણ ઉત્તમ હતી. બધું નાટક ઉત્તમ રીતે ભજવાયું હતું. છોકરો બહુ જ ખુશ થયાં. આ નાટકો જુવે પછી અહિંની નાટકી કંપનીઓ નિર્માલ્ય લાગે હેમાં શી નવાઈ ?

લેંગની અભિનયકલાની બધી ખુબીયો શી રીતે તપાસાશે ! થોડીક નોંધું છું. હેમલેટને કેવળ માનવદ્વેષી, મનોરોગી ચિન્તનમગ્ન, જવાન તરીકે ના ભજવતાં, કર્તવ્યમાં ચુકનારો પણ આવેગ અને આવેશવાળો વીર હેણે કલ્પ્યો છે. છતાં હેની નિર્બલતા તો છે જ. બીજા અંકને છેડે જે સ્વગત લાંબું વચન છે—ત્હેમાં પોતાની નિર્બલતા ઇત્યાદિ માટે પોતાને પુષ્કળ ગાળો ને ઠપકાનો વરસાદ વરસાવીને, અન્તે પોતાના નીચ કાકા તરફ ક્રોધ, વૈર, ઇત્યાદિની પરાકાષ્ઠાએ મન ચઢાવે છે ત્હારે આવેશના શિખરે પ્હોંચતાં "O Vengeance!" એ શબ્દો લેંગે ઉચ્ચાર્યા તે સર્વ વિઘ્નોને ચીરીને જવાને નિશ્ચય કરનાર વીરની પેઠે પૂકારીને નહિં, પરંતુ વૈર લેવાની પ્રબળ ઇચ્છાનો જોસ બતાવનારી રીતે છતાં તે જ ક્ષણે વૈર લેવાની અશકયતા (પોતાની અનિશ્ચિતતાને લીધે અશક્યતા)ના ગૂઢ ભાનને લીધે રોઈ અને ડસકાં ખાઇને અદ્‌ભુત મિશ્ર ભાવથી ઉચ્ચાર્યા–તે જ ક્ષણે બળમાંથી નિર્બળતામાં ગૂઢ સંક્રમણ થતું બતાવવાને અવાજ, અંગવિક્ષેપ, ઇત્યાદિ અનેક અભિનયનાં અંગ હેવાં તો હતાં કે વાત નહિં ! અને 'vengeance' શબ્દની સાથે જે છરો મ્યાનમાંથી ખેંચી ઊંચે ધર્યો હતો, તે શિથિલ હાથમાંથી ધીમે રહીને પડી ગયો–એ ન્હાની વાત પણ હેણે કલાથી પોતાની જ ઉમેરી હતી.

તેમજ કવચિત્ કવચિત્–જેમકે ઓસરિકની રીત્યભાસ્યને હસવા માટે હેને બનાવતી વખતે–હેમલેટ શુદ્ધ આનન્દમય ટોળમાં પણ પ્રકાશી નીકળતો બતાવ્યો હતો; તેથી હેમલેટના એકધારા શોકનિમગ્ન ચિત્રને બદલે આમ પ્રકાશ અને છાયાના મિશ્રણથી સત્ય ચિત્ર બતાવ્યું હતું. મનુષ્યજીવનના દુઃખભારને ઓછો કરવા માટે

વખતોવખત હેવા આનન્દના ઊભરાની જરૂર છે એ તત્ત્વ હેમાં સૂચવ્યું. હેમલેટ જેવાને એ માર્ગ ના હોત તો બન્યું તે કરતાં વ્હેલું હેના વિનાશનું ફળ થાત.

ઓફીલિયા તરફ હેમલેટની પ્રેમવૃત્તિ કેટલી અને કેટલે દરજ્જે ઊંડી હતી તે વિશે બહુ કલ્પનાઓ થાય છે. આ પ્રશ્ન ઉપર પણ લેંગના અભિનયે નવીન પ્રકાશ પાડયો હતો. હેમલેટ હેને ખરા દિલથી ચ્હાતો હતો તે દર્શાવવા માટે અનેક પ્રસંગો પોતાના અભિનયમાં કલાવિધાનથી પોતે ગૂંથ્યા હતા—શેક્સપીઅરની બ્હાર ગયા વિના જ. કેટલાક લોકો એમ કલ્પે છે કે ઓફીલિયા તરફ હેમલેટની પ્રીતિ ઉપલકિયા જ હતી. અને કદી હશે તો પણ હેના બાપના ભૂતે ફ્હેલી ભયંકર વાતોના ક્ષોભ પછી તે પ્રેમ કચરાઈ ગયો હશે. એ વાત ખોટી બતાવવાને લેંગે એક થોડાક જ કલાવિધાનના સ્પર્શો વડે સુન્દર અને; હૃદયસ્પર્શી ચિત્ર રજૂ કર્યું હતું હેમાં હેમલેટના એ પોતાની પ્રિયા તરફના પ્રેમની ઝીણી લાગણી અપૂર્વ અને દિવ્ય સૂક્ષ્મ પ્રકાશમાં ઝળકતી હતી. જેમ પોતાના બાપના ખૂનનું વૈર વાળવાની બાબતમાં હેમલેટ સંશય અને કર્તવ્યની વચ્ચે દોલાયમાન થતો હતો, તેજ રીતે ઓફીલિયા તરફના પ્રેમની બાબતમાં પણ બે લાગણીઓની વચમાં હેનું હૃદય દ્વિધા ચીરાતું હતું; પ્રેમનું આકર્ષણ એક તરફ, અને અનિષ્ટભાવિસૂચક ભય બીજી બાજૂએ; ભય એમ કે રખેને આ પણ હેની ( હેમલેટની ) માની પેઠે પાપમાં પડે. અને તેથી જ "જા ! તું nunneryમાં જા !" એમ કહે છે. આ વચનનો અભિનય કેટલાક નટો શૂન્ય હૃદયથી, હેમલેટ ખરો જ ગાંડો હોય ત્હેવા દેખાવથી, અને કાંઈક માનવદ્વેષી ભાવદર્શનથી ભજવે છે. પણ લેંગે તેમ ના કર્યું. પાપમાં પડવાના સંભવમાંથી અને પાપીઓને જન્મ આપવાના સંભવમાંથી છૂટવા માટે nunnery માં જવાનું વચન એ ક્હે છે ને હેવી રીતે બોલે છે કે એ વાત પોતાના મનને અતિકટુ લાગતી હોય તેમ આક્રન્દ કરીને જ. આ રીતે હેમ-

લેટની આવેશમય પ્રકૃતિ સ્હામેજ ત્હેની મૃદુ અને તીવ્ર પ્રેમવૃત્તિ પણ દર્શાવી.

ઓફીલિયાને પ્રથમ કહ્યું—" I loved you once " પછી તરત જે કહ્યું ' You should not have believed me.' એમ કહીને " I loved you not. " એમ કહ્યું છે ત્યહાં એ વિરોધ માત્ર બતાવીને બેશી ના રહેતાં લેંગ એક અદ્ભુત અને અપૂર્વ કલાવિધાનનો પ્રકાર ઉમેરે છે. ઓફીલિયા નીચું માથું નાખીને ડસકાં ભરતી અને મ્હોં ઉપર હાથ ઢાંકીને ઊભી છે, ત્હેને પાછળથી આવીને દઢ આશ્લેષમાં પકડીને " I loved you " એટલું બોલી તરત જ શિથિલ હાથ કરી દે છે, તરત હાથ ખેંચી લે છે, પાછો હઠે છે, અને પછી "—not" એટલો શબ્દ ઉમેરે છે ! આમ બંધભેદક અને સંબન્ધસાધક એમ બે પ્રકારનો કાલવિક્ષેપ આણવામાં નવીન ચાતુર્ય સમાયું હતું. " *I loved you—not !* " એમ નવીન ગોઠવણ કરી; અને વચમાંનો કાળ ( you અને not ની વચ્ચેનો ) ઉપરના ક્રમોમાં વાપર્યો. આ ' પ્રેમ અને ન-પ્રેમ'ની અગમ્ય મિશ્રતા-વાળી માનસદશાઓની સંયોગીકરણની પ્રક્રિયા અહિં પ્રગટ કરી તે કેવળ ગૂઢ જ હતી. સાચા પ્રેમને લીધે જ પોતાની જાતને તેમજ પ્રિયાને છેતરવાની આ વિલક્ષણ કૃતિ હતી. આમ ત્હેના હૃદયને શોક ના પ્હોંચાડવાની ઇચ્છાથી જ તે જ કૃતિમાં ત્હેને શોક પ્હોંચાડ્યો.

વળી એ જ પ્રસંગ વખતે ઓફીલિયા નીચી પડીને બેઠી બેઠી રોતી હતી, તે વખત પાછળથી આવીને ત્હેના છૂટા વાળમાંથી લટ હલકેથી ઊંચકીને લટને ચુમ્બન કર્યું, તરત ઓફીલિયા ચમકી ઊઠી -પછી ફેરો પાછો આપો. આ સૂક્ષ્મ અભિનયમાં પણ પ્રેમના ગૂઢ સ્વરૂપને ચાતુર્યથી પ્રગટ કર્યું.

છેવટે, ઓફીલિયાને દાટવાને પ્રસંગે ત્હેના ભાઈ જોડે હેમલેટને ટંટો થયા પછી-બધાં ચાલ્યાં ગયાં પછી લેંગ ( હેમલેટના વેશમાં ) પાછો આવે છે; એકાન્ત શૂન્ય એકાન્તમાં ઊભો એક પુરુષ ઓફી-

લિયાની ઘોરમાં હલકેથી આદર અને મૃદુતા સાથે ફેંકે છે;–જાણે એ ફૂલ પ્રિયાએ સ્વીકાર્યું એમ જોઇને બીજું લઈ એ પુષ્પને સંમાન અને પ્રેમ સાથે ચુમ્બન કરી પોતાના હૃદયના ઊંડા તત્ત્વને હેમાં પૂરીને તે પુષ્પ પણ ધીરેથી નાંખે છે–આ સુન્દર હૃદયસ્પર્શી બનાવ મૂળ નાટકમાં નથી તે ઉમેરીને હેમલેટના ઓફીલિયા તરફના પ્રેમ ઉપર સુન્દર પ્રકાશ પાડયો.

કેટલું નોંધું !

વાંદરા—તા. ૧૯–૫–૧૯૧૨ રવિવાર : કાગળ લખ્યા. ૧. Dr. Stanley Reid (Bombay).

૧. મેથિસન લેંગનો Hamlet નો ખેલ જોઇને ઉત્પન્ન થયેલા વિચારો તે દિવસની ડાયરીમાં નોંધ્યા છે–ત્હેનો ઉપયોગ કરીને Shakespeare's Message to India એમ એક ન્હાનો લેખ ગઈ કાલ્ય તૈયાર કર્યો હતો તે T. of I. માં દાખલ કરવા માટે મોકલ્યો–જોડે કાગળ લખ્યો (સ્વીકારશે કે કેમ તે પ્રભુ જાણે).

વાંદરા—તા. ૨૧-૫-૧૨ મંગળવાર : આજનું ટાઇમ્સ બપોરે મળ્યું. ત્હેમાં મ્હારો લેખ છે. લગારે કાપકૂપ નથી કરી; છાપવાની ભૂલ્યો પણ બીલકુલ નથી. માત્ર એક ઠેકાણે કોમા ખોટો મૂક્યો છે. મથાળું ફેરવ્યું છે. Mr Lang as Hamlet : A Message to India. (Shakespear's Message to India એટલું જ મારું મથાળું હતું). અને Special Article ના ભાગમાં ના મૂકતાં Plays and Pictures ના પૃષ્ઠમાં મૂકયો છે. કાઉસમાં (From a correspondent) એમ છે–મ્હારી સહીના આદ્યાક્ષર તો છે જ.

વાંદરા—તા. ૨૫-૫-૧૨ શનિવાર : કાગળ આવ્યા. આણંદશંકર (ઠુમસ).

Hamlet વિશેનો મારો લેખ વાંચ્યો. લખે છે–"It is extremely well written." માત્ર હેમાંના મત જોડે મળતા

નથી આવતા. હેમલેટને તો નબળા philosopher જેવો જ એ કલ્પે છે. ઓથેલોથી ઉલટો. ઓથેલોમાં too much of the man of action હતું. બંને મળીને ideal man થાય. એ એને પોતે twin plays કહે છે તે thought and action વચ્ચે વિચ્છેદ કર્યાથી જીવનની tragedy થાય છે તે બતાવવા માટે. લખે છે ત્હમે જો સેંગનું તત્ત્વદર્શન સ્વીકારો છો તો Hamlet નામાંથી હિન્દુસ્તાનને સન્દેશ શી રીતે આણો છો! ઇ. ઇ.

વાંદરા—તા. ૨૯-૫-૧૨ બુધવાર : વસન્ત-જ્યેષ, ૧૯૬૮ના અંકમાં ન્હાનાલાલ કવિના 'રાજરાજેન્દ્રને'—એ કાવ્યનું અવલોકન આણંદશંકરે લખ્યું છે. ઉત્તમ લખ્યું છે. વખાણ ખરેખરાં વાજબી જ છે, અને અલ્પ દોષો પણ બરોબર બતાવ્યા છે.

વેદાન્ત વિશેનું આણંદશંકરનું ભાષણ છે–તે પણ બહુ જ વિશદ, સુશ્લિષ્ટ અને બોધક, દ્યોતક છે.

વાંદરા—તા. ૩૦-૫-૧૨ ગુરુવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

Hamlet બા. હેમના પ્રશ્નોના ઉત્તર લખ્યા : હેમલેટ Vigorous છે તે હેના સ્વભાવના emotional અંશમાં; efficient અંશમાં તો બલહીન છે...એ તત્ત્વ ભેદ બતાવ્યો, અને vigorous સ્વરૂપ સ્વીકાર્યાથી જ અંક ૨ અને અન્તે જે soliloquy છે હેનો ખાસ કરીને ઉત્તરાર્ધ સાર્થક બને છે. તે morbid philosopher રૂપથી સંગત નહિં બને, ઇ. ઇ.

સેંગના અભિનય ઉપરથી હિન્દુસ્તાનને બોધ મેળવવામાં અસંમતિ નથી તે પણ દર્શાવ્યું Young India ને Social Reform ના આરમ્ભથી આજ સુધીનું. તે Custom ના ઉપર violent આક્ષેપ મૂકવામાં vigorous થયા કર્યું છે. પણ કૃતિને પ્રસંગે તત્ત્વનિર્ણય કરવામાં, સત્ય શું હશે !-Social Philosophy નાં તત્ત્વો તપાસવામાં (ગોવર્ધનભાઈની પેઠે) શામાં શું હશે !

ઇત્યાદિ જોવામાં રોકાઈ રહે છે. અને custom તો તે દરમ્યાન પોતાનાં બલિદાન લીધે જ જાય છે.

વાંદરા—તા. ૩૧-૫-૧૨ શુક્રવાર :: કાગળ લખ્યા : મોહનલાલ પાર્વતીશંકર દવે (સુરત).

વડોદરામાં પરિષદ્ વખતે ઓળખાણ ત્હમારૂં કરવાની મ્હારી ઇચ્છા હતી, પણ તે સફળ ના થઈ. હેમાં હાનિ મ્હને પોતાને થઇ છે. મ્હેં ચન્દ્રશંકરને અહિં આવ્યા પછી ઠપકો પણ દીધો હતો કે મોહનલાલનું ઓળખાણ કેમ ના કરાવ્યું. પરિષદ્ના પ્રાસંગિક લાભમાં એક મુખ્ય લાભ એ પણ છે કે સરસ્વતીના સેવકો-વય, પદવી, ઇ. કૃત્રિમ મર્યાદાઓને તોડીને-અન્યોન્ય પરિચય મેળવે-તે કેટલાક કારણોથી થતું નથી-તે ખેદની વાત છે, અસ્તુ.

(II) વૈશાખના 'વસન્ત'માં "સૃષ્ટિસૌન્દર્યનાં કાવ્યો"-એ ત્હમારા લેખમાં મ્હારી 'કોયલ' વિશેના તથા બીજા કાવ્યને વિશે કદરદાનીથી ચર્ચા કરી છે તેથી અસાધારણ આનંદ થયો. પણ તે ઉપરાંત બીજી બે વાતો કહેવાની છે :—

(a) 'મધ્યરાત્રિયે કોયલ' અને 'રાત્રિયે કોયલ'-એ બંને કાવ્યોનો બીજભૂત પ્રસંગ એક જ હતો. ત્હમે ભિન્ન પ્રસંગ માન્યા છે. ત્હેમાં વાંક ત્હમારો નથી. ભાસ હેવો છે-પ્રથમના કાવ્યમાં તે વખતના ભાવનું પ્રતિબિમ્બ સવિશેષ છે; બીજામાં બીજા ભાવાનુભવ, પછીના વખતના, છે-વર્ડ્સ્વર્થે એક ઠેકાણે લખ્યું છે કે કવિતાજનક બનાવ વખતે થયેલી લાગણીનું કાલાન્તરે-એ ઊભરો શમ્યા પછી-પુનઃ સ્મરણ થઈ પુનરનુભવ થાય ત્હારે કવિતા ઉત્પન્ન થાય છે. તે તત્ત્વ અહિં લાગૂ પાડીને લખ્યું.

આમ હકીકત છે તેથી બીજા કાવ્ય વખતે હું એકલો ન્હોતો અને પ્હેલા વખતે એકલો હતો-એમ ત્હમે કહ્યું છે તે ખરી હકીકત નથી. ત્હમે ના જ જાણો.

(b) કેવલ રાત્રે સંભળાય એ અસંભવદોષ છે એમ ત્હમે નથી માનતા એ જોઈ સંતોષ થાય છે. એ દોષની શઙ્કા કેટલાકે મ્હારી આગળ કાઢેલી ત્હારે મ્હેં કહેલું કે સૃષ્ટિના બનાવ કૃત્રિમ કલ્પીને લાગણી થયાનો ઢોંગ કરવાનો ધંધો હું નથી કરતો-વસ્તુતઃ અડધી રાત્રે કેવલ મ્હેં સાંભળી જ હતી. બાકી રણજિતરામે મ્હારી કવિતામાં અનુભવાદિકની કૃત્રિમતાનો આરોપ મૂક્યો છે તે માટે તો ઉપાય નથી. માત્ર ખેદ થાય.

(III) ત્હમારા 'હાસ્યરસ' વિશેનો ખરો રસ ઊપજાવનારા લેખ બા. બે વાતો ખુલ્લા દિલથી લખું છું-ત્હમે અવળો અર્થ નહિં લ્યો એ ભરૂંસો છે :—

(a) લે'ડારે નેપોલિયનને બનાવનારો સંવાદ લખ્યો છે તે વિશે ત્હમે કહો છો લે'ડાર જ હાંસીને પાત્ર થાય છે. પરંતુ નેપોલિયન મ્હોટા માણસ ગમે તેવો છતાં, હેનામાં ચારિત્ર્યની બીજી બાજુ હતી કે જે હાસ્યરસનો વિષય બને. નેપોલિયનને અનિન્દ્ય દેવની પદવી આપવી તે વાજબી નહિં.

(b) "હાસ્ય અને હાસ્યરસ એ બે વચ્ચે આસમાન જમીનતો ફેર છે." એ મ્હારા વચનનો અર્થ ત્હમે સમઝ્યા નથી જણાતા. એ વચનનો પૂર્વાપર સંદર્ભ જોઈને વિચારો તો જણાય કે જે ત્હમારો મત છે તે જ મ્હેં દર્શાવ્યો છે.-તે એ કે કોઈ લેખથી હાસ્ય ઉત્પન્ન થાય, માટે ત્હેમાં હાસ્યરસ છે જ એમ અવશ્ય ફલિત નથી થતું.

વાંદરા—તા. ૨૩–૧–૧૨ રવિવાર : આજે (યુનિયનની સભામાં) એક કન્હૈયાલાલ માણેકલાલ મુનશીનું ઓળખાણ ચન્દ્રશંકરે કરાવ્યું. Advocate માટે ટર્મ ભરે છે. ફેબ્રુ. માં પરીક્ષા આપશે-વાત કાઢતે જ કહ્યું કે મ્હારા કાકા હરદેવરામ (ભરૂચના) હતા, સમજ્જ, ત્હેમને ઓળખતા હશો. હરદેવરામ માસ્તર! મ્હોટા ભાઈની ઓળખાણ!

વાંદરા—તા. ૧૭-૭-૧૨ બુધવાર : કાગળ આવ્યા : ચન્દ્રશંકર (સાન્ટાક્રુઝ)-બુ. પો.

"ગુજરાતી"—તા. ૭-૭-૧૨ નું-(રણજિતરામનું ચર્ચાપત્ર —પ્રેમાનન્દનાં નાટકો બા. હેમાં છે તે) તથા English Poetry વિશે રેવ. સ્કોટના ભાષણનું pamphlet (મ્હેં વાંચવા ચન્દ્રશંકરને આપેલું તે પાછું.)

(રણજિતરામનું ચર્ચાપત્ર વાંચ્યું. સૌજન્યભંગ ઇ. મ્હારા ઉપર ખોટા આરોપ મૂકયા છે અને ભવિષ્યમાં હેવું ના કરવાની મ્હને શીખામણ દીધા જેવું લખ્યું છે!—ઠીક, મ્હારા મુરબ્બી!—મુખ્ય પ્રશ્ન વિશે એક ચાતુર્યનો મુદ્દો ઉઠાવ્યો છે, પણ હેમના લખાણ ઉપરથી જણાઈ આવે છે કે કેશવલાલ ધ્રુવે એ હેમને બતાવ્યો છે. હેમની પ્રેરણાથી જ આ ચર્ચાપત્ર કદાચ લખાયું હોય. "આ તે લલિત સુમન" ઇ. વાળા કવિતમાંના ઘણા શબ્દો દયારામના 'ષડ્ઋતુ' નામના કાવ્યમાં આવ્યા છે–છૂટક છૂટક–તો દયારામે પ્રેમાનંદનું નાટક વાંચ્યું હશે–ને એ શબ્દો લીધેલા–અથવા એ–નાટકોના આધુનિક લેખકે દયારામના 'ષડ્ઋતુ' કાવ્યમાંથી ચોરી લઇ શબ્દો ગોઠવી ગુંથી પેલું કવિત 'આ તે લલિત સુમન' ઇ. રચેલું. બેમાંની પ્રથમ કલ્પના તરફ રણછતરામ પ્રીતિ દર્શાવે છે. કારણ આપતા નથી અને તો તો અંતે પોતે કહે છે ચર્ચાનો વિષય વર્ષ બે વર્ષમાં નિવેડો પામે તેમ નથી. માટે ધીરજ રાખવાની મ્હને શીખામણ દે છે!

આ ચર્ચાપત્રનો જવાબ મ્હેં-ટૂંકો જ–આજ તૈયાર કર્યો છે. પણ 'ષડ્ઋતુ' કાવ્ય મૂળ જોઇને કાંઇ નવું જડે છે કે કેમ તે માટે મુલતવી રાખું છું.

વાંદરા—તા. ૨૨-૭-૧૨ સોમવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ) બુ પો.

રણજિતરામના ચર્ચાપત્ર (પાંચાલી પ્રસન્નાખ્યાન દયારામ બાબતના) નો ઉત્તર ટૂંકો જ લખી 'વસન્ત'માં મોકલ્

વાંદરા—તા. ૧૮-૨-૧૩ મંગળવાર : આજ સ્હવારે લલ્લુભાઈને મળવાને અંધેરી જવાને નીકળ્યો. વાંદરા સ્ટેશને રણજિતરામ અને ધનસુખલાલ મળ્યા. રણજિતરામ હેમની વહુ તથા છોકરાંને સુરત વદાય કરવાને આવ્યા હતા. પુષ્કળ પરચુરણ વાતો થઈ. રણજિતરામે કેટલાક મહિના ઉપર પ્રેમાનન્દનાં નાટકો બાબત મ્હારી વિરુદ્ધ ચર્ચાપત્ર લખ્યું હતું. જેનો મ્હેં ઉત્તર પણ આપ્યો હતો તે વિશે વાત મ્હેં મિત્રભાવે જ કાઢી. હેમણે મ્હને ઉપદેશ કર્યો હતો કે નિર્ણય ઉપર આવવાને અધીરા થઈ ના જવું જોઈએ, છતાં પોતે તો નિર્ણય ઉપર આવ્યા જેવું જ વચન લખ્યું હતું-તે વાત મ્હેં છેડી. તો કહે-હું કશા નિર્ણય ઉપર આવ્યો નથી. મ્હેં કહ્યું-ત્હમારા લખાણથી તો સ્પષ્ટ જણાતું હતું કે અમુક જ નિર્ણય ત્હમે કર્યો. (પ્રેમાનન્દનાં નાટક ઉપરથી દયારામે અમુક વચનાદિક લીધાં એમ) તો પણ ના કહેવા લાગ્યા. મ્હેં કહ્યું-ત્રાહિત વાંચનારને તો એમ જ જણાય એમ હતું.

રણજિતરામ કહે-હરગોવિન્દદાસે પ્રેમાનન્દનાં નાટકો બાબત કિયાં ms. નો આધાર લીધેલો વગેરે પૂર્ણ માહિતી પ્રકાશમાં મૂકવી જોઈએ. હાલ "સાહિત્ય"માં "શામળશાહનો વિવાહ" પ્રગટ કરે છે ત્હેમાં પણ એ Scientific કૃતિની ઊનતા જણાય છે.

(રણજિતરામ ગયા પછી મ્હને યાદ આવ્યું-ધનસુખલાલને તે કહ્યું-કે-જો આમ ખાનગીમાં કહે છે તો જેમ જાહેર રીતે મ્હને શીખામણ દીધી તેમ રણજિતરામ જાહેર રીતે હરગોવિન્દદાસ વિશે શા માટે નથી બોલતા ?-આ તટસ્થતા કે'વી ?)

રણજિતરામ પોતે મ્હને મળવા આવવાની ઇચ્છા રાખે છે એમ બોલ્યા. મ્હેં કહ્યું-ખુશીથી આવજો. એકલા આવતે અચકાય છે-જયસુખલાલની જોડે આવવાનું ધારે છે-ને તે જોગ બંનેને વખત ધનાનો બનતો નથી

ધનસુખલાલે મ્હને એક વાત નવીન કહી; કોકે હેમને કહ્યું કે નરસિંહરાવના કાવ્યસંગ્રહોનાં નામ હેતુસર જણાય છે–પ્રથમ કવિતાની દેવી હેમની સમીપ આવી ત્યારે હેને "કુસુમમાળા" પ્હેરાવી; પછી એ ઊભી રહી એટલે હેની આગળ "હૃદયવીણા" વગાડી; હવે એ જવાની હશે એટલે હેના 'નૂપુર ઝંકાર' સંભળાયા હશે.

મ્હેં કહ્યું–મ્હારા મનમાં આ હેતુ ન્હોતા–પણ આ કલ્પના ચાતુર્યવાળી છે હેમાં શક નહિં. પણ દેવી જવાની એટલે એમ કની –કે મ્હારી કવિત્વશક્તિ હવે ક્ષીણ થઇ?–

**સંપાદકની નોંધ**—૧૯૧૩ના એપ્રિલ માસમાં શ્રી. દયારામ ગિદુમલ અને શ્રી. નરસિંહરાવ દિવેટિયાની પુત્રી ઊર્મિલાનાં લગ્ન થયાં તે સમાચારથી ગુજરાતી સમાજમાં ખૂબ ઊહાપોહ થયો હતો. શ્રી. દયારામ ગિદુમલ સરકારી ન્યાયખાતાના ઉચ્ચ અધિકારથી નિવૃત્ત થયેલા વૃદ્ધ, પ્રતિષ્ઠિત, ગૃહસ્થ હતા અને નીતિચારિત્ર્યથી સંત પુરુષ જેવો આદર લોકમાં પામેલા હતા. એમનાં પ્રથમ પત્ની હયાત હતાં. ઊર્મિલાનું વય ૨૬ વર્ષનું હતું. શ્રી. દયારામને ઊર્મિલા પ્રત્યે ભાવ હતો–પિતાને પુત્રી તરફ હોય તેવો. એમણે જ ઊર્મિલાને સેવાસદનનું કાર્ય કરવાની પ્રેરણા આપી હતી. )

આન્તરપ્રાન્તીયતા અને આન્તરજ્ઞાતીયતાનાં તત્ત્વો રૂઢિરક્ષક જ્ઞાતિબંધનના હિમાયતીઓનાં દિલને આઘાત કરે તેવાં હતાં; એટલું જ નહોતું, પણ બંને વચ્ચેનો ઉમરનો તફાવત દિવેટિયા અને ગિદુમલ જેવાં સુધારક કુટુંબોને સુધારકોની ટીકાનો વિષય બનાવે તેવો હતો. પરણનાર વ્યક્તિઓનો અન્યોન્ય સ્નેહ અને ઇચ્છાપૂર્વકનો લગ્નસંબંધ છે તે જાણતાં વયભેદને અંગે દોષદર્શન કરીને, આ લગ્નને આશીર્વાદ આપવામાં સ્નેહી સુધારક મિત્રવર્ગ અચકાયો ન હતો. પણ એક ઉપર બીજી પત્ની કરવામાં આવી એ વસ્તુસ્થિતિ જાણવામાં આવતાં એ સુધારકોને પણ આ લગ્નસંબંધ એ કારણે સુધારાને ધક્કો પહોંચાડે તેવો લાગ્યો હતો.

અને નરસિંહરાવની આવા લગ્નસંબંધમાં સંમતિ હોય એવું ન જ માની શકે એવા એમના પરિચિત સજ્જનોને પણ એમની સંમતિ હશે કે નહિ તે બાબતમાં શક ઊપજ્યો હતો. અથવા તો નરસિંહરાવને આ લગ્નસંબંધ થવાના સંભવની થોડે અંશે પણ શંકા જ કોઈવાર કેમ નહિ ઉપજી હોઇ એ વિશે તેમને આશ્ચર્ય થયું હતું. વિરોધીઓ તો વળી આ લગ્ન થવા દેવામાં તે તે હેતુનું આરોપણ કરતા હતા. પરંતુ આ સમયની વિગતવાર લખેલી નરસિંહરાવની રોજનીશીથી એટલું તો નિઃસંદેહ પુરવાર થાય છે કે નરસિંહરાવને કે એમનાં પત્ની સુશીલાબહેનને લેશ પણ શંકા આવી નહોતી કે ઊર્મિલા તરફ પિતાના જેવો ભાવ રાખનાર દયારામ એની જોડે લગ્ન કરશે કે દયારામ પ્રત્યે પુત્રીવત્ સંબંધ-રાખનાર ઊર્મિલાના હૃદયમાં એ પૂજ્ય વ્યક્તિ પ્રત્યે લગ્ન સંબંધમાં પરિણમે તેવો સ્નેહ ઉત્પન્ન થશે. વસ્તુતઃ લગ્ન વાંદરામાં ૧૯૧૩ ના એપ્રિલની તા. ૩ જીએ થયાં હતાં. તે વખતે–તા. ૨૫ માર્ચથી તા. ૫ મી એપ્રિલ સુધી–શ્રી. નરસિંહરાવ તથા સુશીલાબ્હેન અમદાવાદ હતાં. ઊર્મિલા, નલિન તથા લવંગી વાંદરે રહ્યાં હતાં. દાર્જિલિંગ જવાનું ઠરતાં તા. ૧૬ મીએ દયારામ વ્યવસ્થા માટે અગાઉથી દાર્જિલિંગ ગયા અને મકાનની સગવડ છે માટે આવો એવું નરસિંહરાવને જણાવ્યું તે અનુસાર નરસિંહરાવ સહકુટુંબ સૌ. સુશીલા, ઊર્મિલા, નલિન, લવંગીને લઇને દાર્જિલિંગ જવા તા. ૨૦ મીએ નીકળ્યા. દાર્જિલિંગ હતાં તે દરમ્યાન તા. ૨૫ મી એપ્રિલે સવારે પાા વાગ્યે દયારામે નરસિંહરાવના હાથમાં પત્ર મૂક્યો. અને તે વાંચ્યો ત્યારે જ નરસિંહરાવને લગ્નની પહેલી પ્રથમ જાણ થઇ. આ લગ્ન આ રીતે થયું તેમાં ઊર્મિલા કરતાં દયારામભાઈને તેમની ઉમર, અનુભવ, જ્ઞાન, પ્રતિષ્ઠા વગેરે જોતાં લોકો વધારે જવાબદાર ગણે તે સ્વાભાવિક હતું. ઉમરનો તફાવત લક્ષમાં ન લીધો, એક ઉપર બીજી પત્ની કરી અને નરસિંહરાવની આગળથી પરવાનગી ન લેતાં તેમને

અંધારામાં રાખ્યા; આ ત્રણ તત્ત્વો એમની જે ટીકા થઇ તેમાં મુખ્ય હતાં. એ ત્રણે તત્ત્વોને અંગે દયારામે કરેલો ખુલાસો કે સ્વીકારેલો માર્ગ એમને તદ્દન ટીકાથી પર કરવા પર્યાપ્ત ન ગણાય તોપણ આ ઘટનાનાં પ્રતિકૂળ પરિણામો બધાં પોતે જ સહી લેવાં, પોતા સિવાયનાં બધાં સગાંસંબંધીઓને, અને મિત્રમંડળને, એ પરિણામોથી બચાવવાં એ માટે એમણે જે કાળજી રાખી હતી, જે ત્યાગ કર્યો હતો તે આ રોજનીશીમાં સ્પષ્ટ જણાય છે.

નરસિંહરાવે આ રોજનીશી લેશ પણ મનઃસંકોચ વગર લખી છે. આઘાતજનક પ્રસંગને અંગે રોજ રોજની નાનામાં નાની વિગતો, વાતચીતો, ટીકાઓ વગેરે નોંધવામાં નરસિંહરાવે પોતાને સહન કરવી પડતી વિષમ મનોવેદનાને દૃઢતાથી કાબૂમાં રાખી છે. ખોટું પગલું લેવાયું, પોતાની પુત્રીએ પોતાને અજાણ રાખીને એ પગલું લીધું, તેથી પુત્રી પ્રત્યે અને દયારામ પ્રત્યે રોષ ઊપજે તેને કાબૂમાં રાખ્યો; ટીકાને યોગ્ય ઘટનાની સખ્ત ટીકાઓ થઇ તે હિંમતથી સહી લીધી; તેમણે તો માત્ર પોતાના એ ઘટના પછીના કર્તવ્ય વિશે જ વિચાર કર્યો અને એમાં પ્રભુની સહાયતા માગી. દયારામે પણ સર્વસ્વત્યાગ કરીને આ લગ્નનાં અનિષ્ટ પરિણામોથી પોતાનાં કુટુંબીઓને ઉગાર્યાં, અને સમાજ શિક્ષા કરવા તૈયાર થાય તો આકરામાં આકરી જે શિક્ષા કરે તે-સમાજબહિષ્કારની શિક્ષા-પોતે પોતાને કરી. આ પ્રસંગની રોજનીશી જેવી લખાઇ છે તેવી પ્રકટ કરવા જેવી છે. પરંતુ તેમાં વિસ્તારનો ભય છે. તેથી આ લગ્નની પ્રથમ નરસિંહરાવને જાણ થઇ તે રોજનીશીનો ભાગ પૂરો ઉતારીને, બાકીના ભાગનો સાર અત્ર રજૂ કરીએ છીએ. ]

દારજીલિંગ—તા. ૨૫-૪-૧૩ શુક્રવાર : આજે સ્હવારે સાઢા પાંચેક કે ૭ વાગ્યે હું દાતણપાણી પરવારીને મેજ આગળ ઊભો ઊભો હજામત કરતો હતો; સુશીલા પાસે જ પલંગમાં ઊંઘતી હતી; એટલામાં દયારામ હેમની અને છોકરાંની ઓયડી અને હમારી ઓયડી

વચ્ચેના બારણામાંથી એકાએક આવ્યા; પ્રાર્થનામાંથી અધવચ ઊઠીને સોળાબેર આવ્યા. મ્હને કૂહે: "Did you sleep well in the night?" મ્હેં કહ્યું: "Yes, thanks." પછી એકદમ અડધા નમીને જાણે બોલ્યા: "Brother, I have sinned against you." એમ કહી ગળગળા થયા હું ભડકયો: "*What is the* matter?" હેમણે એક કવરમાં બીડેલો જાડો કાગળ મ્હારા હાથમાં મૂકયો-અને કહ્યું—"Read this and you will know." હું તો સમઝી ના સકયો. સુશીલા જાગી ગઇ અને પથારીમાં સૂતે સૂતે પૂછવા લાગી: "શું છે આ?" મ્હેં કહ્યું "કાંઇ નહિ." દયારામ પાછા જઈને પ્રાર્થનામાં બેઠા. હજામત કરી કપડાં બદલી કાગળ ફોડીને ઉપર ટપકે છેલ્લો ભાગ પ્રથમ જોયો. ઊર્મિલા સંબન્ધી અને પોતા સંબંધી કાંઈક હતું:—

"One easy way of getting out of the dilemma is for me and her to be away from *Bandra.*"

આ શું હશે? દારજીલિંગ આવવા સંબંધે ૯ મી તારીખે વાંદરામાં તકરાર થઇ'તી તે ઉપરથી તો નહિં હોય કે ઊર્મિલાના જીવને દુ:ખ થાય છે-માટે આ હોય?

ઉપરટપકે બીજા ભાગ જોયા. વાત બીજી જણાઇ પણ તરત તો બધું વાંચ્યા વગર બધા સાથે ચ્હા પીવા બેઠો. ફરવા ગયા ત્યાં એકલો જૂદે ઠેકાણે હું ગયો અને કાગળ પૂરેપૂરો વાંચ્યો.

ઊર્મિલાને પ્રથમ હેમણે દાહી-હૈદ્રાબાદમાં, ધૂળિયામાં, પછી વાંદરામાં, હમારી જોડે સતત સંપર્કમાં પોતે પાંચ વરસથી આવ્યા, ઊર્મિલાએ વાસુદેવની વર્તણુક સંબન્ધી હેમને વાત કરી, હેમણે આશ્વાસન આપ્યું; બંને પરસ્પર સંપર્કમાં ચાલૂ રહ્યા; ઇ. ઇ. વર્ણન કરીને લખ્યું છે:—

"More days pass and we idealize each other -almost idolize each other. She sees me, when looking at the stars, and I see her also when looking at them. We are with each other though space divides us. We live a strange life and believe we know each other long-ago in the past aeons of time and our affection becomes warm love and we begin to realize the deep, the imperishable in our beings. I am old and she is young, but she prefers me an old man to younger men. She knows I live on my pension and am poor. But she prefers me to wealthier men."

આમ કહી લખે છે :—"Eventually on April 3-1913 at Bandra we marry in the Anand form-Bhai Sajansing, great grandson of a friend of my father's at Amritsar officiating."

આ વાંચીને હું ક્ષણવાર સ્તબ્ધ જ થયો! આ પરિણામ સ્વપ્નામાં પણ ધાર્યું ન્હોતું; જો કે એકાદ વરસ ઉપરાંતથી મ્હને લાગતું હતું એ એને Platonic love જેવું હશે. અને તે પણ મ્હને ગમતું ન્હોતું; ખરો Platonic love તે જ રૂપમાં રહેવો કઠણ છે એમ હું માનું છું અને આ પરિણામો તે જ બતાવે છે.

હવે શો ઉપાય? બે વચ્ચે ઉંમરનો ફરક બહુ છે; તેમ જ દયારામનાં વહુ હયાત છે; આ બે મહત્ત્વના વાંધા છે. એ પોતે આ જાણે છે ને લખે છે.—

"I admit I have violated the law of the world we move in; for that law gives no right to an old man—to love a young woman. And

for that violation I am willing to be punished by the world and by you."

* * *

સંસારસુધારક તરીકે આ કૃત્યથી પોતે મ્હોટો દોષ કર્યો છે ને તેથી એ causeને આઘાત લાગશે તે પોતે કબૂલ કરે છે; સેવાસદન વગેરે સંસ્થાને ધોકો પહોંચશે તે પણ જાણે છે. પણ આ પૂર આગળ નિરુપાય થયા છે. મારે વિશે પણ માને છે કે સંસારસુધારક તરીકે મ્હારી પદવીને પણ ક્ષતિ પ્હોંચશે, કેટલેક અંશે.—

"It is an irony of fate to be called upon to decide whether your oldest daughter 26 years old was right in exercising her individual liberty of action and marrying an old man. The marriage puts you in a dilemma."

હવે મ્હારે-હમારે-શું કરવું!

એ લખે છે: It is *open to you to treat* us both as civilly dead. It is open to you also to say, "Every rule has an exception and although ordinarily an old man ought not to marry a young woman and a man ought not to marry another wife when his first is living, this looks quite like an exceptional case, for the first essential of marriage is deep love, an intense feeling that the souls in the two bodies are truly complementary souls. It is open to you to treat us as God in his mercy is treating us—has not denied us light or air.—"

પરમેશ્વર *light and air* તો ભલભલા ઘાતકીને પણ આપતો

અટકતો નથી.........Exceptional case ગણવાની દલીલ બધાને લાગૂ પાડતાં ભયભરેલાં પરિણામો ઉત્પન્ન થાય. દયારામ જેવા ઉંચી character વાળાને પ્રસંગે જ અપવાદ સ્વીકારાય તો સ્વીકારાય. પણ એ (કાગળમાં અન્યત્ર) કબૂલ કરે છે તેમ અહિં કુટુમ્બિયોને દુઃખ થશે જ તે દષ્ટિથી હિંસાનો દોષ વળગ્યો જ છે. માટે જ એ લખે છે :

"We have been both feeling at times that death will be the best solution, but we know it will be a great sin to try to escape from our earthly cage. We would have welcomed death on our way to Darjeeling and would welcome it now rather than inflict suffering on you and so many others. But there is really a terrible Karmic tangle and no alternative is free from Hinsa and even Asatya. We crave your pardon a thousand times."

આ સ્થિતિ પ્રગટ થઈ ! મ્હેં મનને સ્વસ્થ કર્યું. સર્વ આત્માભિમાન બાજૂ ઉપર મૂકયું. શાન્ત વિચાર કર્યો; ને નિશ્ચય કર્યો કે ઊર્મિલા તથા દયારામ બંનેએ ભૂલ કરી એ મ્હારો અભિપ્રાય છે તે ભલે હો પણ, હેમણે એવું કૃત્ય નથી કર્યું કે હેમનો ત્યાગ કરવાની નિષ્ઠુરતા કરવી વાજબી ગણાય. સુશીલાને બધું મનમાં ઉતરતાં વાર નહિ લાગે એમ મ્હારી ખાતરી હતી.

ઘેર પાછા આવ્યા તે પછી દયારામ બેચેન અવસ્થામાં પથારીમાં પડી જ રહ્યા. Breakfast આવ્યો. પ્હરાણે ઉઠયા. તરત જ મ્હેં નીચે પ્રમાણે પ્રાથમિક જવાબ પેન્સિલથી લખી નાખ્યો ને દયારામને જાતા પ્હેલાં મ્હારી રૂમમાં બોલાવીને હાથમાં આપ્યો :—

"Be of good cheer. I shall *try my best* to lighten your burden–as far as humanly possible. More after I talk to Sushila. Had no time to do so.".

આ વાંચીને હેમની આંખ્યમાં ઝળઝળિયાં આવ્યાં, એકદમ મ્હને ભેટ્યા અને બોલ્યા :—

"Thank you very much. It is really noble of you."

**સંપાદકની નોંધ**—શ્રી૦ નરસિંહરાવે આ સમાચારની વાત સુશીલા બ્હેનને કહી; દયારામનો કાગળ વંચાવ્યો. સુશીલા બ્હેનને તે સાંભળીને આઘાત સખ્ત લાગ્યો, પણ છેવટ તે પણ શ્રી૦ નરસિંહરાવની માફક શાન્ત થયાં અને સ્થિતિ જે આવી ત્હેનો સ્વીકાર કરવો એવું એમણે પણ માન્યું.

આ લગ્ન કરતાં પહેલાં એમણે નરસિંહરાવને તથા સુશીલા બ્હેનને ન જણાવ્યું તેનું કારણ તેમણે એવું જણાવ્યું કે જો કે ઊર્મિલાએ સૂચવ્યું હતું કે સુશીલા તથા નનુભાઈને પ્રથમ કહેવું જોઈએ, પણ દયારામે પોતે જ ના કહી તેનો હેતુ એ જ કે social reformer તરીકે નનુભાઈની position ને ધોકો ન પહોંચવો જોઈએ. સંમતિ આપે તો bigamy ને મદદ કરી એ દોષ એમના ઉપર આવે, તે ટાળવા છાનું રાખ્યું હતું.

થોડા રોજ આ લગ્નની વાત બહાર પાડવી નહિ એવી દયારામની ઇચ્છાને વશ રહીને પછી તા૦ ૬–૫–૧૩ને રોજ પ્રથમ સમાચાર શ્રી. આનંદશંકર ધ્રુવને તાત્કાલિક Strictly confidential રાખવાની સૂચના સાથે લખી જણાવ્યા. પાછળથી રમણભાઈને, શ્રી લલ્લુભાઈને અને અન્ય સ્વજનોને, ખાનગી રાખવાની સૂચના સાથે

૮ મી મે ૧૯૧૩ને રોજ રાત્રે દયારામે પોતાની મિલકતની ફારકતી પાંચ રૂપિયાના સ્ટામ્પના કાગળ પર લખી નાખી. પોતાની trustની મિલકત તો છોડી જ હતી, પણ હવે આ ફારકતીથી વડીલોપાર્જિત સર્વ એકંદર મિલકત ઉપરથી પોતાનો હક સંપૂર્ણ રીતે છોડી દીધો, subject to all subsisting encumbraces, liens, liabilities. અર્થાત્ maintenanceનો હક પણ છોડી દીધો. શ્રી. નરસિંહરાવે પણ ઊર્મિલા કોઈ રીતે ઉપકાર અને ઓશિયાળની દશામાં ન રહે તે પસંદ કર્યું અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખી. ઊર્મિલાની પોતાની પ્રોમિસરી નોટો તથા સેવિંગ્ઝબેંકમાંની રકમો હતી તે પણ લેવાની ઊર્મિલાએ ના કહી. પણ નરસિંહરાવે દૃઢતાથી પોતાનો નિશ્ચય બતાવ્યો કે ઊર્મિલાએ એ લેવી જ પડશે ત્યારે ઊર્મિલાએ કબૂલ કર્યું; જો કે દયારામે તો કહ્યું જ કે the ideal of poverty એ ઉત્તમ છે, હેમાં સુખ છે.

આ પ્રમાણે આ લગ્ન પછી દયારામ તથા ઊર્મિલાનો આધાર માત્ર દયારામના પેન્શન પર જ રહ્યો. અને ઊર્મિલાની પોતાની રકમ તેની પાસે રહી, પણ દયારામે પોતાની મિલકત પરથી હક ઉઠાવી લીધો એ વસ્તુસ્થિતિથી તે સમયે આ લગ્નમાં આર્થિક હેતુ કલ્પનારા કેટલા ખોટા હતા તે સ્પષ્ટ જણાય છે. આ ફારકતી લખી આપ્યા પછી દયારામે જે ઉદ્ગાર કર્યો તે પણ સૂચક છે:

"I am now free. I really now feel nearer God."

શ્રી. આનંદશંકર, શ્રી. રમણભાઈ, શ્રી. લલ્લુભાઈ વગેરે સજ્જનો તરફથી નરસિંહરાવની વિકટ પરિસ્થિતિનું ભાન રજૂ કરતા પરંતુ એમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા તેમજ ઊર્મિલાનો ત્યાગ કરવો ઇષ્ટ નથી એ વાતને સંમતિ આપતા ઉત્તરો આવ્યા. કેટલાક અન્ય મિત્રોએ પ્રથમ સમભાવ દર્શાવ્યો હતો, પણ પછી, એક પત્નીની હયાતીમાં આ બીજું લગ્ન થયું છે એ હકીકત જાણ્યા

પછી રૂબરૂમાં, પત્રથી તેમ જ છાપાંઓમાં કડક ટીકા કરી હતી–જેમાં દોષ દયારામનો તથા ઊર્મિલાનો જ મ્હોટે ભાગે દર્શાવ્યો હતો–આ Bigamous લગ્ન થયા પછી નરસિંહરાવે ઊર્મિલા જોડે લેશ પણ સંબંધ ન રાખવો જોઈએ એવો તેઓનો મત હતો. શ્રી. નરસિંહરાવની દષ્ટિ એ હતી કે આવું પગલું લેવાથી નાજૂક તબિયતવાળી ઊર્મિલાને આઘાત અસહ્ય લાગે અને પરિણામ ભયંકર આવે. અલબત્ત, ઉમરના ફરકનો તથા Bigamyનો બચાવ થાય તેમ નથી, એ તેઓ કબૂલ કરતા હતા. પણ એ કૃત્ય તરફ અણગમો એનો ત્યાગ કરીને બતાવવો એમાં એમને ક્રૂરતા જણાતી હતી. સંસારસુધારા મંડળમાં પોતાની વાહવાહ થાય એ કારણે, પોતાની vanity ને તૃપ્ત કરવા માટે, આવી ક્રૂરતા કરવી એ ઊર્મિલાને ભોગે સ્વાર્થપરાયણ થવા જેવું એમને લાગતું હતું. આ દષ્ટિબિન્દુ નરસિંહરાવે નાખુશ થયેલા મિત્રોને શાન્તિથી, ધીરજથી સમજાવવાનું ચાલુ રાખ્યું અને પરિણામે ઘણાખરા આ પ્રશ્નના એ સ્વરૂપ વિશે વિચાર કરવા કબૂલ થયા.

આ લગ્નની ટીકાઓ જે થઈ તેમાં દયારામ તરફ પ્રહારો ખાસ વિશેષ થયા એ સ્વાભાવિક હતું. ઊર્મિલાની ઉમર માત્ર ૨૬ વર્ષની હતી. એમનાં માતાપિતાને તો આ લગ્નની જાણ જ નહોતી; તેમને તો સંમતિ આપવાનો કે ન આપવાનો અવકાશ જ નહોતો રહ્યો. તેમના પર તો સિદ્ધ થઈ ચૂકેલી પરિસ્થિતિ જેમ તેમ વેઠવાની વિકટ જવાબદારી જ આવી પડી હતી. પણ દયારામ કેવળ નિષ્ણાત ધારાશાસ્ત્રી જ નહોતા, સમાજસુધારક હતા, વિચારક હતા, સંતપુરુષ હતા. સિંધમાં ખાસ કરીને અને અન્યત્ર તેઓ ઋષિ જેવા મનાતા હતા. તેમના ઉત્તમ ચારિત્ર વિશે કોઈને પણ શંકા નહોતી. તેમનો અનેક સંસ્થાઓ જોડેનો, ખાસ કરીને સેવાસદન સોસાયટી જોડેનો, નિકટનો અને અગ્રગણ્ય સંબંધ ચાલુ હતો, તે દરમ્યાન આ બીજા લગ્નનું પગલું તેમણે ભર્યું હતું–જો કે

તેઓ તરત જ જાહેર પ્રવૃત્તિઓમાંથી, સમાજજીવનમાંથી, આ લગ્નને કારણે પોતાની જવાબદારી સમજીને નિવૃત્ત થઇ ગયા હતા. પણ તેઓ ટીકાથી બચી શક્યા નહિ. Indian Social Reformer ના શ્રી. નટરાજન એમના મિત્ર હતા, તેમણે અંગત મૈત્રી કરતાં સમાજધર્મને વધારે મહત્ત્વનો માનીને તા○ ૧-૬-૧૩ના અંકમાં અગ્રલેખ આ લગ્ન વિશે લખ્યો. અને એનું મથાળું "A Lost Leader" એમ કર્યું.

ખરેખર દયારામની સમાજને ખોટ જ ગઇ. તેમણે આ લગ્ન પછી સમાજકાર્ય છોડયું તેટલું જ નહિ પણ સંપૂર્ણ એકાન્તવાસ સ્વીકાર્યો; પોતે જ પોતાનો સમાજમાંથી, અને કુટુંબનાં નિકટનાં સગાંઓ સિવાયનાં સ્વજનોના સંપર્કમાંથી, સંપૂર્ણ બહિષ્કાર કર્યો.

અને આ લગ્ન થયું તે તો ખોટું થયું; પણ દયારામે સંપત્તિત્યાગ કર્યો અને જાતે જ પોતાનો સમાજબહિષ્કાર કર્યો, ઊર્મિલાએ વૃદ્ધ પતિની સેવા સાથે ગરીબાઇનો સ્વીકાર કર્યો અને નરસિંહરાવે તથા સુશીલાબહેને પુત્રીની ભૂલ સમજવા છતાં એમાં પાપ નથી તેમ જોઇને, સમાજપ્રશંસાના ચળકાટનો મોહ તજયો અને પુત્રી પ્રત્યેની પોતાની ફરજ મનદુઃખ વેઠીને પણ સ્વીકારી, એ ઘટનાઓમાંનાં ઉદાત્ત તત્ત્વો તરફ દુનિયા બેકદર ન રહી.

વાંદરા: તા○ ૨૦-૯-૧૩ શનિવાર : કાગળ લખ્યા : આંણુંદશંકર (અમદાવાદ)

"પૂછ્યું :—નવી વાચનમાળા ( હાલ ચાલે છે તે ) માટે એક પ્રાર્થનાનું કાવ્ય રચવાનું ત્હમે મ્હને કહ્યું'તું, મ્હેં રચી આપ્યું; પણ પાછળથી તે દાખલ ના થયું—આમ મ્હેંને યાદ છે તે ખરું છે?—દાખલ ના થવા બાબત મ્હારે ત્હમારા ઉપર કે શાસ્ત્રી ઉપર કે D.P.I. ઉપર દાવો નથી કરવો, પણ 'નૂપુરઝંકાર'માં ટીકામાં લખું છું કે દાખલ નથી થયું—માટે ખાતરી કરવાની જરૂર છે. ત્હમારું કે શાસ્ત્રીનું નામ ટીકામાં નથી લખ્યું–નિરાંત રાખજો.

અશ્વઘોષનું 'બુદ્ધચરિત' ક્યહાં મળી સકશે? The Light of Asiaની વાર્તાનો પાયો એ ગ્રન્થ ઉપર છે એમ ત્હમે કહેતા'ત તેથી એ જોવાની જરૂર છે—મ્હારા ભાષાન્તરમાં મદદ મળે.

હવે એક પ્રશ્ન પૂછું છું :—

કઠોપનિષદ્‌માં નીચેનું વચન છે :

श्रेयश्च प्रेयश्च मनुष्यमेत–
स्तौ संपरीत्य विविनक्ति धीरः ।
श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते
प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥

આ ઠેકાણે યોગક્ષેમાત્‌નો અર્થ ત્હમે શો કરો છો? હું જાણું છું કે હેનો અર્થ સાધારણ રીતે—"for the sake of worldly good" કરાયો છે; પણ દરેક ભાષ્યકારે એમ જ અર્થ કર્યો છે કે કેમ તે વિશે ખાતરી કરવી છે. અને પછી જ એક સૂચના કરવાની હિમ્મત કરવાનો છું—એ ત્હમને હાલ ખાનગીમાં કહેવાને બાધ નથી; હાંસી થવાનો ભય નથી.

તે આ—યોગક્ષેમનો પરિચિત અર્થ ઐહિક લાભને સંબન્ધે જ છે એ ખરૂં પણ આ પ્રસ્તુત વચનમાં મ્હને કાંઈક નડતર નડે છે—કેમકે યોગક્ષેમનો અવયવાર્થ

अलभ्यलाभो योगः स्यात्
क्षेमो लब्धस्य पालनम् ।

એમ છે.

તો એમ ના હોય? આ ઠેકાણે યોગક્ષેમનો અર્થ—"higher welfare" (પારમાર્થિક કલ્યાણ) એમ ના લેવાય? અર્થાત્ શ્રેયઃનો જ એ પર્યાય ના ગણાય? એમ લેતાં છેલ્લા વાક્યનો અર્થ—"મન્દ માણસ (મૂર્ખ માણસ) યોગક્ષેમ અર્થાત્ શ્રેયઃ કરતાં પ્રેયઃને વધારે પસંદ કરે છે."

આમ અર્થ કરવાથી પ્રથમના વાક્ય જોડે antithesis (પ્રતિબિમ્બ—વિરોધનું પ્રતિબિમ્બ) સારૂં બેસે છે. ધીરઃ પ્રેયસોઽભિ શ્રેયો વૃણીતે (અભિ આ રીતે લેવામાં ભૂલ્ય નથી ને ?) અને મન્દો યોગક્ષેમાત્ પ્રેયો વૃણીતે;

This may be a daring attempt at interpretation on my part. But I give it for what it is worth & that may be very little. But I wish to be *enlightened* and hence I ask *you*."

આપ્ટે યોગક્ષેમનો એક અર્થ "welfare, well-being, prosperity" આપી ભગવદ્ગીતા (૯—૨૨) હેવાં नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् । વચન આપે છે. અહિં પણ યોગક્ષેમનો ઐહિક અર્થ તે poor comfort થશે. But you ought to know. I ask for light, more light, or rather light, in darkness.

તા. ક—લીનુભાઈએ 'ધ્રુવ' બાબત શોધી કાઢ્યું તે માટે હું હેમનો આભારી બહુ થયો. પણ એથી તો વળી નવો પ્રદેશ તપાસ માટે ઉઘડ્યો છે.

પણ આ તા. કનું કારણ—ત્હમે સલાહ પૂછી તે બાબત ઉત્તર માટે.

/ "ગુજરાતી"માં આવતી ત્હમારા વિરુદ્ધ ટીકાનો ઉત્તર ના આપવો" "*treat it with deserved neglect*–એમ મ્હને એકવાર લાગે છે. પરંતુ હેમાં કેટલાક ભાગ છે. ઉદા॰—સાંખ્યદર્શન: અનીશ્વર છે–સ્પષ્ટ (ईश्वरासिद्धेः ૭. સૂત્ર ઉતારીને) એમ કહે છે–તેથી લોકો વખતે છેતરાય; ત્હમારા મનમાં તો પરમાત્મા અને ઈશ્વર વચ્ચે ભેદ હશે (એમ હતું ?).

આ વિચારતાં લાગે છે કે ત્હમારો Case સ્પષ્ટ બતાવાય તો ઠીક. થોડાક દિવસ ઉપર તનસુખરામ અને મ્હારી વચ્ચેનો વાદ–

'અપ્યાહાર' બાબતનો જૂના 'વસન્ત'માં હું જોતો હતો; તે જોતાં લાગ્યું કે તનસુખરામ અને મ્હારી વચ્ચે જે દૃષ્ટિબિંદુનો ફરક છે તેજ જાતનો ફરક ત્હમારા ઉપર ટીકા કરનાર અને ત્હમારી વચ્ચે છે. એક તરફ પ્રશ્નનું દર્શન original thinking ના પ્રકાશમાં જોવાના પ્રયાસ છે, ને બીજા પક્ષમાં પડતી દશાના સમયના શાસ્ત્રીવર્ગની વિચારહીન શાખાના અંધ અનુયાયીઓની groovy પદ્ધતિ છે.

કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ વિશેના તનસુખરામ જોડેના મ્હારા વાદમાં પણ એ જ પ્રકારનો દષ્ટિભેદ જણાયો હતો, અને ત્હેમને સાક્ષાત્ ઉત્તર આપવાને બદલે મ્હેં "લાઘવનું ભાષાના વિકાસના અન્વેષણમાં સ્થાન" એ પ્રશ્નની પરીક્ષા જ આદરી. માત્ર પ્રસંગવશાત્ તનસુખરામની ચર્ચાની વિગતોનો ઉપયોગ કર્યો.

ત્હમે પણ આ માર્ગ લ્યો તો શું? અને, ત્હમેધાર્યું તું જે તેમ, ઐતિહાસિક પદ્ધતિ વિશે સ્વતંત્ર ચર્ચાનો લેખ લખો અને તેમાં વાદગ્રસ્ત મહત્ત્વના મુદ્દા પ્રસંગવશાત્ આણો. આથી બંને સલાહકારોને સંતોષ થશે મૌનની સલાહ આપનારને તેમજ ઉત્તર લખવાની સલાહ આપનારને.

**વાંદરા**—તા. ૨૩–૯–૧૩ મંગળવાર : *કાગળ આવ્યા. આણંદશંકર (અમદાવાદ).*

*(ગઈ કાલ્યનો.) કાંઉં કાંઇક સુધર્યું છે (લખે છે ખરા, પણ અક્ષરો હજી તવડાયલા છે), પણ ટૂંકામાં જવાબ લખું તો માફ કરશો. પણ એમ ના માનશો કે મ્હને અણગમતો શ્રમ આપો છો.* "It is always a pleasure to write to you."

1. અપિ has to be taken with ઘૃણીતે. For it has never the sense of "than" in which case it would have been contrasted with પ્રૈષઃ as you suggest.

अभिवृणीते is literally "goes towards, and selects or chooses."

2. "Your explanation of योगक्षेम might do, & it is no doubt tempting to prefer it to traditional explanation. But in favour of the latter there are the following considerations to which I invite your attention:—

(1) The words योग & क्षेम occur in the Rigveda separately and as one compound, so that we have to interpret it in the उपनिषद् in the light of the Vedic texts.

(a) पाहि क्षेम उत योगे वरं नो यूयं पात स्वस्तिभिः सदा नः ।

(b) श. नः क्षेमे शमु योगे नोऽस्तु यूयं पात etc.

( One or both of them occur in the VIIth* Mandala. )

(c) योगक्षेमं व आदायाहं भूयासमुत्तमः आ वो मूर्धानमक्रमीम् ।
अधस्पदान्म उद्वदत मण्डूका इवोदकान्मण्डूका उदकादिव ॥

This occurs in a hymn light of the Xth+ Mandala which is addressed to सपत्न & enemies. The hymn is to be recited at the time of leading an expedition against enemies & the rest of the hymn fully bears out of the interpretation प्रयाणकाले निर्गमा नार्थमेतज्जपेत्.

There is no doubt it is a hymn of an aggressive king who desires to aggrandize himself at the expense of the enemies whom he would rob

*. VII 54 & 86: + X 166.

of their prosperity (योग) and enslave (क्षेम). One oriental scholar Roth takes योगक्षेम in this passage as a तत्पुरुष compound and renders it thus—"possession of one's means. wealth, safety, property."

"Elsewhere—when the words occur separately (See (a) & (b), he translates them as "in work and enjoyment."

"I hope this will assist you in forming your own judgement in the disputed meaning. In my opinion, no case is made out to abandon the traditional interpretation, either in the Rigveda or in the Upanishad text. There being already the word शम् in the Vedic texts the sense of श्रेयः will not be admitted for योग & क्षेम."

(૩) હેમની વિરુદ્ધ 'ગુજરાતી'માં આવતી ચર્ચાનો ઉત્તર લખવાનું નક્કી કર્યું છે. " The long array of "બાળબોધ" quotations is likely to mislead people."

કામળે લખ્યા :—

૧. આણંદશંકર (અમદાવાદ).

૧. તત્કાળ ઉત્તર લખ્યો—દરદ છતાં–તે માટે ઉપકાર માન્યો. હજી અક્ષર ત્હમારા વાંકા ઉતરે છે.

યોગક્ષેમ વિશેની ચર્ચા મ્હને કામમાં આવશે. રૂબરૂ વાત કરીશું. (કેમકે તા. ૧ લીએ પ્હોંચું એમ અમદાવાદ આવવાનો છું. પાંચેક દિવસ રહીશ.)

'યોગક્ષેમ'નો ત્હમારો 'અર્થ' અલબત્ત conclusive છે ('so far) અને ત્હમારી કનેથી આવે છે તેથી તે તરફ માનવૃત્તિ થવી જ જોઇએ. પણ રૂબરૂ વાત કરવાનું રાખ્યા છતાં એક ગૌણ વાત

વિશે આજ જ લખું છું. અભિ નો અર્થ "than" મ્હેં કર્યો જ, ન્હોતો. તેમ જ વૈદિક practice ધાતુ અને ઉપસર્ગ વચ્ચે બીજા શબ્દો (તાલ) માટે ગોઠવવાની છે તે મ્હારા ધ્યાનમાં હતી.

પરંતુ ધીરો હિ પ્રેયसः श्रेयोऽभिवृणीते હેમાં "the sense of preference to" *is derived from the ablative in* प्रेयसः and अभि binds itself to it through its sense of आभिमुख्य & thus:-facing प्रेयः i. e. looking at प्रेयः he still chooses श्रेयः. I was led to view the relation of अभि to प्रेयः thus by the fact that उपसर्गs though visibly attached to and affecting the sense of root-words, have a sort of reflex action on the connected nouns as in several cases, e. g, वाचः कर्मातिरिच्यते, here अति in the sense of 'over' 'beyond', certainly in a way governs the ablative of वाच्. This was all I meant.

( કાગળ મોકલ્યા પછી–આ નોંધતાં વળી સૂઝ્યું–કે આણંદશંકર "goes towards and selects" એમ અર્થ કરે છે–હેમાં અભિનો આભિમુખ્યનો અર્થ લઈને જૂદે માર્ગે પ્રવર્તે છે અર્થાત્ અભિનો સંબંધ પ્રેયः જોડે લે છે, પ્રેયसः જોડે ન લેતાં; આમ ઉપસર્ગના inflexion નું તત્ત્વ તો સ્વીકાર્યું એમ લાગે છે; જો કે આણંદશંકર પોતાના પક્ષને વળગી રહી તે માટે લખે છે. )

"Even now I may be wrong, & am open to correction not to castigation even at the hands of 'ભગવાન પાણિનિ' of the Premchand Raychand Training College."

I must reserve further the discussion till we

meet. But what I shall not reserve till we meet will be found in the enclosures: એમ કહી "तद्गुण" નામનું કાવ્ય પરમ દહાડે રચ્યું છે—મ્હેં હેને પ્રથમ એક રૂપમાં હતું તે બીજા રૂપમાં મૂકેલું, તે બંને રૂપનાં કાવ્યની નકલો મોકલી; ને પૂછ્યું કે બેમાંનું કિયું રૂપ ત્હમને ગમે છે? તેમ જ 'વસન્ત' માટે સ્વીકારવાની ઇચ્છા થાય છે કે કેમ તે જણાવજો. પણ 'વસન્ત'માં હાલ નક્કી 'થયું' ના ગણુશો–મળીશું ત્યહારે નક્કી થશે. મ્હારે એ ઉપર એક વ્યાખ્યાન ટૂંકું explanatory લખવું છે. હજી લખ્યું નથી. તે 'વસન્ત'માં એક લેખ રૂપે ચાલશે.

* तद्गुण નામ કાવ્યને આપ્યું છે ત્હેનો હેતુ તો ત્હમને તરત જણાઇ આવશે.

આ કાનો જવાબ લખો લખીને વળી કાંકાને શ્રમ ના પહોંચાડશો. રૂબરૂ બધી વાત થશે.

* ત્હમારા Criticને ઉત્તર આપવાનું ઠરાવ્યું તે સારૂં કર્યું. પણ આશા છે કે historical method વિશે સ્વતંત્ર ચર્ચાના આકારમાં લખો તો સારૂં, એથી એ લેખની કીમત ખાસ થશે અને વધશે.

અમદાવાદ—તા૦ ૧૩–૧૦–૧૩ : સોમવાર : કમળાશંકરે "શિક્ષણપદ્ધતિ"નું પુસ્તક રચી બહાર પાડ્યું છે–તે જોઉં આણંદશંકરે વાંચવાને રાખ્યું હતું; કેટલાક ભાગ વાંચી બતાવ્યા. કાંઇ ઉત્તમ કક્ષાનું તો નથી જ, ભૂલો પણ હેમાં છે.

કોશ આપ્યો છે ત્હેમાં ઉત્કૃષ્ટ–સુંદર એમ છે: જે સ્થળે છે ત્યહાં પણ તે અર્થ બેસતો નથી.

Dictation માટે 'શ્રુતલેખન' છે–તે અસંસ્કૃત છે–શ્રુતાનુલેખન હોય તો ઠીક. આ બધા આણંદશંકરના અભિપ્રાય જોઉં હું મળતો આવ્યો...

આણંદશંકરે આટલે દહાડે પોતાની એક બે પ્રશંસા જેવી વાતો કહી;–સંસ્કૃતમાં ભાષણ કરવાનો અભ્યાસ આણંદશંકરે અસલ બહુ રાખ્યો હતો તે એક.

બીજું–ફર્સ્ટ બી. એ. માં તર્કસંગ્રહમાં પ્રશ્ન હતો કે એરિસ્ટોટલનું ત્રણ અવયવનું Syllogism સંસ્કૃત ૫ અવયવના અનુમાન જોડે સરખાવો; તે વખત હેમણે ઉત્તર લખ્યો કે આ પ્રશ્નમાં જ ભૂલ્ય છે; સંસ્કૃતમાં પણ જૈન ગ્રંથોમાં ત્રણ અવયવનું અનુમાન–એરિસ્ટોટલ જેવું જ છે. એ પોતે જાણતા હતા.

મ્હને આજ જ આ ખબર પડી. ડૉ. ભાંડારકરે પણ આ શીખવ્યું ન્હોતું.

વાંદરા—તા૦ ૨૧-૧૦-૧૩ : મંગળવાર : કાગળ લખ્યા : કેશવલાલ ધ્રુવ (અમદાવાદ).

"મુગ્ધાવબોધઔક્તિક"માં રહિં પ્રત્યય નજરે પડે છે. (ષષ્ઠયર્થ અથવા ચતુર્થ્યર્થ) તે હેમણે એ ગ્રન્થની ચર્ચામાં બતાવ્યું છે; એ બાબત પ્રશ્નો પૂછ્યા :

(a) સિ. હે. માં એ નજરે પડતો નથી–આ ખરૂં છે ને? અર્થાત્ સં. ૧૨૦૦ પછી હેની ઉત્પત્તિ માનવી?

(b) એ પ્રત્યયનો આરમ્ભ ક્ય્હારથી? ને લોપ ક્ય્હારથી? ગ્રન્થોમાંથી કંઇ જડે છે?

રપુદં અવસ્તાર્થઃ-નેરિયોશંઅ વગેરેનો કરેલો સં. છે તેનુ ગુજરાતી પણ છે. એક mss ની લખ્યાસાલ યજ્દજર્દ ૭૮૪ (સં. ૧૪૭૧) છે. હેમાં પણ આ રહિં પ્રત્યય છે. 'વસંતવિલાસ' ૧૫૦૮ (સંવત) માં છે તે ત્હમે બતાવ્યું છે. તો સં. ૧૪૭૦ અને ૧૫૦૮ એ બે છેડાની પૂર્વે પછી એ પ્રત્યય નજરે પડે છે?

(c) સિ. હે. ૮–૪–૪૨૫ માં તાદર્થ્યવાચક રેસિં–રેસિ પ્રત્યય છે. તે કાલક્રમે રહિં–રહિ માં રૂપાન્તર પામ્યો હશે? કેમળ તર્ક છે.

વાંદરા—તા. ૧૭-૧૨-૧૯૧૩ : બુધવાર : ઊર્મિલા ૪ કલાક ૪૫ મિનિટે શ્વાસ છોડી પ્રભુચરણે ગઈ! મ્હારી વ્હાલી પુત્રી! હૃદયનો આધાર, આંખ્યની કીકી! હા! તું ગઈ! પ્રભુ! ત્હારી આશા! બીજું શું!

આજ ઊર્મિલા ગઈ-હેના પિતામહે સ્થાપેલી પ્રાર્થના સમાજનો વાર્ષિકોત્સવને મુખ્ય દિવસે ગઈ. નલિને આ વાત પાછળથી સૂચવી. આ કેવો સુયોગ! પ્રભુના ધામમાં મ્હારા પવિત્ર પિતા અને પવિત્ર પુત્રી ચિરંતર મંગલજીવનમાં રહેશે!—એ જ આશ્વાસન. હમારાં હૃદયમાં તો આ ક્ષણે વજ્રપાતના જેવી શૂન્યતા, મૂઢતા થઈ છે! પ્રભુ! હમને સામર્થ્ય આપ! શાન્તિ : શાન્તિ : શાન્તિ :

વાંદરા—તા૦ ૩૦-૫-૧૪ : શનિવાર : કાગળ લખ્યા :

Dr. L. P. Tessitori (Calcutta).

ફેબ્રુઆરીના I. Antiquary માં હેમનો લેખ છે તે બા. આનન્દ તથા ઉપકાર દર્શાવ્યાં; ખાસ કારણ લખ્યું.–ગુજ. ભાષાની ઉત્પત્તિ બા. હું ગુજરાતી માસિકોમાં લઢત ચલવું છું–મ્હેં એ જ કલ્પના દર્શાવી છે કે ઇ. સ. ના ૧૪ થી ૧૫ મા સૈકા પછી ગુજરાતી, મારવાડી, ઇ. ભાષાઓ છુટી પડી છે તે પૂર્વે અંતિમ અપભ્રંશ ગુજરાત રજપુતાના ઇ. માં વ્યાપક હતો–તે મતને ત્હમારી પુષ્ટિ મળી.

હ. હ. ધ્રુવ વિશે ત્હમે ખરી કીમત આંકી છે. અસલથી હેમનું કામ મ્હને શિથિલ અને અપંડિતોચિત લાગતું હતું. મુગ્ધાવબોધૌક્તિક વિશે મ્હેં ૧૮૯૨ ના ફેબ્રુ. તા. ૭ Antiquary માં અવલોકન લખી હેની કલ્પના ખોટી બતાવી હતી (ગુજ. વ્યાકરણ છે–તે) તે તરફ લક્ષ ખેંચ્યું. હેનો રદિયો આપવાને હ. હ. ધ્રુવે પ્રયત્ન કર્યો હતો–9th Oriental Congress આગળ વાંચેલા નિબન્ધમાં–તે વિશે લખ્યું.

આ ખરું–પરંતુ હ. હ. ધ્રુવ pioneer તરીકે લક્ષને પાત્ર છે –હેનાથી જ પાશ્ચાત્ય પંડિતોનું ધ્યાન જૂની ગુજરાતી તરફ ખેંચાયું.

કાન્હડદેપ્રબન્ધ–કાન્હડદેવે મારવાડીમાં રચ્યો એમ કહેનારા સ્હામા પક્ષમાં એક તો–તે વાત લખી.

ખાસ કારણ લખ્યું;—

અઇ–અઉ નો એ–ઓ થાય છે. તથા ગુજ. માં હકાર લુપ્ત લખાણુમાં છે પણ ઉચ્ચારમાં નથી–એ બે મુદ્દા હેમણે લખેલા તે ઉપર લખ્યું. હકાર લખાણુમાં પણ હવે પાછો પ્રગટ થયો છે તે પાક્ષિકો તથા ખાનગી લેખકોનાં પુસ્તકો ઉપરથી જણાશે. શાળાખાતાની કૃત્રિમ પદ્ધતિયે જ કાઢી નાંખ્યો હતો. જોડણી બા. બધો ઇતિહાસ ટૂંકમાં લખી મ્હેં ઇ. સ. ૧૮૮૮ થી લઢત ચલવી છે–તે વિશે લખ્યું. નવલરામે ૧૮૭૨ માં કરેલી ચર્ચાનું લખ્યું. મ્હારી પા સૈકાની લઢતનું ફળ હકારમાં તો પ્રત્યક્ષ છે ને તે રહેશે એમ વિરુદ્ધ પક્ષના પણ કબૂલ કરે છે.

અઇ–અઉ ના એ–ઓ બા. લખ્યું કે હું આગળ વધી અય્–અવ્માં હેનું મૂળ જોઉં છું. અઇ–અઉનું રૂપાન્તર કોઈ ક્રમમાં અય્ અવ્ થયેલું.

અનુકૂળતા મળશે તો એ મુદ્દા વિશે ફરી Notes લખીને મ્હારા મિત્ર દેવદત્ત ભાંડારકરને I. Antiquary માટે મોકલવાનું ધારૂં છું.

મુંબઈ આવવાના હશો તો ત્હમારૂં ઓળખાણ કરવાની ઉમેદ રાખું છું.

**વાંદરા**—તા૦ ૨૫–૭–૧૪ : શનિવાર : અઢી વાગ્યાને શુમારે હમે ત્રણ–આણંદશંકર, નલિન અને હું–ઉપડીને કોટમાં ગયા. (ઉત્તમલાલ પાછળથી આવશે)–રસ્તામાં વિક્ટોરિયામાં 'રાઈનો પર્વત' વિશે ચર્ચા નીકળી. આણંદશંકર આગ્રહથી હજી કહે છે કે નાટકનો ઇતિહાસકાળ વલભી રાજ્ય વખતનો રાખ્યો છે ને ત્હેમાં સંસારસુધારાની ભાવનાઓ પ્રબળ, પ્રધાન, રૂપે મૂકી છે તે કાલવિરોધનો

દોષ છે જ. મ્હેં કહ્યું:–એ ઐતિહાસિક નાટક છે જ નહિં. માત્ર એક સમય કૃત્રિમ રીતે ટેકા તરીકે લીધો છે. આણંદશંકરને સંતોષ ન થયો એ કહેઃ—સુધારક પ્રથમ અને Artist પછી એમ સ્વરૂપ થયું એટલે કલામાં દોષ જ આવ્યો " મ્હેં મ્હારાં વિધવાઓ સંબંધી કાવ્યોનો દાખલો આપ્યો તો કહે–"એ જુદા ધોરણ ઉપર છે. હેમાં ત્હમે Artist પ્રધાન રૂપે છો. વિધવા તરફ સમભાવથી થયેલી રચના છતાં કલાવિધાન પ્રધાન છે."

હું—"પણ "કુલમણિ દાસીનો શાપ" ત્યો–"આ સર્વ પાપ તુજને શિર ક્રૂર રૂઢિ!" એ ઓછું ઉત્કટ સુધારકનું વચન છે?"

(આ મ્હારી ભૂલ હતી. આ તો "ફરી પરેલી બાળવિધવા-" માંની પંક્તિ છે.)

આણંદશંકર–"તો પણ–એ કલાવિધાનની રચના મુખ્ય છે, હેમાં કવિત્વયુક્ત સમભાવવાળા કવિનું વચન છે–સુધારકનું નથી–ગૌણરૂપે જ સુધારકપદનું છે."

વાંદરા—તા૦ ૨૬–૭–૧૪: રવિવાર: સ્હવારે સાત વાગ્યાં પછીની ટ્રેનમાં ઉપડીને હું મુંબઈ ગયો. (૭ ની ટ્રેન ૭–૨૦ મિનિટ ઉપડી હેમાં).

પ્રથમ કૃષ્ણલાલ ઝવેરીને ત્યહાં ગયો. રમણભાઈ આવ્યાં હતાં, મળ્યો.

"રાઈનો પર્વત" નાટક વિશે કેટલીક ચર્ચા કરી. હેમાં પૃ૦ ૧૬ મે રાઈ ધરતીનો ઉત્કર્ષ બતાવનારાં વચનો કહે છે. ત્યહાં—

"કંઈ મનુષ્યો રોગમાંથી આરોગ્ય પામ્યા છે, કંઈ મનુષ્યો આરોગ્યમાંથી રોગ પામ્યા છે"–એ વચનની Antithesisમાં bathos, ધરતીના ઉત્કર્ષને બદલે અપકર્ષ થવાથી–થાય છે, અને એ રમણભાઈના હાસ્યરસપ્રધાન લેખોની ટેવનું ફળ છે. તે તરફ એમનું લક્ષ ખેંચ્યું.

એ બચાવ કરવા લાગ્યા કે "રાઈનું મન આ વખત હેવું સખળડખળ થયું હતું કે આમ ક્ષતિમાં પડે છે."

મ્હેં બતાવ્યું કે–એ ખુલાસો બંધ બેસતો નથી–કારણો સહિત બતાવ્યું. આખર હેમને કબૂલ કરવું પડ્યું.

એ જ પૃષ્ઠમાં શ્લો ૧૬ માના ઉત્તરાર્ધનો અર્થ અગમ્ય રહે છે–તે મ્હેં બતાવ્યું. હેમને જણાયું કે

છે તુજ ઉદરે તેહ

ને બદલે

જે તુજ ઉદરે તેહ

એમ ખોટું છપાયું છે. હવે અર્થ સમઝાયો. શુદ્ધિપત્રમાં આ દાખલ નથી થયું.

મુંબાઈ—તા. ૮–૮–૧૪ શનિવાર : આણુંદશંકરનું ભાષણ :– એક જ્ઞાન સારૂં મળ્યું. માતરિશ્વાએ સ્વર્ગમાંથી અગ્નિ પ્રથમ આણ્યો તે ભૃગુને આપ્યો એ કથા ગ્રીક કથાને મળતી જ છે. પ્રોમિથ્યુસે અગ્નિ સ્વર્ગમાંથી આણ્યો હ.–"અગ્નિહોત્ર" ના મ્હારા કાવ્યમાં

"સ્વર્ગેથકી ઊતરી હૂંફ દેતો
આવ્યો અહિં દેવ જ અગ્નિ એ તો"

(એ ભાગ ઉપર ટીકામાં આ કથા ઉપયોગ કરવા જેવી છે. હવે તો ટીકાઓ છપાઇ ગઈ.)

વાંદરા—તા. ૨૯–૮–૧૪ શનિવાર : પાછા હમે ચાર જણા –ઉત્તમલાલ, આણુંદશંકર, નલિન અને હું–ઉત્તમલાલને ઘેર ગયા. આજના આણુંદશંકરના ભાષણમાં બે મુદ્દા વિશે ગાડીમાં બેસતાં પ્હેલાં મ્હેં હેમને શઙ્કા બતાવી :—

(૧) પારમિતા આ શબ્દ પારમ્+ઇતા ગત્વા એમ આણુંદશંકરે સમઝાવ્યો હતો.

મ્હેં કહ્યું પારમિન્ માંથી. અને ધમ્માનન્દ કોશામ્બીના ભાષણમાંથી મ્હને સંસ્કાર મળેલો એ છે કે–પારમિન્+તા એમ છે. હું મ્હારી notes જોઇને કહીશ.

આણંદશંકરે પોતે કહેલા અર્થની અનુચિતતા સ્વીકારી; પારમિન્–પામ ઉપરથી થઇ શો અર્થ થાય તે શંકા કાઢી. પણ કબૂલ કર્યું કે અર્થ બેસાડાય ખરો.

(૨) યોગસૂત્રની ચાર ભાવનાઓ ( મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા ) અને બૌદ્ધમતની પણ તેટલી જ છે એમ આણંદશંકરે કહ્યું હતું.

મ્હેં કહ્યું–મ્હને એમ યાદ છે કે બેમાંથી એકમાં એક ભાવના વધારે ઓછી છે. નામ વગેરે અત્યારે યાદ નથી. મ્હારી notes જોઇને કહીશ.

વાંદરા—તા. ૩૦–૮–૧૪ રવિવાર : કાગળ લખ્યા :– ૧ આણંદશંકર ( અમદાવાદ ) કાર્ડ

પારમિતા અને ભાવનાઓ વિશે મ્હેં notes માંથી જોઇ. કાઢેલું લખ્યું–ભાવના બૌદ્ધમતમાં પાંચમી એક છે. અશુભ ( દેહ અશુચિ છે એ વૃત્તિ ).

વાંદરા—તા. ૧૮–૯–૧૪ શુક્રવાર : હમે બધા બાબુસાહેબને ત્હાં–ઉતારે ગયા. બાબુસાહેબે ઓંકારનો અર્થ ખરેખરો શો હશે એ પ્રશ્ન આણંદશંકરને પૂછ્યો. ઉત્તરમાં આણંદશંકરે પુણો કલાક એક ઉત્તમ, ખરેખરૂં ઉત્તમ, બોધક, પ્રકાશક ભાષણ જ કર્યું, બધાં પ્રફુલ્લ થયા. હેમના ભાષણનો સાર આ હતોઃ–

(a) ૐનો મૂળ અર્થ તો અલબત Amen ની પેઠે "yes" એમ ખરો. આ "yes" ઉપરથી આણંદશંકર આગળ અર્થ કાઢે છે–એ affirmative શેનું ? અસ્તિત્વનું સત્નું : પરમાત્માનું સત્‌પણું–અસ્તિત્વ. ( બાબુસાહેબના કહેવાથી જણાયું કે આ આગળ કાઢેલો અર્થ ડૉ. ભાંડારકર પણ માને છે. આણંદશંકરને આમ સ્વતંત્ર પુષ્ટિ હાવા સમર્થ પંડિતની મળ્યાથી સંતોષ થયો. )

( બાંબુસાહેબ કહે-અસ્તિત્વનું ભાન પ્રથમ તો આપણા Selfનું થાય; તો આ સત્નું ભાન તે આપણા selfનું કે બીજાનું ? આણંદશંકર કહે-બ્રહ્માણ્ડ-cosmos-ના આત્મરૂપ પરમાત્મરૂપ selfનું ભાન ).

(b) પછી અર્થ Symbolical થયો; જેમ યજ્ઞનો મૂળનો હેતુ નરમેધ, અશ્વમેધ, ઈ.માં નર અને અશ્વ ખરેખરાના sacrifice નો જ હતો–તે બ્રાહ્મણ કાળમાંથી જ symbolical થવા માંડયો. મેધ નરમાંથી અશ્વમાં જઈ આખર વ્રીહિમાં આવ્યો ઇ.–તેમ જ અહિં પણ મૂળ અર્થ જઈ symbolism પેઠું અને અ ઉ મ્ એ ત્રણ માત્રાઓ માંડૂક્યોપનિષદ્‌માં ગણાવી પ્રત્યેકના symbolical અર્થ બતાવાયા–અને ચોથી માત્રા–એ અમાત્ર માત્રા રહિત છેવટનો વિરામ pause. આ ત્રણ માત્રાના અર્થ અનેક થયા, ત્રણ ગુણ ઇ. પણ થયા; અને અમાત્ર તે નિર્ગુણબ્રહ્મનું symbol થયું.

આ ચર્ચામાં મ્હેં થોડીક શઙ્કારૂપે ટાપશી પૂરી :–

( ૧ ) માત્રાનો અર્થ અહિં metrical માપના લેતાં ફક્ત 'વિભાગ' એમ લેવાય તો શું ?–તેમ કર્યાથી મૂતી અડધી માત્રા તે ૧ માત્રા માંડૂક્યોપનિષદ્‌માં બદલી હેનું સમાધાન થાય.

આણંદશંકરે આ અર્થગ્રહણ શક્ય ગણ્યું અને બાધયુક્ત નથી એમ કહ્યું.

( ૨ ) ૐનો મૂળ અર્થ Amen ની પેઠે yes એમ હશે તે કબૂલ; પરન્તુ Amen તો વચનોને અન્તે આવે છે. ને ૐ કાર ઋચા ઇત્યાદિના આરમ્ભમાં બોલાય છે. વળી ૐકારનું નામ ઉદ્‌ગીથ છે, તે સામવેદનો શબ્દ હોઇ હેનો અર્થ મ્હોટેથી ગાવાનો થાય છે. તો ૐ એ ગાનના આરમ્ભનો કેવળ સ્વરધ્વનિ આદિકાળમાં હોય એ સંભવે છે. ( હાલ ગાયકો જેમ આરમ્ભનો સૂર ગાઈ પછી ગીત શરૂ કરે છે–પાયા માટે તેમ )–સ્વ. મુ. મ્હોટાભાઈએ ૐકારનો મૂળ

અર્થ આ પાયારૂપ આરમ્ભ સ્વર જ હશે એમ કલ્પના મ્હને કહેલી તે વાત મ્હેં કહી.

આણંદશંકરે આ સ્વીકાર્યું. પછી Symbolical અર્થ પેલા -એ કલ્પના સ્વીકારી.

અમદાવાદ—તા. ૨૦-૧૧-૧૪ શુક્રવાર : પ્રેમલ માટે હાલેડું જોડવાનું દયારામે મ્હને થોડા દહાડા ઉપર કહેતા'તા,—"બોલે બોલે છે ગિરિયોમાં મોર,"—એ ન્હાનાલાલના ગીતની ચાલમાં—ત્હારથી મગજમાં તે ગુંજતું હતું. આજ સ્હવારે મેલ ટ્રેનમાં મ્હેં જોડ્યું. તે નકલ કરીને બીડ્યું. દયારામ, સુશીલા, લવંગીને બતાવવા-લખ્યું.

હાલેડું નીચે પ્રમાણે છે:—

(સીતાના મહિનાની ચાલ)

ઘેરૂં ગાજે સમુંદર નીર,
હૈયું મુજ ઊભરે;
ઊંઘો, ઊંઘો, મુજ હૈયાના હીર!
નયન ઢાળો નીંદરે.
ચંદા, તારા હસે આકાશ,
લોચન તુજ ત્હીં ઠરે;
ત્હીં છે વ્હાલાં કેરા વાસ,
રક્ષણ તુજ તે કરે.
પોઢો, પોઢો, મુજ હૈયાના હીર!
અમી સમી નીંદરે;
એક શિશુજનનો આધાર
જાગ્રત જગમાં ફરે
ઘેરૂં ગાય છે સાગરનીર,
ગાન મુજ ત્હીં ભળે,
મ્હારો લાડકો શાન્ત ને ધીર
સુતો સુતો સાંભળે,

વાંદરા—તા. ૨૧-૧૧-૧૪ રવિવાર : નૂપુરઝંકારની એકેક નકલ ભેટ આપતાં લખેલ કાવ્યો :—
સુશીલાની પ્રતમાં—

( અનુષ્ટુપ્ )

દિવ્ય અશ્રુવડે આજે
લખું લેખ અલેખ્ય આ;
પ્રેમની દષ્ટિથી વ્હાલી!
ઉકેલે તું જ એક આ.
લખંતાં લખંતાં શાથી
લેખની થડકી ગઈ!
તોય તું વાંચજે, વાંચી
સકે તું એક એકલી.
વિધિના ચક્રમાં કુમ્ભો
સુખના દુઃખના જડયા,
પાએ જે નીર તે પીવાં,
પોષે તે પ્રેમ સર્વદા.
ભેટ આ આપતાં આજે
હર્ષ ને શોકના સ્વર
આપણાં હૃદયે જાગે,
સુણીશું તે નિરન્તર.

નલિનની પ્રતમાં—

( અનુષ્ટુપ્ )

પ્રેમ અંજન આંજીને
વાંચજે માહરું ઉર;
ઝાંખ સંશયની સર્વે
થશે લુપ્ત જ સત્વર;

લડાવ્યાં લાડ જે પ્રેમે,
પ્રેમ તેનો જ તે હજી;
પ્રેરછે ઉરને મ્હારાં,
ન તે દેશે મુને તજી.
પ્રભુના કરથી વેર્યાં
કુસુમો સુખદુઃખનાં;
દીનભાવે શિરે ધારી
રહીશું શીળી શાન્તિમાં.
આપું આ ભેટ જે ભાવે
સ્વીકારી તે જ ભાવથી;
તાતની આશિષો લે તું
ફિર ઊંડાથી આવતી.

લવંગીની પ્રતમાં—

(અનુષ્ટુપ્)

બેટી સોંધી! નહિ દીઠા
તડકા છાંયડા કંઈ;
છતાં એ એક આઘાતે
સ્પર્શી, તો શું થયું અહિ?
પ્રભુના પ્રેમની શીળી
છાયા નીચે નિરન્તર;
કરજે વાસ તું બેટી!
રાખીને ચિત્તને સ્થિર.
આપું વાત્સલ્ય ભાવે આ
ભેટને રાખ્ય સંઘરી;
પ્રભુની આશિષો ભેળી
ભેળું આશિષ આદરી.

( પ્રેમલની પ્રતમાં લખ્યું તો આજ છે પણ હેની વર્ષગાંઠ પરમ દહાડે છે તે દિવસે હેને આપવા માટે પરમ દહાડાની તારીખ નાંખી છે. )

( ખંડ હરિગીત )

શોક સાગરમાં થકી
તારનારું નાવડું,
પ્રેર્યું દૈવી ભૂમિથી
મોઘું મ્હને તું સાંપડ્યું,
પ્રેમમૂર્તિ બાળ ઓ!
માડીને ભૂલાવતું,
તું છ મોંઘા મૂલનું,
તુજ માડીનું સંભારણું.
વર્ષ વીત્યું, વીતશે
વર્ષ બીજાંએ ઘણાં;
વર્ષજો અમીબિન્દુ એ
તુજ જીવને ઉર-દોરણાં.
ને કદી દુખવાદળી
કૌમુદીને ઘેરશે,
દિવ્ય ભૂમિ પ્રેરિયા
અનિશે છટા એ વેરશે.
જીતજે જગ પુણ્યથી,
ધીર પગલે ચાલજે;
દિવ્ય કરુણા કૌમુદી
તુજ માર્ગને ઊજાળશે.
દૂર, દૂર, સુદૂર જો!
માડી તુજને વ્હાલથી
જોતી રહેશે જીવને

પ્રતિપદ રહને સંભાળતી.
ને સુંદર, સુંદર, હું
કાપી લાંબા પંથને,
અંકમાં પ્રેમે પડી
વસજે સદા માડી કને.

વાંદરા—તા. ૨૭-૧૧-૧૪ શુક્રવાર-કાગળ આવ્યા : દયાશંકર ( ખંભાત ).

સાહિત્ય પરિષદ્ માટેની નિબન્ધની જાહેર ખબર પાછી બીડી છે–

'પ્રત્યુત્તર' શબ્દ આ બચાવ લખ્યો છે :—

(a) સામાન્ય રીતે 'ઉત્તર'ના અર્થમાં પણ એ શબ્દ રૂઢ થયો છે.

(b) 'શબ્દચિન્તામણિ'માં હેવો અર્થ આપ્યો છે.

(c) પ્રતિ નો અર્થ आभिमुख्य એમ પણ છે; તો પ્રતિ अभिमुखं उत्तरं प्रत्युत्तरं તો અનુચિત ના ગણાય.

(d) "કુમારસંભવ" સ. ૮ શ્લો. ૨ માં.

व्याहृता प्रतिवचो न संदधे

એ પંક્તિ ઉપર વ્યાખ્યા આપતાં મલ્લિનાથે प्रतिवचः प्रत्युत्तरं એમ અર્થ આપ્યો છે.

(e) प्रतिवद्–प्रतिभाषू આ શબ્દોનો અર્થ 'જવાબ દેવો' એમ થાય છે. જવાબનો જવાબ દેવો નથી થતો.

(f) प्रतिपक्षी શબ્દ શત્રુના અર્થમાં વપરાય છે–ઉત્તરનો ઉત્તર —એ ધોરણે તો શત્રુનો શત્રુ તે પ્રતિપક્ષી એમ થાય. ( આ વિનોદ ખાતર લખ્યું છે. )

[ આ સર્વમાંથી (a) માં કાંઈક બળ છે–જો કે રૂઢતા સ્વીકારતાં વિચારવા જેવું છે. (b) તથા (d) તો સબળ છે. બાકીના મુદ્દા અસાર છે.]

વાંદરા—તા. ૧૪-૧૨-૧૪ સોમવાર.

આણંદશંકરને વાત પ્રસંગે પૂછ્યું કે જયા અને જયન્ત જેવું–સાથે રહી આત્મલગ્ન સાથે બ્રહ્મચર્ય એ ભાવના જેવું–પ્રાચીન ભારતની કથાવાર્તામાં કહિં દૃષ્ટાંત જડશે? હેમણે તેમ જ ઉત્તમલાલે વિચાર કરી કબૂલ કર્યું કે–ના. આણંદશંકર કહે–આપણામાં તો આમ કે આમ, એનું મિશ્રણ કદિ જાણ્યું નથી. મ્હારે ખાતરી કરવી'તી. હું આમ લખી ચૂકયો છું, તેવું દૃષ્ટાન્ત નહિં. ઉતું કરીને, તેથી.

વાંદરા—તા. ૯ ફેબ્રુઆરી ૧૯૧૫ મંગળવાર.

પાછલી રાત્રે ૩ વાગ્યે નલિનને છાતીમાં દરદ થવા લાગ્યું, શ્વાસ લેતે. શેક કર્યો. ટેંપરેચર તો ૯૮° હતી. દા. કપાશીને જઈને સ્હવારે હું બોલાવી લાવ્યો. Rheumatic pain હશે એમ કહ્યું. હેમની જોડે ગાડીમાં જઈ દવાએ હું લઈ આવ્યો.

[ સંપાદકની નોંધ–નલિનને આ બિમારીમાં શરૂઆતના ૭ સાત દિવસ ૯૯° ની આજુબાજુ તાવ રહ્યો. કોઈ વાર ૧૦૦° સુધી જતો. પછી ઢીંચણનું દર્દ શરૂ થયું–ઊંઘ ન આવતી તેથી ઊંઘની દવા આપવી પડતી. તા. ૧૭ મીએ hysterical લવારો શરૂ થયો. તાવ ૧૦૩° સુધી જવા લાગ્યો. મ્હોટા ડાૅક્ટરોને બતાવી યોગ્ય ઉપચારો તો ચાલુ કર્યા જ હતા, પણ હાલત એની એ રહી. તા. ૨૩ મી ફેબ્રુઆરીએ semi-delirious સ્થિતિ થઈ. તાવ ૧૦૪° સુધી જવા લાગ્યો. તા. ૨૪ મીથી ઉચ્ચારસ્પષ્ટતા જવા લાગી. ઉપચારોની અસરથી તાવ ઓછો થવા લાગ્યો, પણ પાછો ૧ લી માર્ચથી તાવ વધ્યો.—તા. ૨ જીએ જરા હેડકી આવી. રાતમાંથી સ્થિતિ વધારે બગડી–તાવ પણ વધ્યો.—તા. ૨ જીએ સવારે ૧૦૫° સુધી તાવ ગયો. મોટા ડાૅક્ટરે સ્થિતિ ગંભીર જણાવી અને બપોરે બે વાગ્યે નલિને દેહ છોડ્યો. ]

વાંદરા—તા. ૨-૩-૧૫ મંગળવાર

બપોર પછી બે વાગ્યે નલિન-હમારો મોંઘો લાડકો નલિન-દેહ તજીને ગયો! પ્રભુ! તું આપે નાખે તે માટે શા માટે ફરિયાદ કરવી? તું એ પવિત્ર આત્માને ત્હારા ખોળામાં લેજે!

વાંદરા—તા. ૧૩-૩-૧૫ શનિવાર

આજ સ્હવારે નલિનના દ્વાદશાહ નિમિત્ત ઇશ્વિરોપાસના હમારે બંગલે થઈ. સંગીતમાં 'મંગલ મંદિર ખોલો, દયામય' (કાવ્ય રાત્રે મ્હેં બનાવેલું) ગાયું.

વાંદરા—તા. ૨૮-૭-૧૫ બુધવાર.

કાગળ લખ્યા :—ડાહ્યાભાઈ દેરાસરી (અમદાવાદ);

ગયા રવિવારના 'ગુજરાતી'માં તનસુખરામના (નનામા) લેખમાં (મ્હારા ભાષણના અવલોકનમાં) છે-કે :કાન્હડદેપ્રબન્ધ જાલોરમાં ન્હોતો રચાયો ૪. તે તરફ લક્ષ ખેંચી પૂછ્યું કે—'પાલણપુર રાજ્યનો ઇતિહાસ' જે તનસુખરામ આધાર તરીકે લે છે—તે તમે જોયો છે? હેમાંની હકીકત પ્રમાણસર છે? ઇ. ઇ. બીજું પૂછ્યું—કાન્હડદેપ્રબન્ધમાં બે ઠેકાણે ગદ્ય છે—(૧) ભટાઉલી (૨) નગરવર્ણન આ ગદ્ય બધાં mss માં છે? તે ગદ્ય મ્હને તો ફાલતુ પડતાં લાગે છે—"ભટાઉલી"—એટલે શું? ભટ+આવલી? સૈનિકોનું Composition વર્ણવ્યું છે તેથી હશે?

કાં. પ્ર. નું અવલોકન હવે જલદી લખવું ધારું છું—માટે આ પ્રશ્નોના ઉત્તર લખશો.

વાંદરા—તા. ૪-૮-૧૫ બુધવાર : કાગળ આવ્યા : ડાહ્યાભાઈ દેરાસરી (અમદાવાદ).

જવાબ—કાન્હડદેપ્ર૦ ના અવલોકન માટે વચન ફરીથી આપ્યા માટે ઉપકાર. લખે છે—હું ગુજરી જાઉં તે પ્હેલાં લખશો? અવલોકન હું જોઉં નહિં ત્યાંસુધી આધુનિક ગુજ. માં અનુવાદ બ્હાર નહિ પાડું.

મ્હારા પ્રશ્નના જવાબ—

૧૫૧૨ માં જાલોર પાલણપુરના અફઘાનોને તાબે હતું તે ખરી વાત છે. (બા. રા. ના ઇતિહાસમાંથી માહિતી લખી છે—શાં શાં પ્રમાણો છે.) મુનશી દેવીપ્રસાદજી (જોધપુરના) પણ તેમ જ કહે છે.

પરંતુ તે ઉપરથી એમ ફલિત નથી થતું કે કા. પ્ર. જાલોરમાં રચાયો નહોતો. પદ્મનાભ પોતેજ છેવટના ભાગમાં સ્પષ્ટ કહે છે કે જાલોરમાં રચ્યો.

(આ મ્હેં ફરીથી જોયું—પણ બે અર્થ સંભવે એમ છે. પણ ડાહ્યાભાઈવાળો વધારે ઘટિત લાગે છે).

છતાં મુનશી દેવીપ્રસાદને તેમ જ ગૌરીશંકર ઓઝાને પત્રો લખીને પૂછ્યું છે કે આ બા. શો ખુલાસો ત્હમે બતાવો છો. જવાબ આવ્યેથી જણાવશે.

ગદ્ય ભાગ એજ છે-તે બધાં mss માં છે—એ સંદર્ભમાં વચમાં ઘોચેલા જેવા છે તે કબૂલ કરે છે. પણ ડાહ્યાભાઇ એમ માને છે કે હેવાં વર્ણનો ભાટ લોકો કને તૈયાર હોય છે—તે ભાટોની નકલ કરીને પદ્મનાભે ખોશી દીધાં હશે. (આ નથી સંભવતું. મ્હારાં કારણો સવિસ્તર અવલોકનમાં જણાવાશે).

ભટાઉલી = ભટ + આવલી નહિં પણ ભાટની ઉહુલી (!) એમ કહે છે. બરાબર મનમાં ઉતરતું નથી. 'નગરવર્ણન'ને પણ ડાહ્યાભાઈ ભટાઉલી માની ચાલે છે—જે માટે આધાર નથી—ને તે ઉપર પોતાની દલીલ ચલવે છે.

અનુવાદનું mss મોકલું !—પૂછે છે.

વાંદરા—તા. ૧૨–૮–૧૫ ગુરુવાર.

રમણલાલ વસન્તલાલ દેસાઇ (કૈલાસ–જનુની બ્હેન–ના વર) મળવા આવ્યા. બી. એ. ની ડીગ્રી લેવાને Convocation માં આવ્યા'તા. આજ પાછા વડોદરે જશે. એમ. એ. માં ગુજરાતી લઈને માર્ચમાં બેસવું છે. તેથી મ્હારી કને સલાહમાહિતી લેવાને આવ્યા હતા. હું શી સલાહ આપી સકું ! છતાં થોડીઘણી સૂચનાઓ આપ

વાંદરા—તા. ૨૪-૮-૧૫ મંગળવાર આટરોડ કોર્નર ઉપર પારસી નાટક મંડળીના થીએટરમાં ગયા. હાજી મહમદ આવી પહોંચ્યા જ હતા. સારી જગાઓ રિઝર્વ કરી હતી.

નાટક "ફાંકડો ફિતુરી" હતું. અભિનય ખરેખરો સરસ હતો. મોહને રુસ્તમ ( Villain ફાંકડો ફિતુરી )નો વેશ બહુ જ સરસ ભજવ્યો. હેનામાં અભિનયની કળાના ઉત્તમ અંશો છે. અત્યભિનય નથી કરતો. અવાજનું modulation ઉત્તમ છે; અને મુખ-ચર્યાવડે જ મુખ્ય અભિનય કરે છે. ગાય છે પણ ઉત્તમ. ગાવામાં અવાજની વિવિધતા, ભરાવ, મીઠાશ, ઇત્યાદિ અનેક ગુણો છે. મિસ ગોહર પણ સારું natural acting કરે છે. ગાય છે પણ સારું.

Idiot તરીકે વલ્લભ નાયક પણ સામર્થ્યવાળો અભિનય કરે છે. વખતે વખતે overcomic થાય છે એ દોષ છે.

વાંદરા—તા. ૨૬-૮-૧૫—ગુરુવાર: કાગળ આવ્યા : ડાહ્યા-ભાઈ દેરાસરી (અમદાવાદ).

જવાબ. ઓઝાજી તથા મુનશી દેવીપ્રસાદના પત્ર બીડ્યા છે. ઓઝાજી પૂર્ણ જવાબ પાછળથી લખશે, પણ એટલું કહે છે કે સં. ૧૫૧૨ માં જાલોર મુસલમાનો તાબે હતું એ ઐતિહાસિક રીતે હજી ખરી વાત નથી ગણાઈ.

મુ. દેવીપ્રસાદનો લાંબો કા૦ છે. હેમાં મુખ્ય મુદ્દા :

(a) કાન્હડદેપ્રબન્ધ-સં. ૧૫૧૨ માં નહિં પણ ૧૪૧૨ માં રચાયાના ભાટચારણી દાખલા છે.

(b) અખેરાજ સુધી પદ્મનાભે ગણતર જ પેઢીઓ લખી છે-તેથી વધારે પેઢીઓ ભાટચારણી દાખલામાં છે.

(c) સં. ૧૫૧૨ કે ૧૪૧૨ ને બદલે ૧૫૭૨ હોય-બારોત્તરને બદલે બાહોત્તર. [illegible]

(d) પંચાગ જૂનાં જડે—અથવા જ્યોતિષગણુતરી થાય—તો જણાય કે માગશર સુદ ૧૫ ને દિવસે સોમવાર—એ સંયોગ ક્યા વર્ષમાં હતો.

(e) Griersonનો મત–મારવાડી તથા ગુજરાતી–કા. પ્રબન્ધ વખતે છુટી ન્હોતી પડી તે મત–મુનશીજી નથી સ્વીકારતા. ૮૦૦–૯૦૦ વર્ષ ઉપરની મારવાડી ભાષા અમુક ગ્રન્થમાં છે. ( આ ઉપરથી ગ્રીઅર્સનની કલ્પનાને બાધ નહિં આવે ).

ડાહ્યાભાઈએ આ કાગળ Private and confidential એમ લખ્યું છે. હું તેમજ વર્તીશ.

અમદાવાદ—તા. ૧૫–૯–૧૫ બુધવાર.

ડાહ્યાભાઈ લક્ષ્મણ સ્હવારે ૭ વાગ્યે આવ્યો. હેની જોડે મોહનલાલ કરમચંદ ગાંધીના આશ્રમમાં હું ગયો. કાર્ડ મોકલ્યું. અંદર ગયા. કેટલાક છોકરાઓ સ્હામા બેસાડીને પોતે ઉઘાડે શરીરે ભોંય બેઠેલા હતા. હેમના શાસ્ત્રી જોડે કાંઈ ચર્ચા કરતા હતા.

બધી ચર્ચા પૂરી થઈ પછી મ્હને ગાંધી કહે—"શી આજ્ઞા છે?" હું:—"ફક્ત દર્શનાર્થે જ આવ્યો છું. સાન્ટાક્રુઝમાં મળવા ના આવ્યો. મુંબઈમાં બે વાર મનસુખલાલે યોજના કરી પણ ના મળાયું—તેથી આજ આવ્યો છું."

પછી મ્હને કહે "Lead Kindly Light" એ ભજનનું ગુજરાતીમાં ભાષાન્તર કરી આપશો! મ્હેં પ્રયત્ન કરવાની હા કહી.

વાંદરા—તા. ૮–૧૦–૧૫ શુક્રવાર, કાગળ લખ્યા : મોહનલાલ કરમચંદ ગાંધી (અમદાવાદ).

Lead Kindly Light–નું ગુજરાતી કર્યું છે. અમદાવાદ હું આવીશ ત્હારે રૂબરૂ સંભળાવવાનું ધારું છું. ને કહો તો અગાઉ મોકલું. મૂળ rhythm book ટપાલમાં મોકલી દઉં? મુંબાઈ તમે આવવાના હતા; સાંભળ્યું'તું—નટરાજનથી. પણ આવી ગયાની ખબર ના પડી. નહિં તો રૂબરૂ મળી પ્રીત આપત.

પાંદરા—તા. ૧૧-૧૦-૧૫ સોમવાર: કાગળ આવ્યો : મો. ક. ગાંધી (અમદાવાદ).

મોહનલાલ નામ પોતાનું લખ્યું છે. જવાબ મ્હારા કા. નો. Lead Kindly Light એ ભજનનું ભાષાન્તર રૂબરૂ સાંભળવામાં મઝા આવશે એમ કહી વાટથ લેવાનું પસંદ કરે છે.

અમદાવાદ—તા. ૨૩-૧૦-૧૫ શનિવાર:

હું ગાંધીના આશ્રમમાં ગયો. બંગલાના મેદાનમાં જાજમો ઉપર બેઠા હતા. વીસ પચીસ લોકો હતા—બહારના તથા અહિંના મળીને. એક વાણિયો વાદ ચલવતો હતો—બધા સાદી જિંદગી પાળે તો દેશ આપણો હરીફાઇમાં પાછળ પડી જાય, એ હેની શંકાનો મુદ્દો હતો. વાક્યે વાક્યે પુષ્કળ અંગ્રેજી શબ્દો વાપરતો હતો. ગાંધી શુદ્ધ ગુજરાતીમાં જવાબ દેતા હતા. એ જિદ્દી એકલો જ ન્હોતો. દષ્ટિબિન્દુ જ materialistic attitude વાળું હોવાથી ગાંધીનું દષ્ટિબિન્દુ લઇ સકતો જ ન્હોતો.

મનસુખલાલ રવજી હતા. મળ્યા. વાલજી દેસાઈ ( ગુજરાત કૉલેજમાં આસિસ્ટંટ પ્રો. છે તે ) પણ આશ્રમમાં હાલ છે તે મળ્યા.

'Lead Kindly Light નું ભાષાન્તર ગાંધીની માગણીથી બધા મંડળ આગળ જ ગાઈ બતાવ્યું (બધાને પ્રસાદી ચખાડશો ?—કે એકલા ? એમ પૂછ્યું તેથી મ્હેં કબૂલ કર્યું).

ભાષાન્તર ગમ્યું લાગ્યું. માત્ર 'પ્રેમલ' શબ્દ ખૂંચ્યો. બહુ સંસ્કૃતમય તો નથી પણ આરંભમાં જ એક વધારે પરિચિત શબ્દ હોય તો ઠીક એમ કહ્યું.

મ્હેં કહ્યું—જડતો નથી. જોઇશ.

ન્હાનાલાલ કવિને પણ ભાષાન્તર આ ભજનનું કરવાનું સોંપ્યું છે. મ્હેં કહ્યું—એ સારું કરશે. હેમનામાં શબ્દો યોજવાની શક્તિ સારી છે. પછી કોઇવાર વિચિત્રતા પણ થાય છે.

તો ગાંધી કહે–"મ્હેં હેમના વિરોની એ ટીકા–ગુજર્ર ભાષારૂપી માતાને પજવવા માટે પસ્તાવો કોકવાર થશે–તે વાંચી છે."

(જયા અને જયન્તના અવલોકનમાં. ત્હારે 'વસન્ત' વગેરે ગાંધી વાંચતા જણાય છે ! )

મ્હેં વાલજીને કહ્યું–'પ્રેમલ'ને બદલે કોઈ બીજો શબ્દ સોધી આપો. મ્હારું સંસ્કૃતનું જ્ઞાન તો કટાઈ ગયું છે–ત્હમારું તાજું છે." વાલજી કહે–ત્હમારું કટાયલું કોણ કહી સકે ?

'વત્સલ' શબ્દ મ્હને સુઝ્યો–વાલજીને ગમ્યો કાંઈક–પણ, મ્હેં કહ્યું–પ્રેમલ–જેટલું માધુર્ય હેમાં નથી.

"A Note on Medical Relief"–ની એક નકલ મ્હેં ગાંધીને આપીને કહ્યું કે વાંચી જોજો. કાલે રાત્રે મળીશ તે વખતે હેનો બધો ઇતિહાસ કહીશ.

અમદાવાદ—તા. ૨૪–૧૦–૧૫ રવિવાર : ગાંધીએ મ્હને ફળાહાર કરાવ્યો–કેળાં ને દ્રાક્ષ ખાધાં.

'પ્રેમલજ્યોતિ' ગાંધીના ભત્રીજા મદનલાલને ગાતાં શીખવ્યું. આવડે તો આવડે. એ જુદી રીતે ગાય છે.

ગાંધી ઝાડની ડાળીના છેડાથી કાગળ પત્ર લખે છે એ વાત ખોટી છે–મ્હેં પૂછ્યાથી કહ્યું.

ફળ ઉપર પોતે ત્રણચાર વરસથી રહે છે–ને કહે છે તેથી શરીરનું કે મનનું કામ પૂર્વવત્ જ કરી સકે છે.

દયારામ ક્યહાં રહે છે ?–ગાંધીજીએ પૂછ્યું. મ્હેં કહ્યું હમારી જોડે. મુંબાઇ વગેરે કહિં જતા નથી. જાણ્યું તો કહે–ત્હારે મ્હારે આવવું પડશે. મ્હેં કહ્યું–તો તો હમને પણ લાભ થશે.

વડોદરા—તા. ૨૮–૧૦–૧૫ ગુરુવાર : નવ વાગ્યે સુમન્તભાઈને ઘેર હું ગયો. લલિત તો આવીને બેઠા જ હતા. વાતે વાતે લલિતે મ્હારે વિશે ફરિયાદો કરી–

(a) ત્હમે બહુ કડક લખો છો—ઉદા૦ જયા અને જયન્તના અવલોકનમાં ન્હાનાલાલના સંસ્કૃતના અજ્ઞાન વિશે—'સંસ્કૃત સુધારવાનો પ્રયત્ન' ઇ. વચનો છે.

(મ્હેં કહ્યું કે અજ્ઞાન કહેવાને બદલે આમ જ કહેવાય હેમાં કડક નથી.)

(b) 'વિલાસિકા'નું સખત અવલોકન લખ્યાને પરિણામે ખબરદારે બિચારાએ કવિતા લખવી છોડી દીધી અને વ્હેપારમાં પડ્યો!

(મ્હેં ઉત્તર આપ્યો—"વિલાસિકા"ના અવલોકનમાં મ્હેં દોષ બતાવ્યા છે ખરા પણ વખાણ પણ છેક છાપરે ચડાવ્યા જેવાં કર્યાં છે તે ભૂલી જાઓ છો. કેવળ વખાણ માગો તે વાજબી નહિ...ઇ.)

(c) સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાં મ્હેં નવા કવિવર્ગ ઉપર દોષારોપ મૂક્યા છે. તેથી લલિતને થાય છે કે હવે કવિતા લખવી બંધ કરૂં.

(મ્હેં કહ્યું—હેમાં મ્હારો દોષ નથી. કોઈ વ્યક્તિ ઉપર આક્ષેપ મ્હેં મૂક્યો નથી.)

લલિત જોડે ૭ વાગ્યે હું ઊઠ્યો. લલિતને ઘેર ગયો. હેણે મ્હારે માટે કોફી કરાવી. 'ભજન' (=ગમે તે ગીત) પોતાનાં બેએક સંભળાવ્યાં, "હું શી રીતે treat કરૂં? ભજન સંભળાવીને," એમ પોતે જ કહીને વગર માગ્યે ગાયું. મંજીરા વિના ગોઠ્યું નહિ એટલે તે છાજલી ઉપરથી લીધાં.

હેમની વહૂ મળી. નલિન બાબત દુઃખ કર્યું. સારી graceful રીતે તેમજ વિનીતતાથી બોલી વર્તી—તે સાથે સંકોચ વિના.

વાંદરે સુશીલાને મળવા આવેલી તેટલો જ પ્રસંગ પૂર્વનો હતો. ૭ વાગ્યાને શુમારે હું ઊઠ્યો.

વાંદરા—તા. ૨૬–૪–૧૬ બુધવાર : કાગળ લખ્યા "અનાર્ય" c/o Editor 'Vasant'. હેના ચર્ચાપત્રમાં breezy humour, powerful wit, learning ઇ. થી હું બહુ આકર્ષાયો છું

તેથી હેને મુબારકબાદી આપી. તથા તે ઉપરાંત રુબરુ મળવાની ઇચ્છા થઈ છે તે લખી. લખ્યું કે વાંદરાની નજીક રહેતાં હો તો મળવા આવશો! હાલ મ્હારાથી બ્હાર જવાતું નથી–માથાનું દરદ છે. (પણ તેથી ઘેર મળવાને અડચણ નથી.)

વાંદરા—તા. ૮-૧૧-૧૬ બુધવાર : તાર આવ્યો :

Kumar (Ahmedabad).

"Extremely sorry Kanta expired last night."

(સ્હવારે ક. ૮-૧૫ મિનિટે તાર કરેલો છે–નવ વાગ્યે મળ્યો.)

તાર કર્યો : ૧ કુમાર (અમદાવાદ).

"All extremely grieved. May God grant you strength."

વાંદરા—તા. ૨૯-૧૨-૧૬ શુક્રવાર : કાગળ લખ્યા :

આણંદશંકર (અમદાવાદ).

"Sky Lark"નું ભાષાન્તર કરવાની સૂચના 'વસન્ત'માં હેમણે મ્હને કરી છે તે વિશે લખ્યું :

"I really feal flattered by your sincere reference to me in re. "Sky Lark." But do you know the cost? You will once more be accused of undue partiality, want of critical faculty, and all the sins a man of letters is capable of. Besides, you have rendered my task the more risky, if I take up your kind suggestion. For the reading public, friendly and unfriendly, will expect more from me than they would have if I had attempted the thing without this suggestion of yours.

"Then again, you make light of other difficulties in my path in this matter. Subconsci-

-ously realizing them, I gave up the faint idea I had of translating "The Sky Lark," and, imbibing its spirit, presented only a faint echo of the idea in my poem "ઓ! ગિરિશિખર હું!" which forms part of the last poem but one in હૃદયવીણા ("પ્રકૃતિ-રહસ્ય અને માનવભાવ"). Evidently that does not satisfy you; and no wonder. Shelley's master-piece is beyond imitation; & I did not even attempt an imitation. The feelings inspired by "The Sky Lark" worked themselves as a સંસ્કાર in the new spontaneous creation "ઓ! ગિરિશિખર હું!"-which was born of my own experience.

"And this brings me to the second great difficulty in rendering "The Sky Lark" into Gujarati. I feel that in translating another poet's creation, one's soul must work objectively. If the original happens to be an objective work of art, the task is comparatively easy. But if the original is a subjective piece-& Shelley's "Sky Lark" is exquisitely and essentially subjective-the difficulty of working objectively is multiplied. One has to lose his own individuality into that of the original poet, and identify himself not only with his creation, but with his inner subjective self. He has to perform an objectively subjective function. . In doing this there is the danger of being unreal, or tame, or a total failure; and he is

naturally tested as a rival of the original artist,—which it is never the poor translator's ambition to be. So you see.

"And yet you have sown the seed. Naughty man that you are! You are like Dalpatram's fireworks man, મુલ્લાં સુલેમાનજી, likened to હનુમાનજી—who

ટેકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હેને નાચે આગ જે'ના રામજી જમાનજી."

વાંદરા—તા. ૩–૧–૧૭ બુધવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

Yes, "The Sky Lark" is difficult, I admit, *impossible to render into Gujarati*. And I *must* further confess I was feeling that all the while I was penning the lines throwing the task upon you. Yet the "હનુમાન" has a right to think that his mischief might succeed in freeing the imprisoned Muse.

So now you see why I asked you to read my articles carefully.

વાંદરા—તા. ૬–૧–૧૭ શનિવાર : શેલીનાં "Sky Lark" વિશેનું ભાષાન્તર આજ મ્હેં પૂરું કર્યું;—કે'વું થયું છે તે તો હવે બીજા કહી સકે. હું છેક અસંતુષ્ટ નથી; જરાક ખૂંચ રૂહે ખરી.

વાંદરા—તા. ૧૧–૧–૧૭ ગુરુવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

· પિંગળ છંદઃશાસ્ત્ર, કાવ્યમાળા અન્થની ભૂમિકા લખનારા શાસ્ત્રીઓ પૃ. ૪૪ મે યતિના પાંચ ભેદ બતાવે છે. અવસાય, વિચ્છેદ,

વિરતિ, યતિ, અને અણુયતિ. હાર્માના ૪ ભેદ 'ગીતિનું સ્વરૂપ' એ મ્હારા લેખમાં સૂચવેલા વિભાગને મળે છે. ભૂમિકા લખનારા શાસ્ત્રીઓએ આ ૫ ભેદ ક્યહાંથી લીધા હશે? જાણો છો ?.

વાંદરા—તા. ૨૫-૧-૧૭ ગુરુવાર : કાગળ લખ્યા : સંજાના (J. E.) (દેવલાલી).

જવાબ. સામળદાસ કૉલેજમાંથી ૧૦-૨૦ છં. મં. મગાવવાની જરૂર નથી. ઉપકાર માન્યો.

દિંડી 'ખા: લખ્યું કે હું પણ (તમારી પેઠે જ) હેના વાસ્તવિક નિયમો શા છે તે જાણતો નથી. મરાઠી પિંગળ પેદા કરવાનો પ્રયત્ન કરૂં છું, પરંતુ દિંડીનું tentative scansion આમ ગણું છું:—

दाल दाल दाल दाल दाल "गा"...गा

અહિં દાલ ને બદલે લદા બને, લયભંગ ના થતો હોય તે પ્રસંગે. આ પ્રમાણે માપ આ થયું:—

પાંચ ત્રિમાત્રિક ગણું + ૧ છ માત્રાનો પ્લુત + ૧ ત્રણ માત્રાનો પ્લુત.

આ રીતે ગણસંકર રોકાય. આ ધોરણે નીચેની મ્હારી પંક્તિયો પ્રથમ દર્શને દૂષિત જણાશે.

(૧) વિવિધ કુસુમે વર્સી વિવિધ ને અનુપ

(૨) બીજો માડી ભણ્યો પ્રેમ તે રસીલો

(૪) મીઠી ભગિની શું પ્રેમ તે ગુલાબ (કુસુમમાળા, પૃ. ૨૯)

અહિં બીજા તથા ત્રીજા ગણનો સંકર તે દૂષણનો ભાસ આપે છે. પરંતુ મ્હારી દલીલ એ છે કે, લયભંગ થતો નથી, કારણ કે પેટાતાલ પ્રસ્તુત ગુરુની બીજી માત્રા ઉપર સરળ રીતે પડે છે: મુખ્ય તાલ-૪ થી, ૧૦ મી, ૧૬ મી અને ૨૨ મી માત્રાઓ ઉપર છે -અને પેટાતાલ-૧ લી, ૪ થી (છે ?), ૭ મી, ૧૩ મી; ૧૯ મી ઉપર.

પરંતુ આ ઉપરાંત મ્હારું બળ બીજા પ્રકારના વૈકલ્પિક માપમાં છેઃ—

II दाल दादा दादा ल दाल गा...गा...

અહિં પણ दाल ને બદલે लदा થઈ સકે, યથાસંભવ).

અહિં બીજો પેટાતાલ બીજા दा ની બીજી માત્રા ઉપર છે (दाल दादा); આ કારણથી दा दा दा ના दाल दाल એમ વિભાગ શક્ય થઈ I નો અંતર્ભાવ II માં થઈ સકે છે.

આમ મ્હારી જ આભાસદૂષણવાળી પંક્તિયો આ માપથી રક્ષણ પામે છે. આ પ્રકારની પંક્તિયો લયભંગ નથી પામતી તે ઉપરાંત કર્નલ કીર્તિકરની દિંડીમાં આ માપને આધાર મળે છેઃ—

आर्यभूमीच्या उत्तरप्रदेशीं
क्षत्रियांच्या कुळिं दिव्यसूर्यवशी
चन्द्रकेतू जन्मला राजपुत्र,
तोचि कवनीं या चरिल करी सूत्र

કીર્તિકરની પંક્તિયોમાં અસ્વરિત શ્રુતિ ઉપર કઢંગા તાલનો દોષ આવે છે, ઉદા. जन्मला, ઉપરની ત્રીજી પં.માં; તેમ જ माय साध्वी सकळिकां सौख्यकारी.

પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે II વાળું માપ પ્રચરિત માપ જણાય છે. મ્હારી પં. એક કુ. મા. પૃ ૫૫ મે છે.

સિન્ધુ સરીખો ઘુઘાટ નવ કરંતી

ત્યહાં સરીખો એ છાપવાની ભૂલ્ય છે; સરીખા જોઇયે. પરંતુ II માપમાં લાવતાં સરીખી ઘુઘાટ એમ થઈ સકે.

મ્હને 'સાક્ષર' કહીને ગાળ ના દેશો—'બીજા સાક્ષરોમાં પણ એ દોષ છે'—એમ લખો છો; તેથી લખું છું.

'મણિલાલ દ્વિવેદી વગેરેની દિંડીઓમાં દોષ મ્હેં દીઠા છે—પણ તે જુદી તરેહના અને hopeless છે. મ્હારી કને પુસ્તકો નથી—નહિં તો ઉદાહરણ આપત.

આ દિંડીના પ્રશ્ન વિશે ચર્ચાપત્ર લખવું હોય તો લખજો. પણ હું ઉત્તર આપવાનું વચન નથી આપતો; પછી provoke થાઉં તો જુદી વાત.

માગિરોળ ફરદ્વારે પાછા જશો ? પાછા જતે મુંબાઈ થોડો વખત થોભવાના છો ? તો રૂબરૂ ચર્ચા આ બા૦ કરિયે.

વાંદરા—તા. ૩૦–૧–૧૭ મંગળવાર : કાગળ આવ્યો. D. G. Padhye ( Bombay ).

જવાબ. ગોડબોલે કૃત વૃત્તદર્પણ—એ મરાઠી prosodyનો ગ્રન્થ છે, બધા બુકસેલરોને ત્હાં મળે છે. દિંડી માટેનો ઉતારો હેમાંથી લખી મોકલ્યો છે :—

दिंडी छंद

दिंडीला चार चरण असतात, आणि चरणाच्या शेवटीं अनुप्रास किंवा यमक असतें। त्यांत तीं कोठें दोनदोन चरणांचीं सारखीं, कोठें चारी चरणांचीं सारखीं अशीं असतात. ह्या छंदास अक्षरांचा नियम नाहीं, वर्णे मात्रांचा नियम आहे. प्रत्येक चरणास एकोणीस मात्रा असतात आणि नवव्या मात्रेवर अवसान असतें म्हणून नऊ मात्रांचा एक व दहा मात्रांचा एक असे दोन भाग होतात. त्यांच्या मात्रांची रचना अशी असावी कीं, पहिल्या भागांत प्रथम तीन मात्रांचा एक गण, म्हणजे एक गुरु एक लघु; किंवा एक लघु, एक गुरु; किंवा तीन हि लघु असा असावा. दुसऱ्या भागांत पहिल्या प्रमाणें प्रथम तीन मात्रांचा गण, मग पुन्हा तसाच आणखी तीन मात्रांचा गण, व त्याच्या पुढें म्हणजे शेवटीं दोन गुरु असावे.

વાંદરા—તા. ૨–૨–૧૭ શુક્રવાર : કાગળ આવ્યો: J. E. Sanjana ( Hingoli ).

જવાબ. દિંડી બા. પોતે નિર્ણય ઉપર આવ્યા એ તે લખે છે.

રઘુનાથ પંડિત દિંડી રચનાર જૂનામાં જૂનામાંનો એ હેની રચના ઉપરથી નિર્ણય તારવ્યો છે. લખે છે—Secondly—I do

not look at the matter from your point of view—I mean the merely metrical. તેથી છેલ્લી ૬–૩ માત્રાના બે પ્લુતને બદલે બંને ગુરુ (બબ્બે માત્રાના જ) ગણે છે. પૂછે છે હિંડીમાં ત્હમે કયો તાલ ગણો છો? "I am practically an ignoramus so far as music is concerned."

મ્હારી scheme No. I fundamentally wrong છે એમ પોતે ધારે છે. (I speak subject to correction એમ લખે છે.) મ્હેં જે પંક્તિયો (કુ. મા. માંની) દૂષિત ગણાતી હશે માન્યું છે તે તો હેમને મન નિર્દોષ જ છે. અને "સિન્ધુ સરીખો ઘુઘાટ નવ કરંતી" એ દૂષિત ગણે છે.

વધારેમાં વધારે લઘુ અને ગુરુ હિંડીમાં આમ આવે:—

લલલ લલલલ લલ લલલ લલલ ગા ગા

ગાલ ગાગા ગા ગાલ ગાલ ગા ગા

possible permutations ઉમેરતાં scheme આમ પૂર્ણ થાય:—

લલલ લલ લલ લલ લલલ લલલ ગા ગા

ગાલ ગા ગા ગા ગાલ ગાલ ગા ગા

લગા ગા ગા ગા લગા લગા ગા ગા

મ્હારી scheme No. II સ્વીકારે છે. પણ હેમાં દાદાદાનો દાલ દાલમાં વિચ્છેદ કબૂલ નથી કરતા.

હેના ૬ લઘુ અથવા લલદાલલ અથવા દાલલદા સ્વીકારે છે.

કોઈપણ શિષ્ટ મરાઠી હિંડીમાં ૭મી તથા ૯મી માત્રા છુટી રાખેલી નહિં એમ નહિં જડે.

અર્થાત્ ૭મી તથા ૮મી માત્રા એકઠી ના આવવી જોઇયે, તેમ જ ૩જી તથા ૪થી, ૫મી તથા ૬ઠ્ઠી ને ૯મી તથા ૧૦મી માટે.

લદા લદા લદા લદા લદા દાદા

માં ૫મી તથા ૬ઠ્ઠી માત્રા એકઠી છે તેથી, અને

, દાલ દાલ દાલ, દાલ, દાલ, દાદા//

માં ૭મી ને ૮મી એકડી છે—તેથી અસ્વીકારે છે. "ત્હમારી હિંડીમાંની ઘણી પંક્તિયો આ બેમાંથી એકમાં આવે છે."

કર્નલ કીર્તિકરની "ઇન્દિરા" વાંચી નથી, પણ કહે છે મ્હેં લખ્યું છે ત્હેને હેમાંથી જરૂર પુષ્ટિ મળશે.

चन्द्रकेतु जन्मला—

माय साध्वी सकळिका—

એ બન્ને prosodially શુદ્ધ છે. metrically ગમે તેમ હોય—દમી માત્રાએ યતિ નથી એ દોષ છે.

રઘુનાથ પંડિતમાંથી નમૂનો આપે છે:—

कथा बोलूं है मधुर सुधाधारा

होय शृंगारा करुण रसाधारा

निषध राजा नल नाम भूप होता

× × सेनाचा पुत्र महा होता

शूर (?)

[ સંપાદકની નોંધ:—છેલ્લી પંક્તિનો પ્રથમ શબ્દ वीरसेनाचा હોય એ જલદી સમજાય તેવું છે.]

"But enough, I suppose, of this beating of the air."

પોતે માગશર તા. ૯મીએ જશે. એ મુંબાઈમાં ત્રણ ચાર દિવસ રોકાશે તો મ્હને જરૂર મળશે.

કર્નલ કીર્તિકર હિંડીના બંધારણ ને ઇતિહાસ ઉપર કાંઈ પ્રકાશ પાડશે? પૂછે છે. લખે છે:

"But I believe he is too unwell at present to be bothered with such questions about tweedle-dum & tweedledee. And I don't know how far

little experience I have had of him as examiner at the C. & M. Committee was not very heartening."

તા. ૫મીએ હિંગોળીથી ઉપડશી. મારે ૩ જીએ જવાબ લખેલો પ્હોંચશે (ત્યહાં).

કાગળ લખ્યા :—J. E. Sanjana (Hingoli)

જવાબ. ગોડબોલેના 'વૃત્તદર્પણ'માંથી ઉતારો ત્હમને મોકલ્યો છે—તે મ્હારી "દૂષિત" દિંડીનું રક્ષણ કરે છે.

"ગીતિનું સ્વરૂપ"—એ મ્હારો લેખ પૂરો થતાં સુધી ધીરજ રાખો. પછી જણાશે કે છન્દ અને તાલ વચ્ચે સંબન્ધ શો છે.

દિંડીમાં તાલ એકતાલ છે. બહુધા માત્રામેળ છંદમાં એકતાલ જ હોય છે.—અપવાદ છે—હરિગીતમાં દીપચંદી—ઝૂલણામાં ઝપતાલ ઇ. તાલ તાલ વચ્ચે લય આણી સંબન્ધ સધાય છે.

કર્નલ કીર્તિકર પ્રમાણ નથી જ. હેમને ગપ્પો મારવાની ટેવ છે—ને તે બહુ જ ખોટી ગપ્પો—મરાઠી ભાષાના અર્થમાં પણ તુકારામની બા૦માં ગપ્પો મારી હતી—મ્હને અનુભવ છે.

મુંબાઇ આવો ત્યહારે ખુશીથી આવજો. અગાઉથી ખબર—બને તો—આપજો.

વાંદરા—તા. ૧૨-૨-૧૭ સોમવાર : કાગળ લખ્યા : ન્હાનાલાલ દ. કવિ (રાજકોટ).

બહુ વખત ઉપર મ્હેં પત્ર લખ્યો હતો ત્હેનો ઉત્તર નથી તેથી પ્હોંચ્યો કે નહિં તે શંકા રહે છે. હેમાં પૂછ્યું'તું કે 'કલાપીનો વિરહ' એ કાવ્યના ઉપોદ્‌ઘાતમાં ત્હમે 'અનોખું' શબ્દ વાપર્યો છે—તે 'નોખું'નું રૂપાન્તર છે તે કોઈ ગ્રન્થ (પ્રાચીન, અર્વાચીન)માં જડે એમ છે? અથવા કાઠિયાવાડ કે અન્ય સ્થળે પ્રચારમાં છે? આ પૂછવાનો હેતુ પણ મ્હેં લખ્યો' તો—કે 'નોખું' ની વ્યુત્પત્તિ ઉપર "અનોખું" રૂપથી નવો અને સરસ પ્રકાશ પડે એમ છે, અને મ્હેં

મ્હારા Wilson Philological Lecturesમાં આ વાતનો ઉપયોગ કર્યો છે તો ત્હેને પુષ્ટિ મળે તો ઠીક. મારે મ્હને પ્રકાશ આપશો તો ઉપકાર થશે.

વાંદરા—તા. ૧૫–૨–૧૭ ગુરુવાર: આજે 'સાળૂ' નામે ટૂંકી વાર્તા તૈયાર કરી. આઠ ફુલસ્કેપ પૃષ્ઠો. હાજીમહમદને કાલે મોકલી દઈશ. અંગ્રેજી "કૃપાબાઈ" ના નમૂનાની છે. પણ જુદી જરાક;—અને ગુણમાં એટલી ઉત્તમ નથી. પણ ચાલશે.

વાંદરા—તા. ૧૬–૨–૧૭ શુક્રવાર: કાગળ લખ્યા: હાજી મહમદ (મુંબાઈ).

જવાબ. કાલે તૈયાર કરેલી ટૂંકી વાર્તા ("સાળૂ") મોકલી લખ્યું—જોડણી કાયમ રાખજો; final proofs મોકલજો.

મ્હારું નામ પ્રગટ ના કરશો. અને છબિ પણ નહિં—છબિ અને તખલ્લુસ—એ સાથે આવે તો વિચિત્ર થાય. ત્હમે એકવાર "ઓલ્યા જોશી"ને સંબન્ધે એમ કર્યું હતું. "સાળૂ"—ઠીક ન લાગે તો પાછી મોકલજો. મ્હેં નકલ રાખી નથી. સંભાળજો.

વાંદરા—તા. ૨૩–૨–૧૭ શુક્રવાર: સ્હવારે ૮–૪માં અંધેરી હું ગયો. ટ્રેનમાં Carlyle's Hero & Hero Worship વાંચતાં પૃ. ૫૮મે નીચેનાં વાક્યોએ મ્હારું ધ્યાન ખેંચ્યું:—

"From of old, a thousand thoughts, in his pilgrimings and wanderings, had been in this man (∴ Mohamed): What am I? What *is* this unfathomable Thing I live in, which men name Universe? What is Life! What is Death! What am I to believe! What am I to do! The grim rocks of Mount Hara, of Mount Sinai, the stern sandy solitudes answered not. The great Heaven rolling silent overhead, with its blueglancing

stars, answered not. There was no answer. The man's own soul, and what of God's inspiration dwelt there, had to answer!"

આ વાંચતાં જ 'કુસુમમાળા'વાળું 'અનુત્તર પ્રશ્ન' નામનું મ્હારૂં કાવ્ય યાદ આવ્યું:—

"આ અણુગણુ તારા નેન
ભર્યાં અદ્‌ભુત તેજે,
તે તેને કંઈ કારમી
દૃષ્ટિયે નિરખે જે,
ગમ્ભીર શી રજની
શ્યામ વિશ્વ લેતી વીંટી

× × ×

પૂછ્યો નહિં કોઈ જને
પ્રશ્ન પૂછું મુજને:—
અતિ ગૂઢ ભાવિનું રૂપ
બતાવીશ તું મુજને?

× × ×

ઘનઘોર રજનિ શામળી,
ચળકતી ચંદા ને
ગર્જંતા ઘેરા મેઘ,
સલૂણી સન્ધ્યા ને
લાવણ્યમયી વળી ઉષા,
ગિરિ નભ કોતરતા,—
સહુ સુણી પ્રશ્ન મુજ ઊંડો
મૌન ઊંડું ધરતાં

આ હૃદયમંથન પ્રશ્નનો
ન કો ઉત્તર વાળે;—
હા! કોણ એહનો
આહિં સંશય મુજ ટાળે!"

કાર્લાઇલનું વાક્ય જરાક ફેરવીશું :—"Man's own soul, & what of God's inspiration dwells there, has to answer!" મ્હારા કાવ્યમાં "ભાવિ"ને ઠેકાણે "વિશ્વ" "જીવન" વગેરે મૂકતાં મહદ્દ વિશેનું કાર્લાઇલનું વચન પ્રગટ થશે.

વાંદરા—તા. ૪–૬–૧૭ સોમવાર : ચન્દ્રશંકર આણંદશંકરને બપોરે મળી ગયા હતા; પાછા તરત આવ્યા—ને દુઃખમય ખબર લાવ્યા :–રણજિતરામ વાવાભાઈ બપોર પ્હેલાં જુહૂમાં દરિયામાં ન્હાતે ડુબી ગયા !–આ સાંભળતાં જ મ્હને તો ગજબ shock લાગ્યો–ને મ્હેં ઉપરનાં nerves બદલાઈ ગયાં ! પ્રભુ ! આ શું ! હાવો શાન્ત, સૌમ્ય, જવાન ગયો !–શી રીતે થયું તે બધી હકીકત જાણતા હતા તેટલી આણંદશંકરે કહી.–પણ હેમાં શું ! એ ઉપયોગી, સુજન, ગયો. સાહિત્ય પરિષદની બેઠક સુરતમાં વિજય પામી તે હેને જ લીધે હતું.

વાંદરા—તા. ૨૬–૭–૧૭ ગુરુવાર : "The Edge O'Beyond" એ નામનું નૉવેલ Gertrude Page નું હું વાંચતો હતો તે આજ પૂરું કર્યું. હેમાંથી બે ઉતારા નોંધું છું :—

(1) Life hurries us hither and thither.–Success and Misfortune alike spell unrest–to *live*, apart from merely existing we must needs *suffer*, for to whom much is given-much of life, joy, interest, achievement–of them much is expected, much just payment in pain and tears and weariness.

"Why?" we ask, "Why? Why!" And only in the hidden story of noble lives is the answer decipherable. Was it not in very truth their pain that fitted them to fill that exalted station to which the crowd may safely look up?"

( Chapter IX Ps: 75-6 ).

(2) Can it be otherwise than that the grief, which, in the grip of its own loss, can look at a star instead of a grave, and direct another's eyes thither–has conferred a benefit upon the Human Race?

( છેલ્લા પ્રકરણનું છેલ્લું વાક્ય )

( આ વાંચીને મ્હને થાય છે કે 'સ્મરણસંહિતા' દ્વારા મ્હેં જો આ પ્રકારની સેવા અલ્પાંશે પણ,–અજાણતાં જ–બજાવી હશે તો મ્હારું રુદન વ્યર્થ નહોતું. )

આ નોવેલમાં પાત્રાલેખન ઉત્તમ છે; હેતું moral કાંઈક વિલક્ષણ, પણ અન્તસ્તત્ત્વ સબળ છે.

વાંદરા—તા. ૨૧-૮-૧૭ મંગળવાર : કાગળ આવ્યા : દયાશંકર કવિ (મુંબાઈ)-કાર્ડ (સંસ્કૃતમાં અનુષ્ટુપ્‌માં લખ્યું છે):–

निर्गत्य भवता गेहाद् गत्वा च मुद्रिकालये ।
मध्याह्नोत्तरवेलायां मदीयं गृहमाविशम् ॥
मध्ये मार्गे प्रचण्डेन मार्तण्डेनातितापितः ।
अध्वभ्रमणखेदार्तः क्षुत्तृड्भ्यां व्याकुलीकृतः ॥
अशितुं यावदिच्छामि तावद् गात्राणि कंपयन् ॥
शाकोघोद्भवः क्लिष्टो ज्वर आप्त इव द्रुतम् ॥
अस्य दुर्दर्शनस्यैव विनाशायाहमन्वहम् ।

सुदर्शनधरं स्मृत्वा सेवेऽस्नातः सुदर्शनम् ॥
अन्यदप्यौषधं चाद्यि ज्वरस्तेन प्रजिष्यति ।
स्वास्थ्यस्यहं तस्मादाप्तमिश्राम्यसंशयम् ।
सर्वेदस्कम्पदेहेन मयेदं लिखितं दलम् ।।
क्षन्तव्यास्तत्र दोषांश्चेदार्तेस्य स्खलनं भवेत् ॥
धीमतां स्मरणं जातं ज्वरावेशवशस्य मे ।
कृतिरेषाप्यवस्थायां तस्यामेवाभवत् तदा ॥
कृतं मे कठिनं कर्म मृदुत्वीयं विहिता तनुः ।
येन तं नौमि धातारं वैपरीत्यविशारदम् ॥

भवत्कृपाभिलाषिणो दयाशंकरस्य प्रणतयः

[ સંપાદકની નોંધઃ અન્તિમ શ્લોકનો ભાવ રંજક છે: "જેણે મારું "કરમ કઠણ" કર્યું "અને કાયા સુંવાળી" કરી તે, વિપરીત ઘટનામાં કુશળ એવા, વિધાતાને સ્તવું છું."

વાંદરા—તા—૨૨-૮-૧૭ બુધવાર : કાગળ લખ્યા : ૨. દયાશંકર કવિ (મુંબાઈ)-કાર્ડ.

पत्रं ते पद्यबद्धं यन्माधुर्यस्यन्दिभिः पदैः ।
सानन्दं मां निरानन्दमकरोत्किं तदद्भुतम् ॥
यस्मिन् कार्ये नियुक्तस्त्वं सर्वथा तस्य सिद्धये ।
आफलप्राप्तियत्नेन विजयं लब्धवानसि ॥
तदा मित्रप्रयत्ने स्वमाक्रान्तो ज्वरशत्रुणा ।
द्विधाकार्यमत्तत्मे कारणं हर्षशोकयोः ॥
इदानीं जर्जरीकस्य ज्वरं शीघ्रं विनाशय ।
नहि सौम्यस्वभावानामीदृशी युज्यते दशा ॥

अद्य प्रातः श्रीमतो लल्लुभाईशर्मणः समागमोऽभवन्मे । भवदीयनिमित्त वार्तालापे प्रसक्ते तत्रभवता निवेदितमागामिरविवासरे प्रातःसमये स्वयमेव मम गृहमागमिष्यति तदा च भवता सह श्रीमाघाध्ययनविषये निर्णीतम।

भविष्यति इति ॥ अतो भवता रविवारदिने प्रातरवश्यमागन्तव्यमिति विज्ञापयामि ॥ अपि च नूनमेव ज्वरमुक्तत्वाच्छिथिलगात्रो भवान् न पद्भ्याम् मार्गक्रमणं कर्तुं शक्ष्यत्यतो रथमारुह्यागन्तव्यमिति प्रार्थयामि ॥ अत्र कुशलं तत्रास्तु । नरसिंहस्य नमस्कृतिः ॥

વાંદરા—તા. ૨૪-૮-૧૭ શુક્રવાર : કાગળ આવ્યા : ૪. દયાશંકર કવિ (મુંબાઇ)-કાર્ડ.

સંસ્કૃતમાં:—

निर्वर्ण्य भवतां पत्रमाह्लादमहमाप्नवम् ।
न चित्रं नरसिंहस्य प्रह्लादायैव सत्कृतिः ॥
यत्कृतिः खलु प्रह्लादमवनीगाग्रह्यऽभवत् ।
सा मे ज्वरविनाशाय शक्ता चेत्तत्र नाद्भुतम् ॥
वः पयोरनवद्यैश्च हृद्यैर्निर्जरवाङ्मयैः ।
असह्योऽपि प्रसह्योसौ ज्वरो मे जर्जरीकृतः ॥
रवौ प्रातरहं नूनमागमिष्याम्यसंशयम् ।
*वर्षत्यनुदिनमत्र, धाराभिर्धाराधरः ।
वसुंधरा सर्वत्र तोयमयी तेनाऽभवत् ॥
स्थातुं नो शक्नोमि भूतलवर्तिनि मद्गृहे ।
क्व यामि किमिह करोमि तदपि न जाने चिन्तयन् ॥*
नभस्पृशि महानीडे कुटी मे कोटरोपमा ।
नयामि दिवसांस्तत्र पक्षहीनोऽपि पक्षिवत् ॥

વાંદરા—તા. ૨૦-૯-૧૭ ગુરુવાર : કાગળ આવ્યા : ૫. કે. ઠાકોર (પૂના).

એ દહાડા ઉપર Vincent Smithનું Akbar નામનું પુસ્તક દીઠું. ત્હેમાં P. 72 એ ફુટ-નોટ, છે તે ઉતારી મોકલી છે:—

* સંપાદકની નોંધ:—
* આ *-*પંક્તિયો સોરઠાની છે.

"Sir George Grierson permits me to announce that he has discovered the etymology of the word 'Jauhar'. It is the Prakrit *jauhara* (Jain story of Bambhadatta in Jacobi. Ausgawahlte Erazhlungen in Maharashtri, p. s 1. 57) representing the Sanskrit जतुगृह the lac house of inflamable material (महा. भा. १. १४१-५१). The word should be jauhar, not johar. Forbes using the latter spelling marked it as of Persian origin."

મ્હને બ. ક. ઠા. પૂછે છે :—Can you refer to any of your links यमगृह दवँगृह जव्हर जौहर as to be actually found in any published or unpublished literature?"

વડોદરા—તા. ૨૪-૯-૧૭ સોમવાર : દસાડા દફતરમાં નહિં—એ કહેવતનો ચન્દ્રશંકરે ખોટો ઉપયોગ કર્યો હતો (હિન્દુસ્તાનને empire માં ગણતા નહિ તે પ્રસંગમાં) તે ભૂલ્ય બતાવી. દસાડા તો ઉલટું દફતરમાં નોંધાઇ સ્વતન્ત્ર સ્થિતિ ખોઈ એઠું-એમ મૂર્ખાઈ હતી.

વાંદરા—તા૦ ૨૬-૯-૧૭ બુધવાર : કાગળ લખ્યા ચમનલાલ દલાલ (વડોદરા.)

બ્રંભદત્ત—ની જૈન વાર્તા Jacobi વાળી છાપેલી તેમ જ ms. મૂળ પેદા કરી આપવાનું પૂછ્યું : હેની રમ્યાસાલ શી હશે ! પૂછ્યું. કારણ લખ્યું. હેમાં जउहर શબ્દ છે તે Grierson जतुगृह ઉપરથી કાઢે છે તે સં. અન્વેષણ કરવું છે.

વાંદરા—તા૦ ૩૦-૯-૧૭ રવિવાર : કાગળ આવ્યા. ચમનલાલ ડા. દલાલ (વડોદરા.)

જવાબ. Jacobi ની અસલ 'બ્રંભદત્ત' વાર્તા વડોદરા લાયબ્રેરીમાં નથી. અંગ્રેજી ભાષાન્તર છે. અસલ R. A. S. માં

મળશે. મૂળ પ્રાકૃત text ક્યહાંથી Jacobiએ લીધું તે ખબર નથી. પણ જૂની જૈન ટીકાઓમાં ને પુસ્તકોમાં એ વાતો આવે છે. "उत्तराध्ययन निर्युक्ति"—નામના અતિ પ્રાચીન પુસ્તકમાં जउघर શબ્દ છે. गृह નું हर થયાના દાખલા કેટલાક આપે છે. (પણ મ્હારે તે જાણવાનું હતું જ નહિ. મ્હારે जतु કે यम તે તપાસવાનું છે) લખે છે जमहर–यमगृह (તે તો મ્હેં લખ્યું જ હતું!)

વાંદરા—તા.-૭-૧૦-૧૭ રવિવાર : ગેઇટી થિયેટરમાં હમે વખતસર પ્હોંચ્યા-'મધુબંસરી'—વિભાકરનું નાટક જોવા—દશ મિનિટ વ્હેલાં.

પ્રથમ અંક પૂરો થતામાં આણંદશંકરને તેમ જ મ્હને નાટક માટે તેમ જ અભિનય માટે સારો અભિપ્રાય થયો. રંગભૂમિને ઊંચી કક્ષામાં મૂકવાનો પ્રયાસ સુશિક્ષિત નાટ્યલેખકોને હાથે થવો જોઇયે–તે માટે આ સારો ક્રમ જણાયો. વિષયની ભાવના તથા દર્શન ઠીક લાગ્યાં. સંસ્કારી કક્ષા ઉપર ચઢવાનું જણાયું. જેશંકર બંસરીબાલા તરીકે અભિનય સારો કરતો હતો. (બાપુલાલ મધુસૂદન તરીકે પણ સારો હતો). જેશંકરનું over-acting ઓછું થઇ ગયું છે–અને ગાયનમાં અસલ કરતાં વિશેષ ચઢ્યો છે; તાનમાં ફાલતુપણું નથી. સમતોલ, સુશ્લિષ્ટ, રસિક તાનયોજના આણે છે. કંઠનું માધુર્ય પણ સાચવી રાખ્યું છે.

અંક પૂરો થતે, વિભાકર મળ્યા. આણંદશંકરે તથા મ્હેં બંનેએ હેમને મુબારકબાદી આપી. વિભાકર મ્હને કહે :—"બાપુલાલ હમને તથા આણંદશંકરભાઇને અંદર મળવાને બોલાવે છે." ઉત્તમલાલ તરફ આંગળી આણંદશંકરે કરી એટલે હેમને પણ લીધા. હમે ચારે Stage ની wingમાં (બ્હારથી) ગયા. હમને બેઠકો આપી. બાપુલાલને તથા જેશંકરને હમે ખરાં વખાણ કરીને કહ્યું. વિભાકરને મ્હેં કહ્યું, "હું આવ્યો હતો નિન્દા કરવા માટે, પણ હવે સ્તુતિ કરું છું." હમને દૂધ પીવાને બાપુલાલે ધર્યું. હમે ઉપકાર-

સાથે ના કહી. પછી બીજો અંક શરૂ થતે પાછા હમે ગયા. જોવાને બેઠા. પણ હું અને સુશીલા તો થોડુંક જોવાનું ખોઈને V. Terminusની રિફ્રેશમેંટ રૂમમાં જઈને ચ્હા કેક ખાઈ પી તાજાં થઈને આવ્યાં, ને જોવાને બેઠાં.

બીજા તથા ત્રીજા અંકના દર્શનથી તો હમને-આણંદશંકરને તેમ જ મ્હને-અસંતોષ થયો. નાટકમાં વસ્તુયોજનામાં thinness લાગી; ભાવનાનું પ્રસ્ફોટન અપૂર્ણ લાગ્યું; નાટક ભજવવામાં પણ કેટલાક અનિષ્ટ પ્રકારો જણાયા. આણંદશંકરને મ્હેં કહ્યું:— "આપણને આરમ્ભમાં ચઢેલો નિશો ઊતરી ગયો!" તો કહે-"હા."

વાંદરા—તા. ૨૭-૧૧-૧૭ મંગળવાર : હરસિદ્ધભાઈને મળવા માટે ૭-૧૫ A. M. માં મુંબાઈ જવા માટે સ્ટેશન ઉપર હું ગયો. ત્હાં ચંદા મળી. હેણે કહ્યું-"સારજંટરાવ ગુજરી ગયા!"

હું તો shock પામ્યો. હરસિદ્ધભાઈને મળવા જવાનું માંડી વાળ્યું. પાછો ફર્યો. ખાંડવાળાને ઘેર ગયો.

પછી હું ઘેર ગયો. ગાડી મગાવી ને મ્હારાથી ચલાશે નહિં એમ લાગ્યું.-બિચારો આખર ગુજરી જ ગયો!-પ્રભુ હેના આત્માને શાન્તિ આપો!

સુશીલા વગેરેને વાત કહી. બધાં દિલગીર થયાં.

વાંદરા—તા. ૧૩-૩-૧૮ બુધવાર : ચિઠ્ઠી આવી : કન્હૈયાલાલ મુનશી (મુંબાઈ).

રા. રા. નરસિંહરાવભાઈની સેવામાં. મી. નેત્રમણિલાલ મ્હારી પાસે વાર્તાઓની ફાઇલ તમ્હારે માટે લેવા આવ્યા છે. Gullotine પર ચ્હડતા કેદીના જેવી મ્હને કંપારી થાય એ સ્વાભાવિક છે.

'વેરની વસુલાત' ગુજરાતી ભેટ પુસ્તકરૂપે છપાવા માંડી છે. "કોનો વાંક" કચરો છે. ફરીથી લખવાની મ્હારી ઇચ્છા છે.

એજ લિ.

(સહી) કનુ મુનશીના પ્રણામ. તા.—૧૨-૩-૧૮

વાંદરા—તા. ૨૧-૩-૧૮ ગુરુવાર.

બપોર પછી ૨-૫ P. M. એ હું મુંબાઈ ગયો. ઉત્તમલાલને ઘેર ગયો. ઉત્તમલાલ હતા. થોડીવારે આણંદશંકર (ઘરમાંથી જ) આવ્યા. આણંદશંકર બહુ લેવાયા લાગે છે. અમદાવાદમાં મિલોના વણકરો અને મિલમાલેકોના ટંટામાં અગિયાર વાગ્યા સુધી રાત્રે રોકાવું પડતું હતું; તે પણ શ્રમ નડ્યો છે. ગાંધી વણકરો તરફથી વચમાં પડેલા તે બધી વાત સવિસ્તર આણંદશંકરે કહી. ગાંધીએ ત્રણ દિવસ ઉપવાસ કર્યા. આણંદશંકરે પંચ થવાને કબૂલ કર્યું તે પણ અંબાલાલે બહુ જ વિનવીને કહ્યું અને કહ્યું કે નહિં તો તૂટી જશે—બીજું શેઠિયાઓને તો ત્હમે ના કહેશો એ ભાવતું થશે;—વગેરે કહ્યું તેથી કબૂલ કર્યું.

ગાંધીના ઉપવાસનો ખરો ઇતિહાસ જોતાં હેના કૃત્ય ઉપર કાંઇક જુદો પ્રકાશ પડે છે. આણંદશંકરે તે કહ્યો. રોજ વણકરોની સંખ્યા ૫૦૦૦ કે ૧૦૦૦૦ ની મળતી અને પ્રતિજ્ઞા રોજ લેવાતી (કે કામ પર જવું નહિં). એક દહાડે માત્ર ૬૦૦ જણ જ એકઠા થયા. ગાંધીજીએ પૂછ્યું. આટલા જ આજ કેમ ? લોકો કહે–આજ જુમ્મા છે તેથી. ગાંધી કહે–હેવા જુમ્મા તો બહુ ગયા; આજ જ આમ કેમ !–એટલે એક જણે કહ્યું "બધા કહે છે કે ગાંધીજીને શું ? એ તો મોટરમાં બેસીને જાય છે આવે છે–ખાય છે પીએ છે. ભૂખે તો હમે મરિયે છિયે."–આ ઉપરથી ગાંધીએ પ્રતિજ્ઞા લીધી કે મ્હારે પણ ખાવું નહિં.

× × ×

ગાંધીને આણંદશંકરે કહ્યું–"ત્હમે આ ન્હાનાં ન્હાનાં કામોમાં શું કામ પડો છો !–ગોખલેની પેઠે મ્હોટી ભાવનાઓ પ્રવર્તાવવાંમાં પડો ને ! ત્હમે રાષ્ટ્રિય કેળવણીનું માથે લીધેલું છે–તો તે ભાવના આખા હિન્દુસ્તાનમાં પ્રવર્તાવવાને મથો, ઠેર, ઠેર, ત્હેની શાળાઓ

રચપાવવા મથો વગેરે કરો તો શું ? ત્હમારી કને હમે હેવાં મ્હોટાં કામોની આશા રાખિયે."

ગાંધી ક્ષણવાર વિચાર કરીને બોલ્યાઃ—

"આણંદશંકર ! ત્હમે કહો છો તે ખરું છે; પણ મ્હારામાં એ શક્તિ નથી."

આણંદશંકર ચૂપ રહ્યા.

વાંદરા—તા૦ ૨૯-૬-૧૮ શનિવાર : કેશવલાલ ધ્રુવે પોતાના "સાચું સ્વપ્ન" નાટકમાં પૃષ્ઠ ૫૫-૫૬ મે ફુટનોટ ૩ માં લખ્યું છે કે :—

"એક વિદ્વાન્ એ કોણનો અર્થ वीणावादने धनुराकृतिः काष्ठविशेषः, બીજો fiddle-stick, અને ત્રીજો bow કહે છે. પરંતુ એ ત્રણમાંથી ( એ ત્રણ જુદાં જુદાં છે ? ત્રણે એક જ—જો કેશવલાલભાઇ નથી સમઝી સકયા, એકે વીણા વગાડવાનું ઉપકરણ ન હતું. એ તો वंशशलाका એટલે વાંસની શળીએ વગાડાતી. ત્હેને कलिका અને कूणिका પણ કહેતા; જુઓ अभिधानचिन्तामणि ૨।૨૦૪॥ कोण શબ્દ વીણા વગાડવાની વાંસની શળી માટે તેમજ બીજાં વાદ્યો વગાડવાના ગજ વગેરે સાધનને માટે વપરાતો હતો; જુઓ अमरकोश ૧।૬।૬-અને તે ઉપર ક્ષીરસ્વામીની ટીકા. वंशशलाकाની જગા હાલ પાંચસે વરસ થયાં તારની નખીએ લીધી છે ! "

આ વિશે મ્હને શંકા છે કે વંશશલાકા વડે વીણા વગાડાતી હતી—તે ખરું હશે કે કેમ,—તેથી अ. चि. વગેરે જોઇ ખાતરી કરવાની ઇચ્છા હતી. તનસુખભાઈ કનેથી પુસ્તકો લઇ જોયું. નીચે પ્રમાણે સ્થિતિ છે :—

मूले वंशशलाका स्यात् कलिका कूणिकाऽपि च (अ. चि.)

આ ઉપર હેમચન્દ્રની પોતાની જ કરેલી ટીકા;—

वीणाया मूले कलयति तन्त्रीं कलिका ॥ १ ॥

कूणयते तन्त्रीं कूणिका ॥ २ ॥ २०५

( અહિં कूणयते શબ્દથી તો વગાડવાનો અર્થ બેસશે, પણ कलयतिનો અર્થ તો 'બાંધે છે' 'સ્થિર કરે છે' કે હેવો જ થશે; તો ત્હેના સાહચર્ય જોડે कूण નો અર્થ હેને અનુકૂળ થવો જોઇયે. આપ્ટે વગેરે Peg of a lute એમ જ આપે છે, ત્હેનું શું ? )

कोणो वीणादि वादनम् । अमर તે ઉપર ક્ષીરસ્વામી:–कुणत्यनेन कोणो वादनकाष्ठम् ढक्काद्युपयोगि । कुण् शब्दे । शततन्त्रीरप्यनेन वाद्यते अत एव कोणो वादित्रवादनमित्याहुः ॥

( અહિં कोण ગમે તે હો પણ "વાંસની શળી" વગાડવાની એમ તો છે જ નહિં–છતાં શળી તથા ગજ બે અર્થ છે એમ કેશવલાલભાઇ શા આધારે કૂહેતા હશે ? )

ક્ષીરસ્વામી પ્રમાણે તો ઢક્કા વગેરે વગાડવાનો ડાંડિયો તે कोण અને શતતન્ત્રી પણ વગાડાય હેના વડે–માટે वादित्रवादनम् (હેમણે પાઠ वादित्र સ્વીકાર્યો હશે ! वीणादि નહિં સ્વીકાર્યો હોય ?) દિલરૂબા જેવી વીણા कोणथी વગાડાતી હશે–તેથી વીણા કહ્યું હોય.

પાછળથી વિચાર આવ્યો કે–ભમરીએ તાર બાંધ્યાથી તારમાં વાગવાની યોગ્યતા આવે માટે कूणयति ( कूण्यते अनया–એમ કહ્યું હોત તો વગાડવાનું સાધન–એમ થાત. )

આણ દશંકરનું કાલે આ વાત તરફ ધ્યાન ખેંચીશ.

૨૯–૬–૧૮ : આજ ખાતરીવાળો વિચાર આવ્યો. मूले એમ છે. વીણાના મૂલમાં–એટલે તો मूले स्थिता અથવા स्थापिता એમ જ થાય; અર્થાત્ તે સ્થળે આવેલું વીણાનું અંગ, ઉપાંગ; પણ ગજ જેવું કે નખી જેવું બાહ્ય ઉપકરણ તો નહિં જ.

પિંગલ છન્દ : શાસ્ત્ર–નિ. સા. પાછું માગીને લીધું. હેમાં જોવાનું એ હેતું કે દયાશંકર કવિ કનેથી કલકત્તાની (જીવાનન્દની).

edtion માં ૪ થા અધ્યાય અને ૫ મા અધ્યાયની વચ્ચે પિંગલે કહેલા માત્રાગણનું પ્રકરણ, ત્હેમાં દોહા ઇત્યાદિ પ્રાકૃત છન્દોનાં વર્ણન, ક્ષેપક હોવાનો વ્હેમ મ્હારો ખરો પડ્યો.

વાંદરા—તા. ૭-૭-૧૮ રવિવાર: મ્હારાં lectures ના revision માં બુદ્ધિયુક્ત મદદ મેળવવા માટે રામભાઇને પૂછવાનું ઠરાવ્યું છે સુશીલાએ તથા મ્હેં. હું મુદ્રિકાને ઘેર ગયો. રામભાઇ માટે પૂછ્યું. રામભાઈ આવ્યા. હેમને વાત કરી ( રજીસ્ટ્રારનો પત્ર પ્રથમ બતાવીને). હેમણે ખુશીથી હા કહી.

વાંદરા—તા. ૬-૮-૧૮ મંગળવાર : કાગળ આવ્યા: આણંદશંકર "પ્રતિજ્ઞાયૌગંધરાયણ" માંથી નીચેનો શ્લોક આપે છેઃ —

श्रुतिसुखमधुरा स्वभावरक्ता करजमुखोल्लिखिता प्रघृष्टतन्त्री ।
ऋषिवचनगतेव मन्त्रविद्या गजहृदयानि बलाद्वशीकरोति ॥

લખે છે-કેશવલાલ ધ્રુવે "સાચું સ્વપ્ન"માં નોટમાં પ્રશ્ન ઉઠાવ્યો છે (વીણા તો વાંસની શળીથી વગાડાતી હતી. ઈ. ઈ.) તે ઉપર આ શ્લોક પ્રકાશ પાડે છે (પંક્તિ ૨ ની ઉપર ચિહ્ન હેમણે મૂક્યું છે).

પણ કેશવલાલે અભિધાનચિન્તામણિનો આધાર બતાવ્યો છે–તો તે અ. ચિં. નો ઉતારો આણંદશંકરને જોવો છે-પૂછે છે-ત્હમારી કને છે? હોય તો મોકલો.

વાંદરા—તા. ૭-૮-૧૮ બુધવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

જવાબ ગઈ કાલ્યના કા. નો. अभिधानचिन्तामणिमांનો ઉતારો લખી-તે ઉપર મ્હારી remarks લખી નોંધ તૈયાર કરીને બીડી:

मूले वशशलाका–એમ છે-તે ઉપરથી સ્પષ્ટ છે કે વીણાના અંગ કે ઉપાંગની વાત છે-ઉપકરણની નથી. मूल=top કે bottom તે જૂદી વાત રહેશે; bottom હશે તો ઘોડી કે હેવું કાંઈ હોય; પણ વગાડવાની શળી તો નહિં જ. प्रतिज्ञायोगन्धरायण માંનો શ્લોક ત્હમને

જડ્યો છે તે સારો પ્રકાશ પાડે છે. આંગળીના નખથી વીણા વગાડાતી હતી–એ સ્પષ્ટ થાય છે.

कोण પણ વપરાતો હશે–દિલરૂબા સારંગી વગેરે જેવાં વાદ્ય હશે. તે પ્રસંગે वीणानो અર્થ શિથિલ કરી વ્યાપક કરવો પડશે.

વાંદરા—તા. ૧૩–૮–૧૮ મંગળવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

विवर्तलीला પ્રથમ instalment 'વસન્ત' માટે મોકલ્યો.

વાંદરા—તા. ૧૫–૮–૧૮ ગુરુવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

विवर्तलीला માટે ઉપકાર લખે છે:

"It will be a very interesting serial and I wish you carry it on with all your zeal and make it embrace all the fields of your thought and experience. The Vasant, as it is, is often very dull and any article like this can relieve the monotomy."

વાંદરા—તા. ૭–૧૦–૧૮ સોમવાર : ૭–૫૪ A. M. માં સાન્ટાક્રુઝ હું ગયો. કનૈયાલાલ મુનશી ટ્રેનમાં હતા–મુંબાઈથી. સમાચાર પૂછ્યા–હાલ બધાં ઠીક છે. હજી છોકરી ગઈ કાલથી જ કંઈક ભયમાંથી મુક્ત છે. Suburbs માં બંગલો શોધે છે.–તે માટે અત્યારે સાન્ટાક્રુઝ જાય છે.

વાંદરા—તા. ૧૯–૧૧–૧૮ મંગળવાર : કાગળ આવ્યા : નર્મદાશંકર દે. મ્હેતા, (અમદાવાદ)

'સ્મરણસંહિતા' પ્હોંચી–તે માટે ઉપકાર માને છે–લખે છે :–

"આપનું સર્વાંગમધુર ખંડકાવ્ય હું આજરોજ અવલોકી ગયો છું. આપના "બે બોલ"માં આપે કહ્યું છે કે કોઈને પણ આ ખંડકાવ્યથી આશ્વાસન મળશે તો આપનો પ્રયત્ન સાર્થક થશે

ગણાશે. આપની શુદ્ધ વાસના મ્હારા જેવા મન્દાધિકારી પણ 'સમાનધર્મી' હૃદયમાં ચરિતાર્થ થયેલી જાણી આપને સંતોષ થશે."

"તત્ત્વદર્શન"નો પ્રકાશ પ્રખર સૂર્યના તાપ જેવો છે; કવિજનનું કાન્ત દર્શન પ્રશાન્ત ઉષઃકાળ જેવું છે. તેથી જ મંત્રદષ્ટાઓ (Sic દ્રષ્ટાઓ) પરમાત્માને 'કવિ' શબ્દથી વર્ણવે છે. મનુષ્યયોનિના કવિયો તે પરમાત્માના દિવ્ય પ્રતીકો છે.

"માનવહૃદયનાં ગૂંચાયેલાં વાસનામય કોકડાંઓ–હૃદયગ્રન્થિઓ –'અઘટિતઘટનાપટીયસી' માયાનો આશ્રય લેવાથી ઉકેલાતાં નથી, બલ્કે તેનાથી તો કોકડાં છોડી દેવાય અથવા કાપીને તાંતણા છૂટા પડાય. ત્હેનાથી સુન્દર છન્દોમય વસ્ત્ર વણાય નહિ. સુન્દર આત્માના સ્વરૂપને શોભે ત્હેવી છંદોમય કૃતિ તો 'ઘટિતઘટના' યોગ કરાવનાર કવિજન જ કરી શકે છે.

"વિચારકનું તત્ત્વદર્શન પ્રબળ હોય, પણ સઘળાને તે પ્રમાનો ઉદય થાય ત્હેવાં દિવ્યચક્ષુ હોતાં નથી. તેવા મધ્યમાધિકારીઓને તો અવિસંવાદી ભ્રમરૂપ કવિનું દર્શન ઘણું ઉપયોગી અને પ્રમાપક્ષપાતી હોય છે, અને તેથી કાવ્યદ્વારથી જ કેટલાકને અધ્યાત્મપ્રમા પ્રકટે છે.

વાંદરા—તા. ૧–૧૨–૧૮ રવિવાર : "વીસમીસદી"ના નોવ્હેમ્બરના અંકમાં 'ગોવાલણી' નામની વાર્તા 'મલયાનિલ'ની લખેલી સારી છે એમ પરસદે તેમ જ કૃષ્ણલાલ ઝવેરીએ કહેલું–તેથી આજ જરાક જોવા બેઠો. તરત મ્હને લાગ્યું કે આ તો બંકિમચંદ્ર ચેટરજીની એક વાર્તા ઉપરથી તો નહિ હોય! લગભગ ૯૯ ટકા ખાતરી જેવું લાગ્યું.–કૃષ્ણલાલ કનેથી બંકિમના કેટલાક ગદ્ય લેખોના ગુજરાતી ભાષાંતરનું પુસ્તક કેટલાક વખત ઉપર આણ્યું હતું.

'બંકિમનિબંધમાળા' માંહિં,'પ્રસન્ન ગોવલણ'ને વખતોવખત ઉદ્દેશ કરેલા જણાયા–પણ મ્હને ભાસ હતો ત્હેવી વાર્તા ના જણાઈ –નિબંધ પણ નહિં–છતાં નિરાંતે જોવા માટે ઘેર લઈ આવ્યો.

વાંદરા—તા. ૧૪-૩-૧૯ શનિવાર.

ટ્રેનમાં આણંદશંકરને સરસ્વતીચંદ્ર ભાગ ૪ માંની બે બાબતો બતાવી :—

(1) પૃ. ૨૬૩ મે श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातम् ઇ. શ્લોક (મેઘદૂતનો છે-છતાં) ફુટનોટમાં 'માલતીમાધવ' એમ છે.

(2) અંતભાગમાં પૃ. ૮૫૧ મે

जयति तेऽधिकं जन्मना जगत्
श्रयत इन्दिरा शश्वदत्र वै ।
दयित दृश्यतां दिक्षु तावका-
स्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥

મૂળમાં व्रजः છે તે જાણીને ફેરવ્યું છે जगत्.

એ ગોપિકાગીતમાંથી શ્લોક છે-ને અર્થ ફુટનોટમાં આપ્યો છે. ત્હેમાં-"ત્હારાં આશ્રિતજન બધી દિશાઓમાં તરવરે છે તે જો" એમ છે. ત્યાં ખાઇ ગયા-ને "ત્હને સોધે છે" એ અર્થનો અનર્થ. આણંદશંકર આશ્ચર્ય પામ્યા.

વાંદરા—તા. ૩-૮-૧૯ રવિવાર : કાગળ આવ્યા. Erach Tarapore (Calcutta)

Captn-R. L. Turner of the 2/3 Gurkha Rifles હેમનો મિત્ર કેમ્બ્રિજ વખતથી છે હેનો અભ્યાસવિષય સંસ્કૃત અને Philology હતો અને ગુજરાતીનો અભ્યાસ પૂર્ણપણે કરવાની ઇચ્છા છે. Wilson Phil. Lectures ગુજરાતી વિશે આપવાનું હેને મૂળ સોંપ્યુ હતું પણ લઢાઈમાં જવું પડ્યાથી છોડવું પડ્યું હતું. He is a keen student and well equipped with modern philological methods. He wants to consult you about his work in Gujarati.

પાછો ઈંગ્લંડ જવાનો છે-પણ-મુંબાઈમાં થોડા અઠવાડિયાં રોકાવું પડ્યું છે. He will write to you for an appoint-

ment to meet. હેને મદદ કરશો. He is in search for some Guj. Scholar who could give him information about the older stages of Gujarati and I could think of you alone."

વાંદરા—તા. ૫-૮-૧૯ મંગળવાર : કાગળ આવ્યા. Capt'n R. L. Turner (Bombay).

પ્રો. તારાપોરવાળાએ મ્હને કા. લખેલો તે વાતને ઉદ્દેશીને લખે છે–He has written to you to ask if you would be kind enough to allow me to call on you." પણ એ બા૦ હેને કા૦ મળ્યો તેજ વખતે હેને Egypt જવાનો હુકમ આવ્યો અને આજ (તા. ૫ મીએ) શિપડી પણ ગયો હશે. પણ લખે છે—

"I trust however that I may be permitted *to call on you when I return to India next year.*"

વાંદરા—તા. ૧૨-૮-૧૯ મંગળવાર : રામભાઈને વાત મ્હેં કરી કે આણંદશંકરે Elph. college ની જગા સ્વીકારી છે. એ ખુશ થયા. "ભાંડારકર પછી બીજે નંબરે કોણ?" રામભાઈએ પૂછ્યું. મ્હેં કહ્યું–"આણંદશંકર જ." રામભાઈએ પણ એ જ મત મનમાં હોઈને જ પૂછ્યું હતું.

વાંદરા—તા. ૧૪-૮-૧૯ ગુરુવાર : કાગળ આવ્યા : આણંદશંકર (અમદાવાદ).

લલ્લુભાઈએ હેમના ઉપર લખેલો કાગળ (બનારસ યુનિ. ની કૉલેજના પ્રિન્સિપાલની જગા લેવા માટે આગ્રહનો) વાંચવા બીડયો છે. ૨૦ મીએ રૂબરૂ પાછો આપવાનું લખ્યું છે—

"As the matter was urgent, I had to make up my mind yesterday and so I had to act

before I received your reply. But I had the benefit of Virubhai's opinion which in the matter of the conclusion agrees with yours. (Please convey my thanks to Dayarambhai for his advice which I value a great deal.) As you have not stated your premises I do not know whether they are the same as Virubhai's."

"Now, I will tell you what I have done. I have agreed to accept the offer on certain conditions. The appeal which Lallubhai and Gandhiji made to me was so strong that it was impossible to resist it. Uttamlal supported them with a telegram in which he said : " The *call* must be obeyed without hesitation." Moreover you know that I have always been a great dreamer in the matter of the potentialities of the Hindu University.'

વાંદરા—તા. ૨૪-૮-૧૯ રવિવાર : આણંદશંકરે બનારસ યુનિ. માટે લખ્યું છે કે માત્ર માલવિયાના casting vote થી આણંદશંકરની પસંદગી થાય એ સ્વીકારાશે નહિં; તેમજ governing body માં સર્વાનુમતે પસંદગી થાય તો કબુલ કરશે ઇ. ઇ.

વાંદરા—તા. ૩૦-૮-૧૯ શનિવાર : કાગળ આવ્યા : મોહનદાસ ક. ગાંધી (મુંબાઇ).

"નવજીવન" સાપ્તાહિક બની હેમના હાથ નીચે નીકળશે. પ્રથમ અંક માટે ઘણો ટુંકો લેખ બુધવાર પ્હેલાં મળે એમ માગે છે.

વાંદરા—તા. ૧૨-૯-૧૯ શુક્રવાર : કાગળ લખ્યા : બ. ક. ઠાકોર (પૂના).

*Oriental Conf.* ના સેક્રે.ના કાગળનો ઉદ્દેશ કરીને પૂછ્યું કે ત્હમે ગુજ. વ. સો. વગેરે સંસ્થાઓ સંબન્ધી એકાદ note કૉન્ફરન્સ માટે તૈયાર કરશો ?–તો હું ત્હેમને તે કા.નો જવાબ લખું. મ્હેં એક paper મોકલ્યો છે–ને હાલ Philg. Lectures છપાવવામાં તથા M. A. Lectures આપવા તૈયાર કરવામાં તદ્દન બીજો વખત રહે એમ નથી.

મ્હારું University lecture પૂરૂં થયું.–પછી એક ભાઈ કહે નરસિંહમાં ચો ચી પ્રત્યય (વઠીનો છે) તે ત્હમે કહ્યું કે પ્રાકૃતમાં મૂળ હોઈ, પછી મરાઠીમાં છેવટ સુધી રહ્યો ને ગુજરાતીમાં થોડા પ્રદેશમાં ને થોડા સમયમાં રહી પછી નાબૂદ થયો. પરંતુ એમ પણ કહેવાય છે કે નરસિંહના ગુરુ કોઈ દક્ષણી હતા. તેથી મરાઠી ચા પ્રત્યય પેઠો.–મ્હેં કહ્યું–ત્હમે એમ માનવાને મુખત્યાર છો. તો કહે : "Your view is more historical and thoughtful." —મ્હેં કહ્યું—'Well yours is mythological."

**વાંદરા**—તા. ૧૫–૯–૧૯ સોમવાર : કાગળ આવ્યા— બ. ક. ઠાકોર (પૂના) કાર્ડ.

"કૃપાપત્ર.

Oriental Conference માં વિષય તરીકે ગુજરાતી, પ્રાકૃત અને સંસ્કૃત વિશે આજ સુધીના અભ્યાસનાં જે કંઈ પરિણામો Wilson અને B. A. Post-graduate માટે ત્હમે તૈયાર રૂપમાં ગોઠવી ચૂકેલા છો તેનું જ કંઈ ટુંકું પુનઃકથન જેવું મોકલશો તો ચાલશે. ૧૦ ઑક્ટોબર અગાઉ મળવું જોઈએ. પછી જેમ મરજી.

'સોસાયટી'ના ટુંકા અહેવાલ વગેરે વિશે મ્હેં અમદાવાદ લખેલું જ છે કે જરૂર ધારે તો આસિસ્ટંટ સેક્રેટરી એવું તૈયાર કરે વગેરે. એમાં ત્હમારે મ્હારે કશી તસ્દી લેવાની નથી. ઉતાવળથી લખ્યું છે તે માટે ક્ષમા ચાહું છું. બલવંત કલ્યાણરાયના પ્રણામ.

પૂના—તા. ૫-૧૧-૧૯ બુધવાર : સાઢા પાંચે હમે, રમણભાઇ સાથે, બ. ક. ઠાકોરને ઘેર ગયા. ઠાકોરનો છોકરો મુકુન્દ, સાયકલ ઉપર, હમારો માર્ગદર્શક હતો. હમે ગાડીમાં હતા.

મ્હા, fruit, ( કેળાં, મગફળી, અને ઘીમાં હૂતું કરેલું ખજૂર ) બધાએ આરોગ્યાં, રમણભાઇયે, દરેક મેવો બગડે નામાને ધોરણે લીધો.

બકુલ-કેસર-કેસુડો—એ વિશે ઠાકોરે પૂછ્યાથી મ્હેં સવિસ્તર ઉત્તર આપ્યો. રમણભાઇ વાતથી અજાણ્યા હતા તેથી ઇતિહાસ બધો પ્રથમ સમઝાવ્યો. મ્હેં દલીલો અડધી પણ ના કરી એટલામાં ઠાકોરના મન ઉપર પ્રકાશ ઝળક્યો; કહે—"હાં ! ત્હમારું કહેવું એમ છે કે કેસર એટલે 'કેસુડો' નહિ !" મ્હેં કહ્યું-"હા." એ ભૂલ્યથી બકુલ=કેસુડો એમ પ્રથમ સમઝેલા. હવે તો બકુલ અને કેસર જૂદા એ ભ્રમમાં પડયા છે. પણ ભૂલ્ય હેને મ્હેં બતાવી.

પછી जौहर તે जतुगृह ઉપરથી છે એ વિશે મ્હને કેટલાક માસ ઉપર પત્ર લખેલો તે પ્રશ્ન પાછો કાઢ્યો. Jacobi's Maharashtri માં એ जउघर (हर) કે જે હશે તે Context માં જોવું જોઇશે.

જોયું. ત્હાં તો લાક્ષાગૃહ જ છે.—જૂદી જ વાત છે—Maharashtri Erzo-Jacobi. p. 5 l. 37-जउहर=a house of lac. Also P. 6, ls 8. 8. 11.

कुमारस्स विवाहं करेमो, तस्स + + + गूढनिग्गमपवेसं करेमो जउहरं-ताव विवाहनंतरं सुहपसुत्तस्स अग्गिदाणेन + + करिस्सामो त्ति मंतिऊण. (p. 5)

+ सुरंगा खणाविआ जाव जउहर + + । (6-8)

प्रवेसिओ कुमारो सह वहूए जउहरं । (6-11)

This lac-house is obviously different from जौहर (यमगृह) of the Rajputs.

Oriental Conferenceનું કામ ચાલ્યું. હું તથા રમણભાઈ Vedic તથા classical literature માં ગયા.

બ. ક. ઠાકોરનો નિબન્ધ–The Text of the Shakuntala–એ વિશેનો–લાંબો હતો. માંહિંથી થોડા ભાગ જ વાંચ્યા હતા; ભાષાનું સૌન્દર્ય, સુઘટિતતા, ઇત્યાદિ ગુણો ઊંચા પ્રકારના હતા; critical canons સારાં બતાવ્યાં હતાં, પણ હેના વિનિયોગમાં ભૂલ ખાધી હતી. જેમકે—

(a) कार्या सैकतलीनहंसमिथुना
स्रोतोवहा मालिनी
पादास्तामभितो निषण्णहरिणा
गौरीगुरोः पावनाः ।

અહિં બીજી પંક્તિમાં हरिणाः ને બદલે चमराः એમ કાશ્મીરી બંગાળી texts માં છે—તે પોતે સ્વીકારે છે.

આમ કરવામાં આ પંક્તિનું સ્વમાધુર્ય કેવું તૂટે છે તે પોતે ભૂલી જાય છે; તેમજ चमर (yak) તે આશ્રમમાં ના હોય;-ઊંડાં જંગલમાં હોય; તેમજ પર્વતપાદમાં નહિં–ઊંચા પર્વત ભાગમાં હોય; તે પણ ભૂલી જાય છે.

(b) અંક ૪ થાના આરંભમાં શિષ્યે કરેલા પ્રભાતવર્ણનના શ્લોકો यात्येकतोऽस्तशिखरं पतिरोषधीनाम् તથા अन्तर्हिते शशिनि सैव कुमुद्वती मे ४. છે. બંગાળી text માં બીજા બે શ્લોકો છે कर्कंधूनां ४. —ઠાકોર આ બંગાળી text વાળા શ્લોકો સ્વીકારતાં કહે છે કે કાઢી નાખવા હોય તો यात्येकतोऽस्त—ઈ. તથા अंतर्हिते शशिनि—ઇ. એ બે કાઢી નાંખવા!

આ સુન્દર શ્લોકો, વ્યંજનાપૂર્ણ શ્લોકો, કાઢી નાંખવા! છતાં—

(c) નાટકના વૃત્તાન્તની નિરીક્ષા કરતાં ઠાકોર કહે છે—દુર્વાસાનો શાપ તે વાર્તામાં બે રંગના ભાગ પાડે છે. પૂર્વભાગમાં શૃંગારરસની કૌમુદીથી રંગાયેલો વૃત્તાન્ત છે; બીજામાં સૂર્યોદયથી પ્રકાશ-દીપ્તિ જુદી જ પામેલો ભાગ છે. આ criticism નું મૂળ

याचेकतोस्तशिखरं ઇ. વાળા શ્લોકમાંથી પોતે ઉપજાવેલી વ્યંજના જણાય છે. તો તો પછી એ શ્લોકનો ત્યાગ કેમ થશે?

એક નિબન્ધની વાત રહી ગઈ. પંડિત બેચરદાસનો અર્ધમાગધી—વિશેનો નિબન્ધ માગધીમાં લખેલો હતો; કોઇ માગધી સમઝશે નહિ, હેને અંગ્રેજી ના આવડે, બીજાઓને ગુજરાતી ના આવડે, તેથી હિન્દીમાં સાર કહી જવાનું હેને બધાએ કહ્યું તેમ હેણે કર્યું. નિબન્ધ મહત્ત્વનો હતો—મુદ્દો આ હતોઃ—

(a) અર્ધમાગધી હાલ કહિં લભ્ય નથી. મ્હોટા દુકાળ પછી હેનો નાશ થયો. પછી જૈન આગમ લખાયાં તે અર્ધમાગધીમાં નહિં, બીજી પ્રાકૃતમાં.

(b) હેમચન્દ્રે ( VIII–iv. 287 માં ) (વૃત્તિમાં) કહ્યું છે કે આર્ષપ્રાકૃત અર્ધમાગધીમાં છે, તે બહુધા પ્રથમા એકવચનના એકારાન્ત રૂપને લીધે જ-તે ઠીક નથી. માત્ર એક અંશથી અર્ધમાગધી ના થાય. અર્ધ તે પૂરૂ અર્ધ જોઇયે, તે ઉપરથી ઉપરતું અનુમાન કર્યું છે.

પૂના—તા. ૭–૧૧–૧૯ શનિવાર : આણંદશંકરનું ઓળખાણ, વિ. પ્ર. વૈદ્યે ગવર્નર જોડે કરાવ્યું. બનારસ જાય છે તે વાત કહી. એટલે ગવર્નરે કહ્યું:-We are losing our best man. પછી વળી કહે-You will repent after going there. આણંદશંકર કહે-*I am going there under a call of duty to my* country. હેરી મતલબનું કહ્યું.

વાંદરા—તા. ૧૧–૧૧–૧૯ મંગળવાર : સ્હવારે પાંચ વાગ્યે હું તૈયારી કરતો હતો. એટલામાં કોઈ બુલંદ અવાજે ગાતું સંભળાયું. મધુર અવાજથી સારૂં કોક ગાતો હતો. આસાવરીના સૂર હતા. શબ્દો સમઝાવા લાગ્યા. मं-ग-ल-मं-दि-र-खो-लो-द-या-म-य નક્કી એ જ ગીત !

એક મોટર પથ્થરની બેઠક આગળ ઉભી હતી. મ્હારી ધીરજ રહી નહિં, ને નીચે ઉતર્યો–હું જાણું છું તે ગાનારને ખબર ના હોય તેમ–જીવનવન અતિ વેગે વટાવ્યું એ શબ્દો નીકળ્યા મોટરમાંથી જ. "કોણ છે એ?"–મ્હેં પૂછ્યું. "એ તો હું છોટાલાલ!" "પણ અહિં શા માટે?" "કાંઈ જ નહિં, ફક્ત આપને આશીર્વાદ દેવાને."

હું ઘરમાં ચઢું છું તેટલામાં તો ટેક્સીમાં બેસીને પાછો એ ગયો, ગુમ થઈ ગયો.

આ શી dramatic, romanatic રચના હેણે કરી? ને ૧૦–૧૫ રૂપિયા ટેક્સીના ખરચીને! માત્ર પેલી નોકરી મેળવવાને?

મ્હારું હૃદય વીંધાયું; અંદર જઇને ખુરશી ઉપર બેસી જઇને હું રોઈ પડયો. હૃદયે હૃદયનું કામ કર્યું; બુદ્ધિયે બુદ્ધિનું કામ કર્યું –અને મને સમતોલ રાખ્યો. હેની યુક્તિને વશ હું ના જ થયો– તો પણ પ્રભુ! હેના આ અચિન્તિત કોમળ કૃત્ય માટે હેને સુખી કરો!

વાંદરા—તા. ૧૪–૧૧–૧૯ શુક્રવાર : યુનિવર્સિટીમાં ગયો– M. A.ના અભ્યાસક્રમ માટે University Lecturer તરીકે લેક્ચર આપવાને. ચાર વાગ્યે રમણલાલ યાજ્ઞિક તથા ગજેન્દ્રશંકર પંડયા આવ્યા. પ્રથમ ½ કલાક tutorial work બાબતમાં ચર્ચા થઇ. રાસો શબ્દની વ્યુત્પત્તિ મ્હને પૂછી, 'વસન્ત'માં 'ગુજ. ભાષાનું બંધારણ' વાળા લેખમાં મ્હેં એ વ્યુત્પત્તિ ચર્ચી છે તે જોવાનું કહ્યું. વ્યાખ્યાન–શબ્દ મ્હારા છેલ્લા ભાષણમાં શા અર્થમાં છે તે રમણલાલ સમઝ્યા ન્હોતા તે સમજાવ્યું.

પ્રસંગવશાત્–પાંચાલીપ્રસન્નાખ્યાન તથા રોચશૌર્યાખ્યાન માખ્યાન ને આખ્યાન નામ કેમ આપ્યું છે તે 'પ્રસ્તાવના'માં સૂત્રધારને મુખે કહેવડાવ્યું છે–પ્રાકૃતમાં નાટક રચાય તે આખ્યાન કહેવાય–ને તે માટે હેમચન્દ્રે પ્રાકૃતપ્રમાકર નું (૯૫ મું!) સૂત્ર જુઓ એમ કહેવડાવ્યું છે–તે વિશે મ્હેં કહ્યું કે પ્રાકૃતપ્રમાકર નામનું પુસ્તક વસ્તુતઃ હોવા

વિશે જ શંકા ભારે છે. ચમનલાલ દલાલે બહુ તપાસ કરી છતાં પત્તો નથી લાગ્યો. કોઇ Catalogue માં પણ નથી.

નરસિંહ મહેતાનાં શૃંગારનાં કાવ્યો ઘણે ભાગે ઉઘાડો શૃંગાર જ વર્ણવે છે–દયારામની નિર્લજ્જતા કંઇ વધારે નથી–એ અભિપ્રાય મ્હેં બતાવ્યો; એ શૃંગારમાં ભક્તિની ઢાલનો ઉપયોગ વ્યર્થવત્ છે. આ પ્રેમભક્તિ અને સૂફીવાદની પ્રેમભક્તિ વચ્ચે બહુ ભેદ છે:– ઇ. ઇ. કહ્યું. રમણલાલ અને ગજેન્દ્રશંકરના મનમાં ના ઉતર્યું. ગો. મા. ત્રિ. નો આ પ્રેમભક્તિનો ખુલાસો છે તે દૃષ્ટિબિન્દુને માન આપતાં પણ, આખર આ શૃંગાર હદ બ્હાર જાય છે એટલું જ નહિ, પણ હેનું સ્વરૂપ પણ વસ્તુતઃ વખાણવાલાયક નથી. આ બધો શૃંગાર Orthodox type નો છે.–એમ હું બોલ્યો કે તરત રમણલાલ યાજ્ઞિક પૂછે છે–What do you mean by orthodox?–મ્હેં કહ્યું–orthodox એ વિશેષણ કાંઇ નિન્દારૂપ ગણવાનું નથી; વસ્તુસ્થિતિ માત્ર કહી. જૂના Classical સંસ્કૃત સાહિત્યના અવસાન વખતનો ઉઘાડો શૃંગાર તે જ Orthodox નો અહિં અર્થ છે. ત્હમે અત્યારે શૃંગારરસની કવિતા રચો તો એ type ની ના રચો.

ભાલણની કાદમ્બરી વિશે મ્હેં કહ્યું–ભાષાન્તર Free છતાં Faithful ને સુંદર છે. (આ શબ્દો રમણલાલે નોંધી લીધા. શા માટે?)

કાદમ્બરી બાણભટ્ટે પૂરી ના કરી; ઉત્તર કાદમ્બરી હેના પુત્રે કરી. એ પુત્રનું નામ ભૂષણબાણ હતું એમ પીટર્સનના લખાણમાં છે. પરંતુ પાછળથી જણાય છે કે હેનું નામ પુલિન્દ, અથવા પુલિન હતું. કેશવલાલ ધ્રુવે ભાલણકૃત કાદમ્બરી edit કરી છે ત્હેની પ્રસ્તાવનામાં પુલિન નામ કહ્યું છે. આ પુલિનની શોધ માટે કેશવલાલભાઇ લગારે માન લેવા ઇચ્છતા નથી.

કેશવલાલે આ પુલિનનું નામ નોંધ્યું વિ. સં. ૧૯૭૨ માં; -અને એથી આઠ વર્ષ પૂર્વે વિ. સં. ૧૯૬૪ માં 'કાદમ્બરી'ના ભાષાન્તરની ૪થી આવૃત્તિની પ્રસ્તાવનામાં છગનલાલ પંડ્યાએ પુલિન્દ અને પુલિન એ નામની શોધની વાત ગૌરીશંકર ઓઝા, તથા Dr. Stein ના કાશ્મીરના Mss. ના catalogue ના આધારે કરી છે તે તરફ લક્ષ મ્હેં ખેંચ્યું.

પ્રેમાનંદનામાં પાત્રસ્વભાવનું આલેખન કરવાની શક્તિ ઉત્તમ છે-તે કહ્યું, પણ સૃષ્ટિવર્ણન પણ ઉત્તમ કરે છે એમ કહેવું તે ભૂલ છે. નળાખ્યાનમાં વનવર્ણનમાં ઝાડનાં નામની ગણના છે તે Descriptive poetry ના કહેવાય.

વલ્લભ વિશે ચર્ચા કરતાં-હેનો ઇતિહાસ પ્રા. કા. મા. અંક ૪ માં આપેલો છે, પણ તે માટે આધાર શો છે તે કશું આપણને કહેલું નથી, તે કહ્યું. વલ્લભના કુંતીપ્રસન્નાખ્યાનમાં તો અદ્ભુત વૃત્તાન્ત અપૂર્વ યોજના નથી-પણ મરાઠી કવિ અનંતની રચનામાં પણ તે જ નમૂનાનું છે-ઇ. વાત અંબાલાલ જાનીએ બતાવેલી, હેમનું નામ દઇને, મ્હેં કરી. આ પ્રશ્નને વિશે વધારે અન્વેષણની જરૂર છે.

વાંદરા—તા. ૧૯-૧૧-૧૯ બુધવાર : બપોર પછી મુંબઇ 'ગુજરાતી પ્રેસ'માં અંબલાલ જાની મળ્યા. હેમણે વાત કરી કે વલ્લભકૃત 'મિત્રધર્માખ્યાન'માંની જ વાર્તા છોટાલાલ નરભેરામે "બ્રહ્મરાક્ષસ" નામે ગદ્ય વાર્તા પ્રગટ કરેલી ઘણાં વર્ષ ઉપર-તે મળતાપણું ધ્યાન ખેંચનારું છે. કિયું પ્રથમ ને કિયું પછી ઇ. તપાસ કરવી જોઇયે.

વાંદરા—તા. ૨૦-૧૧-૧૯ ગુરુવાર : ગુજરાતી પ્રેસ-અંબાલાલ જાનીને મળ્યો. 'બ્રહ્મરાક્ષસ' તો 'મિત્રધર્માખ્યાન' પછી પ્રગટ થયું છે એમ નટવરલાલથી અંબાલાલે જાણ્યું.

વાંદરા—તા. ૨૫-૧૧-૧૯ મંગળવાર: Universityમાં ગયો. રમણલાલ, ગજેન્દ્રશંકર, અંજારિયા (૫ા કલાક મોડા), અને પરસદ (પુણો કલાક મોડો), આવ્યા હતા.

આજના લેક્ચરમાં કેશવલાલભાઈની કેટલીક વિચિત્ર Editingની રીતિયો, કલ્પિત વ્યુત્પત્તિયો ઇ. વિશે સ્પષ્ટતાથી કહેવું પડયું. રમણલાલ તથા ગજેન્દ્રશંકરને તેમાં અન્યાયવૃત્તિ મ્હારામાં જણાઇ હોય એમ ના લાગ્યું. એટલો સંતોષ.

मिहिरामण શબ્દ કાદમ્બરીમાં છે ત્હેની વ્યુત્પત્તિ શી?—એ પ્રશ્ન મ્હને થયો. કેશવલાલભાઇયે ખુલાસો નથી આપ્યો.

मित्र (=સૂર્ય)—मिथ्र (અવસ્તા)—मिहिर–પહેલવી–તથા ફારસી–मिहिर (સંસ્કૃત)=સૂર્ય, એમ છે, પણ आमण–એ અંશનું શું?—ને અર્થસંબન્ધ?

રમણલાલ યાજ્ઞિકે સૂચવ્યું महार्णव ઉપરથી હોય? મ્હેં કહ્યું:—'ખરોબર' લાગે છે ઠીક. महार्णव–महारणव–महरावण महरामण——મિહિરામણ–આમ ક્રમ ઉત્સર્ગાનુકૂલ જણાય છે. રમણલાલને આ બાબતનો જશ ઘટે છે.

વાંદરા—તા. ૫-૨-૨૦ ગુરુવાર: કાગળ આવ્યા: "મુગ્ધ."–(?)

લખનારે નામ ઠામ નિશાન કશું નથી આપ્યું. એક કાવ્ય લખ્યું છે–છન્દહીન રચનામાં; કાંઈક ધ્યાન ખેંચે હેવુ છે–તેથી નીચે ઊતાર્યું છે:—

### આસમાની ગૃહનિવાસીને

સાગરને તીર વસતા,
ચંદાની સાથ મધુરું હસતા,
કલાના હે! પ્રૌઢ વિધાયક!
નિત્યનું તારું રમણસ્થાન ત્યજી,

[1]'સાહિત્ય'નાં આંગણાં અજવાળ્યાં,
એ તે એનું અહોભાગ્ય!
નૂતન શ્રી સમાણી
[2]પુષ્પમાળાઓ ધરી,
ગુર્જરી દેવીને ચરણે.
[3]સુણાવ્યું અદ્ભુત સંગીત,
કોઈ સ્વર્ગીય તંત્રીનું,[4]
વળી ટંકાર કર્યા ને ઝંકારી કર્યાં,
હો રસિક કવિવર!
ત્હારા વિપદ્દાવાનળની સ્મૃતિઓથી[5]
અન્ય બન્ધુઓને સ્વર્ગના પુણ્ય
પન્થ દેખાડયા,
આ તે ભ્રમણા કે સાચાં અનુમાન!
શબ્દયુદ્ધો[6] તેં કાંઈક ચોજ્યાં,
શત્રુઓ કાંઈક દમ્યા ને કાંઈક પ્રગટાવ્યા,
પણ કુકડેકૂકીઆ વાણીમાં શો ચમત્કાર!
સુરસ ને સૌમ્ય, રસિક ને મર્માળા
સુરમ્ય સુગન્ધભર્યાં કુસુમ શાં કુમળાં,
ભાવનાઢી હૃદયસ્પર્શી વચનો વેરી,
અપઘાતઘને ય સફળ કીધું.
શબ્દયુદ્ધ ને વાગ્યુદ્ધનાં
સર્જનજૂનાં આયુધો છોડી,
[7]પ્રહસનના મિષ્ટ સ્વરે
સત્યની વીરહાક વગાડી છે.
પક્ષપાતવિહોણા અમાનુષ ન્યાયથી,
સમીક્ષાનો સાર રચી,
પ્રભાતફેરા તપસ્વીના[8] ગુણોત્કર્ષ

વિરલું પણ પ્રિયકર (દર્શન)
પડદા પાછળથી કરાવ્યું.
પણ વિષ્ણુના એ અવતાર!
ગમે તેવા સ્વરૂપધારણમાંયે,
હિરણ્યકશિપુને સંહારવાની ઉગ્રતા
છોડી,
કુંળી કોમળતા લીધી તેમાંથી પણ,
વ્યક્તિત્વ તારું પારખીને,
ધન્યવાદની અંજલિઓ ભરીભરી,
રસસરિતામાં ડોલતાં ડોલતાં,
'મુગ્ધ' થઈને 'મોટાલાલ!' ત્હારા
આત્મન્ પાલવે, ક્વચિત્ હસતા
આ ચિત્ર કેરી પ્રસન્નતા સમર્પું છું.
"મુગ્ધ"

Blue Bunglow મ્હારું રહેઠાણ છે તેથી આમ!

૧ "સાહિત્ય"માં હું કદી લેખ નથી મોકલતો તેથી.

૨ "કુસુમમાળા"–મ્હારો પ્રથમ કાવ્યસંગ્રહ.

૩ "હૃદયવીણા" મ્હારો બીજો કાવ્યસંગ્રહ.

૪ "નૂપુરઝંકાર" મ્હારો ત્રીજો કાવ્યસંગ્રહ.

(પણ 'ટંકાર' શા માટે? ખબરદારનો 'ભારતનો ટંકાર' તે તો અહિં ના સંભવે).

૫ "સ્મરણસંહિતા"–મ્હારું In Memorium કાવ્ય.

૬ વ્યાકરણ, વ્યુત્પત્તિ ઇ.માં મ્હેં કરેલા વાદવિવાદોના લેખ.

૭ ભાલણનો અપૂર્વ ગ્રન્થ; 'ખીચડીના તપેલામાં અદબદાર' –ઇ. મ્હારા કટાક્ષ તથા ઉપહાસના લેખ.

૮ 'પ્રભાતનો તપસ્વી' મ્હારું માનીને આ લખ્યું છે. પણ એ ભૂલ્ય થઇ.

વાંદરા—તા. ૬-૨-૨૦ શુક્રવાર : ધનુભાઈએ કીલાભાઈ કૃત મેઘદૂત" ભાષાન્તર આપ્યું. 'મુગ્ધ'નો પત્ર હેમને બતાવ્યો. ારાથી અમુક ભાગ સમઝાતો ન્હોતો તે ઉપર હેમણે પ્રકાશ પાડ્યો. ા માસના "સાહિત્ય"માં "પ્રભાતનો તપસ્વી"-નામનું ન્હાના-ાલની parody જેવું લાંબું કાવ્ય આવ્યું છે, તેહેનો લખનાર કવિ મોટાલાલ" એમ તખલ્લુસવાળો કોઈક છે. તે વાત કહી એટલે મઝાયું. "સાહિત્ય" અંબારિયાને આપ્યું છે. ત્હાંથી લઈશ.

વાંદરા—તા. ૨૩-૩-૨૦ મંગળવાર : કુસુમ કહે :-"નતુ-ાઈ! ભાઈ (આણંદશંકર) અને ત્હમે બંનેના views ઘણી બા. માં ાદા છતાં બંનેને આટલો બધો સારો સંબન્ધ શી રીતે થયો?"

મ્હેં બધી વાત કરી. ૧૮૯૮ માં મિત્રતા શરૂ થઈ. તે પૂર્વે ૮૯૦-૯૧ માં Age of Consent ના સંચલન વખતે મ. ન. દ્વિવેદી ાંડે થયેલી controversy માં આણંદશંકરે "મધ્યસ્થ"ની સહીથી amphlet લખેલું વગેરે વાતો કહી...આણંદશંકરના વિચારો તે પછી અત્યાર સુધી બહુ આગળ વધ્યા છે ને 'અદ્વૈત' વિશેના મ્હારા rejudices ઘટ્યા છે ઇ. ઇ. વિગતવાર ખુલાસો કર્યો.

અમદાવાદ—તા. ૨-૪-૨૦ શુક્રવાર 5. P. M.-પાછા થિયેટરમાં ગયાં-સુ. તથા હું; (વિદ્યાની ગાડીમાં). ખૂબ ભીડ હતી-કારણ રવીન્દ્રનાથ આવવાના હતા તે.

રવીન્દ્રનાથને માનપત્ર પરિષદ્ તરફથી આપવાનું આણંદ-શંકરે વાંચ્યું.

રવીન્દ્રનાથે પોતે તૈયાર કરેલું અંગ્રેજી ભાષણ વાંચ્યું. ખરેખરું sublime હતું!

સાંઝે લાલ દરવાજાના મેદાનમાં ગાંધીજીનું ભાષણ હતું. ત્હાં જવાને હમે બધાં તૈયાર થયાં.

ગાંધીજી આવ્યા. પ્લેટફૉર્મ ઉપર ખુરશી ઉપર બેઠા. મ્હને

ગાંધીજી કહે : "કો'ની છાયા નીચે આજ ભાષણ કરવું ?" મ્હેં ઉપરનું ઝાડ બતાવ્યું-અને તેથી પણ ઉપર આકાશભણી આંગળી કરી.

એ કહે-"ના, ના; કોઈ તો જોઇયે." પછી આણંદશંકરને પ્રમુખસ્થાને બેસાડ્યા.

હેમણે યોગ્ય શબ્દોમાં ટુંકામાં પુરસ્કરણ કર્યું. ગાંધીજીનું ભાષણ શરૂ થયું. "પ્રજાવર્ગની દૃષ્ટિથી સાહિત્ય" એ હેમનો વિષય હતો.

**અમદાવાદ**—તા ૩-૪-૨૦ શનિવાર : સાહિત્ય પરિષદ્‌ના કાર્યક્રમના દિવસનો ઉત્તરાર્ધ:—

કેશવલાલભાઇયે પોતાનો "વનવેલી" નામનો નિબન્ધ વાંચ્યો. Blank Verse માટે જે પત્રવ્યવહાર હમારે ચાલ્યો હતો તે જ પ્રયાસ—"જુલિયસ સીઝર"માંના એંટનીના ભાષણના ભાષાન્તરને 'ધનાક્ષરી' છંદમાં ગોઠવી-blank verse તરીકે ખપાવવાનો હામાં પ્રયાસ હતો. (મ્હને કાર્ડમાં સ્પષ્ટ લખેલું કે ત્હમે પસંદ નહિં કરો તો હું પ્રસિદ્ધિમાં નહિં જ મૂકું. છતાં આ પ્રસિદ્ધ કર્યું. તે ભલે. પોતે નાઠાબારી રાખી'તી-'હાને હું blank verse કહેતો જ નથી' એમ M. A. ની oral પછી વાત થતાં બોલ્યા'તા'; ને મ્હેં કહ્યું તું-"ત્હારે હવે મ્હારે કશું કહેવાનું રહ્યું નહિં."-પણ ખરું જોતાં blank verse તરીકે જ પાછો અહિં તો ખેલ ઊભો કર્યો હતો !).

હેમણે એંટનીનું ભાષણ વાંચ્યું બહુ જ છટાથી અસરકારક રીતે-પણ માત્ર ગદ્ય રીતે જ; પદ્યસ્વરૂપ જ પ્રગટ થતું ન્હોતું.

એ blank verse નો નમૂનો રજુ કરતાં પ્હેલાં પ્રસ્તાવના-રૂપે ચર્ચામાં ગીતિ, રથોદ્ધતા, ઇત્યાદિ ચર્ચાવિષય બનાવ્યાં; ત્હેમાં પણ અનેક ચિન્ત્ય સ્થળો હતાં; આ વિશે હું પાસે ટીકા ટુંકામાં કરતો હતો. આ ઉપરથી કેટલાકે કહ્યું (મંજુલાલ દવે-વગેરેએ) કે ત્હમે આ નિબંધ પૂરો થયેથી ચર્ચારૂપે થોડુંક બોલો. મ્હેં ના કહી.

પણ બધાએ આગ્રહ ચાલુ રાખ્યો. પ્રમુખની પરવાનગી આણંદ-શંકરે મેળવી આપી—મ્હેં પાંચ જ મિનિટ માગી'તી.

વિ. પ્ર. વૈદ્ય કહે—"હમારી પાંચ મિનિટ !"

હું—(આ બધે નડતો ને નડતો જ ! એમ મનમાં થતાં)—"કહેશો તો હાથમાં ઘડિયાળ રાખીને બોલીશ."

મ્હેં પાંચ મિનિટમાં જ ચર્ચા સંકેલી લીધી. આરંભમાં કહ્યું —રા. કેશવલાલભાઇયે ઍન્ટનીની જ છટાથી એ ભાષણ વાંચીને આ મંડળને આકર્ષણ કરી છાપ પાડી દીધી છે. હું એક કઢંગી સ્થિતિમાં આવ્યો છું. "જુલિયસ સીઝર"માં તો બ્રુટસ પ્રથમ ભાષણ કરી ગયો, પછી ઍન્ટની આવ્યો ને હેણે લોકો ઉપર છાપ પાડી; અહિં મ્હારે પ્રસંગે તો પ્રથમ ઍન્ટની અને પછી બ્રુટસ આવે છે —(ખૂબ તાલીનાદ)—એટલે હું કેશવલાલભાઇ જેવી છટાથી આ મંડળ ઉપર છાપ નહિં પાડી સકું. મ્હેં ચર્ચેલા મુદ્દા :—

(a) કેશવલાલે ઍન્ટનીનું ભાષણ વાંચ્યું તે ખૂબી પદ્યની ન્હોતી, ગદ્ય બોલવાની છટાની જ હતી; માટે એ છટાથી હું છેતરાતો નથી; એ ગદ્યવાચનમાં ઘનાક્ષરી છંદનો લય લગારે સચવાયો નથી;

(b) રથોદ્ધતા છંદ મનહર છંદ જેવો વાંચી બતાવ્યો તે ગુરુ અક્ષરોને લઘુ કરી નાંખીને બોલવા હતા; જેની જરૂર ન્હોતી;

(c) blank verse માં વ્યુત્ક્રમ છે તે છૂટ નથી, પણ essence છે.

(d) 'વનવેલી'માં blank verse નો દાવો ગૂઢ રીતે કર્યો છે.

(e) ગીતિ વિશે કેશવલાલે કહ્યું કે ૧૨ મી માત્રાની યતિ ઉડાવી દઇયે તો સવૈયા બત્રીસા થઇ જાય છે; આ વિશે પ્રસંગોપાત્ત કહ્યું કે ૧૨ મી માત્રાએ યતિ છે—પાદાન્ત નથી; (બ. ક. ઠા. ની માફી માગીને કહું છું)—અને એ યતિ ઉડાવી દેતાં માત્ર ગીતિનું ઔર્જ સ્વરૂપ થાય (વિપુલા); સવૈયા માટે ૪ર માત્રાનો છેવટનો ગ તે પ્લુત લેવાનો છે.

દાદાગા આદાદા ગાઆદાદા લદા લદાદા ગા આ આ આ એ જ સ્થો–પછી જ બીજું દલ શરૂ કરો તો તાલ સચવાય.

(મનહરરામ પદ્યમાં પ્લુતનો અસ્વીકાર કરે છે–સંગીતનો જ વિષય ગણે છે–પરંતુ આ પ્રત્યક્ષ પ્લુત છે–મનહરરામ વચમાં બોલ્યા–સંગીતમાં તાલ. મ્હેં ઉત્તર દીધો, "સંગીત અને પદ્ય શાસ્ત્રને જોડનારો અંકોડો તાલ છે.")

કેશવલાલે ઉત્તર આપ્યો–ઉભા થઈને પણ છેવટે કહ્યું–ગમે તેમ હો: આ બાબતમાં નરસિંહરાવ અને હું હમે હમારી મેળે માંહિ માંહિ સમઝી લઈશું; ત્હમારે કાંઈ હામાં લેવા દેવા નથી."

૬–૩૦ P. M. લાલ દરવાજાના મેદાનમાં–રવીન્દ્રનાથનું ભાષણ હતું–તેથી ભરચક મેળાવડો થયો હતો. ૧૦૦૦ થી ૬૫૦૦ માણસો હશે. બધાને જમીન ઉપર જાજમો ઉપર બેસવાનું હતું.

પ્રમુખસ્થાન ગાંધીજીને આપવાનું હતું. પણ એ મોડા આવ્યા. તેથી આણંદશંકરે એકાએક જ મ્હારું નામ પ્રમુખપદ માટે સૂચવ્યું. હું ઝડપાયો.

આરંભમાં રવીન્દ્રનાથ વિશે બે બોલ મ્હેં કહ્યા; મ્હારો અંગત સંબન્ધ દર્શાવી આનંદનું ખાસ કારણ બતાવ્યું.

Subjects Committee ની મીટિંગ–

હમારા મ્હોંચ્યા વખતે મટુભાઇ (મગન. હ. કાંટાવાળા)ની સૂચના રજૂ થઇ હતી (છપાયલા ઠરાવ ઉપરાંત).–"સાહિત્ય પરિષદ્-ના રિપોર્ટમાં તથા સા. પ. તરફથી પ્રગટ થનારાં પુસ્તકોમાં શાળાખાતાની જોડણી વાપરવી !"

આ બાબતમાં ખૂબ ગરમાગરમ ચર્ચા થઇ. રમણભાઇ. આણંદશંકર, હું, બ. ક. ઠા, બધા સ્હામા પડ્યા. કારણો બતાવ્યાં:

વડોદરાની પરિષદ્ વખતે જોડણી કમિટિનો રિપોર્ટ રજૂ થયો –ઠરાવ થયો; અને હવે આ પાછું ઊંધું કરવું ? પ્રથમ એ ઠરાવ રદ કરાવો પછી આ લાવો.

મ્હેં ઉભાં થઇને જોડણી કમિટીનો ઇતિહાસ-ટુંકામાં-પ્રથમ પરિષદ્ વખતથી માંડીને કહ્યો-ને કહ્યું-મિં૦ બાલા આ ઇતિહાસથી અજાણ્યા હોવાથી આમ બોલે છે. મ્હેં વળી કહ્યું-વડોદરામાં જોડણી કમિટીએ રિપોર્ટ રજૂ કર્યો (હમારામાં મતભેદ છતાં છુટછાટ અરસપરસ મૂકીને અમુક નિશ્ચય ઉપર આવ્યા'તા)-ને તે રિપોર્ટ પરિષદે કબૂલ રાખ્યો અને હવે આ બધું પાછું ઉથલાવી નાંખવું!

ગટુભાઇ કાંટાવાળા કહે-'એ ઠરાવ મ્હેં જ રજુ કર્યો હતો." -વાહ! મ્હેં હેમનો ઉપકાર માન્યો આ વાત સંભારી આપવા માટે.

અમદાવાદ—તા. ૫-૪-૨૦ સોમવાર : સગરામ પાછું વળાવી બંગલે હું આવતો હતો-ત્યાં પૂલની શરૂવાત ઉપર એક મુસલમાન બૂ જાડી, એક બાપડો, ને બે છોકરીઓ ગાંસડાં પોટલાં લઇ ઉભાં હતાં-હેમણે સગરામવાળાને પૂછ્યું-"બેસાડીશ!" મ્હેં હેને કહ્યું-લે બિચારાંને-હું તો નજીક જ ઉતરી જવાનો છું. હેણે બેસાડ્યાં. છોકરીઓ દોડતી ગઇ. બૂ ને મિયાં સામાન સાથે બેઠાં-પૂલ અધવચ પ્હોંચ્યા ત્હાં આણંદશંકર તથા મૂળચંદ મોટરમાં પાછા જતા સડસડાટ ચાલ્યા ગયા. સલામ થઈ પણ મ્હારી ગાડીની ખૂબી હેમણે દીઠી નહિ હોય; હું, અજાણી સાધારણ મેલાં લુગડાંવાળી જાડી બૂ, હેના મિયાં!

× × × ×

આણંદશંકરની ગાડીમાં હમે ત્રણ (સુ., આ., હું) આ. ભ. થિયેટરમાં ગયાં-

રમણભાઈની સૂચનાથી ને મ્હારા અનુમોદનથી આણંદશંકરે પ્રમુખપદ લીધું.

રવીન્દ્રનાથે Students' Brotherhood ના મંડળને address વાંચ્યું. સારૂં હતું. પણ પરિષદ્ના ભાષણથી બહુ ઉતરતું.

રવીન્દ્રનાથને good bye કહી મુંબાઇમાં મળીશું કહ્યું; એટલે એ કહેઃ "Unless you make yourself scarce; you have got a knack of doing so."

હું:–"Have I? Was it therefore that I came up to Kalyan to meet you!" એ ચૂપ રહ્યા.

વાંદરા—તા. ૨૫–૫–૨૦. લવંગીનું Wedding* guests great number; all frinds cames. Ceremony, રચના વગેરે બધું ઉત્તમ splendid.        લવંગીને વદાય કરી.

વાંદરા—તા. ૨–૬–૨૦ બુધવાર : ખબરદાર વ્હેલા આવ્યા. મનહરરામ પણ આવ્યા. ચર્ચાઓ ચાલી–

(a) વૈશંપાયન એણી પેરે બોલ્યા–બાબતમાં ખબરદારે quick grasp દર્શાવ્યો. મ્હને મળતા આવ્યા.

(b) કવિ "મોટાલાલ" બા. મશ્કરી ઠઠ્ઠા.

(c) પોતાનું અંગ્રેજી કાવ્યનું પુસ્તક the Silken Tassel

વાંદરા—તા. ૧૦–૧૦–૨૦ રવિવાર : હું બહેરામગોર અંકલેસરિયાને ઘેર ગયો. મળ્યા.–अर्दावीरा' માં (25. 16 માં વૂજીદ શબ્દ છે તે युज्यते ના અર્થમા "જોઇયે"–ની બરાબર છે એમ ખરેધાટની પ્રસ્તાવનામાં છે. msમાં ज़ुज्जद ને બદલે वूज़ीद જ છે– જો લેખકનો પ્રમાદ હોય એ તર્ક ખોટો હોય તો તો આ શબ્દનો આ પ્રયોગ વિલક્ષણ છે ને ધ્યાન ખેંચનારો છે.

વાંદરા—તા૦ ૭–૧૧–૨૦ રવિવાર : રામભાઈને ઘેર ગયો– जागृ નો past part. जाग्रत નહિં પણ जागरित છે તે બા. ખાતરી કરી. जाग्रत હું ખોટું જ આટલો વખત જાણતો'તો.

વાંદરા—તા૦ ૨૪–૧૨–૨૦ શુક્રવાર : ૭–૧૪ A. M. માં સાંટાક્રુઝ બહેરામગોરને ઘેર ગયો. ચર્ચા કરી (શંકાઓ પૂછી). વિષય–अर्दावीरा वीराफनामा નો પૂર્વાર્ધમાં ग કૃષ્ણાથી ?–હેણે પૂણા બે કલાક સુધી આ વિષય ઉપર ઘણું જ inspiring તથા illuminating લેકચર જ જાણે કર્યું. બહુ જ આનન્દ થયો. Notes મ્હેં લઈ લીધી છે.

---

* પ્રિયંવદ હેઁ પરસદ મહેતા જોરે.

વાંદરા—તા૦ ૨૯–૧૨–૨૦ બુધવાર : વીલરવિલામાં ગયો–વિજયધર્મસૂરિ બેઠા હતા–મળ્યા. વિદ્યાવિજય પણ આવ્યા-મળ્યા. ઇન્દ્રવિજય પારલે ગયા છે.

છાયાનાટ્યપ્રબન્ધ શબ્દ માટે પૂછ્યું-તો આચાર્ય વિજયધર્મ-સૂરિના ઉપર જર્મનીથી E. *Hullizsch* (હુલિશ)નો પત્ર આવેલો મ્હને વંચાવ્યો. આચાર્યને Society ના ઓનરરી મેમ્બર બનાવ્યાનો *Diploma* મોકલ્યાનું હેમાં છે; લખે છે-માત્ર ૮–૧૦ honorary મેમ્બરો છે-ત્હેમાં Indian બે જ છે-એક Dr. R. G. Bhandarkar, બીજા આ આચાર્ય. (Diploma મ્હને બતાવ્યો–જર્મનમાં છે)–કાગળમાં પાંચેક નાટકો હેમચન્દ્રના પછીના સમયનાં વિશે ઉલ્લેખ છે–ત્હેમાં મારા પ્રશ્ન પૂરતો ઊતારો મ્હેં લઈ લીધો–નીચે પ્રમાણે છે:—

" The धर्माभ्युदयम् is of special interest for the *history of the Indian Drama, as it professes to* be a छायानाट्यप्रबन्ध or magic lantern play and to have been played with puppets–see p. 15, यवनिकान्तराद् यतिवेषधारी पुत्रकस्तत्र स्थापनीयः ( from the interior of a curtain a puppet wearing the dress of an ascetic *has to be placed there). According to* नीलकंठ on महाभारत (XII–294, 5) the popular name of the magic lantern show (Sanskrit रूपोपजीवनम्) was जलमंडपिका *which Dr. Printz derives from Arabic* + + "a shadow." Have you met the expression 'जलमंडपिका' ?"

દયારામને ઘેર જઇને આ શબ્દ બતાવ્યો–હેમણે કહ્યું એ અસ્લ છે. ઝૂમ+લામ (બેવડો; ઉપર શબ્દ નિશાન છે તેથી બેવડો); - હેનો અર્થ Shadow છે.

વાંદરા—તા૦ ૩૧-૧૨-૨૦ શુક્રવાર : Gujarati Press—(d) छायानाट्यप्रबन्धनी બાબત વાત નટવર તથા અંબાલાલને કરી. હુલિશના પત્રનો ઉતારો વંચાવીને હેમાં કહેલું महाभारत નું reference જોવા માટે પ્રેસમાંની નીલકંઠી ટીકાવાળી મહાભારતની પ્રત સોધાવી મૂકવાનું કહ્યું.

ફરી Gujarati Press—

(૧) proofs સુધારી નાંખેલ આપી દીધાં.

(૨) મહાભારતનું reference જડયું છે તે મ્હને નટવરલાલે બતાવ્યું. નીચે પ્રમાણે છે :

रंगावतरण चैव तथा रूपोपजीवनम् ।
मद्यमांसोपजीव्य च विक्रय लोहचर्मणोः ॥

( XII = શાંતિપર્વ-અ. ૨૯૫ શ્લો. ૫. )

આ ઉપરની નીલકંઠની ટીકા:—

रंगे स्त्र्यादिवेषावतरणं रूपोपजीवनं जलमंडपिकेति दाक्षिणात्येषु प्रसिद्धं यत्र सूक्ष्म वस्त्र व्यवधाय चर्ममयैराकारै राजामात्यादीनां चर्या. प्रदर्श्यन्ते ॥५॥

આ ઉપર પાછળથી ઘેર જતાં વિચાર કરતાં મ્હને થયુ કે रूपोपजीवन નો વધારે સુઘટિત અર્થ બીજો સંભવે છે. આપ્ટેમાં आजीविका ને उपजीवनं એ જોયું. બંનેનો અર્થ living; livelihood એમ છે. ને रूपजीवी prostitute, harlot એમ આપ્ટેમાં છે. તો અહિં रूपेण जीवनम्=harlotry, prostitution એમ કેમ ના હોય ? નીલકંઠનો અર્થ જરાક તાણીતુશીને અણાય હેવો છે.

વાંદરા—તા૦ ૨૩-૧-૨૧ રવિવાર : સાંઝે લવંગી હેને ઘેરથી આવી ત્હેણે વાત કરી–પરસદને કોકે કહ્યું કે હાજી મહમદ ગુજરી ગયો ! અરે રે ! બહુ જ ખોટું થયું ! પ્રભુ ! તું કરે તે ખરું.

વાંદરા—તા૦ ૫-૩-૨૧ શનિવાર : ૫-૦ A. M. ને વખતે બરોબર-પાંચ વાગ્યે-લવંગીને પુત્રી પ્રસવી. તબિયત સારી રહી.

વાંદરા—તા૦ ૧૫-૩-૨૧ મંગળવાર : કેશવલાલ ધ્રુવ આવ્યા—બપોરે ૧ વાગ્યે, M. A. ની પરીક્ષાના (Guj.ના) પ્રશ્નપત્રો ચર્ચી નક્કી કર્યાં.

ગુજરાત કૉલેજમાં ગુજરાતીના Lecturer ની જગ્યા મહિને ૨૫૦)ની નીકળશે તે વાત હેમને મ્હેં કહી. હેમને કશી ખબર ન્હોતી. મ્હેં કહ્યું એ કામ ત્હમે માથે લ્યો. મ્હને કહે Elph. Collegeનું ત્હમે લેશો ? મ્હેં હકીકત કહી. મ્હેં કર્તવ્યના ધોરણ ઉપર આગ્રહ કર્યો. Vernacularના પક્ષને દૃઢ થવા માટે પાયો મજબૂત નખાવો જોઈએ.—ને તે કરવાને Scholarsની જરૂર છે. સાકરલાલ દવે જેવા કાચા માણસથી ઉલટું નુકશાન થશે. કેશવલાલે કબૂલ કર્યું, પણ અરજી પોતે નહિં કરે. મ્હેં કહ્યું—હું પરાંજપેને સૂચવું અથવા રમણભાઈ મારફત સૂચવાવું. હેમણે કબૂલ રાખ્યું.

વાંદરા—તા૦ ૨૬-૩-૨૧ શનિવાર : રામભાઈ મળ્યા—અપહ્નુતિ અને ઉત્પ્રેક્ષા એકઠાં—એક જ પાયા ઉપર—ગોઠવવામાં psychological દોષ આવે છે—એ દોષ ' કાદમ્બરી 'મા ઠેર ઠેર છે. " च्छलेन...... इव ", એમ આવીને; તે મ્હેં રામભાઈને કેટલાક દિવસ ઉપર બતાવ્યું હતું. તે પછી હેમણે "નૈષધ"માં હેવાં ઉદાહરણો પણ જોયાં છે. તે મ્હને આજ બનાવ્યાં; અને ' સાહિત્યદર્પણ 'માં તથા ' રસગંગાધર 'માં એ અલંકારોની સંસૃષ્ટિ વગેરેની ચર્ચા બતાવી. એટલું જણાયું કે—સંભાવનાના વિષયને અસ્પષ્ટ રાખી હેતુ વગેરેનો ઉત્પ્રેક્ષા વિષય બનાવે ( મૂળ વિષયને અપહ્નવ વિષય રાખીને ) તો દૂષણ હજી ના થાય; પણ વિષયના ઉપર જ અપહ્નવ અને સંભાવના બંનેનો વ્યાપાર ચલવે તો દૂષણ જ—એમ મ્હને તો લાગ્યું. જગન્નાથ પંડિત જરાક અદ્ધર જ આ પ્રશ્ન સ્પર્શીને ચાલ્યા ગયા જણાય છે.

વાંદરા—તા૦ ૩-૪-૨૧ રવિવાર : રામભાઈને ઘેર-મળ્યા—હેમણે सलाट—પ્રા. जि ड ज્ઞ સંબન્ધે મ્હને એક નવી વાત કહી.

વાંદરા—તા॰ ૨૧-૪-૨૧ ગુરુવાર : કાગળ લખ્યાઃ મોહનદાસ કરમચંદ ગાંધી (સાબરમતી).

"માન્યવર ગાંધીજી,

આપનો પત્ર મંગળવારે સાંઝે મળ્યો. એટલે ટપાલનો વખત જતો રહેલો હોવાથી સૂરતને સરનામે ઉત્તર પ્હોંચત નહિં. તેથી આજ સાબરમતીને સરનામે રવાના કરું છું.

આપના પત્રમાં પ્રગટ થતા સદ્ભાવોથી મ્હારા હૃદયમાં આર્દ્રભાવ ઝર્યો તે વિશે શું લખું ? આપના પ્રશ્નોના ઉત્તર જ લખવા તે બસ છે. આપનો સમય અમૂલ્ય છે, ત્હેમાં લંબાણથી કાગળ લખવા તે અપરાધરૂપ છે.

ભાઈ મહાદેવને જે ખબર મળી છે ત્હેમાં બહુ જ ગેરસમઝ અને પાઠાન્તર થયાં જણાય છે. આપને એકદમ કહી જ દઉં કે મ્હારા પ્રગટ પત્રના ઉત્તરમાં આપે દયારામભાઈ વિશે જે ઉલ્લેખ કરેલો તેથી મ્હને અણુમાત્ર માઠું લાગ્યું નથી; ઉલટું મ્હેં એ વાક્યોનો ખરો અર્થ અને હેમાં રહેલો સદ્ભાવ—એ જ ગ્રહણ કર્યું હતું. કેટલાક દિવસ પછી મ્હારા એક બન્ધુ જેવા મિત્રનો કાગળ આવ્યો. ત્હેમાં હતું કે—"ગાંધીજીના ઉત્તરમાંનો એક ભાગ મ્હને સુરુચિનો ત્યાગ કરનારો લાગ્યો;" અને તે વિચાર વાંચીને પછી જ મ્હને થયું કે આપના વચનનું આમ અવળું અર્થદર્શન કોઈક કરી સકે. આ મિત્રના પત્રની વાત મ્હેં કોઈ આગળ કરી હશે, ત્હેણે બીજાને કરી હશે, એમ પરંપરાથી ભાઈ મહાદેવને કાને વાત રૂપાન્તર પામીને ગયેલી. બાકી મ્હારા મન ઉપર આપના એ વચનની છાપ અનિષ્ટ પડી જ ન્હોતી, તો પછી માઠું લાગવાની વાત જ ક્ય્હાં રહી? અને માઠું નથી લાગ્યું તો પ્રાયશ્ચિત્ત, માફી માગવી, ઇત્યાદિ પ્રસંગ જ ક્ય્હાં ઉપજવાનો ! અને તે વળી આપના જેવા સજ્જન કનેથી હું માગું પણ ખરો ?—પ્રાયશ્ચિત્ત એટલું જ કે—આપ રાખો છો ત્હેવો સ્વ-ભાવ મ્હારા ઉપર રાખતા રહેજો.

વિઠ્ઠલભાઈ પટેલને ઘેર આપ ગયા બાબત પણ સમઝફેર જણાય છે. હકીકત આમ છે : આપે આપના પ્રગટ ઉત્તરમાં લખ્યું કે ત્હમારે ત્હાં આવતાં વાંદરાના કતલખાનાથી મ્હારુ હૃદય કંપે છે. આ સબબ મ્હને કાંઈક વિષયને અસંબદ્ધ લાગ્યો; અને તે માટે મેં ઘણા જણને મ્હોંએ કહેલું કે વિઠ્ઠલભાઈ પટેલને ઘેર પ્હરૂણા રહેતી વખત કતલખાનું નડ્યું ન્હોતું અને અહીં આમ કારણ બતાવાય છે તે બંધબેસતું નથી; તેમ જ મ્હારા નિમંત્રણનો ઉદ્દેશ મ્હારા ઘર માટે અથવા તો વાંદરા પોઈંટના અનુપમ સુન્દર સ્થળો માટે ન્હોતો; વાચ્યાર્થમાં તેમ હતું; ઉદ્દેશ માત્ર એટલો જ હતો કે હેવાં સ્થળોથી મળતી શાન્તિ—આનન્દનું પાન કરવા માટે મ્હારો આગ્રહ હતો; એક દારૂડિયો બીજા દારૂડિયાને હડ કરે તેમ!—બાકી આપને હેવા આધ્યાત્મિક મદ્યપાનની ક્ય્હાં ખોટ્ય હતી? એટલું જ કે હેવું મદ્યપાન લાબો વખત છોડી ના દેવાય તે માટે જ આગ્રહ હતો. પરંતુ આ વિશે વધારે પ્રસંગ નથી એટલે ટૂંકાવી દઉં છું.

કૃપા છે ત્હેવી સતત રાખશો—ભાઈ મહાદેવને મ્હારા સ્નેહ-સહિત નમસ્કાર કહેશો.

અત્ર કુશળ, તત્રાસ્તુ.

આપનો સદાનો સ્નેહકૃપાભિલાષી
(સહી) ન. ભો. દિ.

તા. ક. એક વાત કહું? આપ લખો છો : "તમારે ત્યાં તો મારે યાત્રા કરવી રહી. પટેલને ત્યાં તો હું ધંધાર્થે ગયો. ત્યાંથી તમારે ત્યાં શાન્તિથી આવી શકવાનો મને વખત પણ રહે ખરો?"

"શાન્તિથી" શબ્દ નીચે મ્હેં ભાર મૂકયો છે. મ્હારા નિમન્ત્રણનું કારણ જ એ. આપ સુજ્ઞ છો એટલે કહેવાની જરૂર નથી કે આમ છેક શાન્તિનો ત્યાગ કરાવનારી પ્રવૃત્તિને મ્હેં મોહની માયા ગણીને લખ્યું હતું."

વાંદરા—તા. ૧૯-૬-૨૧ રવિવાર : હું બપોરે ઊંઘતો હતો. બંગલાના ઝાંપાનું બારણું ઠોકાયું, સુશીલાએ જઈને ઊઘાડ્યું, મ્હને ખબર કરી. હું ગયો. ગાંધીજી! જોડે સરલાદેવી, મૌલાના અબ્દુલ કલામ, અને વાંદરામાં રહેનાર મોટવાની તથા હેની પત્ની, તથા બે ગાંધીજીના ચેલાઓ; એટલાં હતાં.

ગાંધીજી તો આગલા ખંડની જમીન (પાટીયાં મઢેલી) ઉપર બેશી ગયા! બીજું મંડળ પણ તેમ જ બેઠું. મ્હારી પગની અશક્તિ, પલાંઠી વળાય નહિ, તેથી મ્હેં કહ્યું : આમ કરો છો તો મ્હારે તો ખાડો જમીનમાં ખોદીને બેસવું પડશે! હેમણે માન્યું. ખાટલા ઉપર ગાંધીજી બેઠા. બીજા બધાં ખુરશીઓ વગેરે ઉપર બેઠાં.

સુશીલાએ પૂછ્યું—પાણીબાણી પીશો. કૃહે—પીને જ આવ્યો છું. સુ. કૃહે—બીજું ત્હમને શું આપિયે? ગાંધીજી—"હું માગીશ તે નહિં આપી સકો." મ્હેં કહ્યું—"હા; તે તો માફ જ કરજો."

સુશીલા તથા મ્હારી જોડે 'હું માગીશ તે નહિં અપાય' એ મતલબનું વચન ગાંધીજી બોલ્યા ત્હેના સંધાનમાં હેમણે કહ્યું : "હું જાણું છું રાજકીય બાબતમાં ત્હમારે ને મ્હારે મતભેદ છે; પણ મ્હારી ભૂલ્ય હશે તો હું કબૂલ કરીશ; ને તમારી ભૂલ્ય હશે તો ત્હમે કબૂલ કરશો."

લવંગી સ્હામે એક બાજુએ ઉભી હતી, હેની હાથમાંની સૂનાની બંગડીઓ તરફ ઝીણી નજર નાંખીને ગાંધીજી બોલ્યા :— "જુઓ ભાઈ! હું તો ઘરમાં લડાઈ લગાડનારો માણસ છું." બંગડીઓ કાઢીને આપવાનું સ્પષ્ટ તો જણવામાં ના બોલ્યા. પણ હમે સમઝી ગયા ને લવંગીએ કે હેની તરફથી હમે કહ્યું—તે તો નહિં બને.

દયારામને મળવા માટે સંદેશો કહાવ્યો. તે પ્રથમ સુશીલા કૃહેવાને ગઈ. નકાર લાવી, એટલે મ્હને મોકલ્યો—એમ કહીને કે

મ્હને મળવાની ના નહિં કહે. (કોઇને મળતા નથી એમ હમે પ્રથમથી જ કહેલું.) હું પણ "માફ કરો!"નો જવાબ લાગ્યો.

(આ વીગતો સ્મરણમાં દૃઢ સ્થપાઇ રહેલી—ઘણીવાર તે સમયમાં જ લોકોને કહેલી—તે આજ કાયમ રાખવા માટે અહિં ઉમેરી છે. સ્મરણ બિનચૂક છે—મરીન વિલા, ખાર; તા. ૧-૯-૩૩).

**વાંદરા**—તા. ૨૧-૬-૨૧ મંગળવાર: ચિઠ્ઠી આવી—રામભાઈ. (વામન જોડે) ઉત્સર્ગ XXXVIII ના quotations માં એક ઠેકાણે "તૃણાવત હરિ લીનો" છે ત્હાં મ્હેં 'હરિ' આગળ ? કરી 'ગિરિ' નોંધ્યું છે. રામભાઈ સૂચવે છે તૃણાવર્ત (whirlwind) રાક્ષસ કંસે મોકલેલો કૃષ્ણે સંહાર્યો—તે સંભવે છે. માટે સૂચવ્યું છે.

**વાંદરા**—તા. ૧૧-૮-૨૧ ગુરુવાર: કાગળ લખ્યા:— આણંદશંકર (બનારસ).

"શુઅર" કાવ્ય મ્હારા "ધુવડ"ની parody 'સાહિત્ય' (ઑગસ્ટ)માં આવી છે તે જરૂર વાંચજો લખ્યું. કર્તા કોણ તે તર્ક કરજો.

**વાંદરા**—તા. ૭-૯-૨૧ બુધવાર: બ. ક. ઠાકોર મળ્યા:—

(a) Turner નો Guj. Phonology વિશેનો લેખ J. R. A. S. માં આવ્યો છે તે તરફ મ્હારૂં લક્ષ બ. ક. ઠા.એ ખેંચ્યું.

મ્હેં કહ્યું—મ્હેં જોયો છે—ને મ્હને re-print મળ્યું છે, એટલે નિરાંતે વાંચીશ. તો કહે-મ્હારે માટે એક પ્રત હેની કનેથી મંગાવો. મ્હેં કહ્યું-એમ શી રીતે બને ? મ્હેં હેને કાગળ લખ્યો છે ત્હેનો જવાબ આવશે પછી જોઈશ.

**વાંદરા**—તા. ૨૦-૯-૨૧ મંગળવાર:—

હું પૂણા આઠે આવ્યો. પરસદ હતો. હેને ગૂંચવાયલો દીઠો. એ ગયો તે વખતે દયારામે હેને કાંઈક ગુપ્ત વાત કરી. કેટલીક વારે એ પાછો આવી દયારામને ખાનગી વાત કરવા લાગ્યો.

સુશીલાએ મ્હને પૂછ્યું-ત્હમે લલ્લુભાઇની ઑફિસમાં ગયા'તા ? હું ચીઢાયો-શા માટે જાઉં ? અંબાલાલ જાનીને મળ્યા'તા ?-હા,

કહી–પણ હું ચીઢાયો. હેતુ વિના પૂછ્યું લાગ્યું તેથી. આખરે દયારામ આવ્યા ને મ્હને કહે છે, "ત્હમે કૃષ્ણરાવને છેલ્લા ક્ય્હારે મળ્યા'તા?" મ્હેં કહ્યું કૃષ્ણલાલ ઝવેરીને ઘેર ૧૦મી એ મળ્યો'તો. "પુરંદરેનું દવાખાનું ક્ય્હાં છે? કૃષ્ણરાવના ઘરથી કેટલે છેટે છે?" આ પ્રશ્નોના ઉત્તર દીધા, પણ હેતુ સમઝાયો નહિં. પછી કહે– "કોઈ ત્હમારો દુશ્મન એવો છે કે hoax કરે? કૃષ્ણરાવની તબિયત કેવી હતી?" મ્હેં આખર સ્પષ્ટ કહેવાની વિનંતી કરી. કહ્યું "દીનશાઈને ત્ય્હાં રાત્રે (પુરંદરેના દવાખાનામાંથી) ટેલીફોન આવ્યો– કરનાર કોઈ વિઠ્ઠલ–કે કૃષ્ણરાવ રાત્રે ગુજરી ગયા છે." હમે ગૂચવાડામાં ને ગભરાટમાં પડ્યાં. પરસદે ટેલિફોનથી તપાસનો પ્રયાસ કર્યો. પણ કાંઈ ફાવ્યું નહિં. આખરે મ્હને સૂઝ્યું–મનુભાઈના જ મકાનના માલિક દલપતરામના ઘરનો–પાડોશીનો ટેલિફોન નંબર મ્હારી કને હતો. ભીંત ઉપર સોધ્યો. ના જડ્યો. ડાયરીના ચોપડા બધા પંદર વીસ ફેંદ્યા–પૂઠાં ઉપર નોંધેલો હતો, કોઈને ના જડ્યો. ફરી ભીંત્ય ઉપર જોયું–બીજી બાજુ હતો. નંબર જડ્યો. સુશીલા તથા પરસદ રતનબ્હેનને ઘેર ટેલિફોન કરવા ગયાં. મ્હને shock ને લીધે unhealthy motion થયો. એ લોકો પા કલાક કરતાં લાંબે વખતે આવ્યાં. પરસદે કહ્યું–તપાસ પાકી કરી; વાત સાચી છે; લોકો એકઠા થવાની વાટ્ય જુવે છે.

સુશીલાએ બચુકભાઈ ને વહુની કને (ટેલિફોન કરવા ગયાં ત્ય્હારે) મોટર માગી રાખી હતી–સ્ટેશન ઉપર જવાને. હમે ઝટ તૈયાર થયાં. મોટરમાં હું, સુશીલા, પરસદ–સ્ટેશન ઉપર ગયાં–ટ્રેન જે મળે તે સાધવાને. સુભાગ્યે એક taxi ઉભી હતી. ત્હેને પૂછ્યું–મુંબાઈ લઈ જઈ પાછો લાવીશ? હા. કહી. "શું લઈશ?" "૧૫ રૂ." તરત કબૂલ કર્યો. અડધા કલાકમાં મનુભાઈને ઘેર પ્હોંચ્યાં.

એક બે જણ નીચે ઉતર્યા–ત્હેમણે કહ્યું; પાંચેક મિનિટ ઉપર જ લઈ ગયા. હમે ત્રણ ઉપર ગયાં. પ્રિયવંદા, પ્રતિમા, ને વિપિનનાં

છોકરાં-કલ્પાંત કરતાં હતાં. હમે પણ દુઃખી થયાં. શાન્ત પાડ્યાં: પૂણો કલાક બેઠાં. સ્હવારે આવીશું-પાછાં ગયાં-taxi માં-ઘેર અડધી રાત્રે પહોંચ્યાં; ઊંઘ બહુ વારે આવી.

પ્રભુ ! આ શો નવો આઘાત ! અનેક મતભેદ, વિરોધ થયા; પાછા સંધાયા-અને આ વળી વજ્રઘાત ! હૃદય ભાર નથી ખમી સકતું. મનમાં વિચાર ગોઠવાતા નથી.

પણ આ શો અકસ્માત ! પ્રભુ ! દયાળુ તું છે-ધૈર્ય આપ્ય.

**વાંદરા**—તા. ૪-૧૦-૨૧ મંગળવાર : હું Collegeમાં ગયો-class લેવા. બ. ક. ઠાકોરનું ક્ષ્મ. સં. ઉપરનું અવલોકન "સાહિત્ય" ૧૯૧૬ ના ગુટકામાંથી કાઢીને હેમાંની એક વિરુદ્ધ ટીકા સવિસ્તર સમઝાવીને મ્હેં હેનો રદિયો આપ્યો પણ બ. ક. ઠા. એ સૂક્ષ્મતાથી મુદ્દો પકડ્યો છે તે માટે શાબાશી આપી.

**વાંદરા**—તા ૧૦-૧૦-૨૧ સોમવાર : ભાનુમતી ત્રિવેદીને ઘેર (a) ગીતો-"મિસર કુમારી"માંનાં ભાનુમતી જોડે બેસીને તપાસ્યાં. (b) મ્હને કૂહે-'હવે આ નાટક માટે "પ્રસ્તાવના" લખી આપો" મ્હેં કહ્યું-પ્રસ્તાવના લખું તો પસ્તાવાનું થાય-ગ્રન્થકર્તા વિશે, મૂળ ઇતિહાસ વિશે માહિતી વિના ના લખાય.

**વાંદરા**--તા. ૨૭-૧-૨૨ શનિવાર : કન્હૈયાલાલ મુનશીની રૂમ-હજી આવ્યા ન્હોતા-બેઠો. મનહરરામ આવ્યા. પછીથી મુનશી આવ્યા. Coffee મુનશીએ મગાવી, હમે પીધી. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય આવ્યા હતા. મ્હને મુનશીએ ઓળખાવ્યા. ચૂપ જ બેસી રહ્યા હતા. 'ચેતન'માં મ્હારા 'મંગલ ભાષણ' ઉપર પ્રહાર કરનાર તે જ એ ગૃહસ્થ ! મ્હેં કશું મ્હોં ઉપર આણ્યું નહિં. અમે સારી રીતે વાતચીત કરી.

"સમાલોચક" તો રમણીયરામ નહિં આપી દે એમ મુનશીએ કહ્યું. હેનો જવાબ આવેલો મ્હને વંચાવ્યો. હવે 'ચેતન' લઈ લેવાનુ

ધારે છે–બધી યોજના મ્હને સમજાવી. એ 'ચેતન'ને પુષ્ટિ આપનાર 'સાક્ષરમંડળ' કરવાના છે. હેનું નામ 'સાહિત્ય સંસદ' પાડવાનું ઠરાવ્યું.

વાંદરા—તા૦ ૮–૨–૨૨ બુધવાર: Elphinstone College—ગુજરાતી મંડળની મીટિંગ–મુનશી કન્હૈયાલાલનું ભાષણ–શ્રોતાજનની સંખ્યા ૨૫–૩૦ હશે. સ્ત્રીઓમાં સુશીલા અને કુસુમ બે જ!

ભાષણ કલાક ઉપર ચાલ્યું. "ઐતિહાસિક દષ્ટિયે ગુજરાત" એ વિષય હતો. પ્રમુખસ્થાનેથી મ્હેં ઉપકાર, સ્તુતિ વગેરે સાથે દષ્ટિભેદને લીધે કેટલીક ચર્ચા કરી.

વાંદરા—તા૦ ૧૭–૨–૨૨ શુક્રવાર: મનહરરામ–ઊંઘમાંથી ઊઠાડ્યા–હેમના લેખનું Mss & proof પાછાં આપ્યાં. ચર્ચા જેટલો વખત ન હોવાથી ટૂંકામાં મ્હારી remarks કહી:—

(a) ગરબી, દેશી, વગેરેની ચર્ચા ત્હમે કરી છે તે હેના બંધારણ વિશે અર્થાત્ હેના prosodial સ્વરૂપ વિશે છે. તો હેને સંગીત કહીને ચર્ચવું તે બરોબર નથી. 'ગીત' એમ હોત તો ઠીક. તો કહે–"ના, ચર્ચા સંગીતદષ્ટિયે જ છે." સંગીત અને પદ્ય વચ્ચે ભેદ એ પણ પૂરો આ ઝીણવટથી સમજતા જ નથી.

(b) નૃત્યના લક્ષણમાં હાવભાવપ્રદર્શનને અગત્યનું રૂપ આપો છો તે ભૂલ છે. (વિચારી જોશે.)

(c) "ગરબીઓમાં એકતાલ જ છે" (૭ માત્રાનો અહિં પણ). મ્હેં બતાવ્યું કે દીપચંદી જેવા તાલ પણ આવે છે. તે ત્હમે એકતાલમાં reduce કરો તો ભલે પણ હેની rhythm તે તાલની ના જવાતી.

વાંદરા—તા૦ ૨૬–૨–૨૨ રવિવાર. મનહરરામને ઘેર–મળ્યા. ધનસુખલાલ મજમુદાર પણ બેઠા હતા. બંને જણે દિલરુબા લીધેલા હતા–તે બેય મૂકયાં હતાં. મ્હેં ચાલવા દ્યો કહ્યું, પણ ત્હેને બદલે

મનહરરામના "ગૂર્જર સંગીત" વિશેના નિબન્ધની ચર્ચા કરવાનું જ રાખ્યું. મનહરરામ પોતાની જીદ છોડતા જ ન્હોતા. મુખ્ય મુદ્દા આ હતા:—

(a) નૃત્ય-નર્તનના લક્ષણમાં હાવભાવને દાખલ કર્યા છે. તે essential અંગ તરીકે-તે સ્હામે મ્હેં વાંધા, કારણો બતાવ્યાં-પણ માન્યું નહિં. ધનસુખલાલ કાંઈક અંશે મ્હારી તરફ હતા.

(b) 'સાખી'માં તાલ લુપ્ત થાય છે-એમ લખ્યું છે. મ્હેં કહ્યું-એમ નથી; સાખી ગવાતી વખત તબલાં, તાલ, બંધ રખાય છે એ ખરું; પરંતુ effectની ખાતર. બાકી સાખીમાં પણ અંતર્ગૂઢ, અતિ અતિ વિલમ્બિત, diffuse એકતાલનું વ્હેણ હેવું રાખવું જ પડે છે કે તે ના સચવાઈને, મૂળ લયમાં પ્રવેશ જરાક ચ્હેલોમોડો થાય તો કાલમાનમાં ક્ષતિ થવાની.

ધનસુખલાલ આ મતને સંપૂર્ણ મળતા આવ્યા મનહરરામ થંભ્યા. ફેરવીશું, એમ બોલ્યા.

(c) "ગરબી-અને ગરબો-એ બેમાં હમારા સુરત તરફ કશો ભેદ નથી"-આને શું કહેવું ?

(d) ગરબી, દેશી, ઇ. ને નવો વિકાસ આપવાના પ્રકારમાં એક પ્રકાર હેવો કહ્યો છે-કે એ ચીજોમાં રૂપાન્તર હેવાં કરવાં કે જેમ સંગીતમાં રાગના ફેરફાર રચાયા છે, તેમ હામાં પણ નવા રાગ રચાય. (મ્હેં પૂછ્યું-શાહ ? તો કૂહે-ના રાગ. આ મ્હને અજબ વચન લાગ્યું. હું ચૂપ રહ્યો.)

મ્હેં ગઈ મુલાકાતે કૂહેલું કે આ બધી ચર્ચા ગરબી દેશી વગેરેના બંધારણ ઉપર છે-ને સંગીત સ્વરૂપની નથી, પદ્યબંધ સ્વરૂપની છે. તો કૂહે-ના સંગીત દૃષ્ટિથી જ છે. આજ નિબન્ધ વાંચતાં થોડોક ભાગ હેવો આવ્યો કે હેમાં સંગીતદૃષ્ટિએ ચર્ચા જણાઈ. મ્હેં તે કબૂલ કર્યું. સમગ્ર ચર્ચા મુખ્ય ભાગે તો-પદ્યબન્ધની દૃષ્ટિયે જ છે-પણ એ નથી માનતા.

વાંદરા—તા૦ ૨૮-૨-૨૨ મંગળવાર : કાગળ લખ્યા : મનહરરામ (સાંટાક્રૂઝ).

ગરબી-અને-ગરબો-તે એકજ; હમારે સૂરત તરફ તો કશો ભેદ નથી એમ ત્હમે રવિવારે બોલ્યા હતા. પણ સ્થાનિક પ્રયોગ-શૈથિલ્યને પ્રમાણભૂત ગણીને શાસ્ત્રીય ચર્ચામાં ના ચલાવાય. ભેદ સૂક્ષ્મ, પણ સ્પષ્ટ છે-તે બતાવું છું.

ગરબો-બહુધા લાંબો; હેમાં આવેલી સ્વરઘટના કાંઇક એક-ધારી, સ્થૂલ, લાવણ્યાદિક કોમળ ગુણો વિનાની,-હેવી રચના-વાળું ગીત.

ગરબી-બહુધા ટૂંકી અથવા મર્યાદિત લંબાણવાળી, અને હેમાં આવેલી સ્વરઘટના લહરી લેતી, લાવણ્ય, માર્દવ, ઇત્યાદિ નાજૂક ગુણોવાળી-હેવી રચના વાળું ગીત.

ગરબા કરતાં ગરબીમાં *lyric* સ્વરૂપ સવિશેષ સંભવે, અથવા તો વધારે સુઘટિત રીતે આવી શકે.

વાંદરા—તા૦ ૨-૩-૨૨ ગુરુવાર : રમણભાઈ જોડે હેમને ઘેર જતાં રસ્તામાં વાતો થઇ:—

(a) નાટક માટે નવો છંદ (ગદ્યને સ્થળે મૂકવા લાયક-કેશવલાલની 'વનવેલી'ને બદલે યોગ્ય છંદ) યોજવાનું રમણભાઇ કહે છે. નામ હેનું 'વીરકંઠ' રાખવાના છે; હેનું સ્વરૂપ મ્હને સમઝાવ્યું. મ્હેં કહ્યું-"નીલકંઠ" તમારી અટક માટે 'વીરકંઠ' કર્યું ?" ના, ના, કહી પણ-બીજું કારણ પણ બતાવ્યું. વીરછંદ નર્મદનો છે-તેથી ભેદ પાડવા માટે વીરકંઠ.

(b) રમણભાઇયે એક નાટક લખવા માંડયું છે-'વીરધવલનું વેર"-*tragedy* છે-વસ્તુ કલ્પિત છે-મ્હેં કહ્યું-જરૂર લખો-જલદી.

વાંદરા—તા૦ ૩-૩-૨૨ શુક્રવાર—કન્હૈયાલાલ મુનશીની રૂમમાં મળ્યા. કેટલુંક મંડળ બેઠું હતું; બ્હેનું મોઢું ઓળખાવ્યું. (1)

"ગરવી ગુજરાત"ના તંત્રી;-(૨) રાયચુરા; (૩) (પછીથી) વિજય-રાય કલ્યાણરાય વૈદ્ય.

(a) " ગરવી ગુજરાત " મુનશીએ લઈ લીધું-ને નવા માલિક " ગુજરાત "માં વિલીન કર્યું.

(b) " ગુજરાત " માટેનું cover page બતાવ્યું. ધુરંધરનું કરેલું-સરસ છે-બે ધ્વજ-એકમાં ગરુડ ( કૃષ્ણના ), બીજામાં કુક્કુટ-સિદ્ધરાજનો, વચમાં પરશુરામની ફરસી.

(c) નવી વાર્તા મુનશી લખવાના છે-'ગુજરાતનો નાથ' પછીના સમયની.

(d) મ્હારા લેખ માટે મ્હને બહુ દબાણ કર્યું. હું " ખુશામદ કરાવું છું" એમ લાગે એટલું બધું થઈ જવાથી-મ્હેં કબૂલ કર્યું;-વિષય તો પાછલાં reminiscences-સોમવારે જોઇયે એમ હેમણે કહ્યું.

વાંદરા—તા૦ ૫-૩-૨૨ રવિવાર—મનહરરામ-મળ્યા-ઉઠયા હતા. (a) " મધુરીની ખીર " ગાઈ સંભળાવ્યું.

(b) નાટ્યશાસ્ત્ર-તથા मन्दारमरन्दचम्पूમાંના શિતારા બતાવ્યા. ભરત નાટ્યશાસ્ત્રમાં તો નૃત્ય તે અર્થભાવથી નિરપેક્ષ જ રહેલું સ્પષ્ટ છે-चम्पू આધુનિક ગ્રન્થમાં नृत्तને 'भावाश्रय'ને નૃત્ય તે 'ताललयाश्रय' કહ્યું છે-વગેરે ચર્ચા કરીને-એટલા પેટા-ભેદરૂપે મૂકવાનું ઠર્યું.

(c) તાલ-ગરબીમાં એકતાલ જ તે પ્રશ્નમાં તો હમે એકમત ના થયા. સંગીતની માત્રા જૂદી છે, છંદની જૂદી એ હેમનો આગ્રહ ખસતો નથી-તેથી આ થયું છે.

(d) 'ગુજરાત' માટેના મ્હારા લેખનું નામ 'स्मरणमुकुर' રાખવું છે તે કહ્યું. મુનશીને કહી દેશે.

વાંદરા—તા. ૧૧-૩-૨૨ શનિવાર—રમણભાઇ સ્હવારે ૮ વાગ્યે આવ્યા. અડધો કલાક બેઠા. 'વીરકંઠ' છંદનો નમૂનો મ્હને

બતાવ્યો. ૧૪ માત્રાનું ચરણ, હેમાં અમુક મર્યાદાઓ, અને તેથી variationની યોજના; આમ હતું.

*My* remarks on it :—

(a) પંક્તિ બદલતે વાક્યાર્થભંગ ના હોય તો ઠીક;

(b) તાલનું તત્ત્વ કાઢી નાંખો છો—તેથી પદ્યત્વ લુપ્ત થાય છે. માત્રાછન્દમાં આ માટે તાલ આવશ્યક છે. અંગ્રેજીમાં accent જે કાર્ય સાધે છે તે રૂપનું કાર્ય આપણામાં તાલ સાધે છે જો કે તાલ તે accent એ સ્વરૂપે ચિન્ત્ય છે. જો તાલ નહિં રાખો તો ગદ્યથી ત્હમારી રચના ભિન્ન શાથી થાય છે—તે નહિં જડે.

રમણભાઈ વિચારમાં પડ્યા. લગારે ખોટું ના લગાડ્યું. બહુજ modesty થી અને જ્ઞાન મેળવવાની વૃત્તિથી ચર્ચા કરી.

મ્હેં કહ્યું—આ એક નમૂનાથી મ્હને લાગ્યું તે મ્હેં કહ્યું. વખતે ચાર પાંચ નમૂના સમક્ષ હોય તો કદાચ જૂદી અસર થાય. તો ક્હે હું કેટલાકની નકલ કરીને મોકલીશ.

વાંદરા—તા. ૨૫–૩–૨૨ શનિવાર—અંબારિયાને ઘેર-રામભાઈ મળ્યા. રામભાઇને રાધાકૃષ્ણનું ચિત્ર બનાવ્યું. મ્હે આજ પ્હેરોડમાં રચી નાંખેલું મંગળાચરણ વંચાવ્યું :—

> જે રાધા રસમૂર્તિ રમ્ય યમુનાતીરે રમી રાસમાં,
> જે કૃષ્ણે રમણીય પ્રેમસરિતાસ્નાનો દીધાં હાસમાં,
> હેવું યુગ્મ કિશોર નેનથકી જો વર્ષાવતું પ્રેમને,
> સાધો યોગ સહાય ભક્તજનના, ને સાધજો ક્ષેમને.

વાંદરા—તા૦ ૨–૪–૨૨ ગુરુવાર—રામભાઇને ઘેર-"વ્હેંચવું" (=to distribute; to divide)—ની વ્યુત્પત્તિ રામભાઈને જડી છે. "ગૌડવધ"માં વિમત્ત નું વિહૃત્ત એમ છે–તે ઉપરથી પ્રાં-વત્ત-વ્હોંચવું-ની પેઠે 'વ્હેંચવું' થયું હોય-મ્હને આ બહુ બંધબેસતું લાગ્યું. "ગૌડવધ"માંથી reference ઊતારી લાવશે.

વાંદરા—તા. ૫-૫-૨૨ શુક્રવાર : ચર્ચગેટ સ્ટેશન-દલપત હતો. કલકત્તે થી અત્યારે આવ્યો હતો. સાથે ઉપડ્યા. ૪-૨૭ P. M. માં. રસ્તામાં વાર્તા—

(a) કલકત્તામાં "મિસરકુમારી"ના કર્તા બાબુ અરદાપ્રસન્નને દલપત મળ્યો. મ્હારા પ્રવેશક લેખનું અંગ્રેજીમાં ભાષાંતર દલપત કને કરાવીને સાંભળ્યું, બહુ ગમ્યું. "નાહરીન" નામ વિશેની ચર્ચા સાંભળતાં કહે–Truly, he must be a very learned man!

(રામભાઈએ બધી સામગ્રી ભેગી કરેલી તે ત્હેમને જશ, મ્હને ખોટો મળે છે!!)

વાંદરા— તા. ૧૦-૫-૨૨ : ધનુભાઈએ વાત કરી કે Literary Conference પ્રસંગે ગિરિજાશંકરે Subjects Committee માં મૂકવા માટે એક ઠરાવ મોકલ્યો. ગાંધીજીને જેલમાં ill treatment થાય છે તે માટે protest નો વાચ્છાએ ૧૦ રૂા.ની નોટ (Subjects Committeeના મેંબર તરીકેની ફીની) એ ઠરાવને ટાંકીને સેક્રેટરીને આપીને કહ્યું-ત્રિવેદીને પાછી આપો,-પણ સેક્રેટરીએ વચમાથી રહેવા દીધી હતી. પછી વાચ્છાને ખબર મળતાં બન્ને વચ્ચે બહુ તડાતડી થઇ. નટરાજને પણ Subjects Committee માંથી રાજીનામું આપ્યું. વગેરે વગેરે......

જયકર વગેરે એક નવી Party કરવાનું ધારે છે.

વાંદરા—તા. ૧૫-૫-૨૨ : "Rupam" (रूपम्) નામનું માસિક Ordhendra Kumar Gangooly કાઢે છે. ત્હેના January 1922ના અંકમાં રવીન્દ્રનાથ ટાગોરનો લેખ "The Creative Ideal" નામનો છે ત્હેમાં એક સરસ વિચાર–સાહિત્ય અને રાષ્ટ્રિય સંચાલન વિશે ઇસારો છે. તે exact ઉતારી લીધો. ચર્ચાના પાયા તરીકે નીચેનું Sublime કાવ્ય છે :—

"The Sun
Closing his benediction,

Sinks, and the darkening air
Thrills with the sense of the *triumphing night*,–
Night with her train of sleep.
So be my Passing !
My task accomplished and the long day done,
My wages taken, and in my heart
Some late lark singing,
Let me be gathered to the quiet West
*The Sun-down splendid and Death.*"
(આ કોનું કાવ્ય છે? તે લખ્યું નથી)
આ વિશે રવીન્દ્રનાથની નોંધ:—

"The sentiment expressed in this poem is *a subject for a psychologist. But for a* ***poem***, the subject is compeletely merged in its poetry like carbon in a living plant which the lover of plants ignores, leaving it for a charcoal burner to seek."

"This is why when some storm of a feeling sweeps across the country is under a disadvantage.

For in such an atmosphere the boisterous passion breaks through the cordon of harmony and thrusts itself forward as the subject, which with its bulk and pressure dethrones the unity of creation."

It is a most interesting language for the linguistic.

વાંદરા—તા.૧૯-૫-૨૨ : જયસુખલાલને ઘેર :—

ધનુભાઇ, માણુભાઈ મળ્યા.

(a) રાષ્ટ્રગીતોનો સંગ્રહ :—ઈન્દુલાલવાળો લીધો.

(b) 'ચેતન'’માંના પ્રહારલેખની વાત નીકળી. ધનુભાઈએ વાંચ્યો હતો. પેલા લેખ નીચે સહી “ધીરજલાલ ગજાનનજી મહેતા” છે. તે કૃત્રિમ નામ લાગે છે. એ ધનુભાઈએ કબૂલ કર્યું. ને વધારામાં કહ્યું કે-ધીરજ=હિમત. અને ગજાનન=ગણેશ. એટલે હિંમતલાલ ગણેશજી એમ હોય. ને મહેતા તો જાણી જોઈને લખ્યું છે. તે અંજારિયા જ લખનારા ના હોય?

મ્હેં કહ્યું:—આમ નામનો તાળો તો મળે છે પણ આ પ્રકારનો પ્રહાર અંજારિયા કરે એ સમજાતું નથી; કારણ—

(૧) આમ નીચતા કરવા જેવો હેમનો હૃદયગુણ નથી, એ ઉમદા છે.

(૨) હેમાંના અભિપ્રાય-ખાસ મ્હારી કવિતા બા. ના હેના અભિપ્રાયથી તદ્દન જૂદા છે : મ્હારી કવિતાને તો એ બહુ જ વખાણનાર છે. તે “વર્ડ્સ્વર્થનાં નમાલાં અનુકરણ” એમ આરોપ ના મૂકે...કોઈક જાણી જોઈને અંજારિયા ઉપર વ્હેમ ઢોળી પડાવવા આમ દ્વિગુણ-દુષ્ટતા કરી લાગે છે. ધનુભાઇના મનમાં વાત ઊતરી.

વાંદરા—તા. ૨૦-૫-૨૨ : કાગળ લખ્યા.

અંજારિયા (ખારીવલી)

બલ્યુ બંગલો વાંદરા,

તા. ૨૨-૫-૨૨.

રા. રા. ભાઇ હિંમતલાલ,

ટેનીસનનું Two Voices નામનું કાવ્ય તમે વાંચ્યું છે। તેમાં જે બે ધ્વનિ, બે વાણી વિશે ગૂંથેલું છે, તેથી તદ્દન જૂદા પ્રકારની બે વાણીનો અનુભવ આજ નોંધું છું:—

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૨૨ નું "ચેતન" આવ્યું. હેમાંનો "એ બધાંનો પરિચય" એ મથાળાનો લેખ વાંચ્યો. હેમાં નરસિંહરાવ ઉપર કરેલા પ્રહારો વાંચીને રમુજ ઊપજી. એ પૂરેપૂરો વાંચી રહ્યા પછી પ્રથમ એક વાણી પ્રગટ થઇ (આકાશવાણી) તે બોલી :—

"જોયું આ કેવો ગૂઢ પ્રહાર ? રૂબરૂમાં, જાહેરમાં, નરસિંહરાવનાં, હેમની કવિતાનાં, હૃદયગુણનાં વખાણ કરનારે જ આ લેખમાં નરસિંહરાવને વર્ડ્સ્વર્થની કવિતાનાં નમાલાં રૂપાન્તર કરનારા એકાદ જમાના પછી દુનિયા તેમને સાવ ભૂલી જશે એવા કહ્યા છે, "સ્મરણ સંહિતા"માં પણ દૂષણો જ જોયાં છે. અને ઉપરાંત અંગત નિન્દા પણ કેવી નીચ કરી છે ! આ દ્વિધાવૃત્તિ કૃતિ કરનાર કોણ છે ? લેખકનું નામ જુઓ. જરા ઉપરનાં પડ ખોતરી નાંખો તો જણાશે કે ધીરજલાલ ગજાનનજી એ નામમાં ધીરજ તે હિંમતને સ્થળે છે અને ગજાનન એ ગણેશને સ્થળે છે. મ્હેતા એ અડક દરેક નામોને લગાડાતા ઉપનામનો ઉપયોગ કરી "અંજારિયા" એ અડક મૂકી નથી :—પકડાઈ જવાના ભયે. બીજું કાંઇ એ ઉપનામ માટે જ રૂપાન્તર જડયું નહિ. આ ત્હમારો એકમુખે સ્તુતિ કરનારો અંજારિયો અને અન્ય મુખે નિન્દક ! રખે હવેથી હેની સ્તુતિનો વિશ્વાસ રાખતા !"

શાસ્ત્રમાં કહ્યું છે કે પ્રત્યેક યુગમાં ચારે યુગને સ્થાન મળે છે. તેથી તરત જ આ કલિયુગની વાણીને ગૂંગળાવી નાંખતી સત્ય યુગની વાણીનો સુવર્ણ જેવો રણકાર થયો :—

""આભાસ"થી છેતરાઇશ નહિં. આ લેખમાંના અભિપ્રાય, વિચાર, ઇત્યાદિ હિંમતલાલ ગણેશજી અંજારિયાના છે જ નહિં, એ ત્હમને હૃદયમાં સતત સત્ય ભાન આપનાર ન્યાયવૃત્તિ ક્હેશે. હાવું નીચ કૃત્ય એક સજ્જનને હાથે કદી પણ સંભવતું નથી. આટલાં વર્ષના અનુભવથી એ તો ત્હમને જણાવું જ જોઇએ. આ લેખમાં

ગૂઢ પ્રકારની નિન્દ્ય કૃતિ કરનારે દ્વિગુણ દુષ્ટભાવ દર્શાવ્યો છે; તે: જુઓ :–એક તો અન્યાય; અદેખાઈ, ઇ. ક્ષુદ્ર ભાવોથી પ્રેરાઇને સૌજન્યહીન વચનો વાપરી નિન્દાલેખ લખ્યો છે. અને બીજું એ કે પોતાનું સ્વરૂપ ગુપ્ત રાખવાની સાથે બીજા ઉપર આ લેખનું કર્તૃત્વ ઢોળી દેવા માટે ધોરજ અને ગજાનન શબ્દો વડે સહજમાં જણાઇ આવતું હિંમતલાલ ગણેશજી એ નામ સંતાડયાનો આભાસ માત્ર કર્યો છે. બિચારા અંજારિયાને આ રીતે લેખકે કે'વો અન્યાય આપ્યો છે અને ત્હમારા કરતાં પણ અંજારિયાને ખરેખરો અન્યાય આપી હેની પ્રત્યે દુષ્ટ અપરાધ આ લેખકે કર્યો છે. તે માટે એક માર્ગ છે, જેથી આ લેખકની દુષ્ટતા ઉઘાડી પડવાની સાથે જગત અંજારિયાને પૂરો ન્યાય આપી સકશે તે માર્ગ શો ? અન્તર્ધ્યાન ધરીને જુઓ; જણાશે "

આ સત્યયુગની વાણી બંધ થવાની સાથે સાત્ત્વિક ધ્યાન ધરતાં એ માર્ગ જણાયો. ત્હમે મંગળવારે મળશો ત્યારે એ માર્ગ રૂબરૂમાં બતાવીશ અને કલિયુગનો ઉદ્દેશ "સાહિત્યપ્રવેશિકા" વાંચી ચર્ચા કરવાનું કર્તવ્ય ટળાવવાનો હતો, તે નિષ્ફળ થયો છે અને સત્યયુગની વાણી વિજય પામી છે તે જાણીને ત્હમને સંતોષ થશે એમ આશા છે.

શું નાનુભાઈના સસ્નેહ આશીર્વાદ.

× × ×

લેખનો લખનાર બટુ જ છે. અંજારિયાએ ખાનગીમાં કહ્યું.

વાંદરા—તા૦ ૩૦–૬–૨૨ શુક્રવાર : કાગળ આવ્યા: R. L. Turner (Darjeeling).

મ્હારું પુસ્તક (Phil. Lectures) પ્હોંચ્યા બા. લખતે: 'વિલંબ થયો તેથી બહુ શરમાઈને ખુલાસો લખે છે. વાંચી જઇને પછી લખવું એમ હતું. વાંચી ગયા, "with very great interest." ઉપકાર માને છે. નેપાળી ભાષાનો કોશ પ્રગટ કરવાના

કામમાં ખૂબ મહેનત પોતે કરે છે. આવતા વર્ષમાં પ્રગટ થશે. It is a most interesting language for the linguistic.

પોતે ઑગસ્ટના છેલ્લા અડવાડિયામાં મુંબઇમાં હશે, તે વખતે મ્હને મળવાની ઉમેદ રાખે છે. બીજી સપ્ટેંબરે વિલાયત ઉપડી જશે. લંડનમાં જ હવે રહેશે. ત્ય્હાંની યુનીવર્સીટીમાં સંસ્કૃતના પ્રોફેસરની જગા મળે છે તેથી.

ચિઠ્ઠી આવી :—

1. J. E. Sanjana. ("અનાર્ય") Bombay.

1. "My dear Divatiajee

(This is the latest fashion of Swadeshi address.)

Herewith are sent hastily scribbled notes on *your extremely interesting Phil. Lectures. Perhaps* some of it may be of use when you bring out a second edition. What a pity the lectures were not delivered in Gujarati! (By the bye, does this absurd practice of answering Gujarati papers at the *M. A. Exam.* in *English still continue?* *If so, will none raise a protest?*"

Notes ઉપર ટપકે જોઈ.–interesting છે. હેણે ધ્યાન દઈ વાંચ્યું લાગે છે. ઘણે ભાગે હેતું દર્શન ખોટું છે. તે જૂદી વાત!)

**વાંદરા**—તા. ૧ લી જુલાઈ, ૧૯૨૨ : અંબાલાલ જાનીને કહ્યું "સુભદ્રાહરણ" out of print છે. બીજી આવૃત્તિ કાઢવાની વાત હેમણે કરી (હેમણે તૈયાર કરેલી ગુજ. વ. સો. માટે) એટલે મ્હેં કહ્યું બીજી આવૃત્તિમાં, notes માં વ્યુત્પત્તિ વગેરેનો ભાગ બહુ ખોટો છે, તે સુધારાવ તો સારું. કાલે જ M. A. ના વિદ્યાર્થીઓને શિખવતાં ભૂલ્યો માટે ચેતવણી આપવી પડી છે; ઉદા વિમાસવું-તે

विनमनस्यकं એ તે શું ! मनस्यकं સં. શબ્દ ક્યાંથી ? विमर्शनं ઉપરથી સહજ જણાય એમ છે. ઇ. ઇ. અંબાલાલ કુહે–આપને ખરી વાત કહું ? મ્હેં તો વ્યાસની ડિક્ષનરીમાંથી ને એ રીતે–વ્યુત્પત્તિયો લીધેલી. મ્હારું સંસ્કૃતનું જ્ઞાન કેટલું !"–મેં કહ્યું. એ તે રીત્ય ? (વ્યાસની ડિક્ષનરી વગેરેમાં ગપ્પાં ભૂલ્યો જ છે). કુહે–હવે બનશે તો સુધારીશ.

[**સંપાદકની નોંધ**—અહીંથી રોજનીશી નાની નોંધબુકોમાં ટૂંકી નોંધરૂપે જ મળે છે, તે પ્રમાણે આપીએ છીએ. રિવાજ મુજબ મ્હોટા ચોપડામાં વિસ્તીર્ણ વીગતવાર નકલ શ્રી. નરસિંહરાવ કરી શક્યા નથી એમ જણાય છે.]

**વાંદરા**—૨૦–૭–૨૨ ગુરુવાર : રામભાઈને નૈષધ–નલદમયંતી રાસ–શ્લોકો બતાવીને [નલદમયંતી રાસમાં] ઇમાઇ છે તે ०ઇ + આઈ (मातृका) જોઈયે તે સંપાદકની ભૂલ બતાવી.

**વાંદરા**—૨૪–૭–૨૨ સોમવાર : ચર્ચગેટ સ્ટે.થી અનાર્ય [શ્રી સંજાણા]ને ગાડીમાં lift. (a) બારી (=heavy) Persianમાં Johnson's Dict. માં છે મ્હેં કહ્યું. તો કુહે : એ dict. ઉપર શ્રદ્ધા રાખવા જેવું નથી. (b) "અચ્યુ"–वास्र ઉપરથી નથી" કહે. મ્હેં કહ્યું "નથી જ; अवश्य ઉપરથી છે–ત્હમે જોયું હશે." તો કુહે "૨૦૦૦ વર્ષથી ફારસીમાં છે ત્હેમાંથી જ આવ્યું"–!–વારુ.

**વાંદરા**—૪–૮–૨૨ શુક્રવાર : અંજારિયાને પ્રવેશિકામાં કમળાશંકરને અન્યાય–ignoring–માટે ઠપકો આપ્યો. સાહિત્ય proper જ–એ બચાવ હેમણે કર્યો. મ્હેં કહ્યું, "તો પણ વ્યાકરણ છે."

**વાંદરા**—૧૩–૮–૨૨ રવિવાર : પ્રેમલ તથા હું સાંટાક્રુઝ ગયા. રામભાઈ કનેથી य (त्वा) નિરુપસર્ગના દાખલા લીધા. મિ. કાંગલે આવ્યા–તે ઓળખાણ કર્યું. સં. માં પ્રવીણ છે,

( આ મિ. કાંગલે તે હાલના પ્રોફેસર રમાકાન્ત પંઢરીનાથ કાંગલે. )
—સંપાદક )

વાંદરા—તા. ૬-૯-૨૨ ગુજરાતી મંડળ [કૉલેજનું] શ્રી. ઠાકોરનું ભાષણ. લખેલું ભાષણ, clever and original analysis. ભાષણ અંતે કેટલાકની ઇચ્છા શ્રી. લલિત કને કલાપીનાં કાવ્યો ગવડાવવાની હતી. મ્હેં ચન્દ્રવદનને ના કહી. ચર્ચા પણ ના થાય તો ઠીક. હાવા ઉત્તમ વ્યાખ્યાનની મઝા જતી રહેશે. આખર લલિતને રજા આપી-૪ મિનિટ. થોડુંક બોલ્યા. અંગ્રેજી શબ્દો શ્રી. ઠાકોરે વાપર્યા તે માટે લલિતની ટીકા-મ્હારો હેને ઉત્તર.

વાંદરા—૧૦-૯-૨૨ રવિવાર : મુનશીએ હેમના "પુરંદર પરાજય"માં ધનુષની પણછને ધનુષની ચાપ-કહી છે. તથા અંધકાર એમ છે તે ભૂલ્યો હેમને બતાવી. કહે-પણછ ચઢાવેલું તે ધનુષ, ને વગર ચઢાવેલું તે ચાપ એમ હું જાણું છું. શો લૂલો બચાવ !

વાંદરા--૧૬-૯-૨૨ શનિવાર : શ્રી. હીરાલાલ પારેખના મ્હારાં Lect Vol. I ના અવલોકનનો ઉત્તર (ચાપ અને ગુર્જરો વિશેનો) રામભાઇએ પૂરો તૈયાર કરેલો વંચાવ્યો. બહુ જ સરસ, સચોટ, lucid છે.

૧-૪૦ p. m. માં મુંબાઇ.-શ્રી. કૃ. મો. ઝવેરીને ઘેર.

(a) શ્રી. માવજી ગોવિંદજીને, ત્હાં [Prof. Sylvain Levi ને] At Home માં સાથે જવાનું-ઠરાવ્યું મોટરમાં.

(b) Further Milestones નું કામ કર્યું.

પૂણા ચારેક વાગ્યે કૃ. મો. ઝ. તથા હું તેમની મોટરમાં Scruz જવાને ઉપડયા. સાડાચારે માવજી ગોવિંદજીને ઘેર પ્હોંચ્યા. માવજી શેઠને મળ્યા. રામભાઈ, આચાર્ય, મનહરરામ, દલપત, ભાનુમતી, પ્રીતમિલા, શાન્તિ-બ્હેન મ્હેતા, કામદાર, મિસિઝ કામદાર, બ્હેરામગુર ઇ. ઇ. હતાં. Levi આવતે વાર થઇ, ૭ વાગ્યા પછી આવ્યા. ઓળખાણ કરાવ્યું.

J. J. Modi હતા. Levi જોડે મ્હને Gujarat's greatest poet and scholar કહીને ઓળખાવ્યો !

વાંદરા—૧૮-૯-૨૨ : સોમવાર—R. A. Society. મીટિંગ. Levi's Paper. Tea.

(Large audience. Secretary Dr. Parker wanted me to preside if Dr. Jivanji Mody did not turn up.-I thanked him and asked for a little time. He intrduced me to his wife. Modi's introductory speech-long as usual. + + R. B. Joshi's Sans. S'lokas ! + + Zimmermann spoke well Levi met me પરમ દૃહાડે જ મળ્યા હતા તે સંભાર્યું. Leviને મળી appointment માગ્યું. બુધવારે 9 A. M. Taj Mahal Hotel Room No. 321.

વાંદરા—તા. ૨૦-૯-૨૨ : બુધવાર : Prof. Levi મળ્યા [રૂમ નં૦ ૩૨૧ નહિં પણ ૩૨૩] Extremely nice, honestly nice. મ્હારી બે ભૂલો ભાળી :—

(૧) લંગર not from लाङ्गल but see below :—

"Divyavadana" ed. by Cowell and Neil. Index of rare words, Sr. lankara, Gr. ankura, lat. anchora.

(૨) Zamotika માં સ્સ, ષ્સ નહિં; કારણ કે કેટલીક Indian ભાષાઓમાં સ્સ સ્પષ્ટ છે. (બીજા શબ્દોમાં એ investigate કરવુ જોઇશે.)

(૩) મ્હારાં Phil. Lectures, Vol. I ભેટ આપ્યું, નામ લખીને. બહુ બહુ વાતો થઈ. M. Bloch તે Levi નો શિષ્ય. ભાંડારકરનો પણ હશે બે વર્ષ.

× × ×

Guj. Press માં ગયો. સુજ્નતાખ્યાન–દીવાળી અંક માટે બનાવ્યું તે આપ્યું, માગ્યાથી. . . . . . . . . . . :.]

વાંદરા—તા૦ ૧૦-૧૦-૨૨ મંગળવાર. Guj. Press. Hertelનું પુ. નં૦...પાછું મ્હને આપ્યું.

Hertel નં૦ ૨ (ભરટક પંચાખ્યાન)નામાં માં उरि पेटि पइसीजइ વિશે શંકા મ્હને પૂછી. Hertelનું ખોટું છે. पइ=પગ વગેરે ખોટું. पइसीजइ-प्रवेश्यते એમ લેવું. ( રસ્તામાં પછીથી સૂઝ્યું તે કાલ્પ કહીશ :—માં उरि पेटि નહિં પણ माउरि पेट्टि ( मातुः कुक्षौ ) ( र genitive + इ loc. ) આ તો રેશીમ કાઢી ઘોતર જોટા જેવું હટ'લે કર્યું !

माउरइ पेटि पइसीजइ=( માકેરે પેટે પેસાય. )

વાંદરા—તા. ૧૪-૧૦-૨૨ : શનિવાર : ૭-૫૦ A. M. માં મુંબાઇ કૃષ્ણલાલ મો. ઝવેરીને ત્યાં; મળ્યા. " ગુલાબ "-નું જોઇ મૂકયું છે. એ કોશમાં Turkish શબ્દ છે ગુલાક (અરબી કાફ'વાળો). એક કોશકાર Turkish કહે છે–East નું ઘરેણું છે. ઊંટની નાથ પ્રથમ અર્થ. પછી ઘરેણું નાકનું (ગુલાબ). બીજો એથી reverse કહે છે. મ્હને નિરાંતે બતાવશે.

વાંદરા—તા. ૨૩-૧૧-૨૨ : ગુરુવાર : ૫-૪૦ P. M. અંધેરી–લલ્લુભાઇને ઘેર. ખંડુ ઘેર હતો. માંદો જરાક તેથી. મંગળા મધુરિકા મળ્યાં. થોડીવારે લલ્લુભાઈ ગગન ને પ્રો. Lesny આવ્યા, મુંબઇથી મોટરમાં. ઓળખાણ મ્હારી જોડે કરાવ્યું. પ્રોફેસર સારો જણાય છે. પુષ્કળ વાતો થઇ.

પૂણા નવે હમે ઉપડયા–પ્રો. તથા હું લલ્લુભાઇની મોટરમાં. રસ્તામાં પુષ્કળ વાતો થઈ. પ્રાર્થના સમાજ વિશે બધી વાત પૂછી મ્હારું કાર્ડ માગી લીધું. પાછળ મ્હોટાભાઈનું [સ્વ. ભોળાનાથનું] નામ લખાવી લીધું. હું શનિવારે હેને ૪ વાગ્યે મળીશ હેની હોટલમાં (*Hotel Metropole* રૂમ નં. ૪૦) મ્હને કહે ન્હા મ્હારી જોડે પીજો. વાતે વાતે જણાયું પ્રો. *Czechoslovak* છે. *Dr.* O. Pertold,નું મ્હેં નામ દીધું, તો કહે એ મ્હારો પરમ મિત્ર છે. (શ્રી [illegible] જવાના છે).

વાંદરા—તા૦ ૨૫-૧૧-૨૨ : શનિવાર—કોલાબે ઉતરી–Hotel *Metropole* પ્રો. લેસની (Lesny)ની રૂમ પૂછી. કાર્ડ મોકલ્યું. બારણું ઠોક્યું. પ્રો. આવ્યો. ખુશીથી આવકાર આપ્યો. હેનું કાર્ડ લીધું. મ્હારા Phil. Lect. ની પ્રત ઉપર હેનું નામ લખીને ચોપડી આપી. ચ્હા પીધો, ખાધું. પુષ્કળ વાતો કરી.

(a) મ્હારી બુક review કરશે. (b) ગુણેની બુકના સખત review માં MacDonell is right. (c) षु-षू : acht (જર્મન)નો ઉચ્ચાર અમુક ઠેકાણે ashta થાય છે.

કોલ્હાપુરમાં ત્રણેક મહિના ગાળશે.

વાંદરા—તા૦ ૨-૧૧-૨૨ : મંગળવાર—સંજાણા કહે "You still persist in writing ગીતિ with પંચમાત્રા ગણ S." My reply–'ગણ કાનથી માપવાના છે, આંખ્યથી નહિ." એ સમઝતા જ નથી. મ્હેં કહ્યું: उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा સંજાણા–" उत्पत्स्यते-વખતે-अस्ति તો ખોટું." હું—" શા માટે ? अस्ति પણ છે " એ માને છે–એ રીતે તો મગનભાઈ જેવી ગીતિયો થઈ જાય.

વાંદરા—તા૦ ૩૦-૧૧-૨૨ : ગુરુવાર—

Cama Institute. Numismatic Society ની મીટિંગ. ઘરમાઈસ [ Prince of Wales Museum ના Archaeological વિભાગવાળા ઘરશામ ચૌધરી ] મોડા આવ્યા. His paper on Bijapuri Laris *very interesting & instructive.*

Lari=Of Lar ( a town in Persia, coins struck there ); shape of Laris ચીપિયા જેવો; copper coins like Laris older than silver Laris. ( Hijri 3rd century, former ). કામલખેશી [?] નાનો દોહરો–પાછો આવ્યો. પ્રો. વેલણકરે હેને કહ્યું કે એ જૂની ગુજરાતી છે. મ્હેં કહેલું હિન્દી છે. ખરેઘાટ કહે–બંને એક જ–!

વાંદરા—૫-૧૨-૨૨ : મંગળવાર. Guj. Press. અંબાલાલે [અંબાલાલ જાનીએ] મેરુતુંગકૃત प्रबन्धचिन्तामणि દીનાનાથ પંડિતના ગુજરાતી ભાષાન્તર મહિતનો મ્હને બતાવી માંહિ नासा-मूषाक्षरवितानाळो શ્લોક બતાવ્યો. મૂળ મેરુતુંગમાં નથી. (બલ્લાલના ભોજપ્રબન્ધમાં શેનો જ હોય ?)–દીનાનાથ શાસ્ત્રીના ઉમેરામાંનો શ્લોક છે–સ્પષ્ટ જ forgery. અંબાલાલને મ્હેં શુદ્ધ ગુજ. શબ્દોના શ્લેષ (વાળી, સાવરણી ઈ.)નો ઉઘાડો દોષ બતાવ્યો–તો એ છાપ છપાઈ નહિં. કુહે–આપ કુહો છો તે વિચારવા જેવું છે. મ્હે કહ્યું="વિચારવા જેવું ? સ્પષ્ટ છે–છતાં માનતા નથી." વળી કુહે તનસુખભાઈ કુહેતા'તા કે એ શ્લોક જારણામાં રાજશેખરનો છે ! (Impossible) હેનો સમય ફરહ્યો અને વાળી સાવરણી શબ્દો ફરહ્યા !

વાંદરા—૧૬-૧૨-૨૨ : શનિવાર—કાગળ આવ્યા. પ્રહ્લાદભાઈ (બનારસ).—તા. ૧૩ મીનો–" આણંદશંકરને rheumatic fever છે, એમ દાક્તરો કુહે છે. દુઃખ અસહ્ય થાય છે. જો કે દાક્તરો કુહે છે કે dangerous નથી."

મ્હને ભય હતો જ. Danger નથી પણ મ્હને ડર છે, હું ને સુશીલા જઈયે ? શી રીતે ? ત્હાં શિલરી વધારે પડિયે. છતાં જોઈયે નાતાલના બે દૂહાડા પ્હેલાં ઉપડીને જઈયે.

કાગળ લખ્યા. મગનલાલ (બનારસ). આણંદશંકર માટે આવવાનું મન કરિયે છિયે. ઉતારો નજીકમાં થઈ સકશે ?

૨૦-૧૨-૨૨, સાડા પાંચે બનારસ cantonment. મોટર આવી હતી. Hindu University–આણંદશંકર કને ગયાં. મ્હને ભય હતો તે કરતાં બહુ સારું છે. કાલ રાત્રે પ્હેલવ્હેલી ઊંઘ આવી–તાવ ૯૯, આજ નોર્મલ.

તા. ૩૧-૧૨-૨૨ રવિવાર.

સાડા દશે...મોટરમાં બેશીને સારનાથ ગયાં. બૌદ્ધ ruins જોયા. બધું ખરેખર જોવા લાયક છે. વખત થોડો હતો તેથી ઉતાવળમાં પૂરું કર્યું. પાછા સાઢા ચારે આવ્યા. આણુંદશંકર ઊંઘતા હતા.

તા. ૧ લી જાન્યૂઆરી, ૧૯૨૩ : સોમવાર.

સાડા આઠ (A. M.) વાગ્યે મેલ ઉપડી (બનારસથી). તા. ૨ જીએ બપોર પછી સાડા ચારે ઘેર [ વાંદરે ] પ્હોંચ્યાં. ગ્રેમલ ખુશ, ખુશ. દયારામને આણુંદશંકરની હકીકત કહી.

વાંદરા—તા. ૧૫-૧-૨૩ : સોમવાર.

પારસ્કર ગૃહ્યસૂત્રમાંથી, ઇન્દુકુમાર નાટકમાં અંતે મૂકેલાં સંસ્કૃત વાક્યો—ભાઈએ સોધી કાઢયાં. મ્હને બતાવ્યાં. સ્પષ્ટ છે કે ન્હાનાલાલે ટીકામાં કહ્યું છે કે છેલ્લાં ચાર પદ પારસ્કરગૃહ્યસૂત્રમાંથી લીધાં છે –અર્થાત્ પ્રથમ વાક્ય પોતે યોજ્યું છે–"*આત્મના તેડડસ્માનં પ્રદધામિ* –" આમ હવે તે+આત્માનંનો આ વિલક્ષણ સંધિ ન્હાનાલાલના અપૂર્વ સંસ્કૃતનો નમૂનો જ છે એ બાબત પૂરી ખાતરી થઇ.

વાંદરા—તા. ૨૫-૨-૨૩ : રવિવાર.

વીલરવિલા (સાંટાક્રુઝ)–મેળાવડો* ભરાઈ ગયો હતો. મુનશી આવી ગયા હતા.

મ્હને પ્રમુખસ્થાન આપ્યું.

Speakers–મનહરરામ, માસ્તર, મણિલાલ નાણાવટી, જયસુખલાલ, ત્રિભાકર.

મનહરરામે તો લખી આણેલું વાંચ્યું. સાહિત્ય સંસદ્‌ની ઉત્પત્તિ, ઇતિહાસ, પ્રવૃત્તિ, સ્તુતિ, મુનશીનું હેમાં પ્રધાન ચાલક બળ ઇ. ઇ. વર્ણવ્યાં. ભેગાભેગુ "જોડણી"નો નિર્ણય કરવાનું કામ પણ સા. સંસદે આદર્યું છે તે કહી દીધું.

બીજાઓએ મુનશીનાં વખાણ, શુભ પ્રયાણેચ્છા વગેરે કહ્યું. પછી મુનશી મને ધીમે રહીને કહે–"લલિતને બોલવાનું કહો."

---

* એમના વિલાયતગમન પ્રસંગે વિદાયસંમાનનો મેળાવડો હતો–સંપાદકો.

સામાન્ય વિનંતિ કરી–"બીજા કોઇને બોલવું છે?" કહીને પછી કહ્યું "જન્મશંકરભાઈ." તરત જ લલિત ઊઠયા–બોલ્યા. ભેગાભેગું કહી દીધું કે સા. સંસદ્ હજી તો આરંભ દશામાં છે. હજી વિજય સ્થાપવાનો છે. ઈ. (આ મનહરરામનાં દર્પવચનો માટે હતું). પછી અંતે પોતે ગાયું: "કુસની પાંખડી લ્યો પ્રાણ."

પછી હું ઊભો થઇને બોલ્યો: "પ્રમુખપદ અણધાર્યું" જ આપ્યું. આગળથી શંકિત હતો તે કાવતરું જ હશે. પણ સ્નેહમય કાવતરું માટે સ્નેહપક્ષ સ્વીકારી આભાર માનું છું. સા. સંસદનો હું સભ્ય નથી; અસભ્ય છું; છતાં મને પ્રમુખપદ આપ્યું.–બાકી બ્હાર રહીને મ્હારો સંપર્ક છે. સંસદની સ્થાપનાની મસલતમાં હું હતો. સંસ્થાનું નામ શું પાડવું ? Don Quixote ને પોતાના ઘોડાનું નામ પાડતે વાર લાગી હતી તેમ થયું. હું મદદે આવ્યો. "સા. સંસદ" નામ મ્હેં સૂચવ્યું × × પછી મુનશીનો શ્રમ, શક્તિ, વેગ ઇ. નાં વખાણ કર્યાં. સંસદને અંગે 'જોડણી'નું કામ ઉપાડવામાં મુનશી હેમના પૂર્વજ પરશુરામે પૃથ્વીમાંથી ક્ષત્રિય નાબૂદ કર્યા તેમ જોડણીમાંથી હકાર નાબૂદ કરવાનો પ્રયાસ કરે છે. (કોઇ બોલ્યું "અસ્તુ." હું : "ભલે–મ્હારે તે જોવાનો વખત નથી આવવાનો એટલે મ્હારે સ્નાન સૂતક નથી). × × મુનશી સં. બહુ બહુ રમુજ વગેરે મ્હેં કહ્યું.

મુનશીએ જવાબ બધાનો ઉપકાર માનનારો આપ્યો. બહુ ગમ્મત કરી. મ્હારે વિશે કહે–નરસિંહરાવભાઇ સા. સંસદના નથી –છતાં હેમાં રહેલા છતાં બ્હાર દશાઙ્ગુલ ઊંચે ઊભા છે (પુરુષ સૂક્તના પુરુષની પેઠે.) (હેમની ભૂલ્ય મ્હેં પછીથી ખાનગીમાં બતાવી–બધે વ્યાપીને–અત્યતિષ્ઠત્ transcend થઇને રહ્યા એમ છે વગેરે). વિજયરાયે પ્રમુખનો ઉપકાર માન્યો. રંજિતલાલ પંડ્યાએ ટેકો આપતાં કહ્યું–નરસિંહરાવભાઇ પ્રમુખ આ પ્રસંગે થયા હેમાં ઔચિત્ય છે.

જુના યુગના અગ્રનેતા નરસિંહરાવ તે આ નવા યુગના અગ્રનેતા મુનશીને આશીર્વાદ આપે તે ઉચિત જ છે.

( મ્હેં પછી ખાનગીમાં રણજિતલાલને કહ્યું–ત્હમારા બોલવાની બીજી વ્યંજના સંભવે છે. રામ પરશુરામની–તો કૂહે મ્હારા મનમાં હતું જ નહિં. (બહુ મારા ભાવથી કહ્યું).

મકાન આપવા માટે નરોત્તમદાસનો ઉપકાર માનતે ધનુભાઇયે ભેગાભેગું કહ્યું : લીલાબ્હેન પણ ઈંગ્લાંડ જાય છે–ત્હેમને માટે પણ આપણે શુભેચ્છા દર્શાવીશું.

વાંદરા—તા. ૨૬-૨-૨૩ : સોમવાર.

મુનશીની ચેમ્બર. મળ્યા. મનહરરામ કૂહે–"કાલે ત્હમે 'સાહિત્ય સંસદ'ની ફેઇ થવાનો દાવો કર્યો–પણ એ નામ તો મ્હેં પાડયું હતું !" હું "એમ ? મ્હને યાદ છે કે મ્હેં સૂચવ્યું તે ત્હમને બંનેને ગમ્યું." તોએ માન્યું નહિં. મ્હેં કહ્યું–"મ્હારી ડાયરીમાં હોય તો બતાવું ? મનહરરામ ચૂપ રહ્યા. મણિલાલ નાણાવટી કૂહે :–ડાયરી regular લખો છો ?" હું—"૧૮૯૨ ની સાલથી." મણિલાલ અજબ થયા.

ચર્ચગેટ સ્ટેશને–૫–૪૦ p. m. માં પોપટલાલ શાહ ટ્રેનમાં હતા. ગઈ કાલ્યની સા. સંસદ્‌ના નામકરણની વાત મ્હેં કરી તો પોપટલાલ કૂહે–ત્રણેક મહિના ઉપર મ્હેં મનહરરામને કૂહેલું કે નરસિંહરાવે સા. સંસદ્‌ને કશી મદદ નથી કરી પણ નામ તો પાડી આપ્યું કની ? તો મનહરરામે એમ કહ્યું કે "એ નામ તો મ્હેં પાડી આપેલું."

વાંદરા—તા. ૧૧-૩-૨૩ : રવિવાર.

ગાંધર્વ મહાવિદ્યાલય. લલિતે મ્હને પ્રમુખપદ મળવાની દરખાસ્ત કરી. રમણભાઈનું ભાષણ, full notes ઉપરથી. સાહિત્યમાં હાલ સર્વ દિશામાં અવનતિ છે. કારણ કોઈપણ પ્રવૃત્તિમાં શ્રમ

કરવાની વૃત્તિ નથી. એ મુખ્ય ઞોક હતો. પણ delivery વગેરે નિર્જીવ. એ કારણથી નિસ્તેજતા આવી.

બ. ક. ઠાકોરને ચર્ચા કરવાને મ્હેં ઉઠાડ્યા- મ્હેં કહ્યું : શ્રોતામંડળનાં હૃદય જાણવાની મ્હારામાં અન્તર્યામિત્વની શક્તિ છે તેથી વિનંતિ બ. ક. ઠાકોરને કરું છું.

એ બોલ્યા. શ્રોતામંડળમાં જાગૃતિ, જીવ, આવ્યાં. આનંદ વર્ત્યો. શ્રમ કરવાની અનિચ્છા એ નિદાન પરીક્ષા-રમણભાઇની-થી પોતે વિરુદ્ધ પડયા. મ્હેં પ્રમુખપદેથી કેટલીક ચર્ચા કરી-લોકો ઉપર છાપ સારી પડી. રમણભાઈના મતને વિશેષ પુષ્ટિ આપી, પણ-શ્રમની સ્હામે પ્રતિભા વસ્તુ ભૂલવાની નથી; હાલ વીશ પચીશ વર્ષમાં કોઇ સાહિત્ય વીર કેમ પ્રગટ નથી થયા? ઇ. કહ્યું.

વાંદરા—તા. ૧૨-૩-૨૩ સોમવાર.

R. A. S. માં ગયો-હોડીવાલાનું ભાષણ હતું તેથી, + + કોરી (કચ્છની)-એ નામ બાબત રણછોડજી દીવાને લખેલા ઇતિહાસમાં કલ્પિત વ્યુત્પત્તિ કરી છે તે હોડીવાલાએ કહ્યું: કુંવરી :— કચ્છના રાવે પ્રથમ શિક્કો પાડયો તેથી સુલતાન ગુજરાતનો ગુસ્સે થયો. સ્વતંત્ર રાજાની પેઠે સિક્કો પાડવાનો હક ત્હારો નથી. રાવે કહાવ્યું:-"હમારા રૂપિયા જોડે લગ્ન કરવા માટે મ્હારા સિક્કારૂપી કુંવરી મોકલી છે."-આ ઉપરથી કોરી નામ! અલબત્ત આ કૃત્રિમ છે. હોડીવાલા कपर्दिका ઉપરથી કાઢે છે (મ્હને તે બાબત પણ શક છે. कोनो વિકૃત ઉચ્ચાર कपर्दिका-કોડીમાં છે. ને कोरीમાં તેમ નથી.)

૭-૪૫ P. M.માં વાંદરા + + ભૂલ્યથી ગઢનું કાર્ડ સરોજ ઉપરનું હમારે ઘેર આવેલું. સુ. એ માણસ જોડે સરોજને મોકલી દીધું. કાર્ડમાં નીચેનાં વાકય જોઇ સખેદ આશ્ચર્ય થયું:-

"સ્મરણમુકુરમાં છેલ્લા અંકનું લખાણ સારું છે. બધામાં એક જ જાતનું egotism છે અને મનનું સાંકડાપણું જણાય છે. એ લેખો વિશે તો ઘણી ચર્ચા કરવા જેવું છે."

વાંદરા—તા૦ ૧૫-૩-૨૩ ગુરુવાર.

—ને કેશવલાલની વાત કહી કે *ગુજ.માં* accent છે જ નહિ એમ હેમનો મત હતો. મ્હેં કહ્યું કવિતામાં accentથી ભિન્ન સ્થાને તાલ આવ્યાથી ક્ષતિ થાય છે તેથી accent પકડાઈ આવે છે કની? તો (કેશવલાલ) કૃહે હતો હું સુતો પારણે પુત્ર ન્હાનો હેમાં જુવોને?–હું કશું બોલ્યો નહિ. રાત્રે સૂઝેલો ઉત્તર–ને કહ્યો; જેમ વેદમાં, સંહિતાપાઠ અને પદપાઠમાં, સ્વર બદલાય છે તેમ આપણા વાર્તાલાપ ગદ્યના accent કોઈવાર પદ્યમાં બદલાય છ. છ.

×　　×　　×

Guj. Press 'ભ્રમર ગીતા'માં જમલો શબ્દ પાંચ છ ઠેકાણે છે તે નટવરલાલ દેસાઈ કને થી ઊતારી લીધું. ( જો કે મ્હારે જોઇતો અર્થ નથી. )

વાંદરા—તા૦ ૧૯-૩-૨૩ સોમવાર.

૭-૧૧ A. M. માં સાંટાક્રુઝ. નળદમયંતીરાસમાં માઇ(=માતૃકા) છે તે વિશે વિમલપ્રબન્ધમાં P. 4 st. 10માં 'માઇ' એ જ અર્થમાં બેસતું છે તે રામભાઈએ મ્હને બતાવ્યું.

વાંદરા—તા૦ ૧-૪-૨૨ રવિવાર. સાંટાક્રુઝ–બહેરામગુર અંકલેસરિયાને પૂછ્યું: Arabic al ankar, Pers. langar; Arabic માં क હોય તેનો Persian ग થાય? થાય.

વાંદરા— તા૦ ૨-૪-૨૩ : સોમવાર. "પ્રબન્ધબન્ધુ"માં સુશીલાએ વાંચ્યું કે ગુજરાત સાહિત્ય સભાના honorary મેંબર તરીકે હું, આણંદશંકર તથા મુનિ જિનવિજયજીને સર્વાનુમતે ચૂંટ્યા છે. મ્હેં ઘણાં વર્ષ ઉપર જોડણી કમિટી સંબંધ ખટપટને લીધે રાજીનામું આપ્યું હતું. હવે એ જૂની વાત દાટવી જોઇયે; હું boorish નહિ થાઉં.

વાંદરા—તા૦ ૩-૪-૨૩ : મંગળવાર.

Oriental Ttanslator's Office-સંજાણાને મળ્યો.

"ગુજરાત"માં ન્હાનાલાલના લેખમાં બુધને રાત્રે પૂર્વમાં ઉગાડી મધ્યાકાશમાં પ્રગટાવ્યો છે! તે મ્હને બતાવ્યું.

વાંદરા—તા. ૩-૫-૨૩ : ગુરુવાર.

સ્હવારે સુશીલાને પાછલી રાત્યના સ્વપ્નાની વાત કહી: સુરતના રસ્તામાં ગોઘિયા ગાડીમાં હું ને મનુભાઈ જતા હતા; એક લગ્નનો વરઘોડો જતો હતો. કન્યાવાળીઓ ગાતી'તી:

"અનંગતણું તણપાતીડું લીધું;
ગરીજતણું ઘર લૂંટી રે લીધું."

આ પંક્તિયોની વ્યંજનાઓ! – "તણપાતીડું" નવો જ શબ્દ ઈ. ઇ.

વાંદરા—તા. ૭-૫-૨૩ : સોમવાર.

Guj. Press-અંબાલાલને નરસિંહ મ્હેતામાંથી કેટલુંક બતાવ્યું. e. g. જમલોનાં અનેક ઉદાહરણ; એક ઠેકાણે પ્રેસના સંગ્રહમાં ભૂલ્ય "જ, મળ્યો" for જમલો. ઇ. ઇ.

વાંદરા—તા. ૧૪-૫-૨૩ : સોમવાર.

*Gujarati Press.* નટવરલાલે કહ્યું–સ્માણગુફરમાં નર્મદ વિશે રહમે લખ્યું કે "અમદાવાદી હજામ"-તે નર્મદનું નથી, વિજયવાણીના કર્તાનું છે.

વાંદરા—તા. ૧૬-૫-૨૩ : બુધવાર.

Guj. Press. "અમદા. હજામ" વાળો દોહરો "સ્વતંત્રતા"-ના અંકમાં નટવરલાલે બતાવ્યો–તે વિશે નોંધ લીધી.

વાંદરા—તા. ૨૧-૫-૨૩ : સોમવાર.

સાંટાક્રુઝ, ભાનુમતી ત્રિવેદીને ઘેર: જયજ્ઞોનું ભાષાન્તર કૈંક કલાક બેસી તપાસ્યું. હવે કાલે.

વાંદરા—તા. ૩૧-૫-૨૩ : ગુરુવાર : કામજી આવ્યા : A. Master (આણંદ)

લખે છે : "I am writing an article on "Accent in Gujarati" which should be published in a month."

વાંદરા—તા. ૬–૬–૨૩ : બુધવાર : કાગળ આવ્યા: રામનારાયણ વિ. પાઠક (અમદાવાદ)–"ગુજરાત વિદ્યાપીઠની વિનીત, પ્રથમા અને સ્નાતક પરીક્ષા માટે અર્વાચીન કાવ્યોની ચૂંટણી કરી પ્રસિદ્ધ કરવાનું મ્હને સોંપવામાં આવ્યું છે"–એ ચૂંટણીમાં મ્હારાં કાવ્યો દાખલ કરવાની યાદી લખી તે માટે પરવાનગી માગે છે.

વાંદરા—તા. ૭–૬–૨૩ : ગુરુવાર.

બ. ક. ઠા. 'ગુજરાત' કાર્યાલયમાં ગયેલા–મ્હને સંદેશો લાભશંકર મારફત કહ્યો કે–ત્મ મુ. માં બધાના દોષો જ બતાવો છો–તેથી લોકપ્રિય તો ત્હમે નથી જ થતા. હવે તો ગુણ દર્શાવવા માટે સરકારી અમલદારોનાં સ્મરણો લખો. શો ધૃષ્ટતા! અન્યાયની વાત તો જૂદી જ.

વાંદરા—તા. ૧૯–૬–૨૩ : મંગળવાર.

Gujarati Press. અંબાલાલને પૂછ્યું: વલ્લભની, કુન્તી પ્રેમમાં, તીરના પૂલની કલ્પના મરાઠી કવિને મળતી છે–તે વાત વિશે. મ્હારી નોંધ જડતી નથી. હેમની કનેનું પુસ્તક પાછું આપ્યું હતું (મરાઠી); છતાં તપાસ કરશે.

ઉત્તમલાલ ત્રિવેદી બહુ જ માંદા છે. પથારીવશ છે.

વાંદરા—તા. ૨૮–૬–૨૩ : ગુરુવાર.

સાંટાક્રુઝ. અંજારિયા રસ્તામાં મળ્યા. હેમની જોડે હેમને ઘેર. સુદ્રિકાએ કહ્યું. "રાજાધિરાજ"માં કાકા કને રાણકદેવીનાં પગલાં ગિરનાર ઉપર જોવડાવ્યાં છે–ને નરસિંહ મ્હેતા વિશે ઉલ્લેખ છે–એ anachronism છે.–મ્હને યાદ નથી. જોઈશ.

વાંદરા—તા. ૨૮–૭–૨૩ : શનિવાર.

-'ગુજરાત' કાર્યાલય. મુનશી મોટરમાં આવ્યા. સાથે ઉપડયા. રસ્તામાં પુષ્કળ વાતો થઈ. "અવિભક્ત આત્મા" નામનું નાટક મુનશીએ શરૂ કર્યું છે. વસિષ્ઠ અને અરુન્ધતી-એક જ આત્માનાં બે અંગ-એમ બતાવી લગ્ન છતાં બ્રહ્મચર્યની ભાવના (જયા અને જયન્તના જેવી )નો અપહાર ઉદ્દિષ્ટ છે. એક જ આત્માના બે અંશ પુરુષ ને સ્ત્રી એ કલ્પના ગ્રીક Myth. માંથી લીધી નથી?-મ્હેં પૂછ્યું. તો કહે ના. મ્હને લાગે છે છાયા હશે.

વાંદરા—તા. ૩૦-૭-૨૩ : સોમવાર.

"સાહિત્યપ્રિયે" બ. ક. ઠા. નું "ઊગતી જુવાની" ના અર્પણનું ગદ્યપદ્યમ્ ઊધાડું પાડયું છે ( પરમ દહડાના 'પ્રજાબંધુ'માં)-હરિગીત જ છે.

વાંદરા—તા. ૩૧-૭-૨૩ : બુધવાર.

ચન્દ્રવદનની કવિતા સુધારી સમજાવીને પછી આપી. "વીરી" શબ્દ ચન્દ્રવદને વાપરેલો તે માટે મ્હેં નાપસંદગી બતાવી છતાં કાયમ રાખ્યો છે. ખુલાસો કરે છે કે--નાનાલાલને પૂછ્યું હતું. તો કહે: હમારા કાઠિયાવાડમાં 'વીરી' વપરાય છે —ને સાબરમતી નદીના વર્ણનની કવિતામાં દલપતરામે 'વીરી' શબ્દ વાપર્યો છે. ભલે-મ્હને તો કાનને કર્કશ-અરુચિકર લાગે છે-મ્હેં કહ્યું.

વાંદરા—તા૦ ૭-૮-૨૩ : મંગળવાર.

પ-ત્ત-પ્રશ્ન ઉપર નવીન પ્રકાશ:—ભાઇનો એક સ્કૂલ વિદ્યાર્થી અમુષ્માત્નો અમુદ્દમાત્ જ ઉચ્ચાર કરે.—એ કહ્યું: અમુદ્દમાત્ કહે. પછી કહ્યું. તો હવે અમુષ્માત્ જ બોલ્યને. તરત અમુષ્માત્ ઉચ્ચાર નીકળ્યો.

*College*:—ચન્દ્રવદન વાત લાવ્યો—મણિશંકર ભટ્ટ કાશ્મીરથી પાછા આવતે તા૦ ૧૩ મી જૂને ગુજરી ગયાનો તાર અહીં કાલે છોકરાને મળ્યો; mysterious હજી છે. બહુ-ખોટું!

વાંદરા—તા૦ ૮-૮-૨૩ : બુધવાર.

'ગુજરાત' કાર્યાલય–મસ્ત કવિ ત્રિભુવન પ્રેમશંકર ૮–૧૦ દહાડા ઉપર જ આગગાડીમાંથી ઊતરતે heart fail થઈ ગુજરી ગયા.

વાંદરા—તા૦ ૧૦–૮–૨૩ : શુક્રવાર.

'ગુજરાત' કાર્યાલય–મુનશી આવ્યા. 'કાન્ત' અને 'મસ્તકવિ'ની સ્મારક મીટિંગમાં એ પણ જવાના છે. સાથે જવાનું ઠર્યું. મનાં વહુ પણ ઉપર આવ્યાં–ત્રણે જણ મોટરમાં—

**મારવાડી વિદ્યાલય**–સાડા ૭ ને શુમારે પ્હોંચ્યા. + + મુનશીને તથા મ્હને પ્લેટફોર્મ ઉપર ચઢાવ્યા. ન્હાનાલાલે પ્રમુખસ્થાને આવતાં મુનશી તથા મ્હારી જોડે બહુ ભાવથી હાથ મેળવ્યા. લલિતે "મ્હારી કીસ્તી" એ 'કાન્ત'નું કાવ્ય ગાયું.

અંજારિયાએ આવીને મ્હને કહ્યું: દુઃખપ્રદર્શનનો ઠરાવ આપે રજૂ કરવો એમ સર્વની ઇચ્છા છે–આપ આવ્યા છો તેથી. + + હું બોલ્યો. દશેક મિનિટ કરતાં વધારે બોલ્યો, + મણિશંકરની રસિકતા, હૃદયની ઉદારતા ઈત્યાદિ ખાસ ગુણો વિશે મ્હેં કહ્યું.

મુનશી બોલવા ઊભા થયા. એક વાત હેમણે એવી કહી કે નવીન કવિતાના યુગનો આરંભ મણિશંકરથી થયો–એક બાજૂ નરસિંહરાવ બેઠા છે ને બીજી બાજુ ન્હાનાલાલ બેઠા છે છતાં હું આમ કહું છું. (આ ઐતિહાસિક અસત્ય હતું –ભલે). + + અંજારિયા ત્રીજા બોલ્યા. વિભાકર–માવજી ગોવિંદજી, પછી ગિરજાશંકર ત્રિવેદી + + છેવટે પ્રમુખ ઊભા થઇ હેમની રીતિયો બોલ્યા. ++.

વાંદરા—તા૦ ૧૩-૮-૨૩ સોમવાર.

R. A. Soc. Library Sy. J. J. મોદી ને Zimmermann વાતે ઊભા'તા. ડૉ૦ મોદી કહે; ત્હમને મુબારકબાદી આપું છું. R. A. S. ની Centenary માં ત્હમારા એક લેખે ધ્યાન ખેંચ્યું હતું–એમ મ્હેં કોક વર્તમાનપત્રમાં વાંચ્યું.

વાંદરા—તા. ૧૪-૮-૨૩ મંગળવાર—કાગળ લખ્યા-'પ્રજાબંધુ'ના તન્ત્રી (અમદાવાદ).

ગયાના પૂર્વેના 'પ્રજાબન્ધુ'માં બ. ક. ઠા.ના ચર્ચાપત્રમાં સંગીતનો ભાગ યતિને ગણવાનું વચન છે. ને ગયામાં સાહિત્યપ્રિયે લખ્યું છે-તાલ આવે એટલે ગેયતા આવી જ. તે બંનેમાં સંગીત સ્વરસંગીત અને કાલમાન બેનો ભ્રમ છે તે બતાવનારું ચર્ચાપત્ર લખીને મોકલ્યું.

ચર્ચગેટ સ્ટેશને-ગગન મોટરમાં બેસતો હતો તેણે મ્હને દીઠો-ને જોરે લીધો. મણિશંકર ભટ્ટના મરણ બા. વિશેષ સમાચાર મળેલા કહ્યા. રાવલપિંડીથી આવતાં તાવ બહુ હતો. સ્ટે. માસ્તરે થોભવાનું કહ્યું-છતાં ના માન્યું. લાહોર સ્ટેશને શબ પોલિસે દીઠું. છબી પાડી લઇને-મોકલી છે. નવાઈ માત્ર એ કે ૧૬ મી જૂનથી આજ સુધી પોલિસે ખબર ના આપી.

વાંદરા—તા. ૧૫-૮-૨૩ : બુધવાર. કાગળ આવ્યાઃ-J. J. Modi ( B'bay ); કાગળ નથી.-Sunday Advocate માંથી cutting માત્ર છે. હેમાં નીચે પ્રમાણે છે ( R. A. S. ની Centenaryના મથાળા નીચે-બીજી બધી વાતોમાં) :-

"The Indian Section under the Chairmanship of Prof A. A. Macdonell spent a busy morning with Sanskrit Problem and criticisms submitted by Professor G. R. Lanman, Dr. F. W. Thomas, Mr. N. B. Divatia and Prof. R. L. Turner."

આટલું જ છે. "Attracted attention" એ રિમાર્ક માત્ર J. J. Modi ની-એમ હવે સમજાયું. તો પણ આટલું મ્હારું-સંગ્રહણ થયું તે ઠીક.

વાંદરા—તા૦ ૨૪–૮–૨૩ : શુક્રવાર.

Gujarati Press–વેલી ક્રિશનરુકમણીરીની મ્હારી પ્રતમાં છેવટના શ્લોક નટવરલાલ કનેના Ms. માં જુદા છે. તે ઉતારવા માટે નટવરલાલને મ્હારી પ્રત આપી. સારા અક્ષરે ઉતારી આપશે.

નટવરલાલ કનેનું Ms. જોયું. બહુ જ સરસ છે. ને હેમાં દરેક શ્લોકનું ગદ્યમાં જૂની ગુજરાતીમાં ( ડિંગળમાંથી ) ભાષાન્તર છે, તેથી બહુ કીમતી છે. આ Ms. ને આધારે આ ગ્રંથ ફૉર્બસ સભા તરફથી પ્રગટ નટવરલાલ કને કરાવવા માટે નટવરલાલની અરજી આવતા ગુરુવારની મીટિંગમાં રજૂ કરવા માટે મ્હેં બહુ જ આગ્રહથી કહ્યું. અરજી તૈયાર છે.

વાંદરા—તા૦ ૨૭–૮–૨૩ : સોમવાર.

મનહરરામે ' અવિભક્ત આત્મા ' વિશે મ્હને પૂછયું–અભિપ્રાય પૂછયો. મ્હને મુનશીએ advance sheets આપેલાં તે જાણીને જરાક અજબ થયા. મ્હેં નાટક વખાણ્યું. " પુરંદર પરાજય " કરતાં બહુ જ superior છે મ્હેં કહ્યું.

મનહરરામ :—એક રાત્યમાં લખાયું છે. (પછી ચમત્કાર ઢીલો કરનારું વચન હેમના અંતરાત્માએ ઉચ્ચારાવ્યું :) એટલે કે કલ્પના સમગ્ર એક રાત્યમાં આવેલી.

હું :-તે તો તેમ જ થાય. મ્હેં કહ્યું : એક વીગતની ખામી છે. વિષ્કમ્ભક મૂક્યો તે વિષ્કમ્ભક નથી. વિષ્કમ્ભકનું લક્ષણ સમઝાવ્યું.

× × ×

અવિભક્ત આત્માને પુષ્ટિ આપનારી hymn રામભાઈએ શોધી-ઉતારેલી–મુનશીને આપવાને, તે આપી. બહુ ખુશ થયા.

વાંદરા—તા૦ ૩૦–૮–૨૩ : ગુરુવાર.

· National Medical College–મ્હારું ભાષણ.

(a) કાન્તનાં ત્રણ પરલક્ષી કાવ્યો–૧ વસન્તવિજય, ૨ દેવયાની ૩ ચક્રવાકમિથુન–નાં હાર્દતત્ત્વ કહ્યાં–ચક્રવાક વિશે ખાસ

વિસ્તારથી, અન્તભાગના વ્યગ્ય બાબત. *વિવર્તલીલા* નં. ૧૦ માં છે તે.

(b) એ ચર્ચા કરતાં એક મહત્ત્વનું point જડયું:—

છેલ્લી પંક્તિમાં "ક્યહિં જ ચેતન એક દિસે નહિં!" એમ વિ. લી. માં ઉતારેલું છે—ને અર્થ—ચેતન વ્યક્તારૂપે ન્હોતું, રવિ-જ્યોતિમાં વિલીન થયું હતું—એમ કરેલો. પૂર્વાલાપમાં જોઉં છું તો "ક્યહિં અચેતન એક દિસે નહિં!" એમ છે—અને અર્થ ઉત્તમ થાય છે—સર્વ ચેતનપૂર્ણ—એમ. એટલે agnostic છાયા લુપ્ત થાય છે. તે કહ્યું.

(c) મણિશંકરના વિકાસના phases agnostic જેવું વલણ, theistic, Christian, આર્ય છતાં Christian—તે વિશે કહી કહ્યું કે હેમનાં કાવ્યોમાં દરેક phase ગૂઢ ઝરણ છે.

(d) શૃંગારરસ—સ્વકીયાનો—તે વિશે લલિતને હું મળતો આવું છું. માત્ર એટલું કે પરકીયાનો તે રસ નહિં પણ રસાભાસ ગણાય.

(e) મણિશંકરની કાવ્યકલાનાં સ્વરૂપો.

(l) છંદોની મિશ્રતાની રસિક યોજના.

(2) વર્ણાનુપ્રાસનું નૈસર્ગિક સ્વરૂપ.

(1) વસંતવિજયમાં આરંભ. કલામય-શ્લોકો એક બે ગાઈ બતાવીને કહ્યું. અનુકરણ એ શૈલીનું મ્હેં કર્યું છે—સફળ કે નિષ્ફળ તે મ્હારાથી કેમ કહેવાય? કલાપીમાં તો હેની નિષ્ફળતા બે દહાડા ઉપર કૉલેજમાં વાંચતાં જણાઇ હતી.

(2) ઉદાહરણો માટે શ્લોકો ગરબીઓ ગાઈ બતાવી.

(f) અસલ પ્રણાલી હતી કે દરેક કવિયે ચિત્રકાવ્યબંધો રચવા જોઇયે. તે પ્રમાણે દલપત વગેરેએ કરેલું. હાલ fashion એ છે કે દેશભક્તિનાં કાવ્ય ના કરે એ કવિ નહિ. કાંઇક એ પ્રણાલીને વશ થઇ મણિશંકરનાં ગણતર કાવ્યો દેશભક્તિનાં છે, તે હેમનાં અન્ય

કાવ્યો જેવાં સુભગ નથી. આરંભમાં કહ્યું;-ઉપર ગિદવાનીએ પ્રશ્ન મ્હને પૂછ્યો-'કાન્ત'નું સ્થાન સાહિત્યમાં શું? મ્હેં કહ્યું-'મ્હારા હૃદયમાં.' આ વાત ભાષણમાં કહી. સરસ્વતીના મંદિરમાં 'કાન્ત'નો ગોખ ક્યહાં તે તો ભાવિને સ્વાધીન છે. પણ હું તો મ્હારા હૃદયમાં સ્થાન આપું છું.

વાંદરા—તા. ૨-૯-૨૩ રવિવાર.

'ગદ્યપદ્યમ્' વિશે મનહરરામ પોતે લેખ લખવાના છે ("ગુજરાત"માં).-ભલે. પોતે કહે છે; એ હરિગીત નથી. ખોટો હરિગીત છે. એ તો ૭ માત્રાનાં ચરણોનો કટાવ છે. મ્હેં આ ના સ્વીકારી ચર્ચા ચલવી. રોળાને કટાવના રૂપમાં ગોઠવી સકાય, અથવા કટાવને અમુક ગતિ આપિયે તો રોળા થાય-એ હેમનો જૂનો દાખલો લાવીને અહિં લાગૂ પાડવા ગયા. મ્હેં કહ્યું: "એમ કટાવ ના બને; ૮-૮ માત્રાના કડકા જોઇયે;ને rhythm જૂદી હોય." તો કહે: "આ ૭ માત્રાનો કટાવ. જે'મ દંડક લાંબાં ટૂંકાં હોય છે તેમ." મ્હેં ભેદ બતાવ્યો: "દંડક તે જૂદી વાત છે. કટાવ એ સામાન્ય પ્રકારનું નામ નથી. બાકી 'વનવેલી'ના લેખમાં મ્હેં બતાવ્યું છે કે રુચિરામાં યતિ અમુક રીતે ગોઠવાય તો ગીતિ બને-પરંતુ હેમાં જગણની મર્યાદા આવે ત્યહારે અહિં હરિગીતનો દાલદાદા સંધિ છે. ને rhythmનું બીજ શું છે? ત્રીજી માત્રા લઘુ જ જોઇયે-નહિં તો લય તૂટે."

આ સાંભળતાં હેમની આંખ્ય ઊઘડી-મ્હોં બંધ થયું, ને મન ચિંતનમાં પડ્યું.

St. Xavier's Collegeનું મકાન-સાહિત્યસંસદ્‌નો મેળાવડો —સાઢા પાંચેક વાગ્યે શરૂ થયું, મનહરરામ પ્રસ્તાવનારૂપે બોલ્યા. અને મ્હને બોલવાનું કહ્યું. હું બોલ્યો-ખાસ સારું ના બોલ્યો. પ્રસંગ વશાત્ કહ્યું કે જોડણી જેવો લાંબો ને ઊંડો અભ્યાસ માગનાર વિષયર પ્રવેશ ના કરે-ને પ્રવૃત્તિ એક બિન્દુ ઉપર ન્હોટાડે તો લાભ છે;

વિભાકર બોલ્યા. અંજારિયા બોલ્યા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી બોલ્યા. ગટુલાલ બોલ્યા :–મુનશીનું છાપેલું ભાષણ લાંબું હતું–હેમાંથી એ ફકરા જ હેમણે વાંચ્યા. ગુલાબચંદ દેવચંદે જોડણીની શુદ્ધિ બાબત કહેલું–નકામી માથાકૂટ છે–વગેરે. તે બાબત અંજારિયાએ સારો ઉત્તર આપ્યો. કહે–ત્હમને ઝવેરીને મોતી હાથમાં લેતાં નડારું મોતી હોય એ મનને ખૂંચે તેમ હમને અશુદ્ધ જોડણી ખૂંચે.

Refreshments-હલવો (સરસ) ને ચેવડો–બધાને પ્લેટ જૂદી જૂદીમાં–દરેકમાં ચમચી. ચ્હા–કૉફી.

વાંદરા—તા. ૨૦-૯-૨૩ : ગુરુવાર : ૨-૨૮ p. m. માં મુંબાઈ : ટ્રેનમાં.

અત્યન્ત ભારે વરસાદ. (સ્હવારથી હતો. બપોરે વધ્યો). ×× ગ્રાંટરોડ સ્ટેશને રેલ્વેના પાટા ઉપર સ્ટે. બ્હાર બધે જાંઘ સમાન –કે ઢીચણ સમાન પાણી. અહિંથી જવું અશક્ય. ટ્રેન આગળ જવા બાબત શક. પાણીથી એન્જિનમાં, Fire-box સુધી પાણી જાય તો, –દેવતા હોલાઈ જાય. આખર ચાલી. ધી...મે, ધી...મે. ચર્નીરોડ, મરીન લાઈન્સ, બધે રસ્તા ઉપર દોઢ ફૂટ પાણી. ચર્ચગેટ સ્ટેશને પણ તે જ દશા...ચલો કોલાબે. ત્હાં પણ બધે પાણી....

પાછા લોકલમાં બેઠા. ઊપડવાનો હુકમ મળે ત્યારે વાત. ધીરજથી બેશી રહ્યા. પાંચ વાગ્યે કોલાબાથી ઊપડેલી ટ્રેન સાડા સાતે વાંદરે આવી! ચર્નીરોડથી ગ્રાંટરોડ ને મહાલક્ષ્મી સુધી ચાર ફૂટ પાણીમાં ટ્રેન કાઢીને વેગે, અટકતી અટકતી, ચાલતી હતી. દરેક સ્ટેશનેથી પેસેંજરોનાં ટોળે ટોળાં–ફર્સ્ટમાં પણ ચડતાં હતાં–હમે તો કોલાબેથી બેઠેલા–બાકી બધા ઘણો ભાગ ઊભા રહેલા–તે પણ ધોયેલ ધીય. ×× લાકડાંની વખારોનાં લાકડાં તરતાં આવતાં તે ટ્રેનને નડે માટે વખતો વખત ઊભી રહેતી હતી. રેલ્વેના નોકરો વગેરે લાકડાં જાંઘ સમાન પાણીમાં જઇને લઈ આવતા હતા.

વાંદરા—તા. ૨૩–૯–૨૩ : રવિવાર : કાગળ લખ્યા. 'ગુજરાતી પંચ'ના તંત્રી (અમદાવાદ).

૧૬ મીના અંકમાં નવલરામ ત્રિવેદીના "કલાપીની કવિતા" વિશેના ભાષણમાં છે કે-ચલો ચલો શું વાર લગાડો. ચલો પીવા: માંડો-એ નર્મદની લાવણીમાં મદ્યપાનનું સ્તુતિગાન છે એમ મ્હેં 'નવલરામ' નિબંધમાં કહેલું તે વિશે ભાષણકર્તા કહે છે-કે નર્મદની એ કવિતામાં પ્રભુપ્રેમનું પાન કરવાની વાત છે. તે વિશે ચર્ચાપત્ર લખી મોકલ્યું કે નર્મકવિતા ૧૮૬૩ માં સંગ્રહરૂપે પ્રગટ થઇ-તે સમયમાં ગુજરાતી કવિતામાં સૂફીવાદની છાંટ જણાતી નથી. નર્મદના પત્રો, ટીકાઓ-ઇ. માંથી કોઈ જણાવશે કે સૂફીવાદથી હેમની કવિતા પ્રેરાઈ છે તો ગુજ. કવિતાના ઇતિહાસમાં નવીન પ્રકાશ પડશે.

વાંદરા—તા૦ ૧–૧૦–૨૩ : સોમવાર.

ખુશાલ શાહની ઓફિસે-મળ્યા : ખુશાલ અંગ્રેજી novel લખે છે. હેમાં એક અંગ્રેજી song (?-poem) પોતે મૂક્યું છે. મ્હને બતાવીને તે વિશે (હેની purity વિશે) મ્હારો મત પૂછશે. (કાલ તે બતાવશે).

વાંદરા—તા૦ ૪–૧૦–૨૩ : ગુરુવાર.

R. A. Society Managing Committee Meeting પૂરી થયા પછી પુરુષોત્તમ વિશ્રામ માવજીએ પોતાની મોટરમાં મ્હને લીધો. હૈદરાબાદ (નિઝામ)માં એક નવાબ કને પ્રાચીન બીજાપુરનાં સંસ્કૃત Mss. છે. હેમાં aeroplanes ઇ. ના ગ્રંથ છે. તે R. A. S. માં મગાવવાનું પોતે સૂચવવાના છે. (પોતાની કને છે ત્હેને પુષ્ટિ મળશે.) પેલા શાસ્ત્રીથી છેતરાય છે.-ત્રણેક તો અસલ text છપાય છે. ઠીક. જોઈશું.

વાંદરા—તા૦ ૧૧–૧૦–૨૩ : ગુરુવાર.

R. A. Society ( Winternitzને માટે મેળાવડો. )

૭ વાગ્યા પછી Dr. Winternitz આવ્યો.—( પાર્કર –Secretary હમારી Societyનો–આવ્યો નથી, બ્હારગામથી ) વિ. પ્ર. વૈદ્યે બધાની જોડે–મુખ્ય મુખ્ય જણ જોડે–ઓળખાણ કરાવ્યાં, માંહિ હું પણ; કેવળ formal બધું હતું. ફરી દેખે તો ઓળખે પણ નહિં—એમ નજરમાં લીધો ના લીધો.

લલ્લુભાઇ શાહ આરંભમાં Welcome વચનો બોલ્યા. પછી વિ. પ્ર. વૈદ્ય અને કાણે બોલ્યા. Winternitz આરંભમાં Max Muller ની જોડે કામ કરતો હતો. W. નાં મુખ્ય યોગ્યતાનાં લક્ષણો કહ્યાં : જૂનાં Mss. નાં catalogue; ગૃહ્યસૂત્રોનો ખાસ અભ્યાસ; મહાભારતનો critical અભ્યાસ.

Winternitz ઊભો થયો. મહાભારતની critical edition-ની બાબત સવિસ્તર principles ની ચર્ચા કરી. ( દ્રૌપદીનું નામ કૃષ્ણા બોલતે કૃષ્ણ એમ જ ઉચ્ચાર કર્યે જતો હતો. ) ભાષણ સારું હતું.

વાંદરા—તા૦ ૧૨-૧૦-૨૩ : શુક્રવાર.

Museum–ચિરંજીવ કર આચાર્ય તથા ઇસ્માઇલ ચૌધરી મળ્યા. આલતેકરના essay ઉપરથી મ્હેં લીધેલી notes બતાવી.

(a) 'ગુજરાત' સંબંધે ઇસ્માઇલની મદદ અરબી સંબંધે મળી. ત્રાત તે આરબી Plural છે. Persian નો પણ.

(b) લાટ તે આનર્ત ઉપરથી આલતેકર કાઢે છે. તે કોઈના ઉપરથી છે ! ખબર નથી.

વાંદરા—તા૦ ૧૪-૧૦-૨૩ : રવિવાર.

મનહરરામને ઘેર નારાયણરાવ (નારાયણ ગોવિંદ રાતંજનકર). હેમના ૩ છોકરા, ને એક તબલચી આવી ગયા હતા. ગાયન શરૂ થયું. શ્રીકૃષ્ણ (છોકરાનું નામ) બહુ સારો તૈયાર થયો છે, અવાજની મીઠાશ વિલક્ષણ ઉત્તમ છે. માત્ર આલાપ વખતે મુખમુદ્રા બગડેલી અને સોરઠની એક ચીજ ગાઈ ત્હેમાં મુકામ ‍િ ઉપર આવવાને બદલે

કાફીનો મુકામ આવતો હતો. સાઢા સાત પછી પૂરું થયું. ગોંડ સારંગ, છાયા નટ, જવનપુરી, એ રાગ મ્હારી તથા વિનોદભાઈની ફરમાશથી ગાયા—ને બહુ સારા ગાયા. વિનોદભાઈ તો ખુશ ખુશ થઈ ગયા. મનુભાઇ નંદશંકરને કાગળ લખીને વિનોદભાઈ ભલામણ કરશે. તબલચીને રૂ. ૫) તથા રેલભાડાના સાડાપાંચ આના થાય તે ૦ાા મળી રૂ. પાા મ્હેં આપ્યા.

વાંદરા—તા૦ ૨૯–૧૦–૨૩ : સોમવાર.

લલ્લુભાઈની Office માં-મળ્યા...એ ગયા. હું સ્મ. મુ. (હરદેવરામ માસ્તર) લખવા બેઠો. બે પાનાં લખ્યાં, ને ઊંઘ આવવા માંડી. એટલે આંટા મારવા ઊભો થયો, તો સ્હામે બાયણામાંથી બ. ક. ઠાકોરની મૂર્તિ પ્રગટ થઇ !–મળ્યા. સુખસમાચાર પૂછ્યા. એ કોકને મળવાને-બાજૂ ઉપર–ગયા હું આટલું નોંધું છું. ત્ય્હાં–બ. ક. ઠા. આવ્યા. વાતચીતો ખૂબ થઈ.

(a) ન્હાનાલાલ કવિને બ. ક. ઠા.એ મણિશંકર ભટ્ટના સ્મારક અંક માટે કહાવ્યું–તો કહે છે–રાજકોટની પરિષદ્ વખતે હિલ સાહેબને ઠાકોરે તથા મણિશકરે મ્હારી વિરુદ્ધ Confidential report કરેલો તે બાબત ખુલાસો આપે નહિં ત્યાં સુધી હું કાંઈ નહિં કરું.

(b) મ્હને બ. ક. ઠા. કહે છે–ત્હમે Diary રાખો છો ? નિયમસર ? ક્ય્હારથી ?

હું:–૧૮૯૨ થી. સ્મ. મુ. મણિશંકર વિશેનામાં છે જ કની ?

બ. ક. ઠા –You are a very dangerous man ! આજ મળ્યા તે પણ નોંધાશે કે ?

હું –નોંધાઇ ગયું. Dangerous શા માટે ? જૂઠું નોંધું તો Dangerous.

વાંદરા—તા૦ ૩૦-૧૦-૨૩ : મંગળવાર.

દિસ્કલકર પૂના દર્શેક વાગ્યે આવ્યા. કાઠિયાવાડના શિલાલેખ સં. પોતાનું Ms. બતાવ્યું. પ્રસ્તાવના વાંચી ગયો. લેખો ઉપર ઉપરથી જોયા. (ગિનાના સં૦ ૧૫૮૨ નામાં ચીકી એમ સ્રીનું વિશેષ નામ છે-તે ધ્યાન ખેંચનારું છે.

વાંદરા—તા. ૧૭-૧૧-૨૩ : શનિવાર.

સાંટાક્રુઝ, ધનુભાઈ [ ધનસુખલાલ મહેતા ]-જમતા'તા, વાતો-ચીતો. મનહરરામને નવા વર્ષ ખાતે એક રામ છંદમાં રચેલું કાવ્ય ધનસુખલાલ મજમુદારે મોકલ્યું છે (બનાવી આપ્યું છે ધનુભાઈએ) —Humorous છે. મનહરરામ હેવા ખુશ ખુશ થઈ ગયા છે! નનુભાઈને [ નરસિંહરાવને ] વંચાવીશ કહેતા'તા. એ કાવ્ય :

જય થજો જય થજો
દેશના હિતને ધારીને હૃદયમાં,
જાડી ને ખૂંચતી
સોંઘી સસ્તી ઘણી ખાદી જે પ્હેરતા,
ગેબી સંગીતની આંટીને ઘૂંટીઓ
અજબ નૈપુણ્યથી
ગજબ ધીરજ ધરી
ખાંતે ઊકેલતા,
રામના છંદની અવનવી શોધથી
સકલ સૌરાષ્ટ્રમાં
યશ અને કીર્તિના
મુકુટને ધારતા,
સંતના કુંજના સિંહસમ શોભતા,
નાગરી જ્ઞાતિમાં
રત્નસમ દીપતા
રામ મનહર તણો.

વાંદરા—તા૦ ૧૦-૧૨-૨૩ : સોમવાર : કાગળ આવ્યા : હરસિદભાઈ (મુંબઈ).

ઉત્તમલાલ ગુજર્યા બાબત પ્રહ્‌લાદભાઈનો તાર આવ્યાની વાત. ખેદ થયો. રવિવારે સ્હવારે ગુજરી ગયા.

વાંદરા—તા૦ ૧૮-૧૨-૨૩ : મંગળવાર.

R. A. S. માં-Lecture-મિ. ગંગોલીનું-"Moghul Paintings વિશેનું આકર્ષક ને રસમય હતું. ચિત્રો Magic Lantern માંથી બતાવેલાં ઉત્તમ એકંદર હતાં-નવું જ્ઞાન આપે હેવાં હતાં.

(a) મુખ્ય એક વાત કરી. Mogul School (ચિત્રકારની) Persian School ની અસર નીચે હતી, છતાં Indian Artist-ની Individuality સ્વતન્ત્ર હતી. એ બહુ સારી રીતે બતાવ્યું.

(b) Solomon (Principal, School of Arts) ઊભો થયો ને ભાષણકર્તાનો ઉપકાર બહુ રસમય રીતે માન્યો. (ભાષણ-કર્તા આકર્ષક મુખમુદ્રાનો, બંગાળી છતાં ગૌરવર્ણ, ખૂબસૂરત, અને રસિક, inspiration ના તેજવાળો હતો.)

વાંદરા—તા૦ ૨૨-૧૨-૨૩ : શનિવાર.

અમદાવાદથી ખરે (સંગીતશાસ્ત્રી) તથા અધ્યાપક ફાટક મ્હને મળવા આવ્યા હતા. સુશીલાએ બેસાડયા. સુશીલાને કૂહે-સંગીત પરિષદ્‌નું પ્રમુખપદ સ્વીકાર્યાનો પત્ર નથી તેથી આવ્યા છિયે (ફાક-નાક જતે જતે)–એ પદ સ્વીકારવું જ પડશે; હમારી કમિટીને નરસિંહરાવ જેવો વિદ્વાન્ તેમ જ સંગીત જાણનાર બીજો કોઈ જડતો નથી. સુ કૂહે : ભાતખંડેને લ્યો. તો કૂહે : ગુજરાતમાં ગુજ-રાતી જ જોઇયે છિયે.

ચિઠ્ઠી મૂકી ગયા છે–હેમાં પણ આ બાબત જ આગ્રહ છે.

વાંદરા—તા૦ ૫-૧-૨૪ : શનિવાર.

મગન દીવા વખતે આવી ગયો [ લલ્લુભાઇને ત્યાંથી ]. ચિઠ્ઠી મૂકી ગયો છેઃ-"દિલીપ રોય તથા હું આવ્યા'તા. કાલે સાંઝે ૭ વાગ્યે એ ગાશે-માટે જરૂર પધારશો."

વાંદરા—તા૦ ૬-૧-૨૪ : રવિવાર.

૬-૩૨ p. m. માં અંધેરી + + રોયે ગાયન શરૂ કર્યું. ખરેખર ઉત્તમ! જૂદી style; ઉસ્તાદી છતાં તાનની વ્યર્થ રમત નહિં, ભાવ, કવિત્વ, સંગીતવડે જણાય, અદ્ભુત રીતે જણાય, છતાં તે સાથે શુદ્ધ સંગીતની સામગ્રી પણ સચવાય એ અદ્ભુત મિશ્રણ હતું. પ્રથમના ગીતમાં (દીનદયાળ ગોપાલ હરિ-એમ શરૂ થતું હતું હેમાં) "કન્હૈયા" શબ્દ સંબોધનનો એક સ્થળે હતો તે ઉપર હેણે હેવું તો કલાયુક્ત કામ કર્યું! હેમાં પ્રેમભક્તિની appeal, earnestness, gentle fervour હેવાં તો પ્રગટ કર્યાં-ને તે શુદ્ધ સંગીતની કળાથી-કે હું તો છક થઈ ગયો. એ જ ગીતમાં કૃષ્ણની બંસી વિશેનો ઉલ્લેખ હતો તે ભાગનો સંગીતવિનિયોગ પણ હેવો કલાયુક્ત હતો કે બ્રહ્માણ્ડમાં વાગતી બંસીનો ધ્વનિ સ્પષ્ટ જાણે સાંભળતા હોઇયે.

એકંદર ચારેક ગીત ગાયાં-પછી બસ કરાવ્યું.

વાંદરા—તા. ૨૮-૨-૨૪ : ગુરુવાર.

Gujarati Press-Proofs કીર્તનનાં સુધાર્યાં + + હું proofs સુધારવા બેઠો હતો, તે વખતે બ. ક. ઠા. આવ્યા, પોતાનાં કામો કાંઇક પૂછવાં ગાળ્યાં. હું સુધાર્યે ગયો (સાહેબજી કરીને). એ જવા લાગ્યા એટલે મ્હેં રોક્યા-"જરાક તો બેશીને વાતો કરો!" તો કહેઃ "મ્હારે બીજે કામ છે." પછી કહે "દશ-પાંચ મીનીટ બેસું છું." મ્હેં કહ્યુંઃ "ના, હવે નહિં, હવે તો જાઓ." બ. ક. ઠા. —"પ્હેલાં બેસો કહો છો, હવે જાઓ કહો છો, આ શું!" પછી મ્હેં વાત કરી : "જાનુમતીનો જવાબ ત્હમને મળ્યો છે?"—"ના." હુંઃ-"મ્હેં તો હેને કહ્યું કે શું લખ્યું, કે મૂલ લેખક અને અનુવાદકનું

"અદ્વૈત છે" [સંપાદકની નોંધ "કાન્તમાલા" માટે શ્રી. ભાનુબ્હેન ત્રિવેદીએ લખેલી વાર્તા વિશે આ હતું. બ. ક. ઠા. બહુ ખુશ થયા; કહે વાર્તા ખરેખરી બહુ સારી છે, અને હેની ઉમર જોતાં સ્વકૃતિ તરીકે તો ઉત્તમ જ છે."

વાંદરા—તા. ૩-૩-૨૪ : સોમવાર.

કીર્તન ગિરજાશંકરના ઘરમાં જ રાખ્યું હતું. + + કીર્તન મ્હેં ધાર્યા કરતાં સરસ થયું. ખાંડવાળા તો બહુ જ ખુશ થયા; કહે : ત્હમારાં બધાં કીર્તનોમાં આ સર્વોત્તમ થયું. You have excelled yourself.

વાંદરા—તા. ૧૫-૩-૨૪ : શનિવાર.

રસ્તામાં તેલીવાળા મળ્યા. ભક્તિસૂત્ર નારદનાં અને શાંડિલ્યનાં –તે ઉપરાંત ત્રીજો ગ્રંથ છે. તેલીવાળા કને છે પણ છેવટનું પાનું ખંડિત છે. બ્યૂલરના રિપોર્ટમાં છે કે ભોળાનાથ પાસે છે. તેથી મ્હને પૂછ્યું. મ્હેં કહ્યું–ભોળાનાથ શાસ્ત્રી એ તો હશે. હેના વારસનો પત્તો પૂર્ણાનન્દ મહાનન્દ ભટ્ટ સોલિસિટરને પૂછ્યાથી લાગશે.

વાંદરા—તા. ૨૧-૩-૨૪ : શુક્રવાર : જુવેં–નરોત્તમ મોરારજીને બંગલે.

કંપાઉંડમાં-રાષ્ટ્રિયશાળાના વિદ્યાર્થીઓનું શિક્ષકો વગેરેનું ટોળું બેઠું હતું. વચમાં ગાંધીજી ખુરશી ઉપર બેઠા હતા. માનપત્ર વંચાતું હતું હમે પણ ટોળામાં જઈને રેતીના ઊંચાણવાળા ભાગમાં બેઠાં. Andrews, ખાદી પ્હેરેલો પણ ધોળી sun-hat પ્હેરેલો, રેતીમાં ટોળામાં બેઠો હતો. હેણે તરત મ્હને ઓળખીને નમસ્કાર કર્યા.

ગાંધીજીને ખાદી ઉપર છાપેલું માનપત્ર આપ્યું. હેમણે ઉત્તરમાં થોડો બોધ આપ્યો. પણ અવાજ હેવો તો feeble હતો કે મ્હને થયું કે હાને શા માટે આ શ્રમ આપ્યો હશે? પછી "વંદેમાતરમ્" બધા મંડળે ગાયું. + + પછી ઉપર એ બંગલાની મેડીએ જવાને ચાલ્યા–વગર ટેકે દાદરો ચઢી સક્યા. હમે એંડ્ર્યૂઝને પૂછ્યું : આવિયેં? –ગાંધીજી તરત પાછા ફરીને કહે : ઓહો! આવ્યા? ચાલે + +

"સ્મરણસંહિતા" એક પ્રત ગાંધીજીને આપી.—ખુશીથી સ્વીકારી. મ્હેં કહ્યું: આ ગ્રંથનો પ્રસંગ તો આપ જાણતા જ હશો. તો કહે: હા; In Memorium છે. (ત્હમારા પુત્રનું). મ્હેં હેનું review વાંચ્યું છે. મ્હેં કહ્યું: આજ યોગ હેવો છે કે ફાલ્ગુન વદિ પ્રતિપદાને દિવસે અવસાન હેનું થયું તે આ જ દિવસ–અને આજ આ ભેટ આપું છું. દયારામના સમાચાર પૂછ્યા. હમે કહ્યા. કહે: મ્હારા નમસ્કાર જરૂર કહેજો; તે મ્હને તે વખત મળ્યા નહિં તે હું ભૂલી નથી ગયો–અને હું હેમનું મન સમઝી શકયો હતો. પણ ઉમેદ છે કે કોક દહાડો હું મળીશ.

વાંદરા—તા. ૨૭-૩-૨૪: ગુરુવાર.

રામભાઈને ઘેર. वाङ्मय બાબત પ્રશ્ન પૂછયો દંડીના કાવ્યાદર્શના ટીકાકારે તો काव्यप्रबन्धः અને काव्यसारस्वतम् કહ્યું છે. હેમને યાદ આવ્યું; રઘુવંશ લાવ્યા. હેમાં ત્રીજા સર્ગના ૨૮ મા શ્લોકમાં એ શબ્દ છે ને મલ્લિનાથે शब्दजात અર્થ કર્યો છે.

વાંદરા—તા. ૨-૪-૨૪: બુધવાર.

ચિઠ્ઠી આવી. ૧ Hon. Sec. R.A.S. (B'bay).
૨ " " "

૧ મ્હને Society.નો Fellow કર્યો તે બાબત સૂચના.

૨ Journal Sub-committee તથા Ms. Sub-committee માં મેંબર મ્હને નીમ્યાની સૂચના.

તા. ૪-૪-૨૪: શુક્રવાર

કાગળ લખ્યાં. Irach J. S. Taraporewalla (Calcutta).

Ablative ના લેખમાં એક ઉમેરો-હ્રુઓ વખતે હોય તો-કરવાને મોકલ્યો. હેમચંદ્ર (સિ. હે. VIII-iv-439 માં) હિઅયદ્રિ છે તે ઘડ-ચોનું પ્રાચીનતમ પૂર્વરૂપ તે છે બાબત.

તા. ૬-૪-૨૪ : રવિવાર–

ગાંધીજીને આપેલી સ્મરણસંહિતાની પ્રતમાં નીચે પ્રમાણે લખ્યું:–

આજ નવ વર્ષ થયાં. આ પ્રતિપદાને દિવસે જ નવ વર્ષ ઉપર ચિરંજીવ નલિન જ્યોતિર્ધામમાં ગયો. એ સાંવત્સરિકને દિવસે આજે હેનાં સ્મરણોની સંહિતાનો અપૂર્વ વિનિયોગ કરું છું. પ્રેમલજ્યોતિનું દર્શન કરાવનારા ભજનગીતની પ્રેરણા જે'ણે મ્હને કરી તે પરમધાર્મિક મહાપુરુષના હસ્તમાં 'એ સ્મરણસંહિતા' અપૂર્વ આદર અને સ્નેહભાવથી મૂકીને હું ધન્ય થાઉં છું.

નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, સંવત ૧૯૮૦ ફાલ્ગુન વદિ પ્રતિપદા.

તા. ૮-૪-૨૪

મુદ્રિકા [ અંજારિયા ] ને ઘેર–

ડોલરભાઈ–

(a) B. A. ના ગુજરાતીના પ્રશ્નપત્ર લીધા–ચર્ચ્યા.

(b) 'ત્રણ નાટકો'ના હેમના નિબંધમાં એક મુદ્દા વિશે મ્હેં કહ્યું:–દયારામે નાટક લખ્યાં છે એ ત્હમે કેવળ શ્રદ્ધાથી જ સ્વીકારો છો, પણ કે. હ. ધ્રુવનો જ કાગળ શું કહે છે–કહી વાંચી સંભળાવ્યો. એ તો ઝંખવાણા થયા. બહુ ચર્ચા કરી. Critical and Historical Method of Enquiry નું ભાંડારકરનું ભાષણ વાંચીને અનુવર્તવા જેવું છે તે કહ્યું.

તા. ૧૨-૪-૨૪ : શનિવાર : એનીરિયાની ટપાલમાં...ખોટું થયું.

મુનશીને ઘેર–મુનશી પોતાના married જીવનનાં સુખનાં સ્મરણો કહેતા હતા; તે કહેઃ "હમેશાં એ કાંઈ ચાલે?" મ્હેં કહ્યું: "આ જીવનમાં જ બધું પૂરું થતું જ નથી. ઈશ્વરને aesthetic દૃષ્ટિથી તપાસો–આ જીવનમાં જ અટકી પડતું હોય તો હેનામાં artist તરીકે કેટલી ખામી!–અને એ તો ખરો artist છે."

"અતિલક્ષ્મી બધાને પ્રિય થઈ પડતી હતી–હેનો સ્વભાવ Sweet હતો. છતાં વ્યવસ્થા વગેરેમાં નબળાઈ હોતી જણાવતી."

—આમ મુનશીએ કહ્યું. મ્હેં કહ્યુંઃ "Sweet; but not soft." હમે હેને જોઈ જાણી ત્ય્હારે સુશીલા તથા હું કહેતાં કે Sweet etc"

તા. ૧૫-૪-૨૪ : મંગળવાર.

'વસન્તનું તંત્રીપદ આણંદશંકરે લીધું (રમણભાઈ કનેથી) પાછું. "સાહિત્યનો ઇતિહાસ" એ મ્હારા લેખમાં "અપૌરુષેયત્વ વાદ" (વેદના)-વિશે, શબ્દ માટે, આણંદશંકર વાંધો લે છે-એ Human અને Divine એમ વિરોધ સૂચક નથી. પણ Personal ને Inpersonal એમ છે. (આણંદશંકરનો) આ મત ચિન્ત્ય લાગે છે. જોઈશું.

તા૦ ૨૨-૪-૨૪ : મંગળવાર.

Dative'ને' પ્રત્યય તે Genit. નું+ Loc. એ, એમ Orthodox view છે-પણ મ્હને નું+એ (instr) એમ ઠીક લાગે છે. તે બાબત Note (Lectures Vol ii માં ઉમેરવાની).-

તા૦ ૨૫-૪-૨૪. શુક્રવાર.

ગિરજાશંકર ત્રિવેદીને ઘેર ધમ્માનંદ કોસંબી હતા. ઓળખાણ કરાવ્યું-બહુ મારી રીતે વાતચીતો થઇ. એ ૧ મહિનો રહેવાના છે. લાલજીવાળી જગ્યા હેમને રહેવા આપી છે.-"Light of Asia નું ભાષાન્તર હું કરૂં છું."-તો કહે "ત્હમે કર્યું છે ને" "છૂટક Episodes કર્યા છે":-મ્હારે પાલી તથા બૌદ્ધમતના શબ્દાદિક વિશે ત્હમારી કને મદદ લેવી છે, તે કહ્યું. ખુશીથી હા કહી.

રામનારાયણ પાઠકે મ્હારાં *Philological Lectures* નાં બહુ વખાણ ધમ્માનંદ આગળ કર્યાં લાગે છે.

ધમ્માનંદને મ્હેં પૂછ્યુંઃ દિવ્યાદાનમાં લંકાર શબ્દ છે ને તે anchor અર્થનો છે; *Prof. Levi Arabic* મારફત al-ankura ઉપરથી કાઢે છે. તો કહે દિવ્યાવદાન મ્હેં વાંચ્યું નથી. પરંતુ લંકાર તો શઢ (Sail) ના અર્થમાં જાણ્યો છે.

તા. ૨૬-૪-૨૪ : શનિવાર

૧૧-૨૧ a. m. માં મુંબાઈ. ક્લ્યુભાઇ હેમાં હતા.

સા. પરિષદ્‌ની બધી બહુ બહુ વાતો થઈ. જોડણી સં. ઠરાવ મગન કાંટાવાળાનો પસાર કરાવ્યો ત્હેનો બધો ઇતિહાસ કહ્યો. મ્હારા ઉપર–મ્હારી જોડણી ઉપર–અંદરખાનેથી વિરોધ–એ જ મૂળ હતું. કૃષ્ણલાલે amendment મૂક્યું પણ તે થોડા મતના ફેરથી રદ થયું.

ખબરદાર બોલેલા–જોડણીમાં–ત્હેમાં કહે એક જ વ્યક્તિ ઠરાવે તે પદ્ધતિ બધા માન્ય કરે એમ ના બને. (આ મ્હારા ઉપર ગૂઢ-અગૂઢ આક્ષેપ ! ભલે !) પટણીને લલ્લુભાઈયે સમઝાવેલું–એ બધો પૂર્વેતિહાસ જાણે નહિ તેથી–કે નનુકાકા તરફ વિરોધ એ જ બીજ છે. હેમણે પોતાના સમાપક ભાષણમાં કહ્યું કે અંગત વિરોધથી પ્રેરાય લોકો તે સારું નહિ–ઇ. ઇ.

તા. ૨૮–૪–૨૪ : સોમવાર.

અંજારિયા મળ્યા 'નવજીવન'માં ગાંધીજીની ગુજરાતી ભાષામાં કોઇક દોષ બતાવનારો પત્ર લખેલો તે છાપીને ગાંધીજીએ "મારી ભાષા" નામના લેખમાં એ પત્ર લખનારને કંઇક બનાવ્યો છે–પોતાની ભૂલ કબૂલ કરી છે. ને પ્રસંગોપાત્ત લખ્યું છેઃ "સ્વરાજ" મળશે ત્હારે મ્હારી ભાષા વિશે નરસિંહરાવને તથા હેમની ખબર લેનાર ખબરદારને દ્વન્દ્વ યુદ્ધમાં જોડીશ

તા. ૩–૫–૨૪ : શનિવાર.

કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ)- કાર્ડ.

જવાબ. ઉપકાર. + + લખ્યું

"I hasten to express my surprize at the suggestion that Gandhiji's article 'મ્હારી ભાષા' was provoked by a letter from me. The letter is embodied in the article, and its language, style of thought, mentality, vulgarity etc. are quite foreign to me. That you of all people should for a moment connect me with such things.

baffles me and makes me feel a sense of disappointment which I cannot fully express."

તા. ૭–૫–૨૪ : બુધવાર.

કાગળ આવ્યા : આણુંદશંકર (અમદાવાદ) કાર્ડ.

"I am sorry. The original letter was attributed to you without proper scrutiny–I should say, in the usual spirit of club gossip. The reply was so enjoyable that *nobody cared to know* who was the writer of the letter. We are making several surmises but none fits in."

કાગળ લખ્યા : આણુંદશંકર (અમદાવાદ).

"Your p. card to hand today. Your sorrow is, I am afraid, as formal as your usual club-gossip treatment of me regarding the letter was light. I feel really aggrieved that my name should be so lightly treated by you; no proper scrutiny; of course not. Why should there be any when poor me is the victim of your club-gossip? And I cannot see how nobody cared to know who was the writer of the letter, when in fact your club-gossip ways fastened it on wretched me! Again, although nobody cared to know that, yet you were all making several surmises! This is wonderful! I shall say nothing about all this any further. I know where I stand now. Yours affcly.

P. S. When a *Mahatma* is pleased to play with my name in the lightest and most inappro-

priate fashion, no wonder his followers go a step further and make a foot-ball of my name."

કાગળ લખ્યા :

મોહનદાસ કરમચંદ ગાંધી (જુવે').

"સંમાન્ય શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજી

'નવજીવન'ના એક અંકમાં "મ્હારી ભાષા" એ વિષય ઉપરના આપના લેખમાં 'સ્વરાજ્ય મળશે ત્હારે નરસિંહરાવને તથા એઓની ખબર લેનાર ખબરદારને દ્વંદ્વયુદ્ધમાં ઊતારીશું.' એ મતલબનું વચન છે. ભાષાની બાબતમાં શ્રી. ખબરદારે મારી કેટલી ખબર લીધી છે તે પ્રશ્ન વિશે આ સ્થળે બોલવું અસ્થાને છે. પરંતુ મ્હારા નામને રમકડું બનાવવાની આપની આ રીતિનું એક અજબ પરિણામ મ્હારા જાણવામાં આવ્યું છે તે આપને લખી જણાવ્યા વિના ચાલતું નથી. આપની ભાષામાં દોષ જોનારો પત્ર કોઈક હિમાલયથી લખેલો તે પત્રનો લેખક પણ નરસિંહરાવ છે, એમ આપના નિકટના ભક્તોએ માની લીધું છે. આ માન્યતામાં એ ભાઈઓની બુદ્ધિશક્તિ, તુલનાશક્તિ, અને સહજ અન્વેષણની વૃત્તિ, કેટલાં અલ્પાલ્પ વાપર્યાં છે તે વિશે મૌન રાખવું ઉચિત છે. માત્ર એ ભાઈઓને મ્હારે જણાવવાની જરૂર છે કે પત્ર મ્હારો લખેલો નથી. માટે આ મ્હારો પત્ર યથાવત્ 'નવજીવન'ના આવતા અંકમાં પ્રગટ કરશો તો હું ઘણો આભાર માનીશ.

સ્નેહાધીન સેવક

નરસિંહરાવ ભોળાનાથના ઘટિત.

**વાંદરા**—તા. ૧૧-૫-૨૪ : રવિવાર : વીલર વિલા-ધમ્માનંદ કોસંબીને મળ્યો. બુદ્ધજયન્તી વખતે ગીત આરંભનું રચવાનું મ્હારે માથે નાખી જ દીધું. ગાંધીજીને પણ કહી દીધું છે. ગાંધીજીને મ્હારો કાગળ આપ્યો છે.

કાગળ આવ્યા : ૧. ગાંધીજી (જુવે) કાર્ડ; ૨. ડોલરરાય રંગીલદાસ માંકડ (કરાંચી).

૧. સુજ્ઞ ભાઈશ્રી,

આપે નવજીવનમાં છાપવા સારૂ પત્ર મોકલ્યો તે મળ્યો છે. મારા લખાણમાં જે રીતે આપનું નામ વાપર્યું છે તે આપને નથી ગમ્યું એવો ભાસ આપના લખાણમાંથી થાય છે. મેં તો કેવળ પ્રેમભાવથી જ એ વાક્ય લખેલું. આપની અને ભાઈ ખબરદારની સાહિત્યસેવા અને વિદ્વત્તા વિષે મને બહુ આદર છે. છતાં મારાથી જરાએ અપરાધ થયો છે એમ હજુ માનો તો મને માફ કરશો ! આપનો લેખ હું જરૂર પ્રગટ કરીશ.

મોહનદાસ ગાંધીના વંદેમાતરમ.

અંધેરી.

વૈ. સુ. ૬.

૨. પોતે રચેલું એક નાટક–અભિપ્રાય માટે. × ×

વાંદરા—તા. ૧૨–૫–૨૪ : સોમવાર :

કાગળ લખ્યા. ગાંધીજી (જુવે).

'સંમાન્ય શ્રી. મહાત્માજી.

આપનું પત્તું મળ્યું. ઉપકાર થયો. 'નવજીવન'માં મ્હારો પત્ર પ્રગટ થશે જાણી સંતોષ થયો. મ્હને આપના ઉપર કોઈ રીતે માઠું લાગ્યું જ નથી. મ્હેં પત્રમાં લખેલું કે કેટલાક લોકો ભ્રમમાં પડ્યા છે તેથી જ મ્હારે એ પત્ર લખવો પડ્યો હતો. વિશેષ ખુલાસો રૂબરૂમાં કોઈ વેળાએ કરાશે. આટલું તરત લખવાનું કારણ એટલું જ કે મ્હને માઠું લાગ્યા બાબત આપના મનમાંથી વિચાર ખશેડવો. અપરાધ જેવો ભારે શબ્દ આપે વાપરવો હોય જ નહિં. માફી માગવાનો પ્રસંગ પણ નથી.'

લિ. નરસિંહરાવ ભોળાનાથના
આદરપૂર્વક નમસ્કાર

તા. ૧૭–૫–૨૪ : શનિવાર : કાગળ આવ્યા : ગાંધીજી.
સુજ્ઞ ભાઈશ્રી,

આપનું પત્તું મળ્યું. આપને દુઃખ નથી થયું એ સમજી મને નીરાંત વળી છે. પણ માફી તો ન. જી. (=નવજીવન)માં એ મંગાઈ ગઈ છે, એ તો છપાઈ પણ ગયું હશે.

વૈ. શુ. ૧૩　　આપનો
મોહનદાસ ગાંધીના.

(આ તો ભાઈ જુલમ કર્યો ! મ્હને શરમાવી નાંખ્યો).

તા. ૧૮–૫–૨૪ : રવિવાર : કાગળ લખ્યા :–

રામભાઈ (ધ્રાંગધ્રા)

"ભારતભાનુ" ગીત (બુદ્ધ જયંતી માટેના)ની છાપેલી પ્રત બીડી–માંહિ ખુલાસા લખ્યા. + + આજ ધમ્માનન્દે એક ગમ્મતની વાત કરી તે લખી; કલકત્તામાં એક અંગ્રેજે ધમ્માનન્દને કહેલું: હું ત્હમારા "બદ્ધા"ને જાણું છું (=Buddha); હેના બાપનું નામ કપિલવસ્તુ હતું !

જુવે'–મહાત્માને મુકામે પ્હોચ્યા. (બુદ્ધજયંતી માટે). લોકો ભરાવા માંડ્યા હતા. આખર ૨૦૦૦ તો થઈ ગયા હશે બહુ અવ્યવસ્થા હતી. બોલનારાનું પ્રોગ્રામ નક્કી ન્હોતું. × × ગીતની છાપેલી પ્રતો વ્હેંચાઈ. × × ભાનુમતી અને દામુભાઈની બ્હેન ગુણીબ્હેને ગીત ગાયું × × ગાંધીજીએ પોતાનું ભાષણ વાંચ્યું કશું સંભળાયું નહિં. જિનવિજય, C. R. Das બોલ્યા. લલ્લુભાઈ બોલ્યા (નટરાજનને પ્રમુખપદ offer કરવા માટે પ્રથમ બોલ્યા હતા. સારું બોલ્યા). Rev. Andrews નો message કિરપાલાનીએ વાંચી સંભળાવ્યો. અ શ્રેજી ઉચ્ચારો ઉત્તમ હતા. કોસંબીએ થોડુંક બોલીને સમાપ્તિ કરી. + + ૭ વાગ્યા પછી થોડીવારે પૂરું થયું. ગાધીજી ઉપર ગયા હું ઉપર ગયો. × × નજરેનજર મળતાં વાંત ગાંધીજી પ્રફુલ્લ વદને બોલ્યા:– "ઓહો ! છો કે ? હું ક્યારનો જોતો'તો કે કેમ જણાતા નથી. ગીત

આપીને સંતાઈ ગયા કે શું?" હું : "હું બાજુ ઉપર દૂર બેઠો હતો. મ્હારે એક જ વાત કહેવા છે. આપનું પત્તું મળ્યું. મ્હને તો આપે શરમાવી નાંખ્યો!–મ્હારો ખુલાસો ટૂંકામાં છે. મ્હને પ્રથમ તો ખોટું લાગ્યું : આણંદશંકરે પૂછ્યું "પત્ર ત્હમે લખ્યો?"

ગાંધીજી : શું? આણંદશંકરે એમ માન્યું?"

હું : હા. મ્હને તેથી ક્રોધ ચઢ્યો. અને આપને જે લખ્યું ત્હેમાં અડધું હતું.

એ રમૂજ પામીને હસ્યા. આટલું કહીને હું ચાલી આવ્યો.

તા. ૨૦-૫-૨૪ : મંગળવાર : Journal of the Mythic Societyમાં "Studies in Bird Myths"–એ વિશે લેખ Sarat Chandra Mitra M. A. નો છે. સાર આમ છે.

Sky-lark ની બે Species હિંદુસ્તાનમાં છે; હેનાં બંગાલી અને હિંદી નામ Bharata અને Bharata Pakshi છે. એક જાત્યને સ્વ. રાવબહાદુર રામ બ્રાહ્મ સન્યાલ C. M. Z. S ઉપરનાં બંગાલી ને હિંદી નામ આપે છે. Eugene W. Oates એ Vernacular નામો એ જાત્ય માટે નથી આપતો. બીજી જાત્યને માટે Oates હિંદી નામ Bharata આપે છે. ઇ ઇ. અને પછી કહે છે :

Curiously enough both Rai Bahadur Ram Brahma Sanyal and Mr. Engene W. Oates have not mentioned the Bengali Synonym Chataka of both the afore-mentioned species of Sky-larks."

પરંતુ–અહિં જ ક્ષતિ છે. ચાતક એ Sky-lark નું નામ છે એમ માની લઈને પોતે ચાલે છે–અને તે માટે પ્રમાણ કશું નથી આપ્યું. સંસ્કૃતમાં Sky-lark માટે भरद्वाज છે (જે ઉપરથી ભરત, ભરતપક્ષી થયું હશે). ચાતક તે ભરદ્વાજથી ભિન્ન છે એ અમરકોશથી સ્પષ્ટ જણાય છે. બંગાલીમાં ચાતક આ અર્થમાં હશે તો તે લેખકનો ભ્રમમૂલક. Sky-larkને વિશે ચાતકની પેઠે વર્ષાબિંદુનું

જ પાન કરવાની વાત કહિં પણ નથી એ લેખક આમ ખોટા પાયે માંડીને પછી ચાતક વિશેની myths બે ત્રણ આપે છે. (દૂધ વેચનારો પાણી ભેળવતો હતો તેથી યમરાજાએ શાપ દઈ ચાતક બનાવ્યો અને વર્ષાબિન્દુથી જ તૃષા છીપે એમ શાપ દીધો.–ઈ. બે ત્રણ myths આપે છે). અને તે myths પોતાની માની લીધેલી Sky–lark અને ચાતકની એકતાને કલ્પીને sky–lark વિશેની Myths છે એમ ઠરાવી દે છે.

હામાં તે કૈ. હ. ધ્રુવે શું મ્હોટું પ્રમાણ જોયું?

વાંદરા—તા. ૨૧–૫–૨૪ : બુધવાર : 'નવજીવન' (૧૮–૫–૨૪) માં મ્હારો પત્ર ગાંધીજીએ છાપ્યો છે અને પોતે નીચે પ્રમાણે લખે છે :–

આ કાગળ જેવો મળ્યો છે તેવો જ મેં નરસિંહરાવભાઈની ઇચ્છાને વશ થઈને છાપ્યો છે. તેમના નામનો મેં જે રીતે ઉપયોગ કર્યો તેને સારૂ તેમને દુઃખ થયું જોઉં છું, તેથી હું દુઃખી થાઉં છું ને અજાણપણે પણ થએલા અપરાધને સારૂ તેમની માફી માગું છું. હું કોઇના નામને ઈરાદાપૂર્વક રમકડું બનાવતો નથી. તો પછી નરસિંહરાવભાઈ તથા ખબરદાર જેવા સાહિત્યસેવકના નામની સાથે એવી છૂટ કેમ લઉં? મેં જે લખ્યું તે કેવળ બંને સજ્જનો પ્રત્યે આદરભાવથી પ્રેરાઇને જ લખ્યું. એ ભાવ હું ન બતાવી શકયો એં મારી ભાષાની ખામી, ભાવની નહિં. એમ બંનેને હું ખાત્રી આપવા ઇચ્છું છું.

તા. ૨૪–૫–૨૪ : શનિવાર—

કૃ. મો. ઝવેરીને ઘેર—

ચાતક (પું) the name of a bird, probably a swallow, but generally supposed to be a species of cuckoo,–cuculus medanolencus.

Dr. Carey'o Quarto Dictionary નું abridgement.

*Mythic...Journal* નો અંક બતાવી લેખ બતાવ્યો. કૃ. મો. ઝ. ને તરત absurdity જણાઇ. કે. હ. ધ્રુવને કેમ ના જણાઈ!

તા. ૧૩-૬-૨૪ શુક્રવાર

ખુશાલ શાહની office માં. × × ખુશાલ તથા હું નીચે ઉતર્યા-ને રહામેથી નીચે જ્યોતિ આવ્યો. × × વાતોચીતો પુષ્કળ. (a) એક M. A. માટેના thesisમાં જ્યોતિ અને Rawlinson પરીક્ષકો હતા હેમાં Rawlinsonની રિમાર્કોમાં બે વાનાં ધ્યાન ખેંચે હેવાં હતાં :—

(૧) કથીર-સં. कस्तीर-તે ખરું. સં. નથી. પણ ગ્રીક શબ્દ (યાદ નથી) ઉપરની ફિનીશિયન શબ્દ (અમુક) ઉપરથી બન્યો છે. (મ્હને વડોદરે જઇને શબ્દો લખી મોકલશે)

(૨) ઘઉં-સં. गोधूम તે પણ વેદકાળમાં ન્હોતા. વૈદિક *literature*માં એ અનાજનું નામ જ નથી.

તા. ૧૧-૩-૨૪ : શુક્રવાર.

કાગળ આવ્યા : Sir George Grierson (Camberley, Surrey).

Zamotika વિશેના reprint માટે ઉપકાર. ("very interesting paper" એમ લખે છે :) "Personally I am inclined to prefer the त्स theory, as it fits in best with what Markandeya says. Moreover if य is given the sound of ज, य्+स jsa is not all a bad attempt at representing the sound of Za. The point is, however, a doubtful one, and I quite admit the force of your arguments."

આ કેટલો liberal attitude કહેવાય! હાચું નામ તે *scholarship.*

તા. ૧૨-૭-૨૪ : શનિવાર : કાગળ લખ્યા : Dr. F. W. Thomas (Seven Oaks, England).

Central Asian પદ્ધતિ Y અથવા Ysa લખવાની સંબંધે references પૂછ્યાં-જેથી મ્હારો મત revise કરવાને સાધન મળે.

તા. ૨૬-૭-૨૪ : શનિવાર : ગુજરાતી પ્રેસ-મણિલાલનું.

બ. ક. ઠાકોર-હું ગયો ત્યહાર પ્હેલાંના હતા. ત્હેમની જોડે અનેક ગમ્મતની આપલે થઈ. જરૂરી વાતો પણ થઈ. સાથે બંને નીકળ્યા. મ્હને હેમણે Cornaglia લઈ જઇને કોફી પાઈ-સાથે પીધી.

(b) આજ સેનેટની કે facultyની એક Sub-committee છે-ત્હેમાં ઠાકોર છે. હેણે સૂચવ્યું છે કે vernaculars ને બી. એ. માં honours માં ના મૂકો તો ભલે. પણ બીજી ભાષા જોડે subsidiary તરીકે મૂકવી અને તે માટે spacial course રાખવો. પણ, બ. ક. ઠાકોર કહે છે, ત્હમારા vernacularists (અતિસુખશંકર વગેરે) એમ દેશી ભાષાને ગૌણ સ્થાન આપવાની વિરુદ્ધ છે-નકામા sentiment માટે.

(c) Chronicleમાં Rawlinsonની રાસમાલાની edition ઉપર review X ની સહીથી છે. ત્હેમાં સૂચવ્યું છે કે ફાર્બસ સભાએ આથી up to-date edition (અંગ્રેજી) કોઈ ગુજરાતી scholar કને કરાવવી જોઇયે. મ્હેં પૂછ્યું :-આ X તે ત્હમે? તો કહે ત્હમે બધે મને જ કેમ દેખો છો?-મ્હેં કહ્યું : જવાબ ઉડાવો નહિં : સ્પષ્ટ હા કે ના કહો. તો કહે-Rawlinson એ મ્હને કહ્યું કે આ review વાંચ્યું? (હજી પણ જવાબ ઉડાવ્યો.) -કહે-એ review માંના મતને હું તદ્દન મળતો જ છું. Rawlinsonએ મ્હને (બ. ક. ઠા. ને) કહ્યું હતું કે આ edit કર્યું તે લખ્યાને કેટલાક વર્ષ થયાં-તે વખતે હું Indian History માં કેવળ child હતો.

(d) મ્હેં કહ્યું : ત્હમે Board of Studies માં છો. તો હવે ૧૯૨૧ (કે ૧૯૨૫) પછીનાં syllabus ઘડશો ત્હેમાં હ. વી. ને કુ. મા.ને મૂકશો કે કેમ ? તો કૂહે : આજની કમિટી શું કરે છે તે ઉપર વાત–તદ્દન ઉડાવનારો જવાબ.

(e) "Universtity Reforms Committee આગળ ત્હમે evidence આપવાના છો ?"–મ્હેં પૂછ્યું. હા કહી કે ના–તે સમઝાયું નહિ. મ્હારો અભિપ્રાય Vernacular ના વધારે પ્રવેશ માટે શો છે તે કહ્યો; ને પૂછ્યું : ત્હમે એ વાતને પુષ્ટિ આપો એમ છો ? તો કૂહે : "હું એથી આગળ વધીશ"–ને પોતાના વિચાર કહ્યા. મ્હને બહુ ના રુચ્યા. છૂટા પડ્યા.

તા. ૬–૮–૨૪ : બુધવાર.

College–વિજયરાય મળવા આવ્યા. "કૌમુદી" નામનું ત્રિમાસિક પોતે કાઢવાના છે તે વાત કહી; હેનું જાહેર ખબરનું પાનિયું આપ્યું. ૧૨૦૦) રૂ. ફંડ જોઈશે, ૫૦૦) ભરાયા છે.

તા. ૧૫–૮–૨૪ : શુક્રવાર.

રામભાઈને ઘેર–કેશવ હ. શેઠનું માર્ચના બુ. પ્ર.માંનું કાવ્ય* મ્હને બતાવ્યું, ખરેખરું ઉત્તમ છે. ઉપયોગ મ્હારા Lyrics ના ભાષણમાં રાખીને કરીશ

તા. ૧૭–૮–૨૪ : રવિવાર.

મુનશીને ઘેર. મણિલાલ બકોરભાઈ વ્યાસ કને–મ્હારી માગણીથી –મ્હને લઈ ગયા. મણિલાલ જોડે બહુ વાતો થઈ. ફાગુ બતાવ્યું. તદ્દન 'વસન્તવિલાસ'ની શૈલીનું છે. ગ્રંથકારનું નામ હેમાં હેમણે બતાવ્યું–પરંતુ તે સ્પષ્ટ નથી. ગુપ્ત રીતે સંચારૂપે એ જુવે છે– તે પૂરેપૂરું ગળે ઊતરતું નથી. નકલ કરીને પછી મ્હને આપશે.

'વસન્તવિલાસ'માં અર્થ કરવામાં તથા પાઠકલ્પનામાં કેશવલાલે

* [આ કાવ્ય તે "ભૂલી પંથ ભમું દિનરાત રે કોઈ સંત બતાવોજી વાટ."]

અનેક ક્ષતિયો કરી છે તે મ્હને કહી, તે કે. હ. તે કબૂલ નથી કરતા તે બધી વાત કરી. વ. વિ. સં. ૧૫૦૮ નું છે તે રચ્યાસાલ નહિં પણ લખ્યાસાલ એમ મણિલાલ બ. વ્યાસ માને છે—મ્હારા મનમાં નથી ઊતરતું.

× × ×

તંત્રીમંડળ એકઠું થયું. સાહિત્યના ઇતિહાસના લેખકોમાંથી કેટલાક હાજર ન્હોતા. + + અમદાવાદ સ્થપાયાનું વર્ષ સં. ૧૪૫૯ ગણી નરસિંહ યુગનો આરંભ છાપેલા કાગળમાં હતો. મ્હેં પૂછ્યું— અમદાવાદની સ્થાપના તો ઈ. સ. ૧૪૧૨ માં છે ને? કોઈને ખાતરીની ખબર નહિં! એક આમ કહે-એક આમ કહે. મ. બ. વ્યાસ પણ કહે-અમદાવાદમાં લેખ છે ત્હેમાં જડશે. હું ચૂપ રહ્યો. × × સુશીલાનું ધ્યાન આ વખત લીલાબ્હેન જોડે વાતોમાં હતું— ત્હેમાંથી મ્હેં બોલાવીને પૂછ્યું: અમદાવાદ સ્થપાયાની સાલ પૂછી. તરત ૧૪૧૨ કહી નવલરામ ગરબાવલીમાંની પંક્તિઓ કહી બતાવી :

"પણ ચૌદસેં બાર અગાઉ
હતું એ ક્હ્યાં શહેર જ;
હવે પાટણપુરને ગાઉં
થયો અકરાંકેર જ.
સન તેરસે પૂરા માંહ્ય
થયા હિંદુ પૂરા;
પડ્યું પાટણ વર્ત્યો ત્રાસ
ધિક નાગર નગુણા."

બધાં ચૂપ થયાં.

મુનશીનાં માને હું મળ્યો લીલાબ્હેન, મુનશી, સુ. હું passage માં ઊભાં હતાં તે વખતે મુનશી સુ. ને કહે: હમે તો ધાર્યું હતું કે ત્હમે નરસિંહરાવભાઈને શર ચઢાવશો ત્હેને બદલે

ઊલટું કર્યું. *મ્હેં કહ્યું-'વીરને વદાય' જેવું કરવું જોઈતું હતું. મુનશી:-" મ્હારા શાહીબીના કંપ રે સિખાવો સાહિત્યવાટ "- એમ કરવું'તું.

તા. ૨૭-૮-૨૪ : શનિવાર : કાગળ લખ્યા : રામનારાયણ વિ. પાઠક (અમદાવાદ). જવાબ. × × પ્રાર્થનામાળા અંક ૨૯-૩૦માંના અમુક ભજનો બાદ કરતાં બધો ભાગ મ્હેં રચ્યો હતો (મ્હારા પિતાના અવસાનને લીધે). નં. ૨૮ માંનું પ્રથમનું તોટક મ્હારું હતું. તે લખીને લખ્યું કે ત્હમે પૂછેલાં બે પદો હેમાં આવી ગયાં- મ્હારી કૃતિ છે તે કહેવાની જરૂર ના રહી. ગિરિજાશંકર ત્રિવેદી કનેથી નવી જ વાત જાણી કે અમદાવાદમાં કેળવણી પરિષદ ભરાઈ હતી તે વખતે ગોકુળભાઈ દૌલતરામ ભટ્ટ ત્હાં ગયેલા, અને નવલજયંતીમાં પ્રમુખ થવાનું ન્હાનાલાલને કહી આવેલા, ને ન્હાનાલાલે હા કહેલી !-વાહ ! તો મ્હને મળવાને ૪થી તારીખે કૉલેજમાં શું કામ આવ્યા ? ગિરિજાશંકર ધારે છે કે-ત્હમે હેમના પત્રનો જવાબ ના લખ્યો (જો કે જવાબ માગ્યો ન્હોતો-તેમ જ સ્થળકાળની માહિતી હેમની તરફથી આવવાની બાકી હતી)-તેથી ૪ થીએ ત્હમને કહેવાને જ આવેલા હશે કે ન્હાનાલાલ પ્રમુખ થવાના છે !-!-ગમે તેમ હો-પણ આ " ભાંગડો તો સરસ વટાયો "- ગમે ત્હેને હાથે.

તા. ૨૮-૮-૨૪ : ગુરુવાર.

રામભાઈને ઘેર:-ગોકુળભાઈ ભટ્ટે રામભાઈ આગળ ખુલાસો કર્યો હતો. અમદાવાદ ગયા ત્હારે ન્હાનાલાલને એટલું જ કહેલું કે નવલરામની જયંતીમાં આવશો ? ને લેખ વાંચશો ?-પ્રમુખપદ

* (સંપાદકની નોંધ-'નરસિંહ મહેતા'નું પ્રકરણ, સંસદ્‌યોજિત ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં નરસિંહરાવ જલદી આપી શકે તેમ ન્હોતા એમાં સુશીલા, ન્હેને નરસિંહરાવનો પક્ષ લીધો હતો-કામનો બોજો, થાક ઇત્યાદિ કારણો બતાવીને).

લેવાનું કહ્યું જ ન્હોતું–જોયું? બંને બાજૂ જાણ્યા વગર મ્હેં હેના ઉપર આક્ષેપ મૂક્યો! ન્હાનાલાલે ત્હારે એમ કહ્યું હશે કે પ્રમુખપદ માટે પૂછ્યું હતું?–ઉદાર અર્થ આમ લેવાય: 'મ્હને તો પ્રમુખપદ માટે જ પૂછે'–એટલે 'આવશો', 'લેખ વાંચશો'–નો અર્થ પ્રમુખસ્થાન લઇને એમ જ પોતે માની લીધેલો. ગમે તેમ હો પણ ગોકુળભાઈને ન્યાય આપવો જોઇશે.

તા. ૩૧–૮–૨૪ : રવિવાર.

વાંદરા સ્ટે. ઉપર ગોકુળભાઇ ભટ્ટ મળ્યા. મ્હેં હેમને અન્યાય આપ્યો તે માટે ક્ષમા માગી હેમનાથી વિશેષ જાણ્યું તે એ કે "આપ ન જ આવી શકતા હો તો એકાદ લેખ લખી મોકલશો તો હમે કોઈ વાંચીશું." આ તો તદ્દન જૂદુ!

× × ×

ગિરિજાશંકરને ગોકુળભાઇ ભટ્ટની વાત કહી–આજ થયેલી તે પણ; તો કહે–વખતે લલિતની પણ ભૂલ થઇ હોય. મ્હને તો લલિતે કહેલું. (લ્યો! આ વળી પગથિયું વધ્યું!)

તા. ૨૫–૮–૨૪ : સોમવાર: કાગળ આવ્યા: હરગોવિંદદાસ કાંટાવાળા, પ્રમુખ, સાહિત્યસભા (વડોદરા) મહાદેવ હરિભાઈ દેસાઈ વગેરે ત્રણ જણા (અમદાવાદ).

૧. પ્રેમાનંદ જયંતી ઊજવવાની છે તે પ્રસંગે પ્રમુખપદ લેવાને, તથા દ્રૌપદીહરણ કાવ્ય ઉપર ભાષણ આપવાને વિશે.

૨. 'જોડણીના નિયમો' છાપેલા ટાંકી તે વિશે અભિપ્રાય વગેરે માગે છે.

તા. ૨૭–૮–૨૪ બુધવાર: કાગળ લખ્યા: હરગોવિંદદાસ કા. (વડોદરા).

ઉત્તર. પ્રેમાનંદ જયંતી માટે પ્રમુખસ્થાને લેવાને આવી સકાશે નહિં. ક્ષમા કરશો. ઉપકાર.

વાંદરા––તા. ૯–૯–૨૪ : મંગળવાર : રાષ્ટ્રિયશાળા, Princess Street. દયારામજયન્તી.

ચન્દ્રશંકરે મ્હારે પ્રમુખસ્થાન લેવાની દરખાસ્ત રજૂ કરી. × × 'મસ્તફકીરે' હેને અનુમોદન આપ્યું.

મ્હેં આરંભમાં દયારામના સમયનું અલ્પ વર્ણન કર્યું. હેનો જન્મ સં. ૧૮૩૩ માં, અવસાન ૧૯૦૯ માં. હેના મરણ પછી છએક વર્ષે મ્હારો જન્મ. એટલે મ્હારા બાલ્યકાળમાં દયારામકૃત કાવ્ય સંગ્રહ નર્મદકવિએ પ્રથમ પ્રગટ કર્યો તે હું રસભેર વાંચતો હતો—સમજું ના સમજું તો પણ. દયારામની કાવ્યપ્રવૃત્તિના ખરા સમયમાં મ્હારા પિતાની હયાતી હતી. એ સમયમાં શિક્ષણનાં સાધન, ગામડી નિશાળ, વાણિયાની દુકાને હિસાબકિતાબ—અને પંડિત કને સંસ્કૃત. તે ઉપરાંત વ્રજભાષાના સાહિત્યનો અભ્યાસ. દયારામની પૂર્વે ૧૦૦ વર્ષ ઉપર વ્રજભાષાના સાહિત્યનો અભ્યાસ એટલો હોય એમ જણાતું નથી.

પછી વિષય હાથમાં લીધો :

I જયન્તી=શું ? સંસ્કૃત કોશમાં જડતું નથી. માત્ર એક અર્થ નીકળે છે. કૃષ્ણજન્મની મધ્ય રાત્રિયે રોહિણી નક્ષત્રનો ઉદય થયો તે ઉદયનું નામ જયંતી. તે પછી કૃષ્ણજયંતી એમ પ્રચાર થયો. પછી રામજયંતી. અને હવે તો બધાની જયંતીઓ થઈ.

II જયંતી માટે યોગ્યતા દયારામની દર્શાવી. × ×

III દયારામને ગરબીસાહિત્યનો આદ્યસ્રષ્ટા હું માનું છું. ગરબીની વ્યુત્પત્તિ માત્ર તર્કરૂપે બતાવી. ગરબો કોરાવવો; ગરબો—૧ કાણાં પાડેલા માટલામાં દીવો. (ગરબો કોરાવવો એ વચન સૂચક છે.) તે આસપાસ ફરીને ગીતો બૈરાં ગાય. ગર્ભમાં દીપ માટે ગર્ભો —ગરબો. ૨ પછી લક્ષણાથી તે આસપાસ ફરીને ગવાતાં ગીત તે ગરબા.

ગરબો અને ગરબી વચ્ચેનો ભેદ દર્શાવ્યો—ગરબો લાંબો, સ્થૂલ. ગરબી Lyric—ટૂંકી, નાજુક.

(૧) નરસિંહ મ્હેતાની ગરબીઓ કરીને છ. વિ. રાવળે 'વસન્ત'માં સં. ૧૯૬૫ માં અમુક અંકમાં પ્રગટ કરી હતી. પરંતુ હેનું

સ્વરૂપ જોતાં એ નરસિંહ મ્હેતાની કૃતિ હોવા બાબત ભારે શંકા રહે છે.

(૨) 'વહુ તુંને વારું રે જાઈશમાં જળ ભરવા' એ નરસિંહ મ્હેતાની ગરબી કહેવાય છે. રા. શંકરપ્રસાદ છ. રાવળે હેને વિશે કહ્યું છે કે "શીખ સાસુજી દે છે રે કે વહુજી રહો ઢંગે" એ દયારામની ગરબીમાં નરસિંહની પેલી ગરબીની છાયા છે.–પરંતુ નરસિંહવાળી એ "ગરબી" અપ્રસિદ્ધ છે તે નટવરલાલ કનેથી મ્હને મળેલી –વાંચી સંભળાવીને બતાવ્યું કે હેનો લય તદ્દન જુદો છે–અને એ પદ છે, ગરબી નથી.

(૩) કોઈ શંકા કાઢશે કે 'સાંભળ રે તું સજની મ્હારી' એ દયારામની ગરબીનું મૂળ ભાલણમાં અને હેનું પણ મૂળ નરસિંહમાં –એમ છે. તો આ બાબત શું કહેશો? હું કહું છું કે એ વસ્તુતઃ ગરબી છે જ નહિં. પદ જ છે–એટલે એ નડતર પણ દૂર થાય છે.

(૪) દયારામની પૂર્વે ગરબા ગાવાની સંસ્થા હશે જ, ઇત્યાદિ સ્થિતિ છતાં ગરબીના સાહિત્યનો આદ્યસ્રષ્ટા દયારામ જ સ્થપાશે.

(૫) દયારામે ગરબીના બાંધામાં વિવિધતા પણ આણી છે. Monotony નો આરોપ ટળે તેમ. કામણ દીસે છે અલબેલા ઈ. નમૂના; લોચન મનનો ઝઘડો હેમાં સાખીનું મિશ્રણ ઈ. રીતે. હાલની રંગભૂમિ ઉપર ગરબીમાં વિવિધ મિશ્રણો કાંઈક સારાં થાય છે–તેટલું નહિં.

'ચાલ્ય વ્હેલી અલબેલી પ્યારી રાધે'–એ ગરબીમાં દિંડીનો લય–આરંભમાં ને આંતરાની પંક્તિયોમાં સ્પષ્ટ છે. એ નવીનતા દયારામની ધ્યાન ખેંચે છે. દિંડી અને અભંગ એ મરાઠી છંદની યોજના ગુજરાતીમાં પ્રથમ ભોળાનાથ સારાભાઈએ કરી તે નિર્વિવાદ છે. માત્ર આ દયારામની યોજના ધ્યાન ખેંચે છે–તે એમ કે દયારામે દિંડીઓ સાંભળી હશે–તે સંસ્કારબળે પોતાની કૃતિમાં યોજી હશે–દિંડી એમ ભાનથી નહિં પણ અજાણ્યે જ.

IV દયારામે અનેક પ્રકારની કાવ્યરચના કરી છે-પુષ્ટિમાર્ગનાં તત્ત્વદર્શન વગેરે વિષય લઈને પરંતુ હેની લોકપ્રિયતા તો ગરબી-સાહિત્યથી જ. એ લોકપ્રિયતાનાં કારણો :—

(૧) ગરબીઓની નવીનતા; (૨) દયારામ પોતે જ ગાઈ સંભળાવતા : અને શિષ્યોદ્વારા હેનો પ્રચાર થયો; (૩) સ્ત્રીવર્ગમાં એ બહુ પ્રચાર પામી ઇ. ઈ.

V એ ગરબીઓમાં રહેલા માધુર્ય ને મોહકતાનું એક બીજ : દયારામ જાતે સંગીતકુશળ; સંગીતકુશળતા કવિની કૃતિમાં અજ્ઞાત રીતે માધુર્ય પ્રવિષ્ટ કરે છે. કવિતા અને સંગીત બેના પાયા જૂદા છે છતાં આ સૂક્ષ્મ અસર જૂદી જ રીતે થાય છે.

VI દયારામની ભાષાશૈલી સાદી પણ સંસ્કારી હતી. હેની કૃતિના નમૂના બતાવ્યા

(૧) ષડ્ઋતુવર્ણનમાંથી થોડીક પંક્તિયો; "આવ્યું કટક જો આ કટકટી મન્મથ પયવ્યોમ–" ઇ. હેમાં મન્મથકટક, વ્યોમપથ– એ વ્યસયો

"એવા ગગનધન ગડગડે મનોભવનાં નિશાણ, ચપળા તે જરીધ્વજ ફરફરે" હેમાં કાલિદાસના नवजलधरः सनद्धोऽयम् ઇ. શ્લોકમાંની અપહ્નુતિની યોજનાનું દર્શન થાય છે.

– (૨) 'ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ' એ ગરબી ગાઈ સંભળાવી. હ્‌હેની સુંદરતા વીગતવાર બતાવી તાદૃશ સુંદર ચિત્ર ખડું થાય છે; ક્ષણભર કાલ અને દેશનાં મર્યાદાબંધન તૂટે છે અને આપણે એ વ્રજદેશમાં ઊભા છિયે ને ગરબો ગાતી ગોપીઓને જોઇયે છિયે એમ લાગે છે. ઇ. ઇ.

: 'લોલ કહેતાં અધર અરુણ ઓપતા'– હેમાં 'લોલ'ના ઓકારના labial ઓષ્ઠસ્થાનીય સ્વરૂપને લીધે ઓઠ જરાક ઊઘડતાં અધરની દીપ્તિનું દર્શન–ઇ. ઈ.

(૩) રસિકવલ્લભમાંથી–પદ ૮૨ માનો ઢાળ :

"કરે ગાન મધુકર મનોહર,
મન મત્ત મદ મકરંદ."

વાંચી સંભળાવ્યો ને કહ્યું–આ પ્રકારની ૧૦મા ભાગની સંસ્કારી શૈલી આજ લખીશું તો કહેશે "આ તો સંસ્કૃતમય! આપણા જૂના કવિ કેવું સરળ લખતા!"

VII દયારામનું ઘર ડભોઇનું સ્મારક તરીકે ઊભું રાખવાની યોજના માણેકલાલે રજૂ કરેલી ત્હેનું પરિણામ કાંઇ ના આવ્યું તે માટે ખેદ દર્શાવ્યો.

VIII દયારામ ઉપર નિર્લજ્જ શૃંગારનો આક્ષેપ મૂકાય છે. પણ નરસિંહમાં શું તે નથી? છતાં એ એના શૃંગારની સરખામણી કરવા જેવી છે–નરસિંહમાં ભક્તિને શૃંગાર ઢાંકી દે છે. દયારામમાં શૃંગારને ભક્તિ ઢાંકી દે છે.

IX દયારામ પછી કોઈ હેવો કવિ થયો નથી–અલબત દલપતરામની ગરબીઓ, નર્મદની, નવલરામની, બાપાલાલની, ભીમરાવની ગરબીઓ (દયારામ જેવા સૌન્દર્યવાળી)–થઇ. પરંતુ વિશાળ રૂપે કોઇ નહિં.

હવે તો "કોયલડી"ને મુનશી કહે છે તેમ 'પેમલાપેમલી'ની કવિતાનો વખત આવ્યો છે. (મણિલાલ બકોરભાઇ વ્યાસ વચમાં કહેઃ આપે જ શરૂ કર્યું:—મ્હેં કહ્યું: હું તે જાણું જ છું. તે છતાં કહું છું. આરંભનો દોષ નહિં. પ્રથમ અપરાધની ક્ષમા થાય. વક્તવ્ય એ કે એકવાર શરૂ થાય પણ પછી ત્હેનો તંત ના છૂટે તે દોષ.)–સાહિત્ય પરિષદે ઠરાવ કરવો કે હવેથી કોઇએ અમુક વર્ષ સુધી કોયલડીની કવિતા ના લખવી–એમ સૂચના કરવાનો વખત આવ્યો.

ત્રણ જણ બોલ્યાઃ ૧ મનહરરામ, ૨. વિભાકર; ૩. લલિત.

૩. લલિત–મ્હારે સ્પષ્ટ રીતે હેમને ટૂંકાવવા પડ્યા. ૧ મનહરરામે *મ્હારા બે મતમાં દૂષણ બતાવ્યું: (ક) ગરબાની વ્યુત્પત્તિ,* મ્હારી ખોટી કહી, પોતે નવી બતાવીઃ ગર્વ–જે માટે આપણે ગર્વ

કરી સકિયે તે અર્થાત્ શ્રેષ્ઠ. (b) સંગીતનું જ્ઞાન કવિની કૃતિમાં માધુર્ય પૂરે છે-એ મત પોતે નથી સ્વીકારતા! ન્હાનાલાલમાં સંગીતજ્ઞાન નથી છતાં હેમની કૃતિમાં શબ્દમાધુર્ય છે ત્હેવું બીજા કોઈનામાં નથી. (c) દયારામનો શૃંગાર ભક્તિની ઢાલ નીચે સંતાડેલ માનુષ શૃંગાર જ છે દયારામ આ રીતે પ્રણાલિકાથી છૂટો નથી પડી સક્યો. એ ૫૦ વર્ષ મોડો જન્મ્યો હોત તો જૂદા જ પ્રકારની કવિતા રચત. પણ ઉપાય નથી. गतं न शोचय्यम् (sic).

૨. વિભાકરે-લંબાણથી પણ સુશ્લિષ્ટ ભાષણ કર્યું. દયારામ કવિ કરતાં ભક્ત મ્હોટો હતો એ ઉપર વિસ્તાર કર્યો. હેના શૃંગારમાં ભક્તિનું જ પૂર; તેથી જ હેનો મહિમા.–સ્થૂલ શૃંગાર નથી, પ્રેમ લક્ષણા ભક્તિની ફિલસુફી છે. ઠ. ૪.

× × ×

મ્હારો ઉપસંહાર.

(a) મનહરરામની 'ગરબા'ની વ્યુત્પત્તિ વિશે મ્હેં કહ્યું : એઓ મ્હોટા ભાષાશાસ્ત્રી છે. માટે હેમની આગળ એક જ શંકા મૂકું છું. ગર્ભદીપ-ઉપરથી લક્ષણાથી ગરબો ગીત એમ સધાય; તેમ गर्व ઉપરથી, 'ગરબો કોરાવવો' એ કોઈ રીતે આવશે? (b) સંગીતકુશળતાથી કવિની રચનામાં અણધાર્યું માધુર્ય પૂરાય તે મત મનહરરામ ખોટો માને છે. પરંતુ-હેમને હું સમજાવી ના સકું ત્હેમાં હેમનો દોષ નથી, મ્હારી વાણીના અસામર્થ્યનો દોષ છે કહીને ફરીથી ખુલાસો કર્યો ને કહ્યું : ન્હાનાલાલ, મણિશંકર ભટ્ટ વગેરેમાં સંગીતજ્ઞાન હોત તો હેમની રચનામાં આથી દ્વિગુણ માધુર્ય આવત. ઠ.

(c) વિભાકરે–શેલી જેવાને જડ સ્થૂલ કહ્યા છે. આશ્ચર્ય! હેમના જેવા અંગ્રેજી સાહિત્યના નિપુણને મુખે આમ! શેલીનું Prometheus Unbound કહેવું spiritual છે! હેમાંથી Hymn to Asia જ વાંચો. હેની સૂક્ષ્મતમ spirituality અદ્ભુત છે. મનહરરામ ખેદ કરે છે કે દયારામ ૫૦ વર્ષ મોડો કેમ ના જન્મ્યો.

વિભાકર કહે છે-ઈંગ્લાંડમાં કૃષ્ણ રાધા ઇ. હોત તો જૂદું જ થાત -પણ તે તો આપણે શું કરિયે (હસાહસ)-(વિભાકર-વચમાં-તેમ હોત તો વધારે spiritual શેલો થાત,-ઉત્તરમાં હું:—એમ નહિં. ત્હમે તો શેલીને કેવળ જડ, spirituality વિનાનો કહ્યો છે. આથી ભારે અપરાધ-અક્ષમ્ય અપરાધ કર્યો ?)

(d) લલિતે દયારામને 'અશ્રુકવિ' કહ્યો તે એક દષ્ટિયે ઠીક છે -પણ એ એકપક્ષી દર્શન છે. હેનાં બીજાં ઘણાં કાવ્યોમાં તેથી વિરુદ્ધ સ્વરૂપ જડશે.

સાત વાગ્યા પછી સભા વિસર્જન થઇ.

તા. ૧૦-૯-૨૪ : બુધવાર : જયસુખલાલ ટ્રેનમાં સાથે. મનહરરામે J. K. M. ના પૂછવાથી કહ્યું કે 'ગરબા'ની વ્યુત્પત્તિ હેમણે ગર્વ ઉપરથી નહિ, પણ 'ગરવો' (ગરવી ગુજરાત-ગરવો ગઢ) ઉપરથી કાઢી'તી.

તા. ૧૧-૯-૨૪ : ગુરુવાર : લીલા બ્હેન ૧ વાગ્યે ના આવ્યાં -છેક ૩ વાગ્યે આવ્યાં.

મીરાં વિશે હેમણે લખેલું વાંચી સંભળાવ્યું; અપૂર્ણ છે. સુન્દરીઓ કવિ કેમ નથી બનતી ? સૌન્દર્યનું દર્શન કવિતા કરાવે છે-ને સુન્દરી પોતાની બહાર સૌન્દર્ય ના બતાવી સકે-હેવી મતલબના વિચાર. વાક્યો કેટલાંક original હતાં. મીરાંનાં પદો કિયાં લેવાં તે હેમણે બતાવ્યું: મીરાંની કૃતિ બહુ અનિશ્ચિત છે તેથી મુશ્કેલી બહુ છે. મીરાં કુંભાની રાણી નહિં પણ ભોજની (વિધવા) એ તનસુખભાઇનો નવો મત લીલા બ્હેને (અંબાલાલની અસરથી મુનશીને લીધે) સ્વીકાર્યો છે-સિદ્ધરૂપે-તે મતમાં મ્હેં શંકાસ્થાનો બતાવ્યાં. અને નીચેનાં reference જોઇને પછી નિર્ણય કરવાનું સૂચવ્યું:—

(૧) મુનશી દેવીપ્રસાદનો લેખ.
(૨) શિવસિંહ સરોજ.

(૩) આણુંદશંકરનો લેખ "નરસિંહ અને મીરાં" વિશેનો. -સં. ૧૯૬૦ના વસન્તમાં.

વાંદરા—તા. ૬-૧૦-૨૪ : સોમવાર : પૂણા આઠ વાગ્યે અંજારિયા, દાણી તથા દાણીનો એક મિત્ર આવ્યા. વાતોચીતો કરી. બોટાદકરના નવા કાવ્યસંગ્રહ માટે ઉપોદ્ઘાત લખવાનું મ્હેં કબૂલ કર્યું, પણ ૭ મહિનાની maximum મુદ્દત માગી લીધી. માહિતી બધી મોકલશે. કાવ્યસંગ્રહના ફરમા જેમ છપાતા જશે તેમ મોકલશે.

તા. ૭-૧૦-૨૪ : મંગળવાર.

વનિતાશ્રમ હોલ-ગોવર્ધનરામ જયન્તી. ફૂ. મો. ઝ. પ્રમુખ થયા. બ. ક. ઠા. નો નિબન્ધ — thoughtful, suggestive, learned : નિબન્ધમાં બ. ક. ઠા. એ એક સરસ મુદ્દો કહ્યો : સરસ્વતીચંદ્ર અને કુમુદસુન્દરીનો પ્રેમ ખરો તો પછીથી જ થયો. પણ તે વિપ્રલંભ શૃંગાર ( આ વિપ્રલંભ શૃંગાર નવી જ રીત્યનો, orignal idea. ) એ વિશે ફૂહેશે કાવ્યશાસ્ત્રવ્યાખ્યાવિશારદો ( એમ કહી મ્હારી તરફ નિર્દેશ કર્યો-ને સ્પષ્ટ બોલ્યા-એક આ ને બીજા પેલા અંબાલાલ ). મ્હેં મારા બોલવામાં કહ્યું : હું આજ બોલવાનો છું તે, મ્હારા ઉપર ( conservatism)નો ખોટો આરોપ મૂકાયો છે અને કાવ્યશાસ્ત્ર-વ્યાખ્યાનકાર્યનો આરોપ પણ-તે વિશે રદિયો આપવાને નથી ઊભો-એ વિશે કોઈ અન્ય પ્રસંગે !

તા. ૧-૧૧-૨૪ : શનિવાર : કાગળ આવ્યા :

Sten Konow ( S. S. Simla, Port Said ).

એ મુંબાઈ તા. ૩૦ મીએ આવવાનું પ્રોગ્રામ લખ્યું છે. તાજમહાલ હોટેલમાં ઊતરશે. Dr. Thomasનો introduction નો પત્ર બીડ્યો છે-મ્હારે મળવું એમ ઉત્કંઠા છે, મુંબાઈ થોડા દહાડા રહેશે.

તા. ૧૮-૧૧-૨૪ : મંગળવાર : કાગળ આવ્યા :

૧. Sir George Grierson ( Camberley, Surrey, England ).

૧. Zamotika સં. ના લેખમાં માર્કંડેયના સમય બાબતની footnotes વિશે પૂછે છે કે ૧૭ મા સૈકાથી બે સૈકા પૂર્વે મૂકવાનું ત્હમારું કારણ શું તે કૃપા કરીને લખશો. ત્હમારું Guj. Language & Literature મ્હેં જોયું નથી—ને હેની નકલ આ દેશમાં લભ્ય નથી. એ date નું મહત્ત્વ બહુ છે કારણ હેના ઉપર બીજી dates નો આધાર છે. + + માર્કંડેયના વારસોને એક હેનું તાડપત્રનું પુસ્તક મળેલું પણ તે બ્હીકથી તળાવમાં નાંખી દીધું. આ દન્તકથા ( B. K. M. K. xix. 9 ) તો નહિ હોય ? આ વાત જાણી જોઈને જૂઠી કહી હોય તો કોઈ કળયુક્તિથી એ ms. પેદા કરે તો ઉત્તમ. રામશર્મા ( તર્કવાગીશ ) માર્કંડેયની પૂર્વે થયો ( પોતે માને છે ) તે પણ ચ. જ. ના च्च ज्ज માટે નિયમ આપે છે. ( માત્ર અયુક્તેષુ ). હેનું વ્યાકરણ લંકેશ્વરના વ્યા. ઉપર રચેલું કહે છે પણ તે મળતું નથી બહુ પ્રયત્ન કર્યા છતાં.

તા. ૨૧-૧૧-૨૪ : શુક્રવાર : કાગળ લખ્યા :

૨. Sir George Grierson ( England. )

૩. ( „　　„ ) રજિ. બુ. પો. ackn.

૨. જવાબ. નકલ રાખી છે. માર્કંડેયના સમય માટે Guj. L. L. માં લખ્યું જ છે. હેની પ્રત બુ પો. થી મોકલું છું.—ઇ. ઇ.

૩. Guj. Lang & Lit. Vol. I—ભેટ.

તા. ૩૦-૧૨-૨૪ : મંગળવાર : કાગળ લખ્યા :—ખરેઘાટ ( મુંબઈ ).

દયારામ કવિની જન્મકુંડળી-( જીવનચરિતમાંથી ) ઊતારીને પૂછ્યું.

વિ. સં. ૧૮૩૩ માં એ ગ્રહયોગ હોય કે ૧૮૨૩ માં ?

તા. ૫-૧-૨૫ : સોમવાર : કાગળ આવ્યા :—ખરેઘાટ (મુંબઈ).

જવાબ—(a) કુંડળી વિશે ત્હમે અગાઉ પૂછેલું ત્હેની નોંધ છે. તે ઉપરથી કહે છે કે ૧૮૨૩ જોડે મળતી બરાબર આવે છે. પણ કુંડળી Genuine છે કે કેમ તે ઉપર આધાર.

તા. ૧૬-૧-૨૫ : શુક્રવાર,

નર્મદાશંકર દે. મહેતાએ વાત કરી : ઈંગ્લાંડની R. A. S. માંથી શંકરાચાર્યના એક સમકાલીન લેખકના લખેલા જીવનચરિતની પ્રત-Photograph કરવાથી લીધેલી-Weber ના ભાઈ મારફત હેમણે મેળવી છે, પણ લિપિ દેવનાગરી નથી-ગ્રંથલિપિ છે. તે વાંચી સકનારો કોઈ પંડિત પેદા કરવાનું મ્હને કહ્યું.

તા. ૧૭-૧-૨૫ : શનિવાર: કાગળ લખ્યા :—અ. વ. દાણી (સુરત) કાર્ડ.

જવાબ. (a) અનુક્રમણિકા ફરમા જોડે આવી નથી. (b) "ઈનીવાળું" નદી વાચક નામ માગો છો., તો શૈવલિની સૂચવું છું. (c) સંગ્રહ ચતુર્થ નથી, પંચમ છે. ચતુર્થ છાપી પણ નાંખ્યું છે.

તા. ૧૮-૧-૨૫ : રવિવાર,

આચાર્ય જોડે વાત થઈ. પેલા શંકરાચાર્ય ચરિતના Ms. બાબત; તો કહે નર્મદાશંકરે મ્હને કહેલું—હું એ જોઈ આવ્યો છું. ગ્રંથ લિપિ તે પંજાબની હશે એમ આચાર્ય ધારતા હતા. મ્હેં કહ્યું : ગ્રંથસાહેબ—નાનક ગુરુનો—તે ઉપરથી Confusion મનમાં થયું હશે. મદ્રાસ તરફ ગ્રંથલિપિ જૂદી છે.

તા. ૪-૨-૨૫ : બુધવાર : કાગળ લખ્યા :—વિજયરાય (પારડી)

(a) આ સાથેનું ચર્ચાપત્ર દાખલ કરશો. (b) ચર્ચાપત્ર -આ 'કૌમુદી'માં જગ્ગી ને "વાર્તા" કહીને વર્ણન કર્યું છે તે ભૂલ બતાવનારું.

તા. ૧૪-૩-૨૫ : શનિવાર.

R. A. Society. વિજયરાય આવ્યા હતાં.

લેખકોની લેખ તૈયાર કરવાની પદ્ધતિ વિશેનો લેખ માગ્યો છે તે રમણભાઈએ મોકલ્યો છે. મ્હને કહે—આપનો મોકલશો? મ્હેં કહ્યું—હું આ બાબતમાં Self analysis કરી સકતો નથી.

મ્હને પૂર્વકાલીન અને રમણભાઈને સર્વકાલીન વિજયરાયે કહ્યા છે, ત્હેનો અર્થ તો એ જૂદો જ કરે છે. કહે છે હું Up-to-date વિચારશૈલી વગેરેની જોડે Touchમાં–ને રમણભાઈ હમેશાં Unchangeable. આ અર્થ ક્યહાંથી કાઢ્યા? સમજાતું નથી.

તા. ૧૯-૩-૨૫ : ગુરુવાર.

નર્મદાશંકર મ્હેતા મળ્યા × × મુંબાઈમાં બૌદ્ધ સોસાયટીમાં હેમણે notes ઉપરથી ભાષણ આપેલું છે ત્હેની નકલ નટરાજનને આપી છે. છાપશે. શાંકરમત પ્રચ્છન્નબૌદ્ધ કહેવાય છે તે સપ્રમાણ છે એમ બતાવ્યું છે. ગૌડપાદાચાર્યે નાગાર્જુનમાંથી શબ્દેશબ્દ અમુક લીધું છે. ઇ. ઇ. નવું જડયું જણાવે છે. × × હેમનો નિબંધ (typed પ્રત) બતાવ્યો. ઉપર ઉપરથી જોયો. બહુ સારો છે. શાંકરમત તે પ્રચ્છન્નબૌદ્ધ તે યથાર્થ છે તે બતાવ્યું છે–પ્રમાણસર.

'પુરાતત્ત્વ'નો માર્ગશીર્ષનો અંક મ્હને આપ્યો.–'બાલશિક્ષા' નામનું સં. ૧૩૩૫ માં રચાયલું "પ્રાચીન ગુજરાતી સંસ્કૃત" વ્યાકરણ-તે ઉપર લેખ છે તે માટે.

૨૩-૩-૨૫ : સોમવાર.

× × ×

આણંદશંકર મ્હને કહે છે: તમે આટલાં વર્ષ બધું કર્યાં છો. (M. A. ના પરીક્ષકનું કામ કે Guj. Lecturerનું કામ તે ઉપરાંત જોઈએ.) તેટલાં વખતમાં તમે Gujarati Scholars કેટલા ઉત્પન્ન કર્યા?

હું—"ત્હમે આટલાં બધાં વર્ષમાં સંસ્કૃત Scholar કેટલા ઉત્પન્ન કર્યા ?"—મ્હેં કહ્યું : હું તમારો પક્ષ લઇને જ કહું છું. Scholar ઘડવાનું કારખાનું આપણે નથી ચલાવતા–પાત્ર ઉપર આધાર છે.

આણંદશંકર કહે : હું જાણું છું ; મ્હારો વાંક છે. હું છોકરાઓ જોડે હેવી રીતે ભળી નથી સકતો–જેથી હેમનાં હૃદય વગેરેની વાતો પૂછી સકું.

તા. ૩૦–૪–૨૫ : ગુરુવાર.

મંજુલાલ મજમુદાર ૩ વાગ્યા પછી આવ્યા. + + ચાર કલાક સુધી 'અભિમન્યુ આખ્યાન' એ edit કરે છે ( તાપીદાસ કૃત ) હેમાં શબ્દાદિકની વ્યુત્પત્તિ વગેરે પૂછ્યાં જે મ્હેં યથામતિ બતાવ્યાં.

તા. ૪–૫–૨૫ : સોમવાર.

Guj. Press. મંજુલાલ મજમુદાર બેઠા'તા; "અભિમન્યુ આખ્યાન"નાં Mss. માંથી collation વગેરે કરતા હતા. છે industrious.

તા. ૭–૬–૨૫ : રવિવાર

મનસુખલાલ માસ્તર કહે : નનુભાઈ, ટ્રેનમાં કોક લોકો વાતો કરતા હતા—'લોમહર્ષિણી' વિશે—કે 'નરસિંહરાવ બહુની બ્હારે ધાયા." મ્હેં કહ્યું : હેમાં બ્હારે ધાવાનું કશું ન્હોતું. માસ્તર "તોપણ—ત્હમે જવાન લેખકોની કદર કરો છો."

તા. ૧૪–૬–૨૫ : રવિવાર.

રામભાઈ આવ્યા. દ્વિજમની ભાષાન્તર [ હેમણે કરેલું ] મ્હને બતાવ્યું. કેટલીક શંકાઓ દયારામને પૂછવી પડશે.

તા. ૨૫–૬–૨૫.

R. A. Society. સુકઠણકર મળ્યો–ગુજરાતીમાં Classical ગ્રન્થ કોઈ છે !–Fiction, Poetry ઇ. ઇ. જર્મનમાં ભાષાન્તર

જેનું કરાય-world-classical. ન્હાનાલાલનું જયા અને જયન્ત—મ્હેં ગણાવ્યું-મુનશીની વાર્તાઓ, ગો. મા. ત્રિ. નો સરસ્વતીચંદ્ર ઇ. ઇ. કુહે મ્હને નિરાંતે યાદી, વીગતવાર માહિતી સાથે, આપજો.

**અમદાવાદ**—તા. ૨૭-૬-૩૫:

મહાવિદ્યાલયના સંગીતાચાર્ય શંકરરાવ પાઠકે વાયોલીન વગાડ્યું. શું અદ્ભુત-આત્મોલ્લાસક, કલાપૂર્ણ-હેનું વાદન! બધા તલ્લીન થઈ ગયા. પછી Refreshments માટે ઉપર ગયા. + + હીરાલાલ પારેખનો કારભાર સારો હતો.

**અમદાવાદ**—તા. ૨૮-૬-૨૫ : રવિવાર:

કેશવલાલભાઈ મળવા આવ્યા. બેઠા પાએક કલાક. વાતોચીતો કરી. કુહે: "હું 'શલાકાપુરુષ' કને જાઉં છું. ત્હમે વ્યાખ્યાનમાં શલાકા કવિઓ ગણાવ્યા, તો હું શલાકાપુરુષ કને જાઉં છું. આંખ્યમાં શળી નાંખશે દાક્તર-માટે એ શ્લેષ રમુજમાં કર્યો.

× × ×

ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટના હોલમાં ગયા. સાહિત્યસભાના મેંબરો એકઠા થયા હતા. એક ગૃહસ્થ કુહે "ઐતિહાસિક નવલકથા સંબંધે હાલ બધે ચર્ચા ચાલે છે તે બાબતનો આપનો શો મત છે?" મ્હેં કહ્યું: "નવલકથા છે તે ઇતિહાસ શીખવનારું પુસ્તક નથી. એટલે ઇતિહાસ-કલાની સિદ્ધિ માટે-બદલાય તે હું દૂષણ ગણતો નથી." એટલે કુહે. 'પણ મીનળ જેવી સતીના ચારિત્ર્યને આમ બદલી નાંખી દૂષિત કરે તે આઘાતકર નહિ?' મ્હેં કહ્યું "શું બદલ્યું? મૂળ ઇતિહાસમાં હેના ચારિત્ર્યનો કહિં પણ પાયો છે?—કે તે બદલ્યું કુહેવાય? ગગનકુસુમ બદલ્યું!" ઇ. ઇ. મૂળ દલીલોના જવાબ સબળ આપ્યા.

× × ×

રાત્રે ઉપડચા.

વાંદરા—તા. ૧૬-૯-૨૫ : બુધવાર.

સાંઝે Feverishness ચાલુ રહી. માથું પણ દુખવા લાગ્યું. શરીર ચૂંચાતું હતું. જમ્યો નહિ. સૂતી વખતે નાસ લીધો.

તા. ૧૭-૯-૨૫ : ગુરુવાર.

રાત્યના બે વાગ્યા સુધી હું બેચેન રહ્યો. જમણું માથું સખત દુઃખવા લાગ્યું. ઊંઘ ના આવી. તરફડિયા મારતે ૪ પછી ઊંઘ કાંઈક આવી. તાવ કાંઈક રાત્યમાં—પાછલી રાત્યે ઊતર્યો હતો. Influenza હશે લાગે છે.

તા. ૧૮-૯-૨૫ : શુક્રવાર.

કાલે રાત્યમાં બબ્બે કલાક ઊંઘીને જાગતો હતો. Feverishness માથામાં દુઃખવાનું વગેરે કાયમ રહ્યું છે. દવા ચાલે છે.

વાંદરા—તા. ૧૯-૯-૨૫ : શનિવાર : કાગળ આવ્યા. દત્તાત્રેય કાલેલકર (અમદાવાદ).

'જોડણી' સંબંધના મ્હારા ઉત્તરનો ઉત્તર મ્હને શરમાવી નાખે એટલી સૌમ્ય, સાત્ત્વિક વાણીથી ભરેલો છે. ચતુર તેમ જ ખરેખરો ઉદાર નર છે. × × આખો કાગળ ઉતારી રાખવા લાયક છે.

વાંદરા—તા. ૨૧-૯-૨૫ : સોમવાર

આજ સ્હવારે મ્હને તદ્દન સારું છે. રાત્રે ઊંઘ સારી આવી. હજી માથું કાંઈક ભારે છે, ને સહેજ નબળાઇ છે.

કાગળ આવ્યા. મટુભાઇ કાંટાવાળા (વડોદરા).

(સુશીલા ઉપર) મ્હારી માંદગી માટે દિલગીરી. સારું થઈ જાય— માટે જરૂર ન. એ આવવું જોઇએ. તમે લેતા આવજો. બીજા વિચાર નહિ કરિયે. "મનુભાઇ સાહેબ પણ તેઓ આવ્યાથી સંતોષ પામશે ને આખું વડોદરા ત્હમને મળવા ઇંતેજાર છે." "હમે જરાકે કામ હેમને નહિં આપિયે." જયંતી શનિને બદલે મોમે રાખવાને તૈયાર છે. "એ ફેરફાર કરવો હોય તો વળતી ટપાલે જવાબ લખશો."

"રમણભાઈ લલ્લુભાઈ, વગેરે ઘણા નરસિંહરાવભાઇને લીધે આવવાના છે."

(આ તદ્દન અત્યુક્તિ!)

કાગળ લખ્યા. મટુભાઈ (વડોદરા)–કાર્ડ.

(સુશીલાએ લખ્યું). જવાબ. આવતું શંકય નથી–વીગતવાર લખ્યું. લાચારીથી ના લખવી પડે છે.

તા. ૨૩–૯–૨૫ : બુધવાર: તાર આવ્યો. મટુભાઇ (વડોદરા).

Postponing Jayanti Monday. Kindly do come then. People anxious to see you here.

તા. ૨૪–૯–૨૫ : ગુરુવાર: તાર કર્યો–મગન હ. કાંટાવાળા. જવાબ. "Sorry. health does not permit travelling. Sushila."

કાગળ આવ્યા. મગન હ. કાંટાવાળા (વડોદરા).

સુ. નો કાગળ વાંચી ખેદ થયો. જયંતી સોમવારે રાખ્યાનો તાર કર્યો છે. તે મળ્યો હશે. ઈ. ઇ. છતાં ન આવવાનો નિશ્ચય કાયમ જ રાખ્યો હોય તો થોડું–પ્રમુખનું–નાનું ભાષણ લખી મોકલશો તો મહેરબાની. જેમ બને તેમ જલદી મોકલશો. હું જયંતી વખતે વાંચીશ.

જવાબ આ પત્રનો dictate કરાવ્યો. નહિં અવાય તે માટે ફરી લાચારી જણાવી. બહુ સભ્યતાથી લખ્યું–ભાષણ લખાશે કે કેમ તે ખાતરી નથી. પણ ઊર્મિ આવશે તો વેળાસર લખીને મોકલીશ.

તા. ૨૬–૯–૨૫ : શનિવાર.

મટુભાઈને મોકલવાનું ટૂંકું ભાષણ રાત્રે ૧૨ વાગ્યાં સુધી બેશી તૈયાર કરેલું હતું, હેનાં બે પૃષ્ઠ સ્હવારે fair નકલ કર્યાં હતાં. તે પૂરું કામ કરવા બેઠા. લલ્લુભાઇ આવ્યા. પૂરું કરીને હેમને સોંપ્યું.

તા. ૨૯-૯-૨૫ : મંગળવાર : કાગળ આવ્યા. મટુભાઈ (વડોદરા).

"મુરબ્બી સાહેબ,

આપના તા. ૨૫-૨૬ મીના બે પત્ર તથા ભાષણ મળ્યું. પહેલો પત્ર મારા પિતાએ જયંતી વખતે વાંચી બતાવેલો હતો. ભાષણ લલ્લુભાઈ સાહેબે કાલે આપ્યું. તે આજે સવારે મેં સભા સમક્ષ વાંચી બતાવ્યું. ભાષણ માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે તેનાં અનેક કારણો કોઈ પ્રસંગે રૂબરૂમાં કહીશ. મુખ્ય તો એ જ કે લોકો આપની વાણી સાંભળવા એટલા બધા ઉત્સુક હતા કે હું તે વર્ણવી શકતો નથી. બીજું એ કે આપ ન આવી શક્યા તેમાં કાંઈ ભેદ હશે—આપે પહેલેથી જ ન આવવાનો વિચાર કર્યો હશે, કે મટુએ અમસ્તું જ કહ્યું હશે કે આપ આવવાના છો—વગેરે તર્કો, વિતર્કો કુતર્કો, ચાલતા હતા. તે બધા ભાષણ આવ્યાથી બંધ થઈ ગયા; અને લોકો આપની વાણીનો પરોક્ષ રીતે લાભ લઈ શક્યા. લોકોને આ ભાષણ ગમ્યું, ને મને તો બહુ જ ગમ્યું. ફરી ફરી ઉપકાર માનું છું. આખું ભાષણ અત્રેના "સયાજી વિજય"માં છપાશે; ને 'સાહિત્ય'માં આપની પોતાની જોડણીમાં છપાશે, તે આપ જોઈ શકશો. આપ કુશળ હશો. સૌ. સુશીલાકાકીને પ્રણામ. મારા પિતાએ આપને સલામ કહાવી છે.

સેવક

(સહી) મટુભાઈ

આ પત્ર બહુ જ સંતોષકારક આવ્યો, આટલું મ્હેં ધાર્યું ન્હોતું.

તા. ૨-૧૦-૨૫ : શુક્રવાર : કાગળ લખ્યા. મટુભાઈ (વડોદરા) જવાબ. કુતર્કો થાય ત્હેમાં નવાઈ નથી. જગત ઉપરનાં પડ જ જોઈને ૨+૨=૫ ઠરાવે છે. મ્હારા ટૂંકા ભાષણથી કુતર્કોની અસર ધોવાઈ ગઈ તેથી સંતોષ થયો. ત્હમે ભાષણ માગ્યું તે બહુ જ સારૂં થયું. નહિ તો હું કદાચ આળસથી જાત. મ્હારે મ્હારી તબિયતની સંભાળ ખાસ રાખવાની જરૂર છે તે મ્હારી પ્રકૃતિનો

ઇતિહાસ જાણનારાં જ સમઝી સકે: + + ભાષણ, મ્હારી પોતાની જોડણીમાં 'સાહિત્ય'માં છપાશે જાણીને સંતોષ થયો. મ્હારી જૂની માગણી ધ્યાનમાં રાખી તે માટે ખરો ઉપકાર માનું છું. મ્હારું ભાષણ વાંચવા માટે ખાસ સભાની બેઠક રખાવી તે વળી ખાસ ઉપકારનું કારણ છે.

તા. ૧૮–૧૧–૨૫ : બુધવાર.

સાહિત્ય પ્રેસ–'નાગાનંદ' નાટકનું ભાષાન્તર રાજારામ શાસ્ત્રીનું ક્યહાંથી મળશે? પૂછ્યું. તો બધો ઇતિહાસ જણાયો, + + "નાગાનંદ"માં કાવ્યો છન્દો મણિશંકરે નામ વગેરે સાથે આપેલાં હતાં! બે નિકટ મિત્રો હતા.

તા. ૧૯–૧૧–૨૫ : ગુરુવાર.

લલ્લુભાઈએ એક વાત કહી (વાત પ્રસંગે) : રામકૃષ્ણ ગો. ભાંડારકરે લલ્લુભાઈને કહેલું કે : ગુજરાતીઓ સંસ્કૃતમાં કેવળ પછાત છે. સંસ્કૃત સારું જાણનારા મ્હારા ગુજરાતી શિષ્યોમાં બે જણ જ છે. ૧. હરિરામ ભટ્ટ, ૨. ન. ભો. દીવેટિયા.

(કમળાશંકરને અને કેશવલાલને કેમ ભૂલ્યા હશે ?)

તા. ૨–૧૨–૨૫ બુધવાર.

(સાંટાક્રુઝથી) ૭–૫૯ P. M.માં વાંદરા.

પાંચમા પ્લેટફૉર્મ તરફ ટ્રેન ઊભી રહી લાગી. હું ઊતર્યો. Overbridge ચઢયો. યાદ આવ્યું કે attache case મ્હારે fruit–stall વાળા કનેથી લેવી ભૂલાય નહિં. ઉપરથી નજર નાખું છું, તો વાંદરા સ્ટેશન જેવું કાંઈ ના દેખાયું! અરે! આ તો ખાર સ્ટેશન હતું, ભૂલ્યમાં જ ઊતરી પડ્યો. ટ્રેનમાં ગંભીર વિચારોમાં હું પડ્યો હતો ત્હેનું આ ફળ!

પાછો ઊતર્યો. ઉલ્લાસરામ સ્ટેશન માસ્તરે "સાહેબજી" કર્યું. મ્હેં મ્હારી રમુજી ભૂલ્યની વાત કરી. પોર્ટરો હતા તે પણ હસવા લાગ્યા. હવે ૮–૨૧ P. M.ની ટ્રેન મળશે.

મુંબાઈથી ટ્રેન આવી તે અટકીને બહુવાર થોભી. હું તે લેવા ગયો. એ ટ્રેન આખર ઊપડી પછી પ્લેટફોર્મને છેડેથી પાછો ફર્યો; થોડીવારે તરત જ બીજી ટ્રેન આવી. મ્હને થયું કે મુંબાઈથી આમ ઝડપથી બીજી ટ્રેન કેમ આવવા દીધી–એ ટ્રેન ઊપડી એટલે પોર્ટર મ્હને કહે કેમ સાહેબ! આ ટ્રેન ગઈ હેમાં ના બેઠા?–અરે! આ બીજી ભૂલ્ય. પ્લેટફોર્મની ઉત્તર દક્ષિણ દિશાઓ જ મ્હારા મગજમાં બદલાઈ ગઈ!–ને જનારી ટ્રેનને આવનારી જાણી! આ મ્હને થયું શું? હવે ૮–૩૧ P. M.ની ટ્રેન મળશે. એ આવી હેમાં ગયો++ સુશીલાને બધી વાત કહી. દયારામને વાત કહી–આ વિસ્મરણની દવા પૂછી. Phos ૩૦ અત્યારે–ને ત્રણ દહાડા પછી Lycopodium ૩૦.

તા. ૨૫–૧૨–૨૫ : શુક્રવાર.

Miss Krauze તથા સકલાતવાળા આવ્યા. મિસ ક્રાઉઝે નાસિકેતરી કથા જૂની રાજસ્થાનીમાં રચાયલી edit કરી છે તે મ્હને એક પ્રત મળશે.

તા. ૧૨–૧–૨૬ : મંગળવાર.

મુનશીની રૂમ–લીલાબ્હેનના વર–લાલભાઈ શેઠ ગુજરી ગયા!

તા. ૨૦–૧–૨૬ : બુધવાર.

મુનશીની રૂમમાં વાત પ્રસંગે આણંદશંકર વિશેના 'સુંદરરામ ત્રિપાઠી'ના villainous attack વિશે મ્હેં સખત કહ્યું. "ગુજરાત" હેને લીધે બદનામ થયું છે વગેરે કહ્યું. મુનશી લૂલો બચાવ કરવા લાગ્યા. હું આણંદશંકરને પૂરા ઓળખતો નથી તેથી કાંઈ જાણું નહિં. પણ તેમના ભક્તોને ખોટું લાગ્યું છે. મ્હેં કહ્યું : ના, બધા લોકો આ villainous attack ગણે છે. અને તમે તમારી તંત્રી તરીકેની ફરજ–સાવધાનીથી–બજાવી નહિં એમ માને છે.

. ફરામજી કાવસજી હૉલમાં–મંજાણાનું ભાષણ પારસી ગુજરાતી વિશેનું છે તે માટે–પ્રમુખ હું થવાનો તેથી. મંજાણાનું ભાષણ–

ઉત્તમ! ખરેખરૂં સંસ્કારી, વિચારશીલ, ગંભીર, તેજસ્વી. હેમાં (a) આણંદશંકરની શૈલીનાં સુભગ વિશેષણોથી વખાણ કરીને હેમના ઉપર પ્રહાર કરનાર સિંહશાવકોને ઝપાટામાં લીધા–તે વખતે–શ્રોતાઓએ ખૂબ applause આપ્યો. (b) ન્હાનાલાલને રદિયા સમર્થ રીતે આપ્યા. (c) ગાંધીજીની શૈલી સાદી સાદી કરનારાને સમર્થ ઉત્તર આપ્યા : ૧ વિષય પરત્વે જ સાદી છે, ૨. છતાં ત્હેમાં પણ 'ક્ષન્તવ્ય' ઇ. પુષ્કળ સામટા સંસ્કૃતમય શબ્દોવાળા ઊતારા હેમનાજ આપ્યા. (d) સંસ્કારી ગુજરાતી વિના છૂટકો જ નથી એ સ્થાપ્યું. (e) Conclusion બહુ જ સુંદર ને સંસ્કારી હતું. इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे। विंदेम देवतां वाचममृतामात्मनः कलाम्। એ શ્લોકની ઉપયોગગૂંથણી સરસ કરી.

તા. ૧૫–૨–૨૬ : સોમવાર.

મુનશીના લગ્નના મકાનમાં–Warden Rd.

× × ×

સુશીલા તથા હું–હમારી હૃદયમતિ શી? પૃથક્કરણ કઠણ છે? ના. બન્નેનાં હૃદયમાં અન્યોન્ય આકર્ષણ લાંબા વખતથી હતું. વિધિના વિચિત્ર પટ ઝડપથી વણાય; મુનશીની વહુ ગુજર્યે કાંઇક લાંબો વખત થયો–કાંઇક જ. એ બિચારી ખોટી ન્હોતી. મુનશી પણ હેને ચહાતા હતા જ. આ નવો સ્નેહગ્રન્થિ અચાનક પ્રવિષ્ટ થયો: લીલાબ્હેન વિધવા થયાં. તરકાળ લગ્નગ્રંથિમાં જોડાયાં. હેમાં દોષ તો નથી. પરંતુ આ–Haste? આ લગ્નસંબંધ કર્યો તે એક રીતે હિંમતનું જ પગલું. માટે સહાનુભૂતિ હાજરી આપીને દર્શાવવી–એમ હમને લાગવાથી હમે ગયાં.

તા. ૨૦–૨–૨૬ : શનિવાર.

કૃષ્ણલાલ ઝવેરીને ઘેર–મળ્યા. 'મશ્કરી'નું શુદ્ધરૂપ તથા મૂળ પૂછ્યાં. Arabic मसखरत्=मसखरह्=a buffoon. (from सखर to laugh); मसखरगी=jest (स्ख संयुक्त જ ઉચ્ચાર).

તા. ૪-૪-૨૬ : રવિવાર.

મુંબાઇ-સાહિત્ય પરિષદ્ Hall.

[સંપાદકની નોંધ: ગુજ. સાહિત્ય પરિષદ્‌ના મુંબઈમાં થયેલા અધિવેશનનાં impressions વિશે નરસિંહરાવે 'વસન્ત'માં લેખ લખ્યો હતો તેથી અહિં વીગત આપી નથી].

તા. ૨૮-૪-૨૬ : બુધવાર.

Light of Asia ની ફિલ્મ જોઇ. Classic છે. + + વાર્તામાં ફેરફાર કેટલાક છે. ગૌતમ જતો રહે છે તે પછી ગોપા પણ હેને શોધવા નીકળે છે, લોકોને ભાળ પૂછતી ફરે છે અને બુદ્ધને મળે છે. ત્ય્હાં શિષ્યા થાય છે, આમ કથા Edwin Arnold માં પણ નથી ને અશ્વઘોષમાં પણ નથી. ગોપાને મૂકીને ગૌતમ ગયા પછી દેવદત્ત ગોપાની પ્રેમપ્રાર્થના કરે છે—એ હેને તરછોડે છે. એ પણ નવો ભાગ લાગે છે. આરંભમાં હરણના શિકારે ગૌતમ જાય છે. હરણના મૃત્યુથી ગૌતમ કરુણાર્દ્ર થાય છે. આ ભાગ પણ નવો લાગે છે, જોવું પડશે.

તા. ૩-૬-૨૬ : ગુરુવાર.

Elph. Circle ના બગીચામાં ત્ય્હાં એક તાડના ઝાડને ફુલ આવ્યાં છે તે જોવા જેવાં છે, સાઠ વર્ષે એક વાર આવે છે, એમ મધુરી તથા ખંડુએ કહ્યું. તે જોવા જતી હતી તેથી હું પણ ગયો. જોયાં. લાંબી લાંબી બદામી રંગની માંજરો છે. ઝાડ તાડનું છે. પણ બેની જેવું પણ નથી ને આપણા તાડ જેવું પણ નથી.

તા. ૨૩-૯-૨૬ : ગુરુવાર.

R. A. Society માં-ગાંગુલીનું ભાષણ ખરેખરું અદ્ભુત સુંદર હતું. એક સ્થળે ૐકારનું interpretation જેવું બહુ જ poetic આપ્યું. આરંભમાં મૂર્તિપૂજા સંબંધે બચાવ જેવું explanation આપ્યું તે far-fetched હતું-બાકી sculpture વિશે

કેટલાંક interpretation હેવાં સરસ હતાં કે screen ઉપરની આકૃતિઓ ખરેખર સુન્દર અને ભાવપૂર્ણ જણાવા લાગી.

તા. ૩૦-૯-૨૬ : ગુરુવાર.

College Literary Circleમાં એક ૧૫ વર્ષની ઉંમરના મદ્રાસી છોકરાનું (રાજનારાયણ નામનાનું) ભાષણ સાંભળ્યું. Othello વિષય હતો. (પોતે તો high mathematicsનો મુખ્ય અભ્યાસ કરે છે!) બહુ જ original અને bold કલ્પનાઓવાળી ચર્ચા હતી. હેનો અભ્યાસ વાચન વિશાળ ને સૂક્ષ્મ લાગે છે.

તા. ૨૨-૧૦-૨૬ : શુક્રવાર.

વલ્લભકૃત 'કુન્તીપ્રસન્નાખ્યાન' અને મરાઠી અનન્ત કવિના એક કાવ્ય વચ્ચે કલ્પનાઓમાં સામ્ય સચોટ છે તે બાબત ૧૯૧૯-માં મ્હેં તૈયાર કરેલી note (ગુણેને મોકલેલી)-તે વાંચી સંભળાવી.

તા. ૨૬-૧૦-૨૬ : મંગળવાર.

એક સંતોષની વાત એ જાણી કે (ડૉ.) મંગલે પ્રેમલનું ગળું તપાસીને કહ્યું-ખાતરીથી-કે ગળામાંના Adenoids હવે નાબૂદ થયા છે! Alopathy જેને surgical operation વિના અસાધ્ય ગણે તે આમ દશેક દિવસમાં હોમિયોપથીની treatment થી મટી ગયું.

તા. ૪-૧૧-૨૬ : ગુરુવાર.

મનહરરામે પોતાની મેળે કહ્યું : આણંદશંકર અને મુનશી એક મહિનો ભેગા રહ્યા તેથી બહુ લાભ થયો. અરસપરસ ગેરસમજ દૂર થઈ. મુનશી હવે કહે છે કે સુંદરરામ ત્રિપાઠીએ આણંદશંકર વિરુદ્ધ જે લેખ 'ગુજરાત'માં આપ્યો તે અક્ષરેઅક્ષર ખોટી વાતોવાળો છે.

સાંટાક્રુઝ—તા. ૧૮-૧૨-૨૬ : સોમવાર.

Wilson College Hall-'ભગિની સમાજ'ના મેળાવડામાં શાસ્ત્રી મળ્યા. કાર્યક્રમ શરૂ થયો. Lady Dorab Tata એ

પ્રમુખપદેથી ભાષણ વાંચ્યું. અંગ્રેજી ; ઉચ્ચાર Delivery વગેરે ઉત્તમ ! લખેલું કોનું હશે?

શાસ્ત્રીનું ભાષણ–Excellent, thoughtful, suggestive, sober, inspiring.

મ્હારું ઓળખાણ કરાવ્યું. વાર્તાલાપ વિવિધ થયા. લલ્લુભાઇએ મધુરિકાએ ગરબા ગવડાવ્યા તે વાત કાઢી. તે ઉપરથી ગરબાની સંસ્થા ગુજરાતની જ છે એમ હમે કહ્યું. પણ શાસ્ત્રીએ તથા પેલા બીજાએ વાત કરી તેથી જણ્યું કે તાન્જોરમાં હેવી જ રીતિયે ગવાય છે. હેમણે વર્ણન બરાબર કર્યું તેથી જણાયું. વચમાં દીવી રાખે છે; ગાતાં ફરે છે; બે જણી ગવડાવે બીજીઓ ઝીલે; ઇ. ઇ.

હેનું નામ શું મ્હેં પૂછ્યું. શાસ્ત્રી કહે–કુમ્મી. એકાદ નમૂનો મળ્યો હોત તો ઠીક–પણ શી રીતે પૂછાય?

(કારવાર જિલ્લામાં–અંકોલામાં એક વાર એક દેવળ આગળ જલસામાં Professional નર્તકીઓએ 'અલબેલીરે અંબે માત'ની ઢાળની બરાબર હેવી ચીજ ગાઇતી–તે યાદ આવે છે.)

* * *

(રોજનીશીનાં ૧૯૨૭, ૧૯૨૮ વર્ષોનાં પુસ્તકો લભ્ય નથી.)

—સંપાદક

* * *

સાંટાક્રુઝ—તા. ૧૪–૬–૨૯ : શુક્રવાર.

Secretariat–સંજાણાની Office–સંજાણાને મળ્યો. મ્હારો કાગળ મળ્યો છે–હજી વાંચ્યો નથી.

મ્હેં પ્લવંગમનું બંધારણ દલપતરામમાંથી તથા વાણીભૂષણ માંથી બતાવ્યું. વાતચીતો. "કૌમુદી"માં વિજયરાયનો મ્હારા ઉપરનો Hit જોયો, બતાવ્યો. નામ વગર છે; અમુક મહાસાક્ષરમાં એ (Sense of humour) બુદ્ધી છે–એમ ઇ. મુનશી ઉપર પણ એક Hit છે. તે મ્હને સંજાણાએ બતાવી.

સાંટાક્રુઝ—તા. ૭-૧૧-૨૯ : ગુરુવાર : કા. આવ્યા પંડિત ભટ્ટાચાર્ય (અંકલેશ્વર)-કાર્ડ.

Gug. L. and L. I માં तमाकु શબ્દ Forgn orieigin નો ઠરાવ્યો છે તે પોતે માનતા નથી. પોતે નવી જ વ્યુત્પત્તિ બતાવે છે.

तमाल+अर्क (अक्र)-તમાકુ અને આકડાનું મિશ્રણ. ગડાકુ-गुड+अर्क. (ગડાકુ Foreign નથી-તેથી પુષ્ટિ માને છે પોતાની કલ્પનામાં).

પત્ર લખ્યા : પંડિત ભટ્ટાચાર્ય (અંકલેશ્વર)-કાર્ડ.

Reply કાર્ડમાં લખ્યું. તમાકુ ૧૬મા સૈકામાં અહિં આવી તે અસંદિગ્ધ ઐતિહાસિક વાત જોડે બધી કલ્પનાઓ વિરોધમાં આવે છે. ત્હમારી વ્યુત્પત્તિ કેવળ ચાતુર્યયુક્ત છે. પણ तमाकु+अर्क હેમાં તમાકુ ક્યહાંથી પેઠી? ઇ. ઇ.

વિસ્તાર કરવા માટે અથવા સાંભળવા માટે મ્હને સમય નથી.

સાન્ટાક્રુઝ—તા. ૭-૧-૩૦ : મંગળવાર : ૫-૧૫ P. M. નટવરલાલના પ્રેસમાં-

હેમને નીચે આવવાની ચિઠ્ઠી લખી-'નીચે મૃત્યુલોકમાં આવી સકશો?'

નરસિંહ મહેતા વિશેનું મ્હારું ભાષણ ૪ થું-૫ મું છે. તે હેના સમયના પ્રશ્ન વિશે વાત નટવરે કરી મ્હને 'પર્વતાખ્યાનના' છપાયલા ફર્મા આપ્યા-હેમાં પ્રસ્તાવનામાં વંશાવળી છે તે ઉપરથી નરસિંહનો સમય orthodox મતનો છે તેજ આવે કરીને એ ફર્મા મ્હને આપ્યા.

Convocation Hallમાં-(વસનજી માધવજી ઠક્કર વ્યાખ્યાન-માળામાં);-કૃષ્ણલાલ આવી ગયા હતા. લોકો આશરે ૧૪૦ હાજર હશે.

કૃષ્ણલાલે પ્રમુખપદ લીધું-આરંભનું બોલ્યા-

(૧) આ ભાષણો જે endowment ને અંગે છે-વસનજી માધવજી-તે વિશે ઇતિહાસ કહ્યો. હેમાં સર ચીમનલાલ તથા

મુનશીનો હાથ મુખ્ય હતો તે કહી-પોતે પણ નમ્રભાગ-પણ મહત્ત્વનો-લીધેલો તે કહ્યું-ભાગ હેમનો એ કે નિયમો હેના ઘડયા.

(૨) મ્હારી સ્તુતિ પુષ્કળ કરી.

(૩) મ્હારા ભાષણમાં પ્રોગ્રામમાં પ્રશ્ન છે-Has Gujarat a Literature? તે વિશે કૃ. મો. ઝ. કહે-પ્રશ્ન જરાક સંશયગર્ભ મૂકયો છે-પરંતુ વસ્તુતઃ ગુજ.માં literature છે જ.

[મ્હારું ભાષણ વાંચને એ ભાગ આવ્યો ત્હારે ઉત્તર વાંચતે મ્હેં કહ્યું "દિ. બ. બોલ્યા તેમ હું yes નહિ કહું. ઉત્તર મ્હારો yes and no-એમ છે."]

મ્હારું ભાષણ શરૂ થયું. પૂણો કલાક ચાલ્યું. Lightનો વાંધો ના નડયો. અને બધા સાંભળી સમજી સકયા.

ભાષણ અડધું વંચાયા પછી મુનશી આવ્યા. પૂરું થયા પછી એ મ્હારા સ્હામું જોઇને હસ્યા. એટલે મ્હેં કહ્યું:-ત્હમે ખરે વખતે હાજર ન્હોતા, ત્હમારી નિન્દા કરી છે તે ભાગ સાંભળવો જોઈતો હતો.

તો કહે-મ્હને આપો હું જોઇ લઉં. હું તે પાનું ખતાવવા ગયો. તો કહે-ના, ના, હું બધું ભાષણ બે મિનિટમાં વાંચી જઇશ!

પછી Vernacular અને Sanskritનો વિચ્છેદ કરનારાનું light-hearted & irresponsible agitation છે તે ભાગ બતાવ્યો.

કાગળ આવ્યા :-આણંદશંકર (બનારસ).

જવાબ મ્હારા પ્રશ્નોના સંતોષકારક નથી, evasive છે. નરસિંહ મહેતાના સમય નિર્ણયમાં પોતે સુકાન ફેરવી નાખ્યું જણાય છે. ગોપેશ્વર તે મથુરામાં પણ હોય (તો પછી કાઠિયાવાડના ગોપનાથ જોડે એકતા શી રીતે થઇ!)

સાન્તાક્રુઝ—તા. ૮-૧-૩૦ : ગુરુવાર.

મ્હારા students માંથી એક-જમ્નુમાં વકીલ—વાત કહી:

રાતે મ્હારું Univ. નું ભાષણ પૂરું થયું-એટલે—નો કે બીજા પત્રનો રિપોર્ટર વકીલને પૂછે છે; "નરસિંહરાવ તે જ નરસિંહ મહેતા?"

સાન્ટાક્રુઝ—તા. ૧૨-૧-૩૦ : રવિવાર.

આજનું 'બે ઘડી મોજ' શાસ્ત્રીને આપ્યું. હેમાં બે વાતો જોવાની છે:-

(1) T. of I. ૭-૧-૩૦ માં ન્હાનાલાલ કવિ ઉપર આક્ષેપમાં ચર્ચા છે-તે નરસિંહરાવે લખ્યાનો આરોપ.

(2) 'કાકાની શશી'ની ઉત્પત્તિ વિશે ચંન્દ્રશંકરનો લાંબો લેખ.

સાન્ટાક્રુઝ—તા. ૧૩-૧-૩૦ : સોમવાર : કાગળ લખ્યા: 'બે ઘડી મોજ'ના તંત્રી (મુંબાઈ).

ચર્ચાપત્ર. મ્હારા ઉપરના (કાલે નોંધેલા) આરોપનો ઉત્તર. T. of. I. માંનું અવલોકન મ્હેં લખ્યું જ નથી. એ દૃઢતાથી લખ્યું. 'જયા જયન્ત'નું અસાધારણ પ્રશંસાભર્યું મ્હારું અવલોકન જેણે વાંચ્યું હશે, ત્રણ વર્ષ ઉપર-મ્હેં કરેલાં ભાષણોમાં ન્હાનાલાલનું મ્હેં કરેલું ગુણદર્શન જેના સ્મરણમાં હશે—તે હાવો આરોપ મૂકે જ નહિં. બાકી તો ત્હમારા અંકમાંના લેખના સ્વરૂપ વિશે કશું લખવું હું ઉચિત ધારતો જ નથી-એ ચર્ચાને બિનજવાબદારઃઈ. વિશેષણો મ્હેં ચર્ચાપત્ર શરૂ કરીને આપ્યાં છે.

University Convocation-Hall-૫-૩૫ p. m. વાગ્યે શરૂ કર્યું ભાષણ શરૂ કરતાં પ્હેલાં મ્હેં ખુલાસો કર્યો.

આજ નરસિંહ મહેતા વિશે કંઈ બોલીશ. તે નરસિંહ મહેતા અને હું એક જ નહિં! બધા હસ્યા. મ્હેં કહ્યું કોઈયે એ પ્રશ્ન પૂછ્યો તો માટે ખુલાસો કરું છું-એટલે કોઈ કહે:—ત્હમે હેનો અવતાર હશો તો?

હું:—તો કોણ જાણે એ નાગર હતો, હું પણ નાગર છું, એ પોતાને કૃષ્ણનો દીવેટિયો કહે છે-હું પણ દીવેટિયો છું.

આજના ભાષણમાં નરસિંહ મહેતાનો કાલનિર્ણય-મ્હેં ચર્ચો-બધા મત દર્શાવ્યા. ને નિર્ણય ના આપ્યો. માત્ર pros & cons કહ્યા-તે વિશે ભાષણ પછી નટવરલાલ, અંબાલાલ વગેરે કાંઈક થોડી ચર્ચા કરવા લાગ્યા. નટવરલાલ વંશાવળી માટે કહે કે-પર્વત મહેતા અમુક વર્ષ સુધી જીવ્યા'તા, ઇ. ઈ.. મ્હેં કહ્યું, બંને છેડાની જન્મસાલ જ લીધી છે. તે રીતે ૩૦૦ વરસ જતાં-૫૭ વરસનો ફરકજ લાગે છે, ચૂપ થયા. મ્હેં કહ્યું કે ૩૦ વરસ પેઢી દીઠ ગણવાં એ arbitrary ધોરણ છે જ-તે હું બોલ્યો જ છું.

અંબાલાલ જાની કહે: નરસિંહ મહેતાનું 'સુરતસંગ્રામ' તે 'ગીતગોવિન્દ'નો પ્રતિધ્વનિ છે.

હું :-શી વાતો કરો છો? મ્હેં બંને વાંચ્યા છે. કાંઈ પણ ધ્વનિપ્રતિધ્વનિ નથી!

અંબાલાલ :-સુ. સં. માં રાધાનો વિજય છે. એટલો ફરક છે.

મ્હેં ફરી જોરથી મ્હારી દલીલ કરી.

નરસિંહ મહેતાનો દાદા પુરુષોત્તમદાસની અવંટંક પંડ્યા-વંશવૃક્ષમાં બતાવી છે-તે વિશે મ્હેં puzzling છે કહ્યું-ભાષણમાં તે તો અંબાલાલને પણ શંકા ઉત્પન્ન કરનારું છે કબૂલ કરવું પડ્યું-ઈ. ઇ.

સાન્ટાક્રુઝ—તા. ૧૫-૧-૩૦ : બુધવાર.

Univ. Conv. Hall.

મ્હારું ભાષણ આજ ૬૦-૬૫ મિનિટ ચાલ્યું. આજ ૧૦૦થી ઓછી સંખ્યા (શ્રોતાઓની) હતી. ૬૦ અને ૭૫ વચ્ચે હશે.

ભાષણ શરૂ થતાં પ્હેલાં-અંબાલાલ જાનીએ નરસિંહ મહેતાના સમય સંબંધી પુરાવા બજે હેતું-

(a) વડનગરા નાગર 'વૈષ્ણવ'નું વંશવૃક્ષ પ્રગટ કરનાર-અમૃતલાલ જટાશંકર બુચ-મેથી મ્હને બતાવવા આપ્યું-વખત તંગ હતો, તેથી મ્હને લઈ જવાને આપ્યું

(b) મીરાં અને નરસિંહ વિશેના આણંદશંકરના લેખના પૂર્વ ભાગવાળું 'વસંત' મ્હને વંચાવ્યું, હેમાંથી માહિતી લેવા જેવી અંબાલાલે બતાવી. હેની નકલ નથી. વખતે મુનશીને મ્હેં આપી હશે 'બીજી નકલ કરાવીને મ્હને આપશે.'

સાન્ટાક્રુઝ—તા. ૧૬-૧-૩૦ : ગુરુવાર. : Convocation Hall—

આજનું ભાષણ એક કલાક કરતાં વધારે ચાલ્યું. 'અખો', વિષય હતો. ચર્ચા philosophical મ્હોટે ભાગે હતી, છતાં બધા વગર કંટાળ્યે સાંભળતા હતા. કવિતા અને philosophyનો સંબંધ મ્હેં દર્શાવીને અખામાં હેનું દર્શન શી રીતે થાય છે તે ચર્ચ્યું, ઇ. ઇ.

સાન્ટાક્રુઝ—તા. ૨૧-૧-૩૦ : મંગળવાર.

સવા પાંચ વાગ્યા પ્હેલાં-સુ. ઠું, શાહ મોટરમાં school સ્હામેના મંડપમાં ગયાં. પ્રેમલ તો આગળથી ગયો હતો.

જયસુખલાલે હમને front seatsમાં બેસાડયાં—બધો સમારમ્ભ બહુ જ successful થયો. મંડપમાં જ ૩૦૦૦ માણસ હશે. અને બ્હાર સડક ઉપર લગભગ ૨૦૦૦. હાવો સમારમ્ભ સાન્ટાક્રુઝમાં કદી થયો ન્હોતો અને વ્યવસ્થા બહુ જ ઉત્તમ હતી. ગડબડ તો લગાર પણ ના મળે.

ગવર્નર બરાબર સાડા પાંચે આવ્યો. સ્કૂલના scouts પોતાના staff વડે ત્રિકોણ ગોઠવણનો passage કરીને ઊભા'તા હેમાં થઈને ગવર્નર આવ્યો.

દેવીદાસે report વાંચ્યો. (છાપેલી નકલો વ્હેંચાઈ હતી).

શેઠ આનંદીલાલે હિંદીમાં ભાષણ વાંચ્યું. રામદેવજીએ હેનું અંગ્રેજી ભાષાન્તર વાંચ્યું. છાપેલી પ્રતો વ્હેંચાઈ હતી.

જયસુખલાલે આપેલું ભાષણ વાંચ્યું. (છાપેલી પ્રતો વ્હેંચાઈ'તી). હેમાં વચમાં હેમણે થોડાંક વાક્યો મ્હોંએ બોલીને interpolate કર્યાં :—

(a) શેઠ આનંદીલાલે કાલે રાત્રે જ પ્રસિદ્ધીમાં હજી પણ મકાન વધારવાં હોય તો રકમ જોઇયે તેટલી આપવાનું કહ્યું છે, તે પ્રગટ કરી નાખ્યું.

(b) ને કુહે-હજી બીજી school આ suburbs માં હમે ઊઘાડશો અથવા સ્વરાજ્ય Government માં હમારો successor ઊઘાડશે. અને schoolsથી વધીને કોલેજો-અને તેથી University (successor) જેમ અસલ બોરીવલીમાં બૌદ્ધ University હતી તેમ.

(આ મ્હને નવીન લાગ્યું; નાલંદા અને તક્ષશિલા સિવાય ત્રીજી University બાદ્ધ જાણી નથી).

ગવર્નરે બટનો દાબીને સ્કૂલ open કરી જાહેર કર્યું; ને આનંદીલાલનું bust unveil કર્યું જાહેર કર્યું. પછી પોતાનું ભાષણ વાંચ્યું. વાંચવાની રીત અસરકારક વગરે નહોતી. છેવટે સર પુરુષોત્તમદાસે vote of thanksનું ભાષણ કર્યું.

સાન્ટાક્રુઝ—તા. ૨૯—૧—૩૦ : બુધવાર : University Conv. Hall.

Cousins નું Lecture—Poetry, Its Body and Soul. કેટલીક ચર્ચાદષ્ટિ અપૂર્વ હતી. પણ હેની philosophy માં વખતોવખત હેની theosophy જેવી crudeness જણાઈ આવતી હતી. એ theosophist હશે એમ લાગ્યું. (પાછળથી જણાયું કે તેમ જ છે.) Poetry નું બાહ્યશરીર વાણી, હેની ઘટનામાં atoms electrons ઈ. જોડે સરખામણી; એ બાહ્યશરીર પાછળ રહેલું તત્ત્વ, ને તે પાછળ રહેલું આત્મતત્ત્વ એમ બે ભાગ સારા બતાવ્યા. પણ હેમાં તમસ્, રજસ્, સત્વ ગુણોનું દર્શન કરવામાં જરાક અતિતર્ક જેવું હતું.

મીરાંબાઈના એક કાવ્યનું ભાષાન્તર અંગ્રેજીમાં પોતે કરેલું હતી સંભળાવ્યું. તે સુન્દર હતું. એક અમેરિકન નવ વરસની છોકરીના કાવ્યમાંનું ગૂઢ સૌન્દર્ય બતાવ્યું તે interesting હતું.

Hamill પ્રમુખસ્થાનેથી બોલ્યો, ઝાંખો પડ્યો–બે ચાર દર્શનમાં, Aristotle ની Poetry is an Imitation of Nature એ વ્યાખ્યા કહીને કાંઈક ઠીક કહ્યું કે Nature તે material (જડ) nature નહિં, પણ અંદર રહેલા તત્ત્વને માટે છે.

× × ×

મુદ્રિકા મળી. મ્હને કહે કે લક્ષ્મીનગર સાહિત્યસભા તરફનું માનપત્ર (હીરાલાલ દેસાઈને) આપવાનું દીધું?

ક્યહાં છે?–તો કહે: અહિં લવાય એમ નથી. બહુ મોટું ભારે છે. અંદર Hallમાં ચાલો. ત્યહાં ગયો તો મ્હોટું પાંચ૪૪ હાથનું પાટિયું–તે ઉપર કોરા રંગથી ચિત્ર તથા લખાણ હતાં. હંસના મુખમાં ધ્વજપટ–ત્હેમાં अमृता आत्मनः कलाः હતું (મ્હેં કહ્યું कला એટલું જ જોઇયે) મુદ્રિકાએ તે વિસર્ગ ભૂંસી નાંખીને સુધાર્યું. (એ હેમની સાહિત્યસભાનો motto મ્હેં અસલ સૂચવેલો તે જ). બાજૂ ઉપર शिवास्ते पन्थानः सन्तु એમ હતું. હંસની નીચે સાહિત્યસભા તરફથી શુભ પ્રયાણ એમ લખ્યું હતું.

હંસની પાછળ બે વાવટાનાં ચિત્ર હતાં ને વચ્ચે એક black board જેવું ચિત્ર ત્હેમાં એક શ્લોક ગુજરાતીમાં–હરિણી છંદમાં હતો.

સમય સરિતા ચાલી વેગે
ગઇ શુચિ સ્નેહમાં
સ્મરણ મધુરું થાઓ ત્હેનું
કંઈ દૂર દેશમાં;
મૃદુ અનુભવો મોંઘા માણ્યા
સ્મરી સુખિમાં થજો,
વિરલ વિમલાં સ્નેહી વ્હાલાં
વિજય વરો સદા.

('વરો વિજયો સદા' એમ સુધરાવ્યું (મ્હેં) છન્દોભંગ હતો તેથી; થાઓ (પં. ૨)નું 'થાજો' કરવાનું સૂચવ્યું.

આ ઉમેરો પાછળથી આજ તા. ૬-૨-૩૦ ને દિવસે દાખલ કર્યો છે.)

જતાં વાંત જ એ મ્હેં પ્રથમ વાંચ્યો. છેલ્લા ચરણમાં છન્દોભંગ હતો—તેથી પૂછ્યું, આ રચનાર કવિ કોણ છે?—તો કૂદે–છે વળી! આખર મુદ્રિકાએ કબૂલ કર્યું કે પોતે જ રચ્યો છે—એમ? તું તો કવિ થઈ ગઈ! આજ જ જાણ્યું.

છન્દોભંગ બતાવ્યો. ફેરફાર સૂચવ્યો. કાગળમાં ચિત્ર તથા શ્લોક આપશે ત્હેમાં સુધારશે. બીજી પંક્તિમાં પણ એક સુધારો મ્હેં કરાવ્યો.

સાન્ટાક્રુઝ—તા. ૬-૨-૩૦ ગુરુવાર : કાર્તિકનું "વસંત" બે દહાડા ઉપર આવ્યું ત્હેમાં બે લેખો ધ્યાન ખેંચે છેઃ—

(૧) આણંદશંકરની પ્રાસંગિક નોંધ લાહોર congress ઉપરની બહુ જ ગમ્ભીર, સૂક્ષ્મ, Sober, ચિંતનથી ભરેલી. ગાંધીજીના, જવાહરલાલ ન્હેરુના ગુણદોષનું પૃથક્કરણ, રાજકીય પરિસ્થિતિનું ઝીણવટથી પરીક્ષણ; ઇત્યાદિ.

(૨) "કુસુમાકર"નો લેખ–'ગુન્હેગાર પહેલાં ને પછી"—અલબત્ત હેની વિલક્ષણ શૈલીમાં છે–પણ બહુ Suggestive અને રસપ્રદ છે. કેટલુંક અન્ય સ્થળની છાયાનું છે–તે જૂજ જ.

સાન્ટાક્રુઝ—તા. ૮-૨-૩૦ શનિવાર : સ્હવારે મોહનલાલ શાહ કકલભાઈ જોડે રહે છે ત્હેમણે પોતાના નોકર જોડે Miss Krause તરફથી મ્હને ભેટ તરીકે મોકલેલાં બે pamphlets મળ્યાં.

1, The Kaleidoscope of Indian Wisdom.

2, An Interpretation of Jain Ethics.

(1) માં અંતે હરિભદ્ર સૂરિનું વચન (પોતાનો miss K.ની attitude પણ તે જ છે એમ બતાવવાને) ટાંક્યું છે તે સરસ છે.

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

સાન્ટાક્રુઝ—તા. ૧૦-૨-૩૦ : સોમવાર : મોટરમાં મુંબઈ-લીલા વ્હેનને ઘેર :-

(c) 'ધ્રુવસ્વામિની દેવી'માં ચન્દ્રગુપ્ત ગાંડો થાય છે તે માત્ર ઢોંગ છે—એ ચન્દ્રગુપ્ત પોતે કહી દે છે—ધ્રુવ દેવીને. તેમ કરવામાં કલામાં ખામી આવે છે. શેક્સ્પીઅર એમ ના કરે. Hamletનું ગાંડપણ હતું તે ઢોંગ હતો, એમ માત્ર Criticsની દૃષ્ટિથી ગૂઢ સૂચનોમાંથી જ જણાય છે—એમ મુનશીને નથી આવડયું.

સાન્ટાક્રુઝ—તા. ૧૧-૨-૩૦ : મંગળવાર : કાગળ લખ્યા 'પ્રજાબન્ધુ'ના તંત્રી (અમદાવાદ).

૧ ગયા રવિવારના 'પ્રજાબન્ધુ'માં 'સાહિત્યપ્રિય'ના 'સૂક્ષ્માવલોકન'માં—વિશેષ નામને છેડે માનાર્થે 'જી' લગાડે છે તે 'જી' શબ્દની વ્યુત્પત્તિ ભાનુસુખરામે 'સાહિત્ય' માસિકમાં 'આદિત્ય' ઉપરથી કાઢી છે, તે દૂષિત ઠરાવીને 'સાહિત્યપ્રિય'—'અજિત' (= ન જીતાયલો) ઉપરથી બતાવે છે, તે બન્નેની કૃત્રિમતા અને હસનીયતા બતાવીને ખરી વ્યુત્પત્તિ જીવ ઉપરથી છે તે દિ. બ. કે. હ. ધ્રુવને પૂછ્યુ હોત તો તરત બતાવત ઇ. મતલબનું ચર્ચાપત્ર-(અધિકારક્ષેત્રની બહાર ભ્રમણ આમ કરવા માટે એ બંનેના ઉપર મ્હેં મન્દ પ્રહાર કર્યો છે.)

સાન્ટાક્રુઝ—તા. ૧૭-૨-૩૦ : સોમવાર : આણંદશંકરનું ભાષણ—audience ૭૫ આસરે-પ્રો. સાઠે મ્હારીને સુ.ની વચ્ચે બેઠા'તા. હરસિદ્ધભાઇ આવ્યા'તા. ભાષણ ઉત્તમ હતું—૫૦ minutes ચાલ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૧૮-૨-૩૦ : મંગળવાર : ચિઠ્ઠી લખી રામભાઈ

[ આણંદશંકરનાં ભાષણો સંબંધે ] નીચે પ્રમાણે લખ્યું :-

यदि गुरुश्रवणे सरसं मनो यदि च बुद्धिविलासकुतूहलम् ।
विविधशास्त्रविलोकनसुन्दरीं शृणु तदा विमलां गुरुभारतीम् ॥

૬–૫ p. m. વાગ્યે ભાષણ શરૂ થયું. આરમ્ભમાં કલ્પના ભાષણનું અનુસંધાન મેળવવા oral remarks આણંદશંકરે કરી–વાણીની છટા, સરળતા, વિષયનો grasp–હેમાં પણ સરસ બતાવ્યાં. શરૂ થતાં પ્હેલાં મે આણંદશંકરને પૂછયું :–

(ઘ) અષ્ટ કાલે ત્હમે अन्यतरस्याम् (વિકલ્પ) માંથી ભાષામાં એ પૂર્તિ ઊપજાવીને કહ્યું કે પાણિનિના વખતમાં બીજી સં. ભાષાઓ હતી.–તે કલ્પના Goldstucker માં નથી, R. G. ભાંડારકરમાં નથી–મ્હેં આજ સોધ્યું. ત્હમારી જ discovery છે ને ?–તો કૃહે –હા. ને બીજી પણ મ્હારી છે. વાક્યારંભે તથા સંભ્રમમાં (અહિરહિ:) એમ દ્વિરુક્ત વચનમાં પણ સં. ભાષાનું બોલાતાપણું પ્રગટ થાય છે તે પણ હેમની discovery.

સાન્તાક્રૂઝ—તા॰ ૧૯–૨–૩૦ : બુધવાર : રામભાઈને ઘેર–રામભાઈને કહ્યું. મનહરરામને ઘેરથી અહિં આવતે એક શીઘ્ર કાવ્ય મ્હેં કર્યું–તે લખી ર્હ્યો; લખ્યું; જરાક ફેરફાર કરતો ગયો. હેમણે એક સ્થળે ફેરફાર સૂચવ્યો,

शायंतने श्रवणकर्मणि संप्रपूर्णे
आकर्ण्य शीघ्रगतिकं च रथ मदीयम् ।
आयास्यसि त्वमिह भोजनकालपूर्व–
मेवंविधोऽद्य रचितोऽस्ति तव प्रबन्धः ॥

[ છેલ્લી પંક્તિમાં रचितो भवतः એમ મ્હેં કહ્યું. પછી મ્હેં કહ્યું आयास्यसि त्वं છે ને અહિં भवतः ઠીક નહિં. એટલે રામભાઈએ रचितोऽस्ति तव એમ સૂચવ્યું. ]

૭ વાગ્યે ભાષણના ખંડમાં ગયા. ભાષણ શરૂ થયું. પ્રસંગવશાત્ :—

(a) ચકારનો સકાર થવા સં. કૃહે : चन्द्रगुप्त નું Sandrocottus થયું–તે ચકારનું ઉચ્ચારણ સકારનું નહિં પણ ગ્રીકલોકોનું શ્રવણ સકારનું. ( ચિન્ત્ય )

[ મ્હારા Guj. L. & L. માં ચ અક્ષરના બે ઉચ્ચારો વિશે મ્હેં ૨૦-૨૫ પૃ. ની ચર્ચા કરી છે—આ. તો જાણે છે છતાં મ્હારા નામનો ઉલ્લેખ પણ નહિ !

મ્હેં આ હેમની remark થતાં વાંત હાથ વતે નકાર દર્શાવ્યો.. (હેમને નહિં) મ્હારી જોડે શાહ ચંદુલાલ હતા ત્હેને—આ. દીઠો હશે—પછી જરાક ફેરવવા ગયા કે હું માત્ર theory રજૂ કરૂં છું.

(a) ગુજરાતીમાં અમુક શબ્દોમાં હકારનું શ્રવણ થાય છે—મ્હારા મિત્ર કહે છે ('meaning me—તો નામ દેતે શું થતું તું?) —તે માટે ફ્રાન્સમાં test થયો છે (યન્ત્રથી) એમ મ્હને કોઇએ કહ્યું છે (આમ બોલ્યા).

(ભાષણ પછી નીચે મોટર પાસે હમારે ખૂબ ચર્ચા ગરમ થઈ—તે વખતે મ્હેં પૂછ્યું એ test ની વાત કોણે કરી ? તો કહે બાપાલાલ દલાલે. )

સાન્ટાક્રુઝ—તા૦ ૨૦-૨-૩૦ : ગુરુવાર.

(b) લાગૂનો પત્ર હેમને (રામભાઇને) આપેલો ત્હેનો જવાબ પૂરો કરવાનો બાકી હતો. હેમાં મ્હેં ઉમેરાવ્યું.

Wordsworth ના Prelude માં કે કહિંક એક reference બાલક છોકરો શંખ (કોડો ) કાને અડકાડે છે, ત્હેમાં થતો ધ્વનિ સાંભળે છે—દૂરસ્થ સમુદ્રધ્વનિનો અનુભવ કરે છે—મુગ્ધ આનંદમય થાય છે—( તે ઉપરથી જાણવામાં spiritual significance કાઢ્યું છે—દૂર દૂર રહેલી દિવ્યભૂમિના શ્રવણનું ?)—તે passage સોધી આપશો ?

( મ્હેં રામભાઇને કહ્યું 'કલિકા'માં આ કલ્પના છે.)

(c) મ્હારા પેલા પ્રથમના શ્લોક ( यदि गुरुश्रवणे सासं मनः વાળા)નો ઉત્તર કાલે ટ્રેનમાં રામભાઇએ રચી કાઢેલો મ્હને બતાવ્યો. એક કવર ઉપર લખેલો—ઘેર લઈ જવાને મ્હેં લીધો. આ એ શ્લોક—

सरसमस्ति गुरुश्रवणे मनः
भवति बुद्धिविलासकुतूहलम् ।
मम तु शिष्यगगीरतिवत्सलैः
प्रतिहता बत संप्रति शिष्यता ॥

(ઉત્તરાર્ધમાં અણુધાર્યું અહંપદ જેવું છે તેથી આ બીજાને બતાવતે રામભાઈ અચકાયા.)

સાન્ટાક્રુઝ—તા. ૨૧–૨–૩૦ : શુક્રવાર : સંજાણાને (office) માં મળ્યો :—

(a) ચવાણુનો કા. વંચાવ્યો. ખૂબ હસ્યા.

(b) चन्द्रगुप्त-માં च નો ત્स જ ઉચ્ચાર તે સમયમાં હતો–તે માટે સંશય હેશે બતાવ્યો–

અરબમાં ચીન નું સીન છે, च sound is unknown (Gk. માં પણ તેમ જ છે.)

Tse–Tse તે ચી–ચી

સાન્ટાક્રુઝ—તા. ૨૨–૨–૩૦ : શનિવાર : University South Wing–હમે ઊતરીને ઓટલે ચઢ્યાં ને પેલા દરવાજામાંથી આણુંદશંકર આવ્યા.

ભાષણ પાંચને બદલે સાડા પાંચે શરૂ કર્યું; શ્રોતાઓની ભરતી થયા પછી–દોઢ કલાક ચાલ્યું. જરાક પુનરુક્તિઓ થતી હતી –આમ મ્હોંએ ચર્ચા કરી હોય–તે બીજી થયા પછી લખેલી notes માંથી સવિસ્તર પાછા વાંચી જાય.

અપભ્રંશ ભાષા સ્વતંત્ર શી રીતે ગણાઈ, અને દેશદેશની જૂદી-જૂદી અપભ્રંશ પાશ્ચાત્ય પંડિતોએ શા માટે કલ્પી–તે સારી વિશદતાથી ચર્ચા કરીને બતાવ્યું. બીજું પુષ્કળ જ્ઞાનપ્રદ હતું.

ભાષણ પૂરું થતાં, શ્રોતાઓ ઊઠવાનું કરતા'તા–તે તરફ ઊંચો હાથ કરીને મ્હેં ચોભાવ્યા–અને તરત હું dais ઉપર ચઢ્યો. "vote of thanks" રજૂ કરવાને હું નથી ઊભો થયો.–પ્રથમ તો પ્રમુખની

પરવાનગી માગવી જોઈએ. કોઈ પ્રમુખ નથી. પ્રમુખસ્થાને તો સરસ્વતી દેવી છે–હેની પરવાનગી લઈને બોલું છું." ઇ. કહી કહ્યું :—

'આજના ભાષણકર્તા જોડે મ્હારી બહુ વર્ષોની મિત્રતા છે–તેથી જો કાંઇ વખાણ કરું તો મિત્રભાવનો પક્ષપાત હેમને લાગશે (આ. નીચે ઊતરીને સ્હામે બેસી ગયા'તા–તે–yes).

ના; બિલકુલ નહિં. સત્યવાત હું કહીશ. આ. મ્હારા ગુરુ છે.—આશ્ચર્ય ન પામશો. ગુણિષુ न च लिंगं न च वयः તે યાદ રાખો–ઉમરે ન્હાના છે (મ્હારાથી); છતાં ગુરુ ગણું છું. આજથી દશ વર્ષ ઉપર Philosophy નાં ભાષણો હેમણે આ યુનિ. માં જ કરેલાં તે વખતે હું હેમાંથી બહુ શીખેલો ને જ્ઞાન મેળવેલું. હેમણે મ્હને જ્ઞાનવાલ સંજ્ઞા લેવા દીધી છે–એટલે હું જ્ઞાનબાલ દાવે જ બોલીશ.

"હું અત્યારે ભાષણ શરૂ થતા પ્હેલાં આરામખુરશીમાં પડ્યો હતો–તે વખતે ઊંઘ આવી ગઈ–સ્વપ્ન આવ્યું–લાંબાં સ્વપ્નાં હોય છતાં સેકંડમાં ખેલ થઈ જાય છે. સ્વપ્નામાં મ્હેં જોયું કે આપણે બધા જૂના જમાનામાં વૃક્ષની છાયામાં બેઠા છિયે અને કુલપતિની વાણી સાંભળિયે છિયે–અલબત આપણી સંખ્યા ૧૦,૦૦૦ ની નથી.—એ સાંભળતા'તા અને એકાએક હું જાગી ગયો–ને જોઉં છું તો અહિં પાશ્ચાત્ય સંસ્કૃતિનાં ચિહ્નો–વીજળીના દીવા, બાંકડાઓ, ઇ. માં બેઠા છિયે. ને આ. નું ભાષણ સાંભળિયે છિયે.

"પ્રાચીનકાળમાં કોઈને જુદીજુદી વિદ્યાઓ શીખવી હોય તો જૂદાજૂદા ઋષિ–તે તે વિષયના experts હોય હેમની કને જવું પડતું. આજ આપણે બધી વિદ્યાના experts એક આણંદશંકરમાં સંમિશ્ર થાય છે.

"હવે હું કેટલાક પ્રશ્નોમાં આ. થી મતભેદ દર્શાવું તો ક્ષમા કરશો. આણંદશંકરે તો અન્ય સ્થળેથી મ્હને પ્રમાણપત્ર આપ્યું છે કે વાદવિવાદમાં કાશીના પંડિતોને હંફાવે હેવા છે. ભલે; પણ

એક કાશીનો પંડિત છે—આ સ્હામે બેઠો છે—ત્હેની જોડે હું યુદ્ધ કરવાની હામ નહિં ભીડું."

આટલો ઉપોદ્ઘાત કરીને બે ત્રણ મુખ્ય પ્રશ્નો ચર્ચ્યા.

(I) ચન્દ્રગુપ્ત નું Gk માં Sandrocottes થયું તે વિશે આ. માને છે કે અહિંના ઉચ્ચારણમાં તો च જ હતો. Gk લોકોએ s કરી નાંખ્યું-હેમનું શ્રવણ ભૂલ ભરેલું થયું તેથી. મ્હેં હેનો ઝડપથી —થોડાક મુદ્દા મૂકીને-રદિયો આપ્યો. તે આપતાં મ્હેં કહ્યું કે ઇ. સ. ૧૯૧૯ ના શુમારમાં મું. યુનિ. એ Guj. L. & L. નામનું પુસ્તક પ્રગટ કર્યું છે ત્હેમાં च વર્ગના (પ્રથમ ૪ અક્ષરના) બે ઉચ્ચાર—સં. ને પ્રા.—વિશે ૨૦—૨૫ પાનાં ભરીને ચર્ચ્યાં છે. તે આ. વાંચી જશે તો જણાશે કે—

Gk. માં च—ज ના બંને ઉચ્ચાર (સં. તથા પ્રા.) માટે પ્રતિનિધિ Tia ને Dia હતા.-વળી, મૂળમાં કાંઈ ઉચ્ચારણ આધારરૂપ ના હોય તો ભ્રમ થાય એ ના સંભવે-रज्जु ने सर्प ભાસે તો ત્હેના અધિષ્ઠાન અને ભાસ થયેલી વસ્તુ વચ્ચે સાદૃશ્યનું તત્ત્વ હોય તો જ બને-रज्जु જોઇને કમંડલુનો ભાસ ના થાય ઇ. ઇ.

હકાર (કહેવું ઇ. માં છે તે) માટે ફ્રાન્સમાં test થયો ને હ ના સંભળાયો—એમ આ. કહે છે—તો એમ જ સંભવે કે—

(a) testing apparatus was defective in construction or execution અથવા—

(b) હેમાં વાણી ઉચ્ચારતાં હકાર વિનાનું જ ઉચ્ચારણ કર્યું હશે."

બીજા ગૌણ પ્રશ્નોને છોડીને અંતે બધા તરફથી ભાષણ કર્યાથી મળેલા લાભનો આનન્દ પ્રદર્શિત કરવાનો ઠરાવ રજૂ કરું છું.

સાન્તાક્રુઝ—તા૦ ૨૩-૨-૩૦ : રવિવાર.

(b) લાગૂનો જવાબ આવી ગયો. Excursionમાં જ મ્હેં પૂછેલો passage છે-હેનું reference લાગૂએ આપ્યું. રામભાઈએ

તે passage પોતાની કનેના પુસ્તકમાંથી ઊતારીને આણ્યો–ને મ્હને આપ્યો. Wordsworth ની મ્હારી copyમાંથી રામભાઇએ તે passage કાઢીને બતાવ્યો–તો–જોઉં છું તો અભ્યાસકાળમાં મ્હેં એ ઠેકાણે ભૂરી પેનસિલથી ચોકડી કરેલી જ હતી !

(c) ગઈ કાલે બાપણુની બધી વાત–હું બોલ્યો તે વાત–મતલબ–બતાવીને–વળી કહી. 'વસન્ત'માં એ ચર્ચા ચન્દ્રગુપ્ત–Sandrocottes ની હું લખી મોકલીશ, તે કહ્યું ને રુચ્યું–અંગ્રેજીમાં લખીને Bhandarkar O. R. Ins. Annals માટે પણ મોકલીશ.

રામભાઈ કહે–ચીનને Tsin કહે છે તે મને યાદ આવે છે–કહિંક વાંચ્યું છે–હેમણે સૂચવ્યું. Huenchang તે Tsang જ છે ઇ. આ સરસ ઉમેરો પુરાવાનો મળ્યો.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૪–૨–૩૦ : સોમવાર : કાગળ લખ્યા : આણુંદશંકર (બનારસ).

(a) Sandrocottes–ચન્દ્રગુપ્ત વિશે ચર્ચામાં કેટલાંક મહત્ત્વનાં points મ્હારે કહેવાનાં રહી ગયાં. 'વસન્ત' માટે એ પ્રશ્ન વિશે લેખ લખી મોકલું તો તે સ્વીકારશો ?

(b) બીજા એક બે પ્રશ્નો ત્હમને રજૂ કરવાના હતા–(૧) હ ય વ ર ટ્ લ ણ્ ઞ ઙ ણ ન ઌ ક એ બિમ્બ પ્રતિબિમ્બ ક્રમ બદલીને યરલવ એ ક્રમ–ક્ય્હારે ? ને કો'ને હાથે થયો ?

(૨) હ ય વ ર ટ્માં હ ને છેલ્લા પ્રત્યાહારમાં પણ હ ( હલ્ ) બે શા માટે ?

મ્હારો તર્ક લખ્યો.

હયવરટ્ નો હ તે semi-vowel, બનો પ્રતિબિમ્બ; હલ્ નો હ તે શુદ્ધ વ્યંજન; પૂર્વોક્ત કંઠ્યહકાર, ઉત્તરોક્ત ઔરસ્ય હકાર. આ તર્ક ખરો છે ?

(૩) હ્ય ઉચ્ચારણ ય નું–તે સ્વરભક્તિ જેવું મ્હેં કહ્યું–તે જરાક વિશિષ્ટ કરવું જોઇએ. સ્વરભક્તિ ય–વ સંયોગનો 2nd member હોય ત્યહારે થાય. હ્ય તે ય એકલો છતાં. વનું પણ તેમ.

Williamનું 'ઉવિલિયમ' જેવું.

(4) द्वार–બાર–દ્દાર

द्वि – બે–દ્દો.

અહિં ક્રમ આમ;–

પ્રથમ સ્વરભક્તિ દુવાર પછી વિલોપથી દ્દાર માં પ્રથમ શ્રુતિ-લોપથી બાર.

સાન્ટાક્રુઝ—તા૦ ૪-૩-૩૦ : મંગળવાર.

Convocation Hall–I ભાષણના આરમ્ભમાં મ્હેં કહ્યું: –આંજના ભાષણ માટે એક અધિકારસૂત્ર આપું છું, હું જે બોલીશ તે બધું જાણનારાઓએ એમ જ ગણવું કે કશું સાંભળ્યું નથી–મ્હેં કશું કહ્યું નથી. पूर्वन्यासिद्धम् સૂત્રનું તત્ત્વ રૂપાન્તરે વાપર્યું.

II નવલરામ–એ મ્હારો વિષય છે એમ જાણીને એક મહા-પંડિતે કહ્યું, "નવલરામ I–crude !" મ્હેં ઉત્તરમાં કહ્યું; નવલરામ વિશે મ્હારો નિબંધ વાંચ્યો છે? તો કહે–ના; પણ નવલરામના ગ્રન્થ વાંચ્યા છે–મ્હેં કહ્યું, એમ ? ત્યહારે મ્હારો નિબંધ વાંચશો નહિ.

III પછી તો નવલરામનો સમય–એ વાતાવરણનું setting; હેમાં હેમની જ્ઞાનસંપત્તિ ઇ. ઇ. વિશે કહીને કહ્યું–એ સમય શિક્ષણમાં, સંસારસુધારામાં, રાજકીયમાં, ધર્મમાં तमसो मा ज्योतिर्गमयનો હતો.

IV નવલરામની Modesty વિનીતતા–વીરમતી નાટકની preface ને લગતી आपरितोषाद् विदुषां ઈ. વાળો આર્યા કાલિદાસે ગાઈ–તો પોતે તો કોણ માત્ર એ વચનથી જણાય છે.

(વિનીતતા બે પ્રકારની હોય છે–૧. અંતર્ગત સાચી, ૨. દામ્ભિક જુઠી. હેમાંથી ૧ે વાળી નવલરામની હતી. ૨ નો દાખલો ના આપ્યો.

V ગુજ. ગદ્યના પિતા નવલરામે કૃ. મો. ઝ. ના પિતામહને કહેલા છે પરંતુ નવલરામથી ખરો આરંભ—નર્મદ પછી.

VI નવલરામની પ્રવૃત્તિઓ–મુખ્ય તથા ગૌણ ગણ્યાની વિવેચન, કાવ્ય, નાટક, હાસ્યરસ, શિક્ષણ, પદ્યશાસ્ત્ર, સાંસારિક સુધારા ઇ.

VII હાસ્યરસ–હેમાં નર્મદે અસંભવદોષ જોયો તે ખોટો છે તે નવલરામે બતાવેલું જ છે. મ્હેં "દાદાને સાસરે જમવા જઇયે. છિયે" કહેનારાં છોકરાંની વાત દૃષ્ટાન્તરૂપે આપીને 'ભટનું ભોપાળુ' માં 'દાદાજીનો ઘોડો' વાળું ગીત અસંભવિત પાયા ઉપર નથી તે બતાવ્યું.

મ. ન. દિ.માં હાસ્યરસ નહોતો (!) રમણભાઈ તો હાસ્યરસના પૂરા આચાર્ય.

VIII(a) નાટક–વીરમતી નાટક–સૂત્રધારની પ્રસ્તાવના રહિત. (કાન્તા મ. ન. દિ. અને રાઈનો પર્વત રમણભાઈ પણ તેવાં જ છે.)

(b) સં. નાટકોની પ્રસ્તાવના એ ઘણી વાર લેખકથી ભિન્ન પુરુષની રચનાઓ હતી. 'રાઈનો પર્વત' મુંબાઈમાં મેડિકલ કોલેજના વિદ્યાર્થીઓએ ભજવ્યું તે પ્રસંગે એક જણે (મ્હારું નામ ના દીધું. એક જણે) પ્રસ્તાવના રચી આપી હતી–તે યોગ્ય પ્રસંગે કહેવાશે–એ નાટક ચર્ચીશું ત્યહારે...

(c) Miraculous બનાવો–બાબરો ભૂત (રાસમાળામાં કાળભૈરવ)–નાટકને અંતે અંબામાતા પ્રગટ થાય છે ઇ. ભાગ વાંચી સંભળાવીને હેતુ 'માનસશાસ્ત્ર તથા કલાની દૃષ્ટિથી સમર્થન કર્યું. માનવગણમાં દિવ્ય અંશ અને આસુરી અંશ વચ્ચે યુદ્ધ થાય છે–તે અંબામાતા દિવ્ય અંશ વીરમતીમાં સંક્રાન્ત કરે છે–વીરમતી માતા–શક્તિરૂપે–પરિવર્તન પામે છે–ઇ. આ કલાહેતુ સાધે છે.

(d) "ભરેલો સંકોચે."–ઈ. વાળો શ્લોક સંભળાવીને હેનાં જૂનાં associations કહ્યાં. ૧૮૮૦ ના અરસામાં 'કામસેનરસિકા'માં દયાશંકર રસિકા થઈને આ શ્લોક બોલેલો હેને પૂછતાં કહે–"મ્હારા શેઠે કાગળ ઉપર લખી આપ્યો તેટલું જાણું"–એ વીરમતીમાં છે તે.

મ્હને સ્મરણ થયું. તે વખતનો એ શ્લોકનો charm હજી પણ ઝગઝગતો છે.

(e) વીરમતીના આરંભમાં દુહાનું ગુણપરીક્ષણ નવલરામે કર્યું છે તે ઝડપથી વાંચી જઈશું.

'વાણીઅરા વાણિયા રણુઅરા રજપૂત' એ પં૦ ને ઉત્તરરામચરિત-માંથી सिद्धं ह्येतद् वाचि वीर्यं द्विजानां એ શ્લોકનું સ્મરણ ઉત્પન્ન થાય છે કહીને ચર્ચા કરી.

આ શ્લોક ચન્દ્રકેતુ બોલે છે તે ભૂલીને મ્હેં રામનો પુત્ર કહ્યો.

(f) વીરમતીમાં–લાલરાજ અને વીરમતી–પદ્યમાં લાંબા લાંબા સંવાદ કરે છે–તે દૂષણ બતાવ્યું.

IX વીરમતી–અંક ૫–પ્રવેશ ૩ અંતે સોરઠામાં stage direction, વૃત્તાન્ત વર્ણન, કવિના ઉદ્ગાર છે તે વિશે ચર્ચા કરી; chorus નું કામ સારે છે.

2. સં. નાટ્યશાસ્ત્રમાં યુદ્ધ–વધ ઇ. નિષિદ્ધ છે. તેથી આમ પડદા પાછળ કોઈ ગાય એમ ઉદ્દેશ હોય.

3. પરંતુ વીરમતી બીજાઓના ડોકાં કાપી નાંખે છે તે નિષિદ્ધની વિરુદ્ધ થશે.

પરંતુ–અન્ય સ્થળે (પૃ. ૧૪૧) દુહામાં *stage direction* ઇ. છે તે માટે આ ખુલાસો ઉપયોગમાં આવશે. વગેરે.

સમય ઓછો તેથી નવલરામની કવિત્વકલા, વિવેચનકલા ઇ. માટે બહુ ના કહેવાયું. સંસ્કૃતમય ગુજરાતી વિરુદ્ધ હેમની ચર્ચા વિશે જરાક કહ્યું.

સાન્ટાક્રુઝ—તા૦ ૬–૩–૩૦ : શુક્રવાર.

*Convocation Hall*

(આજના ભાષણની notesમાંથી અહિં કશું ઉતારવાને ફુરસદ નથી) માત્ર ટૂંકામાં—

(a) સુફીવાદ—એ વાદનાં કાવ્યો ગુજ.માં નિષ્ફળ થયાનાં કારણો પ્ર. સવિસ્તર કહ્યું.

(b) અભેદોર્મિમાંનાં કાવ્યોમાંથી નિષ્ફળ તેમજ સફળના નમૂના બતાવીને ચર્ચા.

(c) તત્ત્વજ્ઞાન અને કવિતાનો સંબંધ તત્ત્વજ્ઞાન કવિતામાં ક્યહારે ઊતરી શકે તે ચર્ચા.

(d) ઉત્તરરામચરિત-ભાવના વિશે બે બોલ, હેના ગુણનું દર્શન મ્હારા જૂના અવલોકનને અંતે કરેલું વાંચી બતાવ્યું.

(e) 'કાન્તા' નાટકમાંથી નમૂના ચર્ચા ગુણદર્શન-હીનતા વગેરે.

(f) વિવેચક તરીકે મ. ન. દ્વિવેદીની હીનતા છે-રાગદ્વેષરહિત નથી તે.

સાન્ટાક્રુઝ—તા. ૭-૩-૩૦ : શુક્રવાર.

. Convocation Hall-આજનું ભાષણ ત્રણેમાંથી ઉત્તમ થયું, અને નિરપેક્ષ રીતે પણ સારું થયું.

(a) 'રાઇનો પર્વત'ની ચર્ચામાં—આરંભમાં નાટક માટે મ્હેં લખેલી 'પ્રસ્તાવના' (સૂત્રધારની) વાંચી સંભળાવી-જાલકાની પાત્રઘટના સં. મ્હેં (જૂના વખતથી નોંધી રાખેલી) સંક્ષિપ્ત પણ સૂક્ષ્મ પરીક્ષા કહી સંભળાવી.

(b) નાટકમાંના રસિક શ્લોક વાંચીને ચર્ચા ફરી ફરી કરી.

(c) ્ર. ્ર. રમણભાઇની વિવેચન પ્રવૃત્તિ વિશે કાંઇક વિસ્તારથી ચર્ચા કરી. ...રણછોડતરામે રમણભાઈ વિશે દૂષણ દેનારી ટીકા કરી છે-કવિતા વિશે ખોટા ખ્યાલો ફેલાવ્યા છે કહીને-ત્હેનો ઉલ્લેખ (રણજિતરામના નિબન્ધોની પ્રતમાંથી કાઢીને) કર્યો.–Pathetic Fallacy વિશે હેમનો મત ચર્ચા દૂષિત હતાં તે મ્હેં મ્હારા લાંબા લેખમાં બતાવ્યું છે-તે કહીને બસ કર્યું...... 'છન્દ અને પ્રાસ'ના નિબંધમાં સ્થાપેલા તત્ત્વથી 'અપદ્યાગદ્ય' પદ્યશાસ્ત્રમાં સ્થાન લઇ નથી શકતું તે કહ્યું.

રમણભાઈનાં વિવેચનોમાં દ્વેષ નહોતો. સખત પ્રહાર પણ દલીલ સાથેના હતા જ ઈ. ઇ. કહ્યું. માત્ર પ્રેમાનંદનાં નાટકો વિશે કર્તૃત્વની શંકા હિમ્મતથી ના બતાવતાં 'નાટકો અને નવલકથાઓ' ના લેખમાં ડરતે ડરતે ગુપ્ત ઈશારા જેવું છે તે કહ્યું.

(૧) કાવ્યો લીધાં- 'તત્કાળ મહિમા' અને 'સર્વસ્વ'મા ફારસી model બુદ્ધિપુરઃસર લઈને હેનો સફળ પ્રયોગ કર્યો છે તે બતાવ્યું.

(૨) 'ઈશ્વરાજ્ઞાનું વહન' વાંચી સંભળાવી હેમાં પ્રથમની પંક્તિયો ચાંપશી ઉદ્દેશીના કાવ્ય-"પ્રભુ! થજો" વાળા—જોડે સરખાવી ભેદ તથા સામ્ય બતાવી ચાંપશીનું ચઢિયાતું છે તે કહ્યું.

(૩) છેવટે "બારણે પુકાર" કાવ્ય વાંચી સંભળાવીને ઝડપથી ગુણપ્રદર્શન કર્યું હેમાંઃ—

(૧) બ. ક. ઠા. ને ઉત્તર. સંગીત તે આત્મા, ને કવિતા તે શરીર છે. મ્હારો મત સં. હેતાં આરોપનો ઉત્તર ઈશારાથી જ કર્યો.

(૨) અંતે ભક્તનું દર્શન તે પ્રભુદ્વાર પાસે દ્વાર ઊઘડમાં—ભક્ત પ્રવેશ કરીને ગયો—તે રમ. સં. ના 'મંગલ મંદિર', ગીતને અંતે આવેલી પંક્તિયો જોડે સરખાવ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૭-૩-૩૦ : સોમવાર : કાગળ આવ્યા : રામનારાયણ પાઠક (અમદાવાદ).

મ્હારા પત્રનો જવાબ—

(a) બ. ક. ઠા. જોડેની વાદચર્ચા (સંગીત તે આત્મા ને કવિતા તે શરીર-એ વિશેની). બાબત પોતાનો વિચાર-'મ્હારું આખું કાવ્ય અને તે ઉપરની ચર્ચા વાંચીને પત્ર લખવાની ઈચ્છા હતી. પણ નવરાશ મળી નહિ;' અને હવે ઘણા સમય સુધી નહિં જ મળે, તેથી તે જોયા વિના જ જવાબ લખું છું.-"મ્હારું દૃષ્ટિબિન્દુ તો હું એ બધું જોયા વિના સ્પષ્ટ નથી કરી સકતો—મ્હારા મનમાં ઘણું જ vague છે અને પૂરેપૂરું લખ્યા વિના સ્પષ્ટ નહિં થાય. અને

મને લાગે છે કે એ સ્પષ્ટ લખતાં કદાચ આપની કોટિ ઉપર આવીને બેસે."

(અર્થાત્—લગભગ મ્હારો view વધારે મનમાં ઊતર્યો લાગે છે. એમ જ !)

સાન્ટાક્રુઝ—તા૦ ૩-૪-૩૦ : ગુરુવાર : કાગળ લખ્યા : આણંદશંકર (બનારસ).

ઠક્કર lecture I ની contents તથા ત્હમે કરેલું ભાષાન્તર મળ્યાં. હું વાંચી ગયો. વાંચી ખરેખરો આનંદ થયો–મહત્ત્વનાં કામોનો બોજો છતાં આ કર્યું તે માટે ઉપકાર માનું ? All Ind. Uni. Boardના પ્રમુખ ત્હમે સર્વાનુમતે ચૂંટાયા તે ખુલાઈથી જાણીને આનન્દ થયો.

સાન્ટાક્રુઝ—તા. ૫-૫-૩૦ : સોમવાર.

"ગાંધી પકડાયા !" Arrest કરીને નવસારી સ્ટે. થી મેલ ટ્રેનમાં બોરીવલી ઊતાર્યા. મોટરમાં લઇ ગયા. ક્ય્હાં ? તે જણાયું નથી. બોરીવલી સ્ટેશને એક છોકરાએ નજરે દીઠું. એ છોકરો પેટલાદથી આવતો'તો. ત્હેણે કાન્તિને વાત કરી.

વાત જોત જોતામાં ફેલાઈ ગઇ. આનંદીલાલને ત્યહાં telephone આવ્યો—કકલભાઇને ત્યહાં આવ્યો.

હવે પરિણામ શાં થશે ? પ્રભુ જાણે.

જયસુખલાલને યુરોપ જવાનું હજી પાકું નથી. અહિંની political situation ને લીધે વખતે ચેમ્બર જવા ના પણ દે.

ગાંધીજી સં. press communique નીકળેલીની copy ચેમ્બરને મળી. હેમાં છે કે ૧૮૨૭ના regulation પ્રમાણે detain કરીને પૂનામાં યરોડા જેલમાં રાખ્યા છે. Non-payment of taxes. વગેરે હેમનાં સંચલનનાં કારણો બતાવ્યાં છે.

ગાંધીજીને બોરીવલી સ્ટે. થી દૂર ઊતાર્યા–મોટરમાં પડદાનશીન બાઇઓ વીંટાળે તેમ. કપડું વીંટી લીધું. મોટર ઊપડી ત્હારે પાંછળ

રોકાયેલા લશ્કરી અમલદારોએ Salute કરી. મોભાને લાયક માન આપ્યું. દુશ્મનને માન આપવું એ Gracefulness આપણામાં અસલ હતી.

સાન્ટાક્રુઝ—તા. ૬–૫–૩૦ : મંગળવાર : કાગળ લખ્યા :— લવંગી (મોહમીન).

(c) લોકો કહે છે–વૃદ્ધ માણસ વધારે થાય તેમ cynical થાય છે. હું તે થતાં રોકાઉં છું. માત્ર મિત્રોની unsympathic વર્તનરીતિથી નિરાશા થાય છે. એ નિરાશાને cynicism માં નથી જવા દેતો. ઉલટું તેથી ખરાં સ્વજન તરફ મન વધારે આકર્ષાય છે. એ લાભ માટે એ મિત્રોનો ઉપકાર માનવો. ઇ. ઇ.

સાન્ટાક્રુઝ—તા. ૯–૫–૩૦ : શુક્રવાર.

સ્વ. સ્ટોર્મમાં જવાને ઉપડ્યો–તો V. T. ના Hornby Rd ના પાસા ઉપરથી મ્હોટું સરઘસ–સ્વદેશીપ્રચાર, વિદેશી બહિષ્કારનું જવું દીઠું. વિઠ્ઠલે ગાડી તે તરફ લઈ જઈને ઊભી કરી. જૂદાંજૂદાં બજારમંડળોના વાવટા ઇ. ઇ. 'ગાંધીજી કી જે' કે કાંઈક અણુસંભળાતી બૂમો ચાલુ હતી.

પ્રેક્ષકમંડળ પણ ખાદી પ્હેરેલું બહુ ભાગે હતું. મ્હારી મોટર આગળ કમળ આવ્યો. બીજા કેટલાક ખાદીપંથી આવ્યા. (કમળ કૃહે–ઘેર ઠેઠ જવાના છો ?–હા, આવવું છે ? જરાક સ્વ. સ્ટોર્સમાં કામ છે–પણ હેણે ના કહી). ટોળાં (પ્રેક્ષકનાં)માંના એકે મ્હને કહ્યું. "સાહેબ! સ્વદેશી પ્હેરો" હું:–આ સ્વદેશી જ છે (મ્હારો Suit બતાવ્યો). તો કૃહે–Hat ? કમળ કૃહે–તે તો તાપ નથી ખમાતો માટે છે. બીજો કૃહે–ખાદીની પણ hat બને છે. હું–લાવી આપો.

એક જણ કૃહે : મહાત્માજીના શબ્દોને માન આપો. ત્રીજો કહે–આપને પગલે તો હમારે ચાલવાનું થાય. હું : "હવે તો તમારે પગલે હમારે ચાલવું એમ વખત આવ્યો છે."

"દિવેટિયા સાહેબ!" એમ મ્હને એક જણાએ સભ્યતાથી જ કહ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૧૦–૫–૩૦ : શનિવાર.

(b) Carlyleનું વચન "Silence" વિશે છે. તે સુંદર છે: Indian Messenger.

Silence is the element in which great things fashion themselves together, that at length they may emerge full-formed and majestic into the daylight of life which they are henceforth to rule. Do thou thyself but hold thy tongue for one day, and on the morrow how much clearer are thy purposes and duties, what wreck and rubbish have the mute workmen within thee swept away when intrusive noises were shut out.

Thomas Carlyle.

ગાંધીજીના મૌનનું આ રહસ્યદર્શન ઉત્તમ છે.

ત્રણેક વાગ્યે હું M. A.ના ઉત્તરપત્ર તપાસતો હતો. બાયણાની બાજૂએ જ બેઠો'તો-ને બાયણે ટકોરો વાગ્યો. જોઉં છું-ને મૂર્તિ પ્રવેશ કરે છે, તો આણંદશંકર!-હમે? તો કહે-આજ આવ્યો. સોમવારે જવાના છે.

(b) ગાંધીજીની movement વિશે ચર્ચા થઈ; એક હેમની remark ઉત્તમ હતી. આ movement ને પરિણામે political rights વધારે મળશે પણ Indianization of Army અટકશે.

(d) અતિસુખશંકરનો મ્હારાં Thakker Lectures વિરુદ્ધ અભિપ્રાય-તે બા. ચર્ચા. મ્હેં કહ્યું હમે III–IV–V વાંચવા લઈ જજો-પછી કહેજો-વખતે મ્હને દોષ ના જ જણાતો હોય.

નવ વાગ્યે બજરંગની મોટરમાં ઊપડીને પ્રેમલ તથા હું. Bombay–Alexandra Docks–No. III. ૯૭ કપિ વગેરે આવ્યાં નહોતાં.

Miss Gedge આવી. મળી. બહુ વારે કપિ વગેરે આવ્યાં. કપિ "ફૂલ્હાં છે!" કરીને મ્હારી કને આવી. પૂછ્યું ત્હારી bag છે? "હા. પરમસુખભાઈ કને."–મ્હેં "નૂપુરઝંકાર"ની copy (માંહિં લખીને રાખેલ તે) આપી. Bagમાં માય એમ નહોતું. બીજી ચોપડીઓ છૂટી હતી તે ભેગી–પરમસુખે વીંટી રાખી.

દા. ખાંડવાળા આવ્યા. હારથી લદાયલા!–મળ્યા. કહે–હું કાલ્યે સુશીલાને મળવા ના આવી સકયો–માફ માગી લેજે: તારા અને મારતર છેવટે આવ્યાં કવિ તથા દા૦ ખાંડવાળાનો પ્રેમલે snapshot લીધો.

મોટરમાં ઊપડી સાંટાક્રુઝ. ઇચ્ચ તારાપુરવાળા અને શિરીનબાઇ પાઠક આવ્યાં સુશીલાને જોવાને. ઠીક બેઠાં. વાતોચીતો. પેલો કાલે આવેલો તે ઇચ્ચનો ભાણેજ નહિં પણ હેમની વહૂનો ભત્રીજો.

સાન્તાક્રુઝ—તા. ૧૭–૫–૩૦ શનિવાર: કાગળ લખ્યા: આણંદશંકર (અમદાવાદ).

યુ. પો. મોકલ્યાંની સૂચના–લખ્યું–એ ભાષણો વિશે જે વિરુદ્ધ મત દર્શાવાયો છે ત્હેને એ લાયક છે કે કેમ તે લખશો. ત્હમે વિરુદ્ધમતમાં પડશો, તો પછી હું એ ભાષણોને ફેંકી દઇશ.–કૂતરો હતો તે બકરો જાણીને માથે લઈ જનારની પેઠે (એટલે એમ નહિં કે ત્હમે ત્રણ ધૂર્તમાંના એક).

જયસુખલાલને ઘેર–ઊપડવાની તૈયારીમાં હતા. બધું કુટુંબમંડળ ભરાયું હતું–ગંડબાટ હતો. વાતોચીતો કરી. જયસુખલાલે વાત કહી. પૈરમ દહાડે વીરમગામમાં જે બાયડીઓને વાંચ્યું હતું–હેમને અમદાવાદ શહેરમાં procession મ્હોટું ભરીને ફેરવી. આ થવાનું

હતું તે પ્રસંગે જો કાંઈ પોલિસ તરફથી દખલ થાય તો તોફાન થવાનો ભય હતો. તે કુમારે ગેરેટને મળીને જણાવ્યું. તેથી ગેરેટે બધી Police શહેરમાંથી withdraw કરી, અને સરઘસ શાન્તિથી પસાર થયું. કુમાર saved the situation. આમ વખાણ જયસુખલાલે સાંભળ્યાં. કહે :–હા; કમળે જ વાત કહી.

મ્હેં કહ્યું : બરોબર-કાલે બંકટ અમદાવાદથી આવવાનો હતો, તે વાત લાવ્યો હશે.

કુમાર પોતાના D. S. P. વિના ગેરેટ કમિશનર સુધી જઈ શકે? બાકી કર્યું તે સારૂં કર્યું.

જયસુખલાલને વદાય આપી-touchingly-આંસુ બંનેએ રોકયાં. કહે અહિં બધાને સંભાળજો. "ઈશ્વર સંભાળનાર છે."

સાન્ટાક્રુઝ—તા. ૧૯–૫–૩૦ : સોમવાર : કાગળ લખ્યા : રામભાઈ (રાજકોટ).

આજ કા. લખવાનું હું કરતો'તો ને ત્હમારૂં કાર્ડ મળ્યું. લખવાની વાત રમૂજની હતી. તે—

M. A.માં પ્રશ્ન : क्षत्वरित प्रथम श्रुतिलोपનાં ઉદાહરણ આપો. એક જણે ઉત્તરમાં ઉદા. આપ્યાં તેઃ—

क्षसृतुं  ગુજ. હો
गच्छतुं  ,, જા.
उपपतिनुं  ,, જાર.
उपालम्भनुं  ,, ઠપકો.

આ howlerને હડાવે હેવો બતાવશો?

આસપાસ સત્યાગ્રહનો મામલો વધતો જાય છે. શું પરિણામ આવે છે તે સમજાતું નથી.–દરમ્યાન સૂરજ ઊગે છે અને જુવેંના દરિયામાં અચલ સૌન્દર્યની દીપ્તિથી આથમે છે. કિનારે ખુરશી મંડાવીને બેઠો બેઠો હું જોઉં છું, અને ઈશ્વર સ્વર્ગમાં બેશી નથી રહ્યા-એમ લાગે છે.

સાન્ટાક્રુઝ—તા. ૨૧-૫-૩૦ : બુધવાર.

સાંઝે શાસ્ત્રી અને કાન્તિ એક પછી એક આવ્યા. હેમની કનેથી ખબર પડી :—

(૧) સરોજિની નાયડુ ધરાસણામાં arrest થઈ.

(૨) Bombay Congress War Councilના મેમ્બરો પકડાયા.

(૩) ગાંધીજી ગૂમ થયાની વાત આવેલી તે વસ્તુતઃ Daily Telegraphના પ્રતિનિધિયે હેમનો interview લીધો હતો ત્યાં રોકાયા હતા. એ *interview* J. *Daily Mail*માં છપાયો છે. હેમાં છે કે હું વાઈસરોય જોડે વિષ્ટિ કરવાને તૈયાર છું એ શરતે કે—

(a) મ્હારી ૧૧ માગણીઓમાંથી ૪ માગણીઓ તરત કબૂલ કરે.

(૧) R. T. Conference માં Dominion Statusનું રૂપ ઘડાય.

(૨) 'Salt Act' રદ થાય.

(૩) Liqour Farming બંધ.

(૪) Political Prisonersને amnesty અપાય.

બાકીની માગણીઓનું પછીથી થશે તો ચાલશે.

સાન્ટાક્રુઝ—તા. ૨૩-૫-૩૦ : શુક્રવાર.

જુરે'-લલ્લુભાઈને ઘેર ગયો-હજી આવ્યા નથી. જયન્ત, ઉપેન્દ્ર ને બુચાકાકા [ સતીશ શંકરપ્રસાદ દેસાઈ ] આવ્યા. જયન્તે કહ્યું : "પપા ( બંકુ ) આજના *procession*માં જવાનું ધારતા હતા-બારોબાર અંધેરી આવવાના હતા પણ processionને બોરીબંદર આગળ રોક્યું છે એમ સાંભળ્યું છે"

હું થોડી વારે પાછો ઘેર ગયો. કાન્તિ બેઠો હતો. હેણે વાત કરી કે બિરલા પોતે આ processionમાં છે. ને બોરીબંદર આગળ

4 deep હથિયારબંધ પોલીસોની લાઇનો રાખી છે. કોટમાં પેસતા બંધ કરવાને. બધા ત્હાં પલાંઠી વાળીને બેઠા છે. ખાવાનું મીઠાઇ વગેરે મંગાવીને ખાશે. નહિં ઊઠે તો Magistrateને બોલાવશે. વિખેરવાનું કરશે–નહિં તો લાઠીમાર ચલાવશે. ખંડુ હામાં હશે? ચિન્તા થાય છે, શું કરવું?

સાન્ટાક્રુઝ—તા. ૨૬–૬–૩૦ : ગુરુવાર : કાગળ લખ્યા : કેશવલાલ ધ્રુવ (અમદાવાદ).

૧ 'ગુજરાત'ના અક્ષયતૃતીયા અંકમાં મણિલાલ બકોરભાઈ વ્યાસનો લેખ છે–"નરસિંહ યુગના જૈન કવિયો"–વિશે–હેમાં "મુગ્ધાવબોધ ઔક્તિક"નો કર્તા કુલમંડન સૂરિ કહ્યો છે. આ નવું જ! આજ સુધી કર્તા અજ્ઞાત જાણ્યો છે. કર્તાએ પોતે જ દેવસુંદરગુરુ-ક્રમરેણુ: એમ લખ્યું છે. તો આ નવીન ક્યહાંથી? આ શંકાનું સમાધાન મળી સકશે?

ત્હમારે ત્હાં Junior B. A. ક્લાસ રચાયો છે? હમારે અહિં હજી નથી થયો.

સાન્ટાક્રુઝ—તા૦ ૨–૭–૩૦ : બુધવાર : કાગળ આવ્યા : કેશવલાલ ધ્રુવ (અમદા૦) કાર્ડ જવાબ:—

પ્રિય ભાઇ,

અહિંની સ્થિતિ ત્યાંના કરતાં ચડી જાય એમ નથી. હાલ તો મણકા વગરના મેર છે.

"મુગ્ધાવબોધ" ના કર્તા વિશે તમે પૂછ્યું તેના ખુલાસામાં લખવાનું જે જૈનગ્રન્થાવલિ માં ઘણું કરીને એ ઔક્તિક દેવસુંદરશિષ્ય કુલમંડનને નામે આપેલ છે. ગુજ. વ. સો. ની હાથપ્રતની પુષ્પિકામાં કર્તાનું નામ નથી આપ્યું. પરંતુ જૈનભંડારની મણિલાલ બકોરભાઈ વ્યાસે મેળવેલી પ્રતમાં એ નામ હોવાનો સંભવ છે. જિનવિજયજી પાસે પ્રસ્તુત ઔક્તિકની જૂની હાથપ્રત છે. પ્રાકૃત વ્યાકરણના

કર્તા પંડિત બ્હેચરદાસને એલિસબ્રિજના સરનામે લખશો તો કદાચ તેઓ તમને કુલમંડનના ઉલ્લેખવાળી પુષ્પિકા પૂરી પાડશે.

સાન્ટાક્રુઝ—તા. ૬-૭-૩૦ : રવિવાર.

3-30 p. m. to 4-45 p. m. "શૈવલિની" વાંચ્યું. શંકાઓ હતી. ત્હેના ઉત્તર દીધા.

એક સ્થળે 'પુરસ્કરણ'માં મ્હેં ભૂલ્ય કરી જણાઇ. 'કાપણી' કાવ્યમાં અંતે 'વસુધાવલ્લભ' એમ વિશેષણ છે તે એદ્રતનું બિરુદ એમ મ્હેં કહ્યું છે પણ 'મેઘ'ને કેમ ના લાગુ પડાય? ઉપાધ્યાયે આ શંકા કાઢી. મ્હારી ભૂલ્ય હશે એમ મ્હને લાગ્યું ને તે સ્થળે નોંધ કરી.

સાન્ટાક્રુઝ—તા. ૧૧-૭-૩૦ : શુક્રવાર.

મિસ્રી બ્રધર્સ—Bagની કળ બદલવાને આપેલી તે લીધી. કળ નવી તથા બે છેડે બટનને બદલે ચાંપો સારી ગોઠવાઈ છે.

આ મોચી પણ ચાલુ politicsની વાત રસથી, જોસથી, કરવા લાગ્યો. કહે-વાઈસરોયે કહ્યું છે કે ગમે તો હમારે રાજ્ય છોડીને ચાલ્યા જવું કે લોકોના બળવાને દબાવવો.

મ્હેં કહ્યું-"બધું ચાર છ માસમાં શમશે-ને નેતાઓને મસલહત માટે બોલાવ્યા છે ને." તે કહે-"એ બધા પારકે પૈસે મઝા કરનારા! હેમણે જવું જ ના જોઇયે; કહેવું જોઇયે કે ગાંધીજી વિના હમે નહિ આવિયે." ૭. ૪.

શું spirit! ગાંધી જાદૂગર છે!

સાન્ટાક્રુઝ—તા. ૧૭-૭-૩૦ : ગુરુવાર : કાગળ લખ્યા : પંડિત બ્હેચરદાસ ( અમદાવાદ ).

मुग्धावबोधऔक्तिकम्ના કર્તાનું નામ અંતિમ શ્લોકમાં અનુક્ત રાખેલું છે. હ. હ. ધ્રુવની editionમાં देवसुंदरगुरुक्रमरेणुः એમ છે અને જૈન ગ્રંથાવલિમાં કર્તાનું નામ कुलमंडन છે. તે શા આધારે હશે? કોઈ હસ્તપ્રતમાં છે? છે તો કઇમાં? ઉત્તર લખી ઉપકૃત કરશો.

સાન્ટાક્રુઝ—તા. ૨૬-૭-૩૦ : શનિવાર. કાગળ આવ્યા : પંડિત બહેચરદાસ (અમદાવાદ).

જવાબ (a) મુગ્ધાવ ઔ. બા. લખે છે કે પાટણના ભંડાર દીવાળી પછી ઊઘાડી સકાશે. તેથી હમણાં એ પુસ્તક જોવાને આપી નહિ સકે.

સાન્ટાક્રુઝ—તા. ૧લી ઑગસ્ટ ૧૯૩૦ : શુક્રવાર.

ત્રણ વાગ્યા પછી આચાર્ય તથા ઉપાધ્યાય આવ્યા; હમેશ પ્રા. 'નૂપુરઝંકાર'નું વાચન ચાલ્યું. 'અવતરણ' કાવ્યને અંગે મ્હેં એક critical note તૈયાર કરેલી સમઝાવી. કવિત દેવી છે, સંગીત દેવી નથી; છતાં સંગીતપોષિત કવિતા છે; કવિતાને સંગીત જોડે સંબન્ધ; સંગીત તે આત્મા ને કવિતપદ તે શરીર એ બા. બ. ક. ઠા. જોડે થયેલો વાદ વંચાવ્યો–ઇ. ઇ.

સાન્ટાક્રુઝ—તા. ૪-૮-૩૦ : સોમવાર.

પ્રો. શેખે એક interesting પ્રશ્ન કર્યો. ફારસીમાં दीबाचो= preface અને વસ્તુતઃ-પાલવ. સાડીનો પાલવ છેલ્લો ગણાય છે કે કેમ?-પ્રસ્તાવના વસ્તુતઃ છેલ્લી લખાય છે-(મૂકાય પ્હેલી છતાં).

કાગળ આવ્યા ;

પંડિત બહેચરદાસ (અમદાવાદ).

વડોદરાની libraryમાં मुग्धावबोध औक्तिक ની પ્રત છે ત્હેને અંતે નીચે પ્રમાણે શ્લોક છેઃ—

लक्षणप्रवचनांबुधिबिन्दुः
बिन्दुबाणकृतभूमितवर्षे ।
उक्तिक व्यधित मुग्धकृते श्री·
देवसुन्दरगुरुक्रमरेणुः ॥
इति कुलमंडनसूरिकृत॥ इति उक्तिक ॥

સાન્ટાક્રુઝ—તા. ૬-૮-૩૦ : બુધવાર. કાગળ લખ્યા : પંડિત બહેચરદાસ (અમદાવાદ).

જવાબ (a) મુગ્ધાવબોધ ઔક્તિકના અંતિમ શ્લોકમાં કર્તાનું નામ અનુક્ત છે. પછીના વાક્યમાં કુલમંડન સુરિકૃત એમ છે. તે સંશય ઉત્પન્ન કરે છે; ∴ (કારણ કે) પૂર્વગત ભાગ જોડે અશ્લિષ્ટ તથા વિશેષયુક્ત કાંઇક છે. એ હાથપ્રતની લખ્યા સાલ શી હશે તે જાણ્યાથી કંઈ પ્રકાશ પડે.

(b) કોશમાં શબ્દોની વ્યુત્પત્તિ આપવા માટે શો ક્રમ રાખવો તે પૂછો છો તેહેનાં ઉત્તરમાં સૂચવું છું કેઃ—

(1) तत्सम શબ્દોની વ્યુત્પત્તિ આપવાની જરૂર નથી; અપવાદ તરીકે કેટલાકની આપવી—ઉદા. दंपती–વે. दमः ઘર,+पति (પતી દ્વિવચન)=ઘરનાં બે (સંયુક્ત) માલિક; अतिथि अत् ઉપરથી; अ+तिथि એ કૃત્રિમ વ્યુત્પત્તિ તજવી.

(2) तत्सम+तद्भव અર્થાત્ મિશ્ર શબ્દો–आपघात–જેવા માટે આવની વ્યુત્પત્તિ આપવી ઇષ્ટ છે.

(3) तद्भव માટે—

સં. પછી પ્રા. પછી અપ. એમ વિકાસક્રમ બતાવવો ઇષ્ટ છે. ઉદા.

પાનું–पर्णकं–पण्णअं–पण्णउ–પન્નઉં–પાનું.

હાથો–हस्तक.–हत्थओ–हत्थउ–હાથો.

તમે સહજ આ સર્વ સાધી શકશો. આ વિષયમાં મ્હારા કરતાં ત્હમારો વિશેષ પ્રવેશ છે તેમજ પ્રભુત્વ છે.

× × ×

"કૌમુદી" નવું જોયું. હેમાં આણંદશંકરનું ચર્ચાપત્ર છે. મ. ન. દ્વિ.ના જીવનચરિત્ર માટે સામગ્રી સં. લેખ લખનારે લખ્યું હશે કે આ. કને મ. ન. દ્વિ.ની આત્મકથા છે તે પ્રસિદ્ધ કરતા કેમ નથી. તે માટે ઉત્તર છે કે એ આત્મકથાથી પ્રજાને કાંઈ લાભ થાય એમ નથી, ઇ. ઇ. છતાં લોકોની જિજ્ઞાસા છે–તો હું એ શોધી કાઢીશ, ને ટાળવાનો ભાગ ટાળીશ, તે પછી પ્રસિદ્ધ કરું તો કરું.

સાન્ટાક્રુઝ—તા. ૯-૮-૩૦ : શનિવાર.

આજે આવેલા Indian Messengerમાં પ્રથમ કાવ્ય (Spiritual Life વિભાગમાં) Mrs. Barbauldનું સુન્દર લાગવાથી સુશીલાને વાંચી સમઝાવ્યું. સુ. ક્હેઃ આ જ મતલબનું નલિનનું કાવ્ય એક છે; કરીને હેનો ગુટકો કાઢી લાવી. ત્હેમાં હતું. ભાષાન્તર ઉત્તમ થયેલું લાગ્યું–ગુટકાના Side pocketમાં કાગળિયોમાંથી અસલ કાવ્ય જડયું. ત્હેમાં આરમ્ભની ચાર પંક્તિયો જે Messengerમાં નથી તે–હતી. આ કાઢી લીધાં. રાત્રે સાઢા અગિયાર સુધી કામ કર્યું.

પેલું નલિનનું કાવ્ય અને મૂળ અંગ્રેજી–બેની નકલો કરી 'વસન્ત' માટે આણંદશંકરને મોકલવાનો પત્ર લખ્યો. મૂળ અંગ્રેજી પણ દાખલ કરવાની જરૂર લખી.

સાન્ટાક્રુઝ—તા. ૫-૯-૩૦ : શુક્રવાર.

લલ્લુભાઇ આવ્યા. ગગન-સૌદામિની એ આશરે વરસ ઉપર 'ગરબી' વિશે કે 'ગરબા' વિશે Modern Reviewમાં લેખ લખેલો–તે ઉપરથી કોઈક 'ગરબા'ની વ્યુત્પત્તિ કાઢી કે गर्भ હોય તે વખત ગાવાનાં ગીત–આ વાત રામાનંદ સાથે થતાં એ પણ ક્હે–કે એ વ્યુત્પત્તિ ખરી છે. પણ લલ્લુભાઈએ કહ્યું–ત્હમે દિવેટિયાને ઓળખો છો? પ્રો. છે. તો ક્હે–હા, ઓળખું છું. લ. ક્હે–હું હેમને પૂછી જોઈશ.

આ ઉપરથી મ્હેં Guj. L. & L. IIમાંનું પ્ર. વાંચી સંભળાવ્યું. गर्भदीप ઇ. કહ્યું. હેમના મનમાં પણ ઊતર્યું.

સાન્ટાક્રુઝ—તા. ૬-૯-૩૦ : શનિવાર.

મનહરરામ, શાન્તિબ્હેન, પ્રીતમિલ્લા, બેબી (માલતી), બાબુ (સતીશ), ને સમીર–આખું કુટુમ્બ આવ્યાં.

(a) ગગન-સૌદામિનીના 'ગરબા' વિશેના લેખને વિશે ચર્ચા કરી-પ્રશ્ન પૂછ્યા :—

(૧) ગરબો માથે લઈને બૈરાં ફરે છે ?

મનહરરામ કહે કદી જાણ્યું નથી. માત્ર કાઠિયાવાડમાં છોકરીઓ માથે લઈને ઘેર ઘેર ગાતી તાળી પાડતી જાય છે-તેલ ઉઘરાવવા-તે જૂદી વાત.

સાન્ટાક્રુઝ—તા. ૮–૯–૩૦ : સોમવાર.

રહવારે સાઢા સાતેક વાગ્યે રામભાઈ આવ્યા. (a) 'ગરબા' વિશે લેખ લગભગ પૂર્ણો લખેલો છે મ્હેં—તે વિશે પ્રશ્નો બે પૂછીને ખુલાસા મેળવ્યા :—

(૧) ઢોલક ગરબામાં વગાડાય છે–ફરતાં બૈરાંની વચ્ચે એક બાઈ ઢોલક વગાડે બેશીને–આમ કાઠિયાવાડમાં છે.

(૨) ગરબા માથે લઈને ગરબે ફરવાનું કહિં જાણ્યું નથી.

(૩) ગરબામાં પગની ઠેસ મારીને તાલ આપવાનો રિવાજ કાઠિયાવાડમાં જુના વખતથી છે. ઈ. ઇ.

સાન્ટાક્રુઝ—તા. ૯–૯–૩૦ મંગળવાર : કાગળ લખ્યાઃ કવિ દયાશંકર (ખંભાત)

આજ પત્ર લખવાને જાગ્યો છું તે કારણ લખ્યું. 'ગરબો' માથે લઈને ગરબે ફરવા સં. કાન્તિ કહે કે ખંભાતમાં હેંશે દીઠું છે –તો તે માટે કવિને પૂછ્યું–ત્હમે શું જાણ્યું છે.

સાન્ટાક્રુઝ—તા. ૧૨–૯–૩૦ : શુક્રવાર.

પૂર્ણા નવેક વાગ્યે રામભાઈ તથા ત્રિવિક્રમતીર્થ સ્વામી આવ્યા. વરંડામાં જ બેશીને વાતો કરી. અડધોએક કલાક વાતો કરી; વિવિધ વિષય ઉપર. સુશીલાને જણાયું કે સ્વામીજી પાકા અનુભવી છે. (પગમાં સ્લિપર પ્હેરેલાં હતાં). મુનશીનાં ગુજરાતી નાટકો ઈ. થી પુરા વાકેફ છે. મુનશીએ ઋષિયોને બહુ મચડ્યા છે–અરુન્ધતી ને વસિષ્ઠ, અને ઓર્વ ઈ. ના દાખલા આપ્યા. હેનાં નાટકોમાંથી. આજ સ્વામી સૂરત જવાના છે.–યુધિષ્ઠિરને લઈને–હેના દાદાનાં કેટલાંક પ્રાચીન પુસ્તકો જાણવા જેવાં મળે તો લેવાને. પાછા અહિં આવી જશે.

સાન્ટાક્રુઝ—તા. ૧૩-૯-૩૦ : શનિવાર.

(a) ગરબા માથે લઈને ગરબામાં ફરવા સં. મુદ્રિકાએ મહત્ત્વની માહિતી આપી. અમદાવાદના લેઉઆ કણબીના ગરબામાં એ રિવાજ છે. હેણે ન્હાનપણમાં નજરે દીઠેલું. નાગરમાં તો નથી જ.

કાગળ લખ્યા : કવિ દયાશંકર (ખંભાત) કાર્ડ.

એક પ્રશ્ન પૂછવો રહી ગયો. સૌમરિ નો કોશ કહિં જાણ્યો છે? અમરકોશની એક edition ના સં૦ ઉપોદ્‌ઘાતમાં ૨૬ કોશ ગણાવ્યા છે. ત્હેમાં સાભરિ નથી.

સાન્ટાક્રુઝ—તા. ૧૫-૯-૩૦ : સોમવાર.

Secretariat. સંજાણા-મળ્યા. વાતચીતો. બે દ્હાડા ઉપરનો National Flag વિશેનો 2nd leader T. of I. માં સંજાણાનો જ હતો તે હમારો તર્ક ખરો છે! હેણે કબૂલ કર્યું.

(c) કરાંચીમાં એકવાર એક Hair Cutting Saloon નું પાટિયું સંજાણાએ વાંચેલું તે ઉપર આમ હતું :

केशवपनमन्दिर याने क्षौरकर्मकार्यालय. રમુજ માટે લખી રાખેલું.

હું ઊઠ્યો. પૂછ્યું : चौरकर्मकार्यालय હોય છે કે? પછી passage માં ગયો. અડધે રસ્તે જોયું કે છત્રી હું લાવ્યો ન હોતો ને હાથમાં છત્રી! સંજાણાની પાસે ગયો. કહ્યું : चौरकर्मकार्यालयમાં શિક્ષણ મ્હેં લીધેલું લાગે છે તેથી હેનો અમલ આ કર્યો—આ ત્હમારી છત્રી!

× × ×

ખારથી મુંબાઈ જતે-છોટુભાઈ કોરા જોડે વાતો-(a) આમોદમાં શું કરી આવ્યા? મ્હેં પૂછ્યું. હેમણે હકીકત કહી.

સ્વદેશીના પ્રચારનું કર્યું. મુદ્રિકાએ ચાર ભાષણો કર્યાં. પ્રથમનામાં જરાક સભાક્ષોભ-થયો'તો. પછીનામાં નહિ. એક-ભાષણ તો બરાબર એક કલાક સુધી કર્યું, ને બહુ સરસ કર્યું. Political extremists ને તો ન ગમે હેવી વિચારણા. Social ને religious

સુધારાની જરૂર; હાલના politically agitation માંથી સદુપયોગ થાય હેતું લઈ લેવું ઇ.ઇ. કહ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૧૬-૯-૨૦ : મંગળવાર.

High Court :-Lift ચાલુ હતી. વકીલની રૂમમાં ગયો. હરસિદ્દભાઈના મેજ આગળ પ્રહ્‌લાદભાઈ તથા આણંદશંકર બેઠા'તા.

(c) "રમણભાઇ કવિ"એ મ્હારો લેખ હીરાલાલ ત્રિ. પારેખ કનેથી પાછો મગાવવો પડયો તે કથા મ્હેં કહી, તો કહે—લાવો હમને, 'વસન્ત' માટે આપો. હમારે જરૂર છે. મ્હેં કબૂલ કર્યું.

(III) મણિશંકર ભટ્ટનું "સાગર અને શશી"—તે *Mathew* Arnold ના Doever Beach કાવ્યમાંથી કાંઈક પ્રેરાયલું છે, એમ આણંદશંકરે એક વાર કહેલું, તે આજ પાછું મ્હને સંભાયું. કહે —હમે તે જોયું જણાતું નથી—મ્હારી કનેથી M. Arnoldનાં poems કાઢીને એ કાવ્ય જોયું. મ્હને કહે; હમે વાંચી સંભળાવો, હમારી વાંચવાની મધુર રીત સરસ છે.

મ્હેં વાંચ્યું. પ્રથમની ત્રણ પંક્તિમાં બહુ જ આણું બીજ જણાયું. આણંદશંકરે પણ કબૂલ કર્યું કે આણું જ છે.

સાન્ટાક્રુઝ—તા. ૧૭-૯-૨૦ : બુધવાર : કાગળ આવ્યા: કવિ દયાશંકર (ખંભાત)

જવાબ.

(a) ગરબા માથે લઈને ફરવાનો રિવાજ છે. (પણ વાંકા વળીને તાળી પાડીને પણ ?-સમજાતું નથી.)

(b) સૌભરિ કોશનું નામ નથી, પણ એ માણસના એકાક્ષરી અને દ્વ્યક્ષરી કોશનાં નામ નિ. સા.માં પ્રગટ થયેલ એક પુસ્તકમાં છે, "અપ્રાપ્ત કોશ"ની યાદીમાં ઇ. ઇ.

× × ×

કાગળ લખ્યા: Editor M. Review

'Garaba' વિશે મ્હારો લેખ–Covering letter સાથે.

**સાન્ટાક્રુઝ**—તા. ૨૫–૯–૩૦ : ગુરુવાર : "ભાર્ગવના ફુવારા" તો હમે ચર્ચેલું જ. રામભાઈ કહે; ઘણાં વર્ષ ઉપર શ્રરજી વલ્લભદાસને ઘેર રામભાઈ કામસર ગયેલા ત્ય્હાં ન્હાનાલાલ મળેલા હેમને 'ભાર્ગવ'ની ભૂલ બતાવી'તી–તે પછી "ભર્ગતણા" એમ સુધાર્યું છે.

**સાન્ટાક્રુઝ**—તા. ૫–૧૧–૩૦ : બુધવાર : કાગળ આવ્યા: લવંગી (મોલમીન).

( તા. ૨૯ મીએ ) કુશળ વર્તમાન. મુદ્રિકા જેલમાં જવાને તૈયાર થાય છે-તે સંબન્ધે લવંગી મુદ્રિકાની તરફની જ થાય છે! સત્યાગ્રહ એ ઇષ્ટ વસ્તુ છે એમ લવંગી માને છે એમ લાગે છે. બહુ લાંબું લખ્યું છે.

**સાન્ટાક્રુઝ**—તા. ૯–૧૧–૩૦ : રવિવાર : સ્હવારે નવેક વાગે બેટાઇ આવ્યા-કલાકેક બેઠા-પુષ્કળ વાતો થઈ.

(૨) રામનારાયણ પાઠક—કાંઈક ભાષણ કરવા માટે પકડાયા છે.

મ્હેં કહ્યું : હાવો ઉત્તમ વિદ્વાન, સાહિત્યકાર હામાં પડવાથી સાહિત્યસંસારને હાનિ જ થાય.

**સાન્ટાક્રુઝ**—તા. ૧૧–૧૧–૩૦ : મંગળવાર.

V. T. Station નીચે એક જૈન છોકરો કહે : સામાન કાંઈ ગાડીમાં ચઢાવવો છે?–મ્હેં હેને કહ્યું : મજૂરો નંબરવાળા શિવાય બીજાથી શી રીતે ચઢાવાય? ને હું તો બીજે કામે આવ્યો છું. હેની કરુણ કથા કહી : કાપડ બજારમાં નોકર હતો. શેઠે રજા આપી. હવે ખાવાને સાંસા છે. દેશમાં મા વગેરે છે. મદદ મોકલે એમ નથી. તેથી મજૂરી સોધવા આવ્યો છું.–છાપાં વેંચીને કમાવાનું કહ્યું. કોઇ એ રૂપિયા ધીરતું નથી, ઇ.

મ્હેં રૂ. ૨ આપ્યા. કહ્યું College માં મ્હને પાછો મળજે સ્હડાત્રણે ને છાપાં શાં વેંચ્યા તે કહેજે.

મ્હારું નામઠામ હેને લખી આપ્યું છે. આ genuine case હશે કે કેમ તે પ્રભુ જાણે. મ્હેં તો રૂ. ૨ આપ્યા. ધર્માદા ગણીને જ.

હેને આંખ્યમાં ઝળઝળિયાં આવ્યાં–રોક્યાં.

સાન્ટાક્રુઝ—તા. ૧૪–૧૧–૩૦ : શુક્રવાર.

દા. છાયાના ઘરબાજૂની ગલીમાંથી બે ગુજરાતીઓ સ્ટેશન તરફ ઝડપથી જતા મળ્યા. મ્હેં Hat પ્હેરી'તી. ધોતિયું પ્હેરેલું હતું. તે જોઈ–હું ઓળખું નહિં કરું નહિ–એક બોલ્યો–"ભાઈ! Hat હવે કાઢો; ધોતિયું છે ને." મ્હારા સ્હામું જોયા વિના બોલીને ચાલતા થયા.

મ્હને લાગ ન મળ્યો–નહિં તો હેમને–બંનેને–જરાક થોભાવીને કહેત–"ભાઇ! Hat ને ઠેકાણે Hat પ્હેરાય, ને ધોતિયાને ઠેકાણે ધોતિયું પ્હેરાય. માફ કરજો. પણ આ Hat તો સ્વદેશી છે. ને ધોતિયાં સાથે હું પ્હેરું ત્હેમાં ત્હમારું શું ગયું?"

સાન્ટાક્રુઝ—તા૦ ૧૬–૧૧–૩૦ : રવિવાર.

સ્હવારે નવેક વાગ્યા પછી–લગભગ દસ વાગ્યે–હું બેઠો બેઠો લખતો હતો ત્હાં અંજારિયા આવ્યા! મ્હોં ઉપરથી જ લાગ્યું. બોલ્યા : અત્યારે એ પકડાયાં. (મુદ્રિકા પકડાઇ.) વાંદરા lock-up માં જઇને અહિં આવ્યા.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૯–૧૧–૩૦ : બુધવાર : કાગળ લખ્યા : 'પ્રજાબન્ધુ'ના તંત્રી (અમદાવાદ).

ચર્ચાપત્ર 'રાખેંગાર અને રાણકદેવી' વિશે (ગયા 'પ્રજાબન્ધુ'માં 'સાહિત્ય ચર્ચા'માં એક passage માં બ. ક. ઠાકોરની શંકાનો ઉલ્લેખ હતો તે વિશે). બ. ક. ઠા. ની શંકા કે–રા'ખેંગાર મરે જુનાગઢમાં ને રાણક સતી–થાય વઢવાણમાં–એ કેમ સંભવે? માટે બે રા'ખેંગાર અને બે રાણકદેવી એમ હશે.

તે વિશે સમાધાન સૂચવ્યું છે અને 'રાણુકદેવીના દુહા' નામનો મ્હારો લેખ ૧૯૬૯ ના શ્રાવણના 'વસન્ત'માં છે તે વિશે હવાલો આપી–નવી શંકા–(એ લેખમાંની જ) સૂચવી છેઃ—

नइ जिम नवा प्रवाह नव घण विण आवइ नहि।

એ પંક્તિમાં 'નવઘણ' શબ્દ ઉપર શ્લેષ હશે? કેમકે 'પ્રબન્ધ ચિન્તામણિ'માં નવઘણ રાણા ઉપર ચઢાઈ, હેનો વધ. ઇ. ઉપોદ્દ્ઘાત આગળ છે તે પછી પાંચ દુહા અપભ્રંશમાં આપ્યા છે હેમાં ખંગાર રાજાનું નામ બે વાર આપ્યું છે–તો ખેંગાર તે નવઘણનો દીકરો કે બંને એક જણનાં જ નામ?–એ શંકાને શંકા-દશામાં રાખવી પડશે. આ શંકા મ્હારા એ લેખમાંની જ ફરી રજૂ ૧૭ વર્ષે કરી (ફરીથી).

સાન્ટાક્રુઝ—તા૦—૨૧-૧૧-૩૦ : શુક્રવાર : કાગળ લખ્યા : દયાશંકર કવિ (ખંભાત)-કાર્ડ.

अपभ्रष्टशब्दप्रकाश નામનો એક ગ્રંથ છે હેમાં બાપ શબ્દ वप्रः ઉપરથી કાઢેલ છે–ને હેમચન્દ્રના કોશનું પ્રમાણ આપ્યું છે. वप्रः प्राकाररोधसोः। क्षेत्रे ताते चये रेणौ।

આ વચન અભિધાન ચિ૦માં જડતું નથી. વપ્રના બીજા અર્થ છે. તાત નથી આપ્યો. તો હેમચન્દ્રનો બીજો કોઈ કોશ છે?

સાન્ટાક્રુઝ—તા૦ ૨૫-૧૧-૩૦ : મંગળવાર : કાગળ આવ્યા : દયાશંકર કવિ (ખંભાત)-કાર્ડ.

જવાબ. वप्रः प्राकाररोधसोः। क्षेत्रे ताते चये रेणौ। એ પંક્તિ અમરકોશની ટીકામાં 'इति हैमः' કરીને છે. બીજા કોશો હેમણે ઉથલાવ્યા. वप्र=બાપ જડતું નથી. ઇ.

સાન્ટાક્રુઝ—તા૦ ૯-૧૨-૩૦ : મંગળવાર. : ગજેન્દ્રગડકરની રૂમમાં—મળ્યા.

(c) મરાઠીમાં अडीच (૨½) છે હેમાં च ક્યહાંથી આવ્યો? પૂછ્યું. તો કહે ખબર નથી. अर्ध+द्वितीय હોય?–કોણ જાણે. . .

સાન્ટાક્રુઝ—તા૦ ૧૬-૧૨-૩૦ : મંગળવાર.

રહવારે નવ વાગ્યે-હીંડતો-રામભાઇને ઘેર-મળ્યા.

(a) આજના T. of I. માં Derivations. વિશે મ્હારા ચર્ચાપત્રના ઉત્તરમાં એક આવ્યું છે-આતરસુંબાથી ' વિચિત્ર વ્યક્તિ ' તખલ્લુસથી. હેમાં કેટલાંક ચિન્ત્ય વાનાં છે તે ચર્ચ્યાં.

अर्धतृतीय=अर्धं तृतीयं येषाम् બે+ત્રીજું અર્ધ એમ-અઢી છે. એમ કાંઈક વ્યાકરણમાં કે સાહિત્યમાં પ્રયોગ છે એમ રામભાઇએ કહ્યું-સોધી કાઢશે. College-(a) જયન્ત દવેને अर्ध तृतीय સં. પૂછ્યું સં. માં એ પ્રયોગ છે ? Vichitra Vyakti નું ચર્ચાપત્ર T. of I. માં બતાવ્યું. હેને યાદ આવ્યું अर्धपञ्चम=૪½ એમ શ્રીભાષ્યમાં એક quotation માં છે; તે હેની કને text-book હતી હેમાંથી કાઢીને બતાવ્યું. એ મનુસ્મૃતિનું હશે એમ હેણે કહ્યું; જો કે હેનાં index માં તો श्रुतय: નીચે છે.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૮-૧૨-૩૦ : ગુરુવાર.

Hoernle નું Gaudian Grammar હેમાં અઢી, દોઢની વ્યુત્પત્તિયો તેમ જ ઊઠ, ઢોંચા ઇ. ની છે. મ્હારી વિરુદ્ધ બધું જાય છે. પરંતુ-ભૂલ હશે તો કબૂલ કરીશ-પણ હજી ' સંશોધન 'ની જરૂર છે.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૧-૧૨-૩૦ : રવિવાર. મુંબઈ સમાચાર લીધું. લીલા મુનશીનું દોરેલું " નરસિંહરાવ "નું રેખાચિત્ર વાંચ્યું. મ્હારા દોષો, ખરા અને ખોટા (એટલે વક્રદર્શને જોયેલા), તેમ જ ગુણ નોંધ્યા છે. સુશીલાને ન્યાય આપ્યો છે. લવંગીને ન્યાય અને અન્યાય આપ્યાં છે. લંબાણથી નોંધ લેવી અશક્ય છે.

સાન્ટાક્રુઝ—તા૦ ૩૦-૧૨-૩૦ : મંગળવાર.

(a) કમળાશંકર ત્રિવેદી ( સુરતની College વાળા) પંટણી આજે રામભાઇને મળવાને આવ્યા'તા હેમણે ઉલરભાઇનાં ' અભિનયકલા'ના અવલોકનની વાત કરી, કહે :-" નરસિંહરાવભાઇનામાં

-હાવી ક્ષતિયો શી રીતે રહી હશે?"–રામભાઇએ બધું ટૂંકામાં કહ્યું. એ આભાસક્ષતિયો છે તે સકારણ બતાવ્યું એટલે કમળાશંકર કહે–"હા, એ તો અત્યારે સમજાયું. કોઇયે એ બતાવવું જોઇએ. રામભાઇ ચૂપ રહ્યા.

સાન્ટાક્રુઝ—તા૦ ૪–૧–૩૧ : રવિવાર.

(c) લીલા મુનશીનું રેખાચિત્ર કોઇનું "બાદરાયણ" નામથી લખેલું રામભાઇને વાંચવા આપ્યું. "બાદરાયણ" તે વ્યાસ–તેથી ભાનુશંકર વ્યાસે એ નામ ધારણ કર્યું હોય એમ રામભાઇનો તર્ક છે.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૪–૧–૩૧ : બુધવાર : કાગળ આવ્યા : દુર્ગાશંકર કે. શાસ્ત્રી (દાદર) કાર્ડ

(ગઈ કાલે આવેલું–પેટી ઉઘાડતાં આજ દીઠું!)–મનુસ્મૃતિમાં જેમ અર્ધપંચમ છે તેમ–પારસ્કરગૃહ્ય સૂત્રમાં અર્ધષષ્ઠ અને અર્ધસપ્તમ મળે છે; અને વ્યાકરણ મહાભાષ્ય ઉપરના કૈયટના પ્રદીપમાં અર્ધ-તૃતીય છે–એમ શ્રી મોહનલાલ નિર્ભયરામ શાસ્ત્રી કહેતા હતા

સાન્ટાક્રુઝ—તા૦ ૧૯–૧–૩૧ : સોમવાર

University Library–પ્રો. વેલણકર હજી ન્હોતા આવ્યા. હજી ૪ માં પાંચ કમ હતી. હું બેઠો. એ આવ્યા.

(a) Bhagavati સં. મ્હેં પૂછેલા પ્રશ્નોના ખુલાસા વીગતવાર કર્યા. ચર્ચા બંનેએ કરી.

(1) Pischel માંથી બતાવ્યું મ્હને. એ Weber થી જૂદો પડે છે, દિયડ્ઢની બા. માં એ દ્વિકાર્ધમાંથી કાઢે છે.

(૨) ગમે તેમ હોય. પણ I હું માટે અર્ધ–અમુકમ્ એ idiom છોડવી પડશે.

છન્દઃશાસ્ત્ર–ગુજ. છન્દો વિશે ઐતિહાસિક evolution બતાવનાર કોઇ ગ્રન્થ છે? મ્હને પૂછ્યું. મ્હેં કહ્યું મ્હને ખબર નથી. J. B. B. R. A. S. માં હેણે એક ગ્રન્થ edit કરવા માંડ્યો છે તે તરફ મ્હારું લક્ષ ખેંચ્યું.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૪-૧-૩૧ : શુક્રવાર : કાગળ લખ્યા :- Prof. H.D. Velankar (Bombay)

जातिवृत्तसमुच्चय વિશેના ત્હમારા ( J. B. B. R. sના) લેખમાં.

गीति વિશે notes માં છે કે 3rd અને 7th ગણ પાંચ-માત્રિક હોય ને તે માટે હેમચન્દ્રના છન્દોડનુશાસનનું reference આપોછો. હેમ. ના છં. માં જોતાં તો જૂદું જણાયછે. ગીતિમાં તો 5 માત્રાનો ગણ નથી પણ ત્રીજો ગણ પાંચ માત્રાનો, સાતમો ગણ પાંચ માત્રાનો, અને ત્રીજો તથા સાતમો પાંચ માત્રાનો—એમ હોય ત્હેનાં ત્રણેનાં જૂદાં જૂદાં નામ આપ્યાંછે તે આ પ્રમાણે :—

1 7th ગણ of 5 માત્રાs : रिपुच्छन्द

2 3rd „ „ ललिता

3 3rd & th both,, भद्रिका

મ્હને તો આ બધી varieties કેવળ erratic evolutions લાગે છે—∵ they murder the true rhythm of गीति. છતાં એ ભેદ છે તે છે.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૫-૧-૩૧ : રવિવાર : કાગળ આવ્યા.

હેમચન્દ્રના છન્દોડનુશાસનમાંના ગીતિનાં લક્ષણનું reference આપ્યું છે તે વિરહાઙ્કનું નથી. તે તો છં. અનુ.ની ભદ્રિકા છે ૪. મ્હેં લખેલું–તે પોતાનું omission કબૂલ કરે છે. આવતા instalmentમાં સુધારો મુકશે.

T. of I. સ્હવારમાં આવ્યું. ગાંધીજી છૂટયા (8 A. M. વાગ્યે છૂટશે). A. I. C. ની Working Committeeના મેંબરો ૧-૧-૩૦ ને રોજથી હતા તે સર્વે છૂટવાના; unconditionally આમ છે. પરંતુ હેતુ એ છે કે Irwin વાળી યોજના વિશે મસલદત થઇ સકે તે માટે; અને આશા Irwin બતાવે છે કે દમારી

Sincerityના પ્રતિધ્વનિમાં Civil Peace સ્થપાશે. (અર્થાત્ Civil Disobedience બંધ થશે) આ ઉપરાંત A. I. C. W. C. ને ગેરકાયદે ઠરાવી'તી તે પણ રદ થઈ.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૬–૧–૩૧ : સોમવાર.

આ વાંચીને મ્હને ખરો આનન્દ થાય છે, પરંતુ એક ભય રહે છે. ગાંધીજી પોતે એમ તો આગ્રહ નહિં રાખે કે આમ ગણતર જણા જ છૂટે અને મ્હારા અનુયાયીઓ હજી જેલમાં રહે તે મ્હારે ઇષ્ટ નથી. આશા છે કે તેમ નહિં કરે. એ એક પક્ષે હઠીલા છે તેમ બીજે પક્ષે શાણા પણ છે–જોઇયે શું થાય છે તે.

સ્હવારે જયસુખલાલનો ન્હાનકો આવ્યો ને પુસ્તક આપી ગયો : "પૂજારીને પગલે"–હેમણે પ્રગટ કરેલું, 'નનુભાઇને' તા૦ ૨૫–૧–૧૧ એમ લખીને. મ્હેં ઉપકાર કહાવ્યો. શામળદાસ ગાંધીના 'કર્મભૂમિ'માં કકડે કકડે લેખો આવેલા તે સંગ્રહી, પૂરા કરી સુધારીવધારીને આ પ્રગટ કર્યું છે. આ પુસ્તક proscribe થયું છે–હેવું સંદિગ્ધ વિધાન પ્રકાશકનું જણાવે છે.

લખાણ ખરેખરું આકર્ષક અને original શૈલીનું–વિચાર તથા વાણીની શૈલીનું–જણાય છે. વાંચી ગયા પછી વિશેષ ખાતરી થશે.

સાન્ટાક્રુઝ—તા૦ ૩૦–૧–૩૧ : શુક્રવાર : કાગળ આવ્યા : મોહનલાલ દલીચંદ દેસાઈ (મુંબાઈ)

જવાબ. મુંજાલ મંત્રી સં. માહિતી :—

(a) એ કર્ણદેવના રાજ્યમાં અણહિલવાડ પાટણમાં સં. ૧૧૪૬ માં મહા અમાત્ય હતો. નિશ્ચિત વાત છે. પ્રમાણ–હરિભદ્રસૂરિકૃત યોગદૃષ્ટિસમુચ્ચયઃ તાડપત્ર પર લખાયો તેની અંતની પ્રશસ્તિ:—

समाप्तोऽयं योगदृष्टिसमुच्चयः । कृतिः श्वेतभिक्षोराचार्यहरिभद्रस्येति ॥ ॥ संवत् ११४६ कार्तिक सुदि...कर्णदेवकल्याणविजयराज्ये महामात्य-

मुंजालपट्टावस्थिते एवंकाले प्रवर्तमाने इह्व श्रीमदणहिलपाटकाव:.....
(See Peterson : Fifth Report, April 1892–March 1885, Apendix I, Extracts from Palm-leaf mss. preserved at Anahilwad Patan No. 14, P. 29.)

આ પ્રત ૧૯૩૦ ના ઇસ્ટરમાં પાટણમાં ભરાયલા વડોદરા રાજ્ય પાંચમી પુસ્તકાલય પરિષદ્‌ના પ્રદર્શનમાં મો. દ. દેસાઇએ મૂકેલી હતી; ને તે હેમણે જાતે જોઇ હતી.

(b) તે ક્યહાં સુધી મંત્રી રહ્યો હેનું પ્રમાણ ઉપરના સમય ઉપરાંત નથી મળતું.

(c) પ્રબન્ધચિન્તામણિમાં જે વાત આવે છે, (મુંજાલ સં.) તે જ બીજો આધાર.

(d) હરિભદ્રસૂરિકૃત મલ્લીનાથચરિત્ર તથા ચન્દ્રપ્રભસૂરિની મન્ત્રીશ્વરોની વંશાવળી છે. ત્હેમાંથી કાંઇક જડશે. એ બાબત વડોદરાવાળા પંડિત લાલચંદ ભગવાનદાસ કનેથી માહિતી મળશે—ત્હેને પૂછજો.

સાન્ટાક્રુઝ—તા૦ ૯-૨-૩૧ : સોમવાર. Convocation Hall, ૫-૪૦ p. m. વાગ્યે ભાષણ શરૂ કર્યું.

[ "આણુ" કાવ્યના interpretation વખત મ્હેં પૂરુ થતે બતાવ્યું કે આ કાવ્ય subjective નથી, objective છે, છતાં પરલક્ષી કવિયે પણ પાત્ર સાથે ભાવમાં તદ્રૂપ થવું જોઇયે તો જ સફળકૃતિ થાય—અને તેટલે અંશે subjectivity—આત્મલક્ષી અંશ—આવે જ. ]

સાન્ટાક્રુઝ—તા૦ ૧૯-૨-૩૧ : ગુરુવાર.

આણંદશંકર આવ્યા. અચાનક જ ! બનારસથી નીકળાયું ! ત્હાંનાં તોફાનની ત્રાસજનક હકીકત કહી.

(a) આજ મ્હારું ભાષણ છે તેથી રોકાયા છે; કાલે અહિમ્મદ જશે.

Convocation Hall—ભાષણ ૧½ કલાક ચાલ્યું. વખત ગયો તે ખબર ના પડી—ન મ્હને કે ન શ્રોતાઓને. રાણીનાએ આણંદશંકરને ચિઠ્ઠી વચમાં મોકલીને સૂચવ્યું. તેથી આણંદશંકર ઊભા થયા. મ્હારે માટે vote of thanks રજૂ કરતે ચર્ચા વિદ્વત્તાભરી કરી. મ્હારા મતથી એક બે બાબતોમાં જૂદા પડયા—મુખ્ય એ જ કે—હૃદયત્રિપુટીના નાયકનાં ભાવપરિવર્તનોમાં વખતે વખતે આત્મવંચના જેવાં ચતુર્થ પાત્રનાં વચનો મેં કલ્પ્યાં તે વસ્તુતઃ તેમ નહિ—પણ માનવહૃદયના ભાવયુદ્ધના—તુમુલ સ્વરૂપ અને નિર્મળતાના—પ્રકાર. મ્હારા વ્યાખ્યાનની પદ્ધતિ હેમણે વખાણી—માત્ર ચર્ચા નહિં, ચર્ચાને અંતે કાવ્યના અંશોનું ઉદ્ઘાટન અને હેના ધ્વનિ ઇ. ઇ. નું દર્શન કરાવ્યું. આ કાવ્યને મ્હેં Dramatic Lyric કહ્યું—તે આ૦ ને સર્વાંશે સ્વીકાર્ય હતું.

વળી કાવ્યની ગુણપરીક્ષા માટે કવિની યોગ્યતા વિશેષ બતાવીને કહ્યું કે નનુભાઇ કવિ છે ને સાથે કદરદાન છે

(મ્હારા નામ માટે નરસિંહરાવ એક બે વાર કહીને પછી નનુભાઇ જ કહેવા લાગ્યા).

એ વીશેક મિનિટ બોલ્યા.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૦–૨–૩૧ : શુક્રવાર : આણંદશંકર જોડે મોટરમાં વાતો થઈ તે—

ત્રીકમદાસનું ચરિત્ર આજે મળ્યું છે. હેમાં પેલા કાઠિયાવાડીના પત્રમાં મ્હને તથા આ૦ ને નરસિંહ મહેતાના કૃષ્ણદર્શનના ચમત્કારનો ખુલાસો trance ઇ. થી આપવા માટે જડવાદી વાતાવરણની અસરવાળા કહ્યા છે તે પણ હેમણે વાંચ્યું છે. ચર્ચા કરી.

આ૦ કહે-મ્હેં એ રાસદર્શન માટે trance ની કલ્પના મૂકી છે તે ચિત્રના રૂપે નહિં. પણ એમ હોય એ સંભવ પક્ષ મૂક્યો છે. ઇ જરાક ઉભયપક્ષદાક્ષિણ્ય જેવું બોલ્યા.

ટ્રેનમાં બેઠા. ત્હાં આણંદશંકર સ્વસ્થ થયા પછી "હૃદય-ત્રિપુટી"ના અંત ભાગમાં—

જે પ્રેમ એક જ હતો બહુ રંગ ધારી,
તેનો જ આ અસલ રંગ રહ્યો ઝળેળી.

એ પંક્તિયો છે-તે વિશે મ્હેં પરમ દહાડાનાં ભાષણમાં એક critical સામ્ય રજૂ કરેલું તે કહ્યું: ભવભૂતિની પંક્તિયોમાં કરુણ શબ્દને બદલે પ્રણય મૂકીને કહિયે,

एको रसः प्रणय एव निमित्तभेदाद्
भिन्नः पृथक् पृथगिवाश्रयते विवर्तान्

તો આ કલાપીની પંક્તિયોની કલ્પના બરોબર પ્રતિબિમ્બિત થાય. હ. ત્રિ. કાવ્યમાં-ચંચલતા, ચલચિત્તતા, પશ્ચાત્તાપ, પ્રેમપરવશતા ઇ. વિવર્તો છે તે એકરંગી મહાન પ્રેમના જ વિવિધ રંગો છે.–આ. ને આ પ્રકારનું દર્શન ગમ્યું લાગ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૨૪-૨-૩૧ :મંગળવાર: 1 to 2-30p.m. M. A. Class—

(a) "લિરિક"માંની ચર્ચાને અંગે કવિતાની ઉત્પત્તિ emotion માં ખરી વર્ડ્સવર્થને મતે. પરંતુ એ એકદેશીય દર્શન છે. શુદ્ધ narrtive ઇ. કાવ્યનો સંગ્રહ થતો નથી. અવ્યાપ્તિ થાય છે. તે માટે જગન્નાથ પંડિતનું લક્ષણ-रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् એ એ હું સ્વીકારું છું.

સાન્ટાક્રુઝ—તા. ૨-૩-૩૧: સોમવાર : કાગળ આવ્યા. બુદ્ધિપ્રકાશ. (૧૯૩૧).

આ અંકમાં બે લેખ ખાસ ધ્યાન ખેંચે છે—

(a) મૂર્ધન્યતર ડ-ઢ વિશે-માંગરોળવાળા શાસ્ત્રી.

(b) ત્રીકમદાસ ચરિત્ર વિશે હીરાલાલ પારેખનું 'અવલોકન'

(a) માં મ્હારા તરફ સભ્યતાથી અને માનવૃત્તિ રાખીને લખ્યું છે. "જોડણી" વિશેના લેખ ૧૮૮૮ તથા ૧૯૦૫ના હેના જોવામાં

જ ના આવેલા, હેના જન્મ પ્હેલાંના હોય, અને મ્હારી કને માગેલા ત્યારે સા૦ પરિષદ્‌ના report નું reference આપેલું. તે રિપોર્ટ અપ્રાપ્ય છે.

(b) માં નટવરલાલનું ખંડન સારી રીતે કર્યું છે—પર્વત મહેતાને ઘેર નરસિંહ મહેતા ગયેલા તે પ્રસંગની સાલ સં. ૧૫૦૧ નટવરલાલ બતાવે છે. તો એક કવિના કાવ્યમાં તેથી વર્ષો મોડી સાલ છે. આમ ખરી સામગ્રીને અભાવે તર્કો વ્યર્થ છે.-ઇ.

સાન્ટાક્રુઝ—તા૦ ૭–૩–૩૧ : શનિવાર : કાગળ આવ્યા : વિધુ-શેખર ભટ્ટાચાર્ય અને બીજા આઠ જણા (શાન્તિનિકેતન)

છાપેલો પત્ર—૮ મી મે ને દિવસે રવીન્દ્રનાથ ટાગોરને ૭૦ વરસ પૂરાં થશે તે ખાતે celebration કરવું છે–કાંઇ લેખ માગે છે. રવીન્દ્રનાથની કવિતા, દેશસેવા, વિશ્વસેવા વિશે જે લાગે તે લખવું.

સાન્ટાક્રુઝ—તા. ૧૬–૩–૩૧ : સોમવાર. રામભાઇને ઘેર.

ગાંધીજીને મળવા માટે વ્યવસ્થા વિશે બધી વાત મેં કહી. અત્યારે સ્વામી આનંદને મળ્યો ને શું કર્યું ત્યહાં સુધીની.

મ્હારે તો માત્ર જરાક મળવું છે ને એક વાતું કહેવું છે–તે શું તે ત્હમને હમણાં નહિં કહું, સુશીલાને પણ નહિં કહું. એ બધું તે વખત જણાશે.

સુશીલાએ આગ્રહથી પૂછ્યું તેથી મ્હેં હેને કહ્યું. ગીત ને અંતે અન્તિમ શ્લોક यत्र योगेश्वरः कृष्णः ઇ. છે. તે રૂપાન્તર કરીને આમ મૂકીને આપવાનું ધાર્યું છે. यत्र योगेश्वरो गांधी वल्लभः कर्णधारकः । तत्र श्रीर्विजयो etc.

પછી વળી નીચે પ્રમાણે draft કર્યો :—

કરાચીની મહાસભામાં પ્રયાણ કરતા મહાત્માજીને—

मोहनो यत्र नौकेशो वल्लभः कर्णधारकः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

જયહાં મોહન નૌકેશ, કર્ણધારક વલ્લભ;
ત્યહાં શ્રી, જય ત્યહાં, ભૂતિ, નીતિ નિશ્ચલ માનું છું.

આશાવાદી અલ્પાત્મા

સાન્ટાક્રુઝ—તા. ૧૭–૩–૩૧ : મંગળવાર :

ગાંધીજીને આપવાના શ્લોક વિશે વળી શંકા થાયછે: કપતાન અને સુકાની એ બેના અધિકાર ઇ૦નાં સ્વરૂપ શાં? ગાંધીને વલ્લભને કેઈ પદવી યોગ્ય થાય? કુલ મુખ્ય અધિકાર તો કપતાનનો–ને ગાંધી તો ગૂઢચાલક. આ કારણથી પૂર્ણરૂપકનો ત્યાગ કરીને, પ્રથમનો draft જ રાખવો—

यत्र योगेश्वरो गांधी वल्लभः कर्णधारकः ।

એમ મનમાં થાય છે. હજી નિર્ણય ઉપર અવાતું નથી, જોઉં-છું–કાલ્ય સુધી શું સૂઝે છે તે.

સુશીલા તો આમ પૂર્વવત્ ફેરવવાની હા કૂહે છે.

કાગળ લખ્યા : H. D. Velankar (Bombay).

(a) Pischel સં. મ્હારી ભૂલ્ય સુધાર્યા માટે ઉપકાર માન્યો. મ્હેં articleમાં સારા ફેરફાર કર્યા તે લખી મોકલ્યું—વીગતવાર.

(b) ઓવી તે અભગનું પૂર્વરૂપ crude-એ મ્હારા તર્કને ત્હમારી તરફથી પુષ્ટિ મળી તેથી આનંદ થયો. મ્હેં ત્હમારો પત્ર III Lectureમાં વાંચી સંભળાવ્યો હતો. પણ કોઇ નખહ્લુસધારી criticનો લેખ આવ્યો'તો ત્હેમાં લખે છે કે મરાઠી સાહિત્ય (કવિતા)ના ઈતિહાસનું કાઇપણ પુસ્તક જોયું હોત તો એ વાત જણાત–તો હું પૂછું છું કે હેવું કોઈ પુસ્તક ત્હમે જાણ્યું છે? (એ માણસે પુસ્તકનું નામ લખ્યું નથી)–મ્હને લખશો.

રામભાઈને ગાંધીજીને આપવાના શ્લોકના બે draft બતાવ્યા :

(૧) મૂળ યોગેશ્વર વાળો (૨) આજ. સ્હવારે ફેરવેલો. મૂળ જ

ઠીક ગણ્યો. પણ કર્ણધારકને બદલે બીજું કાંઇક વિશેષણ હોય તો ઠીક-વિચાર કરીને સ્હાંજે કહેશે.

સ્હાંજે રામભાઇ આવ્યા-સાઢા પાંચેક વાગ્યે.

(૧) વલ્લમથ ધુરંધરઃ એમ હેમણે સૂચવ્યું. મ્હેં સ્વીકાર્યું.

સાન્ટાક્રુઝ—તા. ૧૮-૩-૩૧ : બુધવાર.

હમે (સુશીલા, હું, પ્રેમલ) ૬-૪૦ a. m. વાગ્યે મોટરમાં ઊપડી પારલા.

ગાંધીજી ૭ વાગ્યે આવ્યા-વચલા ખંડમાં બૈરાં ભરાઈ ગયાં હતાં-બેઠાં હતાં. ગાંધીજી માટે ગાદી તકિયા પાથરેલું ઊંચું લાંબું આસન કર્યું હતું, અર્થાત્ હમારે સ્વતન્ત્ર રૂમમાં મુલાકાત અશક્ય હતી.

થોડીવારે સ્વામી આનંદ આવ્યા. મ્હારો હાથ પકડીને મ્હને ખેંચી દોરી ગયા ને ગાંધીજીની સંમુખ ઊભો કર્યો. સુશીલા ને પાછળ પ્રેમલ મ્હારા કહેવાથી આવ્યાં.

ગાંધીજીને મળ્યો. તબિયત પૂછી (નમસ્કાર કર્યાં પછી) તો કહે-એ તો ચાલે છે તેમ ચાલે છે.

'બ્હેનો' પોતપોતાનું સૂતર આપવા લાગી. વચમાં લાભ મળતે મ્હેં કહ્યું : મ્હારું સૂતર આપું ? કહીને ચિઠ્ઠીવાળું કવર હાથમાં મૂક્યું. જરાક નજર કરી. બીજાં સૂતરો આવતાં કહે: ત્હમારું સૂતર હમણાં જોઉં છું હો.

પ્રેમલને આગળ બોલાવી પ્રણામ કરાવ્યા. હેણે autograph book તથા f. pen ધર્યાં. મ્હેં કહ્યું. "હેનો મનોરથ છે." તરત સહી કરી. પછી એક Jewess જેવી છોકરીએ પોતાની book પ્રેમલ મારફત આપી. હેમાં સહી કરી. એક વૃદ્ધબાઇએ કાગળનો કડકો સહી માટે આપ્યો. પ્રયોજન પૂછ્યું. કહ્યું-પણ સમજાયું નહિં.

મ્હારી ચિઠ્ઠી ઉઘાડીને ગાંધીજીએ વાંચી :—

કરાંચી મહાસભામાં પ્રયાણ કરતા મહાત્માને.

यत्र योगेश्वरो गांधी वल्लभश्च धुरंधरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

જ્યહાં યોગેશ છે ગાંધી, અને ધૂર્ય્ય વલ્લભ,
ત્યહાં શ્રી, જય ત્યહાં, ભૂતિ, નીતિ નિશ્ચલ માનું હું.

આશાવાદી અલ્પાત્મા

સાન્તાક્રુઝ—તા. ૧૮-૩-૩૧.

(આ પાછળ નોંધેલ છતાં છેવટનું રૂપ હોઈ અહિં ફરી નોંધ્યું)
ગાંધીજીને મ્હેં કહ્યું : હામાં કાંઈ મશ્કરી નથી.
સુ. કહે : મનની ખરી લાગણી છે ત્યહાં મશ્કરી ના હોય.
ગાંધીજી વાંચીને કહે : હામાં મ્હારે માટે થોડો વિનોદ તો છે ને?

હું : Serious મનના ઉદ્‌ગાર છે.
ગાંધીજી કહે : વલ્લભભાઈ વાંચીને ખુશ થશે.
હું : એ આવ્યા છે ? તો કહે : આવવાના છે.
હું : તો જરૂર હેમને બતાવજો.

એક નોંધવું રહી ગયું. આ બધી વાત થવાની પૂર્વે જ હું ક્ષણવાર સંમુખ ઊભો અને ગાંધીજીએ મ્હને આગ્રહ કરીને પોતાની થડમાં જગા હતી તે વધારે કરીને મ્હને પ્હરાણે બેસાડ્યો. મ્હેં કહ્યું: અહિં ના હોઉં. છતાં બેસવું પડ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૨૨-૩-૩૧ : રવિવાર.

સ્હવારે કાન્તિ આવ્યો. ઝવેરચંદ મેઘાણીનું એક કાવ્ય-"ફાંસીનો લાડકવાયો-" નામનું 'સૌરાષ્ટ્ર'ના અંકમાં આવેલું મ્હને બતાવ્યું-ગાયું. બહુ જ pathetic અને touching છે. ગાતો મ્હને સાંભળીને સુશીલા અને કાન્તિને પણ આંખમાં આંસુ આવ્યાં —સુશીલા તો ખૂબ રોઈ.

સાન્ટાક્રુઝ—તા. ૩૧-૩-૩૧ : મંગળવાર.

રામનારાયણ પાઠક આવ્યા. કલાકેક બેઠા. બહુબહુ વાતો થઈ–

(a) ગુજ. વ. સો. એ રામનારાયણને ગુજરાતી વ્યાકરણ રચવાનું કામ સોંપ્યું છે. (યોગ્ય માણસ પસંદ કર્યો).

(c) રામનારાયણને આધુનિક સાહિત્ય વિશે ભાષણ ગુજ. વ. સો. તરફથી કરવાં છે. તે માટે મદદ થાય કરીને–'કલાપી'–હૃદયત્રિપુટી વિશેનાં મ્હારાં બે ભાષણોની full notes મ્હારી કને હતી તે આપી. હેમાં એક વાનું ઉમેર્યું :—

(a) 'કલાપી'માં સ્ત્રીપુરુષના સંબન્ધની ભાવના પાશ્ચાત્ય સંસ્કારોમાંથી અંશતઃ હતી. પરંતુ ભોજ્યભોક્તા એ સંબન્ધની ભાવના કાલિદાસાદિક અન્ય કવિઓમાંથી પ્રાપ્ત કરેલી પુષ્ટ થઇ છે–પાશ્ચાત્ય sex literature હાલનું છે ત્હેનું સ્પષ્ટ સ્વરૂપ જૂદું છે.

(d) મેઘાણીનું કાવ્ય–'કોઈનો લાડકવાયો" કિયા અંગ્રેજી મૂળ ઉપરથી છે, Somebody's Darling એ કાવ્ય કો'નું ક્ર્હાં છે, તે રામનારાયણને ખબર નથી. પણ એ માને છે કે માત્ર સૂચિત નહિં પણ બહુ ભાગે adaptation જ છે.

(e) એ કાવ્યમાં બે સ્થળે Bridge of Sighsમાંની કલ્પના તો ખાસ સ્પષ્ટ છે—

(૧) કરજોડામણ કરજો.

(Br. of S.માં Cross her hands humbly over her breast).

(૨) વીખરેલી લટો સંકેલો–Loop up her tresses escaped from the cap–તે મ્હેં બતાવ્યું. રા.એ તરત સ્વીકાર્યું.

(f) "દૈવયાની" કાવ્યમાં રામનારાયણે કરેલા અર્થ મ્હેં ખોટા ગણાવ્યા છે તે હેમને ખબર પડી હશે. મ્હને પૂછ્યું–બતાવો. બતાવ્યા—

(i) પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય.

હેમાં 'રસિકનો પદ' એમ હેમણે લીધું છે. ખરું તો-રસિકનો અગ્રણી (દક્ષિણ પવન)-એ બાલાના પદને નૃત્યમાં પ્રેરે છે, એમ જોઈયે-તરત હેમણે કબૂલ કર્યું કે એ જ ખરો અર્થ છે.

(g) રસિકલાલ પરીખનો લેખ "ટૂંકી વાર્તા" વિશેનો પ્રસ્થાનમાં છે હેમાં મ્હારી remarks લખેલી નજરે પડવાથી જોવાની પરવાનગી માગી. મ્હેં જોવા દીધી મ્હારાં અને આનંદશંકરનાં વચનોમાંથી ઊતારા કૂ કર્યાથી તર્કદોષ થાય છે તે મ્હેં કહ્યું. કાંઈ બોલ્યા નહિ.

(h) કેશવલાલ ધ્રુવના 'હરિશ્ચન્દ્રાખ્યાન'ના editing ઉપર રામનારાયણે સબળ પણ સભ્ય પ્રહાર કર્યો છે તે વિશે વાત હેમણે કાઢી. મ્હેં કહ્યું-scholar છે છતાં un-scholarly પદ્ધતિ કેમ એ વાપરતા હશે તે સમજાતું નથી.

સાન્ટાક્રુઝ—તા. ૧ લી એપ્રિલ ૧૯૩૧, બુધવાર.

સંભાળુની office-વાતોચીતો.

(a) 'જિન્સ' શબ્દ 'કૌમુદી'માં તથા ડોલરરાયમાં sex માટે વપરાવા લાગ્યો છે-તે શું? પૂછ્યું.

સં. કહે-નવો જ ઊપજાવ્યો છે. Dictionaryમાં જોયું. જિન્સ=genus etc. છે, sex નથી.

સાન્ટાક્રુઝ—તા. ૬-૪-૩૧ :સોમવાર : કાગળ આવ્યા : વિનોદિની (અમદાવાદ)-કાર્ડ.

"હમારે તકરાર પડી છે-શમળી કે શમડી? (પક્ષી)-ત્હમને ન્યાયાધીશ નીમ્યા છે, ઇ.

બીજો પ્રશ્ન-'આમ કરે તો, ધૂળ નાંખી" હેમાં ધૂળ નાખવાનું significance શું?

સાન્ટાક્રુઝ—તા. ૭-૪-૩૧ : મંગળવાર : કાગળ લખ્યા : વિનોદિની (અમદાવાદ)

જવાબ.

"કો'ને કો'ને તકરાર છે? પક્ષકારોનાં નામ જણાવ્યા વિના મ્હને (હ્રસ્વ'શિ'વાળો) ન્યાયાધીશ નીમ્યો છે તે ખાતે મ્હારો વાંધો બતાવીને હું ત્હમારા તકરારી પ્રશ્ન વિશે જે જાણું છું તે કહું છું:–

(क) શમળી-(ख) શમડી–બંને શબ્દો પ્રચારમાં છે. કિયો ખરો ને કિયો ખોટો તે, શબ્દની વ્યુત્પત્તિ જાણેલી નથી તેથી, કહેવું અશક્ય છે. પરંતુ વ્યવસ્થા આમ છે; નાગરો (क) કહે છે, ઇતર લોકો (તેમ જ તે લોકોના સહવાસ અને પાસ લાગેલા કોઇક નાગરો પણ) (ख) ઉચ્ચાર કરે છે. મ્હને લાગે છે કે (क) વાળો ઉચ્ચાર મૂળમાં હશે, અને બે કારણોથી (ख) ઉચ્ચાર પ્રગટ થયેલો. કારણ ૧ લું: ळनो ઉચ્ચાર કરતે જીભને બહુ વધારે વાળવી પડે. ૨ જું, ડી એ પ્રત્યય હશે એમ કાંઇક ભાસ થયો હોય–અજ્ઞાત ભાસ.

ટીપ:—શમળી-તે પક્ષી kite માટે આ ચર્ચા છે. શમી નામના ઝાડ માટે નહિં.

બીજહો (શમી) એ ઝાડ માટે શમડો શબ્દ સંભળાય છે ખરો. તે શમી+ડો પ્રત્યય ઉપરથી હોય. અને ઉપરનો ભ્રમ શમડીમાં 'ડ' પ્રત્યયનો તે ઉપરથી થયો હોવાનો સંભવ કાંઇક હશે.

[ ભાનુસુખરામ અને ભરતરામના કોશમાં શમડી શમળી એમ બંને શબ્દ આપ્યા છે. એ કોશ ઘણીવાર ઉપયોગી છે, તેમ ઘણીવાર ભયંકર ભૂલ્યોવાળો પણ છે. તેથી પ્રમાણભૂત કોશમાં હેની ગણના થાય કે કેમ તે શક છે. ઉપયોગી કોશ છે ખરો.]

(૨)

"ધૂળ્ય નાંખી"

'આમ કરે તો ધૂળ્ય નાંખી' (rather આમ ના કરે તો ધૂળ્ય નાંખી)–એ વચનમાં કોઈના ઉપર ધૂળ્ય નાંખવી એ તિરસ્કાર-પ્રદર્શક કૃતિ છે તેથી–હેવો ભાવ દર્શાવવા માટે હશે એ મ્હારો તર્ક છે. [ઢાંકપિછોડો કરવાને માટે 'ધૂળ્યની પોટલી નાંખવી' એ વચન તો જૂદા પ્રકારનું છે; ગંદકી ઉપર ધૂળ્યની પોટલી નાંખે તે ઉપરથી એ થયું હશે. પણ અત્યારે એ અપ્રાસંગિક છે.]

કાગળ આવ્યા : ગુ. વ. સો. સેક્રે. (અમદાવાદ)

"ગુજરાતી સાહિત્યનો રેખાત્મક ઇતિહાસ" જૂદા જૂદા વિદ્વાનોને વિભાગ સોંપીને લખાવવાનું ગુજ. વ. સો. એ ધાર્યું છે તે વિશે અભિપ્રાય માગે છે-યોજનાની વીગત આપી છે અને હેમાં × નિશાની કરેલાં પ્રકરણ લખી આપશો કે કેમ? ને તે માટે પારિતોષિક કેટલું લેશો ?–તે પૂછે છે.

[× નિશાની કોઈ પણ ઠેકાણે કરેલી નથી.] યોજનામાં આઠમાથી ૧૪ મા સૈકા સુધીનું પ્રાચીન ગુજરાતી સાહિત્ય–એમ છે. હું એ સૈકાની ભાષા ગુજરાતી માનતો જ નથી.

કાગળ લખ્યા: ગાંધીજી (અમદાવાદ).

ઉત્તર.

"માન્યવર મહાત્માજી

આપનો તા. ૬–૪–૩૧ નો પત્ર આજ બપોરે મળ્યો. વાંદરાનું સરનામું કરેલું હોવાથી વિલંબથી પ્હોંચ્યો.

આપે મોકલેલી ભજનની પ્રત પણ મળી. આશ્રમભજનાવળીમાં એ મ્હેં જોઈ પણ લીધું.

આજ કેટલોક સમય શ્રમ કરીને એ ભજનનું ભાષાન્તર કર્યું તે આ પત્ર સાથે મોકલ્યું છે. 'પ્રેમલ જ્યોતિ'વાળા ભજનની ખૂબી તો નથી ઊતારી સકાઇ. મ્હેં ઉતાવળ કરીને તો બગાડ્યું નથી–જે'વું છે તે'વું આપને મોકલું છું.

આપની પ્રકૃતિના સમાચારથી કાંઇક ચિન્તા થતી હતી. આશા છે કે હવે ઠેકાણે આવી ગઇ હશે.

"લિ૰ ન. ભો. ના
આદરયુક્ત ભગવત્સ્મરણ."

કાગળ લખ્યા : વિનોદિની (અમદાવાદ).

(પૂરવણીરૂપે લખ્યું)—

ગઇ કાલે રામભાઇને પૂછ્યું તો કહે કાઠિયાવાડમાં હમે સમળા કહિયે છિયે (આકારાન્ત નારીજાતિ).

આ ઉપરથી તર્ક—કેવળ પાંગળો તર્ક—સૂઝે છે કે શ્યામલા (=કાળી) ઉપરથી તો સમળા નહિં થયું હોય?—કાળો રંગ એ પક્ષીનું ખાસ લક્ષણ નથી. છતાં એક આકસ્મિક ચિહ્ન તરીકે નામ પડયું હોય. સંસ્કૃતમાં તો चिल्ल શબ્દ જ છે. ને તે પણ દેશ્ય હશે ખરો, સંસ્કૃત નહિં હોય. હિન્દીમાં—ને તે ઉપરથી શિકારી લોકોમાં (Anglo-Indians વગેરેમાં) चील શબ્દ વપરાય છે એમ યાદ છે. Whitworth Anglo-Indian Dictionary માં કોણ જાણે કેમ એ શબ્દ નથી આપ્યો.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૬-૪-૩૧ : ગુરુવાર : કાગળ આવ્યા : ગાંધીજી (અમદાવાદ)-કાર્ડ.

"સુજ્ઞ ભાઈશ્રી

ત્હમે ઘર બદલ્યું છે તે હું નહોતો જાણતો. તમારી પ્રસાદી મળી છે. તેનો સારૂ આભાર માનું છું. ભજનાવળીમાં બીજું ઉમેરો ભજન છે તેને પણ નવરાશે હાથ ધરશો.

૧૪-૪-૩૧  મોહનદાસના વં. મા."

સાન્ટાક્રુઝ—તા૦ ૧૭-૪-૩૧ : શુક્રવાર : Gujarati Press —નટવરલાલને ચિઠ્ઠી લખી :—

"ત્હમારા કાર્ડને માન આપીને આવ્યો છું." એ આવ્યા.

× × ×

(b) નારીકુંજર—'અનુભવ બિન્દુ'માં છે—ત્હેનો ખુલાસો હેમણે કર્યો : ગોપીઓના નારીકુંજરનું ચિત્ર અસલ પાટણનાં પરોળામાં હતું—તે દૂરથી જોતાં સમષ્ટિરૂપે હાથી દેખાય, છૂટક જોતાં નારીઓ જણાય—ઇ.—આ ખરું હોય તો કોણ જાણે.

(c) અખામાં એક છપ્પામાં ત્રણ મહાપુરુષ ને ચોથો આપ છો' તો ત્રણ ક્યા? મ્હેં કહ્યું—બ્રહ્મા, વિષ્ણુ અને શિવ—હોય. નટવરલાલને કોઈ વેદાંતીએ પંચીકરણને આધારે પિંડબ્રહ્માંડના ત્રણ પુરુષો જણાવ્યા છે તે કહ્યું.

સાન્ટાક્રુઝ—તા૰ ૧૮-૪-૩૧ : શનિવાર : કાગળ લખ્યા :— વિનોદિની (અમદાવાદ). જવાબ.

"ત્હારો આનન્દી પત્ર મળ્યો. એ શૈલીથી ત્હારા 'રસદાર'નું સ્મરણ કાંઇક સાદૃશ્યથી ને કાંઇક ભેદથી—થાય છે. શી રીતે તે ત્હને સમઝાવવાની જરૂર જ ના હોય.

× × ×

"હવે હું મ્હારી તરફનો બે એક બાબત તરફ વિરોધ બતાવું. સાક્ષરશ્રી નરસિંહરાવ દીવેટિયા—આ સંબન્ધે મ્હારે બે વાંધા છે:—

(૧) 'સાક્ષર' એ વિશેષણ ઉપર મ્હને કંટાળો છે. રમણભાઇને પણ હતો. ત્હારા જેવી બુદ્ધિશાળીને કારણ જડી જ સકશે હું તો સાક્ષર શબ્દમાં અજ્ઞાત અપમાન જ માનું છું."

× × ×

સાન્ટાક્રુઝ—તા૰ ૨૭-૪-૩૧ : સોમવાર : રામભાઇ આવ્યા. "પ્રસ્થાન"માં રામનારાયણે પેલા શ્લોકમાં સારો ફેરફાર કર્યો છે—તે બતાવ્યું. वल्लभश्च धुरंधरः ને બદલે वल्लभो यत्र धूर्धरः કર્યાથી यत्र શબ્દનો પૂર્વપદના यत्र જોડે સંવાદ આવે છે. રામભાઇ કહે—ધુરંધર નો રૂઢ અર્થ યૌગિકથી ખશીને થયો છે તે ધૂર્ધરમાં પ્રાપ્ત નથી થતો.

સાન્ટાક્રુઝ—તા૰ ૧ લી મે ૧૯૩૧ : શુક્રવાર : કાગળ આવ્યા : કાકા કાલેલકર (અમદાવાદ).

"સાર્થ જોડણીકોશ"ની પ્રત મોકલવાની સૂચના. એ પ્રયાસ સંબન્ધે ખુલાસો બચાવ, ઇ.—મ્હારો મતભેદ જાણે છે તેથી સંમતિની આશા નથી રાખતા. છતાં સદ્ભાવની અપેક્ષા રાખે છે. (એ કોશ આજ હજી આવ્યો નથી.)

સાન્ટાક્રુઝ—તા૰ ૧૦-૫-૩૧ : રવિવાર : G. S. Rao ને મકાને; મળ્યા. બુઢ્ઢા રાવ વરંડામાં ચ્હા પીતા બેઠા હતા.

(a) આજ 'I. Soc. Reformer માં વિષ્ણુ પરશુરામ શાસ્ત્રીના જીવન વિશે હેના એક સગાએ ભાષણ કરેલું તે છે. તે વિશે para માં લખે છે કે જયકર પ્રમુખ હતા. હેમણે એક હકીકત કહી

તે ઉપરથી એ જૂના સમયમાં પુનર્લગ્ન કરનારને કેવું ખમવું પડતું'તું તે જણાશે. મોરોબા કાન્હોબા નામના પાઠારે પ્રભુ હતા તેણે પુનર્લગ્ન કર્યું. તે જ રાત્રે એ તથા bride બંનેનું કોઈ ખૂન કર્યું. હવે મ્હેં 'વેનચરિત્ર'–દલપતરામના–માં આજ ફરી જોઇને ખાતરી કરી કે–હેમાં Introductory ને અંતિમ પ્રસંગ હેવો મૂકયો છે કે મોરોબા નામે પૂનાના એક ચિતપાવન હતા ત્હેણે પોતાની પુત્રી બાલવિધવા હતી ત્હેને માટે કથા વેનરાજાની કહેવડાવી–અને વિધવા પુત્રીને મનગમતા વર સાથે લગ્ન કરાવ્યું–આ મોરોબા એક જ હશે? જૂદા હશે? કે દલપતરામે કલ્પિત જ રચના ગોઠવી હશે?

આ વિશે બુઢ્ઢા રાવ ૭૫ વરસ ઉપરના છે ને પાઠારે પ્રભુ છે –તે હકીકત કહી સકશે–કરીને હેમને પૂછ્યું. તો કહે : જયકરે કરેલી વાત ભૂલ્યભરેલી છે. ખૂનખૂત થયું નહોતું. લગ્નની રાત્રે પણ નહિં. લગ્ન પછી બે મહિને સગાં વહાલાંના–મોરોબાના પ્રથમ લગ્નના પુત્રથી જ–ત્રાસ પામીને બંને જણાયે કોટે વળગીને બંગલા પાસેના મ્હોટા કૂવામાં પડતું મૂકીને આપઘાત કર્યો હતો–હમે પાડોશમાં–તે વખતે cottage હતી–તે બધું જાણેલું જોયેલું.

સાન્ટાક્રુઝ–તા૦ ૨૨–૫–૩૧ : શુક્રવાર : કાગળ લખ્યા :—

રામભાઇ (મોરબી)

મેના 'કૌમુદી'માં ત્હમારો લેખ આવ્યો છે, ડોલરભાઇનો બચાવ પણ છે. એ બચાવમાં બેત્રણ ઠેકાણે યુક્તિયો છે તે તરફ લક્ષ ખેંચ્યું :—

(a) અભિનવગુપ્તની રસમીમાંસા વિશે 'અભિનયકલા' ગ્રન્થમાં 'નિવેદન' શિવાય અન્યત્ર ઉલ્લેખ નથી–એ આરોપ–ડો૦ નો; રામભાઇનો ઉત્તર : ગ્રન્થમાં બે ઠેકાણે એ ચર્ચાનું દર્શન છે. (પૃ. બતાવી). ડો૦ પોતે ગ્રન્થમાં 'નથી' કહેલું તે ભૂલ્ય કબુલ નથી કરતા–ને નવો આક્ષેપ ઊભો કરે છે–એ વિષયની ચર્ચા પૂરેપૂરી નથી કરી; દ–ના પુસ્તકમાં છે હેની સુંદર ચર્ચા નથી કરી–ઇ.

(b) ભરતનાટ્યશાસ્ત્રની પ્રાચીનતા–આ અંગે ભ. ના. શા. અને નટસૂત્ર બે વચ્ચે ભિન્નતા ઉપર મ્હેં ભાર મૂકેલો છે તે ઉડાવીને–આરોપની પુનરુક્તિ કરે છે–એ સ્પષ્ટ શબ્દોમાં તે બતાવ્યા છતાં.

(c) હાલનાં theatre જેવાં નાટકગૃહો પ્રાચીન સમયમાં હતાં–એમ પોતે 'નાગરિક'માંના અમુક લેખમાં બતાવ્યું છે કહે છે–પરંતુ વસ્તુતઃ તેમ નથી. હાલના જેવાં–એમ નથી જ.

કાગળ લખ્યા : દત્તાત્રેય બા. કાલેલકર (અમદાવાદ)

જવાબ. જોડણી સં. મ્હારા વિચાર જાણો છો–તેમ જ આગાઉ જોડણીકોશ મોકલ્યો તે વખતે વિચાર જણાવેલા તેથી પુનરુક્તિ કરવાની જરૂર નથી. માત્ર એટલું જ ઉમેરું છું કે શાસ્ત્રીય વિષયમાં આમવર્ગને અઘટિત પૂજ્ય સ્થાન આપવું એ રીતિ આશ્ચર્યજનક અને અપૂર્વ છે.

મ્હારા વિચાર જાણો છો છતાં પુસ્તક મોકલીને મ્હને માન આપ્યું તે માટે આભાર માનું છું.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૫-૫-૩૧ : સોમવાર : કાગળ આવ્યા : ઝવેરચંદ મેઘાણી (રાણપુર) બુ. પો.

"Somebody's Darling" એ કાવ્યની typed copy. પત્ર નથી. માત્ર બાજૂ પર પોતાની સહી છે–ગોકુળભાઈએ તત્કાળ કામ કર્યું !

આ કાવ્યની રચનારી Mrs. La Coste છે.

(a) કાવ્ય ખરેખરું સુંદર છે.

(b) C. R. Shah નું અદ્ધરિયું કહેવું ખોટું જ ! Musical Comedy નું song છે–એમ !

હવે ગીતું સ્મરણ ખરું પકડ્યું મોઘમ, છતાં

(c) "કોઈનો લાડકવાયો" કાવ્ય આ કાવ્યનું સંયોજન છે– અનુરણન સુંદર છે.

(d) હેમાં મ્હેં જે Bridge of Sighs માંની છાયાઓ બે ત્રણ ઠેકાણે જોઇ'તી તે માટે ઝ. મેઘાણી જવાબદાર નથી. આ મૂળ અંગ્રેજીમાં જ તે પ્રમાણે છે.

કાગળ લખ્યા : ઝવેરચંદ મેઘાણી (રાણપુર).

"Somebody's Darling" મોકલવા માટે અંતઃકરણથી ઉપકાર માન્યો. (પત્રની નકલ રાખી છે.)

મુખ્ય મુદ્દા :—

(a) એક મિત્રે કહ્યું :—Musical Comedy માંનું ગીત એમાં છે.

લવંગી બ્હેને લખ્યું–તેમ નથી. World War વખત રચાયું છે–સારૂં કાવ્ય છે. ક્યહાં વાંચેલું તે યાદ નથી. આ કારણથી ખાસ જિજ્ઞાસા થઈ.

(b) Bridge of Sighs માંની બે કલ્પનાઓ 'લાડકવાયા'માં છાયારૂપે દીઠી. અપહરણ નહિં જ. હવે મૂળ કાવ્ય જોઉં છું તો હેમાં જ એ બે કલ્પનાઓ છે.

(વીગત બંનેની લખી–પંક્તિયો ઊતારીને).

The Bridge of Sighs માંની કલ્પનાઓ ગૂઢ આશયમાંથી પવનમાં બીજ એક સ્થળેથી બીજે સ્થળે અજ્ઞાતરૂપે જાય છે તેમ ગયેલી જોવાય છે.

સાન્ટાક્રુઝ—તા. ૩૦–૫–૩૧ : શનિવાર : કાગળ આવ્યા. ઝવેરચંદ મેઘાણી (રાણપુર).

જવાબ. મ્હારા પત્ર માટે આભાર માને છે. કારણ: "મ્હારૂં કાવ્ય આપ સરખા કડક અને સહૃદય કવિ-વિવેચકને ગમ્યું, તે ઉપરાંત આપે એ કાવ્યના તુલનાભ્યાસમાં આટલો પરિશ્રમ ઉઠાવ્યો, એ મ્હારા જેવા જુવાનને તો પ્રોત્સાહક વાત થઈ પડી. આપના આખા પત્રમાં એ પ્રોત્સાહક દિલસોજીનો ધ્વનિ છે.

"Bridge of Sighs" મ્હેં વાંચ્યું છે ખરૂં. એની છાપ પણ મ્હારા અંતઃકરણ પર ધાડી પડી છે. પરંતુ આ કાવ્ય લખતી વેળા તો આના જ ભાવો એટલા બધા તલ્લીન કરનારા હતા કે મ્હને Bridge of Sighs યાદ જ નહોતું આવ્યું."

"વાત એવી બનેલી કે સાબરમતી જેલમાં અમે સહુ હતા ત્હારે કોઈ ભાઈ છુટવાના હોય તેની આગલી સાંઝે અમારૂં સ્નેહ-સંમેલન મળતું ને ગીતો–recitation જેવું કાંઈક થતું. એના એક પ્રસંગે મહાત્માજીના પુત્ર શ્રી દેવદાસ ગાંધીએ Royal Reader No. VIમાંથી અસલ ગીત વાંચી સંભળાવેલું તે પરથી મને સ્ફુરેલું ને બહુ જ દુઃખતી (! Sic) આંખે લગભગ આંખો બંધ રાખીને જ કાગળ ઉપર લખેલું. મને લાગે છે કે પ્રવાહ એટલી સરલતાથી વહ્યો તેનું મોટું કારણ આ મરાઠી સાખીના વૃત્તની પ્રવાહિતા હશે."

"એક વિનન્તિ કરૂં છું 'પ્રસ્થાન'માં છપાયું છે તેમાં ઘણી અક્ષમ્ય અશુદ્ધિઓ રહી ગઇ છે. એક કડીમાં તો ગોટાળો જ થયો. છે. એટલે આપ સૌરાષ્ટ્રવાળો પાઠ જ શુદ્ધ સમજી સંઘરવો હોય તો સંઘરશો."

સાન્ટાક્રુઝ—તા. ૯–૬–૩૧ : મંગળવાર.

(a) ગોકુળભાઇયે કાકુભાઈ જોડે મોકલ્યું :-

(૧) "કોઇનો લાડકવાયો "-કાવ્યની હસ્તલિખિત નકલ (સૌરાષ્ટ્ર ઉપરથી).

(૨) એક slip ઉપર-

Somebody's Darling.

*The New Royal Reader,*

No. IV P. 93.

(ત્હારે મેઘાણીના પત્રમાં VI તે ભૂલ્ય હતી !)

(૩) એ અંગ્રેજી કાવ્ની Summary (R. Reader માંથી જ હશે).

અમેરિકાની Civil War ના વખતનું એ કાવ્ય છે.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૫-૬-૩૧ : ગુરુવાર : મુદ્રિકાને ઘેર-અંજારિયા મળ્યા.

(a) 'અહાલેક' શબ્દ શા ઉપરથી ? અં. એ પૂછ્યું. મ્હેં કહ્યુ-અલખ ઉપરથી. તો કહે-અલક્ષ્ય-અલખ. એ તો ગોવર્ધનરામની કલ્પના માત્ર હતી.

મ્હેં કહ્યું:—અલખ જગાઈ તેરી નગરીમેં, શ્રીકૃષ્ણકો દરશન કરનેકો આયે સદાશિવ ગોકુલમેં-એ પ્રસિદ્ધ પંક્તિ જાણો છો તમે? 'અલખ' શબ્દને મચડીને પ્રક્ષિપ્ત હકારથી બાવાઓ 'અહાલેક' કરી નાંખે છે-મનમાં ઊતર્યું લાગ્યું.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૭-૬-૩૧ : શનિવાર : કાગળ આવ્યા :—

આણંદશંકર (અમદાવાદ).

"I had a very clear impression of what Sir R. G. B. had told me regarding the place of Hindi in our education. However, in the light of your remarks I thought it desirable to assure myself whether the remark made to me by Sir R. G. B. was not a casual one. I accordingly wrote to Dr D. R. Bhandarkar and here is a copy of his reply in writing.

"Yes, my father always held that every Indian should be taught Hindi. He was of opinion that Hindi not only held out much scope for philological research, but was also the fittest language to become a Lingua Franca of India."

P. S. I do not understand why you should wonder ' 'how he could have held such views."

કાગળ સખ્યા :
આણુંદશંકર (અમદાવાદ).
જવાબ :

"Taking Devadatta Bhandarkar's statement at its face value there is an obvious difference between *its implications* and your version as given in the નોંધ in વસન્ત. રાષ્ટ્રભાષા for રાષ્ટ્રિય વ્યવહાર is not the same thing as a Lingua Franca. Again, to say that Hindi is the fittest to become *lingua franca* seems to mean that it is so as compared with *other Indian* vernaculars and nothing beyond that. You will see from this why I wondered."

"P. S. I enclose my pamphlet on 'A Lingua Franca for India' written in 1909 A. D. Clause Fifth at p. 2 thereof will show my position. One thing more: your wording in the નોંધ is likely to lead people to believe that you relied on some written authority re. Sir R. G. B's views. If you had clearly stated how you acquired this knowledge of his views, even I would not have wondered so much."

સાન્ટાક્રુઝ—તા૦૬-૭-૩૧ : સોમવાર : University માં શાહ ઉપર ડોંગરકેરી કને ગયા—થોડીવાર પછી—આઠસે નીચે આવ્યો :

(a) દિ. બ. કે. હ. ધ્રુવ ઠક્કર લેક્ચરો ૨૦ મીથી આપવાના છે. તમે પ્રમુખ થશો ? હેમને તો રોજ જૂદો જૂદો પ્રમુખ જોઇયે છિયે તે ક્યહાંથી મળે ? ઝવેરી ૧૮ મીએ ન્હારગામ જવાના છે.

મ્હારાથી જીનો નહિં ચઢાય. તો કૂહે–Convocation Hall માં રાખીશું. મ્હેં કહ્યું–પ્રથમ ને છેલ્લામાં થાઉં. મ્હને કૂહે—તહમને કાગળ લખીશું.

સાન્ટાક્રુઝ—તા૦ ૨૦-૭-૩૧: સોમવાર: Univ. S. Wing: લેક્ચર હોલમાં ગયા–audience સંખ્યા ૨૦૦ ને ૩૦૦ ની વચ્ચે. કેશવલાલનું ભાષણ સવા કલાક ચાલ્યું.

ભાષણમાં dramatic બોલવાની છટા ઇ. બહુ જ અસ્થાને આવતી'તી. અને વળી ગાવાનો પ્રયત્ન!

(a) આરમ્ભમાં મંગલાચરણ કર્યું.

इदं कविभ्यः पूर्वेभ्यो नमोवाकं प्रशास्महे।

विन्देम देवतां वाणीम् अमृतामात्मनः कलाम् ॥

वाचं ને બદલે वाणीम् શા માટે? ઉલટું ધ્વનન બગડી જાય છે.

(b) વર્ણ,[૧] રૂપ,[૨] માત્રા[૩] અને લય,[૪] એમ ચાર તત્ત્વો છન્દના બંધારણનાં કહ્યાં.

૧=લઘુગુરુના નિયમ વિનાના માત્ર અક્ષરો–Syllables (અનુષ્ટુપ, મનહર, ઇ.માં આવે છે તેવા).

૨= લઘુ ગુરુના નિયત સ્થાનવાળા ("વૃત્ત"માં હોય છે),

૩=માત્રાનિયમ, લઘુગુરુ વિના કેવળ માત્રાસંખ્યા.

૪=દેશીઓમાં જે ઘટના આવે છે તે.

આ ૪ થો વિભાગ 'લયબન્ધ'નો ખરું જોતાં પુનરુક્ત હતો. એ ૩ માં જ આવે. દીર્ઘ હ્રસ્વને ટૂંકા લાંબા ઉચ્ચારની છૂટ તેથી કાંઇ સ્વરૂપ ના બદલાય.

(c) હેમની 'વનવેલી' તો આવી જ! (મ્હેં ખંડન કરેલું તે વ્યર્થ કરીને!)

અને એ ઉદાહરણ બોલી સંભળાવ્યાં તે છટાથી, Acting જેવાં ઉચ્ચારણ–જેથી છન્દનું સ્વરૂપ બતાવવાનું દબાઇ જતું હતું. (આમ બધાં ઉદાહરણોમાં થતું હતું.)

ચર્યું. હું પ્રમુખસ્થાને ચઢ્યો. કેશવલાલના ભાષણમાં આજ classical period ની verse હતી. classical માટે કાવ્યકાળ નામ રાખ્યું હતું.

પ્રાકૃત, અપભ્રંશ, સંસ્કૃત સાહિત્યમાંની છન્દોની નિરીક્ષા કરતે પાછા ભાષાના ઇતિહાસ વગેરેમાં ઊતર્યા ખરા, પણ સંયમથી. જો કે કોઈવાર મર્યાદા તજતા હતા.

પણ મેઘદૂતનો પ્રશ્ન અજબ! રઘુવંશનો કાલિદાસ જૂદો ને મેઘદૂતનો જૂદો! આ માટે દલીલોમાં મુખ્ય ત્રણ:

(a) છન્દનો test.

(b) સમાસપ્રાચુર્ય.

(c) ઉજ્જયિનીનું વર્ણન જાહોજલાલીનું, તે રઘુના કાલિદાસ વખતે નહોતી.

આ ઉપરાંત મેઘને માર્ગ બતાવ્યામાં વિલમ્બપ્રમાણ આવે છે, ઇ. ઇ. હેમણે ૧ કલાક કર્યો.

હું ઊભો થયો-મ્હેં કેશવલાલનાં વખાણ કર્યાં—માત્ર શુષ્ક ભાષાશાસ્ત્રી નથી: કવિ પણ છે; રસિક પણ છે. અમરુ અને ગીતગોવિન્દના અનુવાદક અરસિક સંભવે નહિં—હેમની કવિત્વ-શક્તિને લીધે કલ્પનાશક્તિનો વિનિયોગ બીજાં અન્વેષણમાં પણ કરે છે. હેમની ક્રાન્તદર્શિતાથી ભૂતકાળનું ચિત્ર પ્રત્યક્ષ જોઈ સકે છે-હેના રંગ બતાવે છે ને નવા રંગ પૂરે પણ છે.

પછી મહત્ત્વના મુદ્દા છેડ્યા.

(i) વર્ણ રૂપ, માત્રા અને લય-વિભાગમાં લય તે પુનરુક્ત થાય છે. એ લઘુગુરુની શિથિલતાથી જ દેશી વગેરે બને છે-જો કે રૂપલય પણ કહે છે.

(કેશવલાલે બચાવ વચમાં કર્યો. મ્હેં કહ્યું. ગમે તેમ હો; fundamental divisions સમાન નથી).

(ii) 'વનવેલી' છંદ હેમણે ઘડયો તે ધનાક્ષરી જ છે. હેનું ખોટાપણું મ્હેં ૧૯૨૦માં સા. પરિષદ્‌માં બતાવ્યું ને 'સાહિત્ય'માં લેખ છે.

(iii) કાનૂડો કામણગારો રે. (હેમાં) en passant મ્હેં 'ગાળો' અશુદ્ધ છે તે કહ્યું, એટલે કહે તે તો દયારામને પૂછો! હેણે હેવું લખ્યું શા માટે?

(iv) હેમાં 'કટાવ' છે–આંતરામાં–તેમ "ચાલ્ય વ્હેલી"માં–દિંડી છે તે મ્હેં બતાવ્યું.

(v) દોહરામાં ૪ ચરણ ગણ્યાં–પણ બે દલ જોઇએ તે મ્હેં બતાવ્યું.

(vi) બે પ્રેમાનંદ–ભલે આટલે વર્ષે નાટકો પ્રે'નાં નહિ તે સ્વીકાર્યું! અથવા sarcastic હશે–પણ હું serious સ્વીકાર જ ગણીશ.

(vii) જયદેવે પ્રબંધ તેમ જ શ્લોક લખ્યા તો પ્રેમાનંદ શા માટે દેશી અને શ્લોક ના કરે? આ દલીલની પોકળતા બતાવી.

(viii) પુરુષસૂક્તનો ભવ્ય અને ઉન્નત અર્થ હું તો નહિં કાઢું–Conservative રહીશ. કે.–ત્હમે Conservative છો તે આજ જાણ્યું.

હું: હું ઘણી બાબતમાં Conservative છું

(ix) કુશીલવ ઉપરથી કુશલવ નથી થયું.

ઉત્તર કાંડમાં સંખ્યાબંધ દાખલા છે. ત્હાં કુશલવનો અર્થ bard કે actor નથી થઈ સકતો કુશ અને લવ સંભવે છે; કે:– ઉત્તર કાંડ તો વાલ્મીકિનો નથી. હું–હેમાં શું થયું?

(સેંજાણા વચમાં કહે–ઉત્તરકાણ્ડ ક્ષેપક છે એમ બધા માને છે).

(x) કેવલ–વર્ધિત એ સંજ્ઞાનું પ્રયોજન સમજાતું નથી. હેમણે ખુલાસો કર્યો–રૂપબંધમાં લઘુ તે કેવળ; માત્રાબંધમાં લઘુ–મ.–વળા ત્રીજું જોડકું કાંઇક કાઢ્યું.

(d) કાનુડો કામણગારો' રે-એ ગરબી ગાઈ બતાવી. એ (રે બાદ કરતાં) અમુક છન્દ બને છે તે બતાવવું'તું ત્હેમાં ગાવાનો વ્યર્થ પ્રયાસ—

(e) "તેમાં કામણગાળો' બોલવા °ગારો જોઇયે ત્હાં—

(f) દોહરામાં ૪ ચરણો ગણતા લાગ્યા-વસ્તુતઃ બે દલ જ છે. નહિં તો યતિસ્થાન તે પાદાન્ત બનીને લઘુનો ગુરુ કરવાનું પ્રાપ્ત થતાં દૂષણ આવે.

(આ મ્હેં ગીતિના નિબન્ધમાં બતાવ્યું છે-તે હેમને મતે વ્યર્થ હશે.)

(g) "નવનીત નવલકિશોરે" ૪. વાળો "રોષદર્શિકા સત્યભામા" માંનો શ્લોક પિંગળના ઇતિહાસમાં અજ્ઞાત જ છન્દ છે કહી હેનું નામ 'નવનીત' છંદ પોતે આપ્યું.

(h) અને આ સં. નાટકો રચનારો પ્રેમાનંદ કોઈ જુદો હશે ને આખ્યાનો રચનારો જુદો હશે એમ કલ્પના-પોતાનો આમ મત માનીને (!) રજૂ કરી !—છતાં છેવટે બચાવ કર્યો કે જયદેવે જેમ પ્રબન્ધો અને છન્દો રચ્યા તેમ પ્રેમાનંદ પણ દેશીઓ અને છદો શા માટે ના રચી શકે?

અહિં ઉઘાડો તર્કદોષ છે. પ્રબન્ધો જયદેવના છે તે પ્રેમાનન્દની દેશીઓ જેવા શિથિલ નથી.

(k) લઘુ=કેવલ, ગુરુ=વર્ધિત (લગા=કવા).

સાન્ટાક્રુઝ—તા. ૨૧-૭-૩૧ : મંગળવાર.

UNiv. S. Wing. કે હ. ધ્રુવનું ભાષણ ૧૨ શ્લોક ચાલ્યું. + + પદરચના ( ગુજ. પદરચના )ને ન્હેની મૂકીને પુરુષપ્રકાશના પોતાના અપૂર્વ અર્થદર્શનમાં.

સાન્ટાક્રુઝ—તા. ૨૨-૭-૩૧ : બુધવાર.

Univ. S. Wing : આજનું ભાષણ.

(a) Epic=આખ્યાન—મહાખ્યાન એમ હેમણે નામ પાડ્યું.. (ઠીક નથી લાગતું).

(b) રામાયણ અને મહાભારત એ બેમાંથી કથાભાગો લઇને metreનો અંશ દાબી જ દીધો. કાલે પુરુષસૂક્ત લઈને કર્યું'તું તેમ.

(c) અનુષ્ટુપ-epicsના અને વૈદિક વચ્ચે ભેદ છે-કહ્યો-પણ સ્પષ્ટતાથી બતાવ્યો નહિં-વૈદિકમાં રૂપનું principle નથી નથી epic માં એ પ્રવિષ્ટ થાય છે (શી રીતે તે ઉદાહરણોથી બતાવ્યું નહિં).

(d) રામાયણ અને ભારતની ભાષા તે લોકભાષા હતી-એમ ઠરાવ્યું. (કારણો ના બતાવ્યાં).

(e) વિદુરના કહેલા શ્લોકોમાં અસંસ્કારી ભાષા છે-તે ક્ષેપક નથી એમ ઠરાવ્યું.

(f) હેમાં ધ્વનિ બતાવ્યો કથાના ભાવિનો-તે અપૂર્વ લાગે છે..

(g) રામાયણની કથા કુશીલવો એ ગાઈ'તી એમ મૂળ હતું-તે કુશ અને લવમાં રૂપાન્તર નાટકાદિમાં પામ્યું.

ધરચ તારાપોરવાળાએ પ્રમુખપદેથી આજના ભાષણને બાજૂએ મૂકીને કાલ્યનાને અંગે અવસ્તાની પદ્યરચના વિશે કાંઈક interesting ચર્ચા કરી.

પણ Vedic accent તે pitch accent છે એ વિધાન હેનું ભૂલ્યવાળું હતું. મ્હારા G. L. L. Vol. Iમાં મ્હેં બતાવ્યું છે કે એ mixed હતા.

સાન્ટાક્રુઝ—તા. ૨૩-૭-૩૧ : ગુરૂવાર.

Univ. S. Wing : ભાષણ-આજ તો metre વિશે ચર્ચા મુખ્ય ભાગે હતી. જો કે હેમાં ચિન્ત્યભાગો હતા. તે points મ્હે જૂદાં નોંધ્યાં છે.

સાન્ટાક્રુઝ—તા. ૨૪-૭-૩૧ : શુક્રવાર.

સાડા પાંચ પછી થોડીક જ વારે કેશવલાલનું ભાષણ શરૂ

મ્હેં કહ્યું–એ ભલે પણ હમને તો પાણિનિયે શીખવ્યું છે हृस्वं लघु। संयोगे गुरु। दीर्घं च। તે હમારે બસ છે.

(xi) सुत्त ને કે. હ. सुत ઉપરથી કાઢે છે તે બરાબર નથી. Phonetics પ્રમાણે નથી.

(xii) ઉપેન્દ્રવજ્રા તે ઉપેન્દ્ર + વજ્રા એ કલ્પના કેવળ નિરાધાર છે.

અનુષ્ટુપ + ગાથા–કે. હ. ની કલ્પના જ છે–Jacobiનું જ ખરું છે કે એ અણઘડ ગાથા છે.

∴ હેમાં ૪ ચરણનો ભ્રમજનક અંશ મેળવવામાં બ. ક. ઠા.નું " કૌરવ નૃપનું રાજ્ય "–જેવું થાય. પછી બ. ક. ઠા. એ સોરઠી આર્યા કહી બચાવ કર્યો–ત્હેનું આ છે.

(xiii) એક છન્દનું બીજા છન્દમાં રૂપાન્તર K. H. D. એ બતાવ્યું એ સરસ ગારુડી ખેલ હતો.

(xiv) બધા સુત્ત સાહિત્યમાંથી કે. હ. ખાણમાંથી રત્ન ખોદે તેમ તત્ત્વ સોધી કાઢીને હેને ઘસી ઓપી કાપીકૂપી અગાઉ ઘડેલી વીંટીમાં ચોઠ્ઠું બેસાડવાનું કરે છે.

(xv) આપણને ગુજ. સાહિત્યનાં વ્યાખ્યાન કહીને Prosody નાં ઉત્તમ વ્યાખ્યાન આપ્યાં–ઢેબરાં ખાવા બોલાવીને દૂધપાક પૂરી ખવડાવ્યાં.

( कुशीलव માટેનાં ઉદાહરણો વંચાયાં નહિં. મહત્ત્વની દલીલ, સામાન્ય નામ ઉપરથી વિશેષ નામ ના થાય તે, રહી ગઈ).

(xvi) મેઘદૂતનો કાલિદાસ જૂદો–એ ઉપર મ્હેં થોડા પણ સારા પ્રહાર કર્યા. મુખ્ય—

(a) રઘુવંશ રચી સકે અને ભિન્ન સ્વરૂપ મેઘદૂત ના રચે એ વ્યર્થ. કારણ, એકતો એક કવિ ભિન્ન ભિન્ન સ્વરૂપનાં કાવ્યો શા માટે ના રચે? *Shakespeare* એ નાટકો રચ્યાં, ને *Sonnets*

પણ રચ્યાં, મિલ્ટને Paradise Lost રચ્યું ને Sonnets પણ રચ્યાં.

બીજો કાલિદાસ કોણ એ જાણવાનું બાકી રહે છે.

સાન્ટાક્રુઝ—તા. ૩૦–૭–૩૧ : ગુરુવાર : કાગળ આવ્યા : આણંદશંકર (બનારસ).

જવાબ. મ્હારો પત્ર મળ્યો તે પ્હેલાં થોડી વાર ઉપર જ The Gujarati માં K. H. D.ના પ્રથમ વ્યાખ્યાનનો સાર વાંચ્યો'તો. હેમાં technical શબ્દોના અંગ્રેજી equivalents ના આપ્યાથી (પોતે ઘડી કાઢેલાના) તેમ જ ઉદાહરણો નથી આપ્યાં તેથી સમજવું કઠણ પડ્યું.

ત્હમારા ચર્ચેલા પ્રશ્નો ઉપર વીગતવાર observations પછીથી મોકલીશ ∵ આ પત્ર લખતી વખતે ૧૦૨ તાવ હતો. (કશું serious નથી!)

પણ એક remark લખી છે :—

" Did he not tell you that his rejection of the story of Kuṣa & Lava was borrowed from Hopkins (p. 65, The Great Epics of India), and that your view had the support of Keith! ( see 'Sanskrit Dramas' P. 31 )

સાન્ટાક્રુઝ—તા૦ ૩૧–૭–૩૧ : શુક્રવાર : કાગળ લખ્યા :— Irach I. S. Taraporewala (અંધેરી)

" ગુજરાત અને બંગાળના વૈષ્ણવ કવિયોની સરખામણી " એ વ્યાખ્યાનની નકલ માટે ઉપકાર માન્યો.

વ્યાખ્યાન ખાસ રસ ઉપજાવનારું જણાયું. ક્ષણભર એમ થાય છે કે બંગાળી ભક્તકવિયોનાં કાવ્યો ગુજરાતી કરતાં કવિત્વમાં ચઢી જાય; [illegible] રીતે નવીન રસપ્રદેશ ગુજરાતી સાહિત્ય-

આડીઅવળી વાતો કેટલીક થયા પછી લિપિની હેમની યોજના સંબન્ધી ઉપર ઉપરથી ચર્ચા થઇ. દેવનાગરીથી જે જે અક્ષરોમાં ભેદ બહુ છે તે બદલીને માથા વિનાના દેવનાગરીને મળતા કરવા એ હેમનો પાયારૂપ સિદ્ધાન્ત છે. અમુક અક્ષરો સં. ન્હેં ભ્રમ ટાળવા માટે જૂદા ફેરફાર સૂચવ્યા.

ગોકુળભાઇ ચૂપ બેશી રહ્યા. આજ લિપિની વાત નથી કરવી, બીજી બાબતો પરચૂરણ વાતચીત કરવી—એમ હેમનો આગ્રહ હતો.

લિપિ સં. અંજારિયા, રામભાઇ, તથા હું અહિં મળિયે એમ ગોઠવણ ગોકુળભાઇ કરાવશે. બંનેને પૂછશે.

× × ×

કાગળ આવ્યા : આણંદશંકર (બનારસ)-કાર્ડ

જવાબ

Your parallel of કાવ્યપુરુષ is quite appropriate —except in one particular. While કાવ્યપુરુષ is a creation of fancy, યજ્ઞપુરુષ is a revelation of spiritual imagination. I mean further—કાવ્યપુરુષ does not extend beyond કાવ્ય; યજ્ઞપુરુષ is a Reality of which યજ્ઞ is but a partial manifestation. The object of the Hymn is to spiritualize યજ્ઞ, not to define the geographical extent of the religion of યજ્ઞ *in the manner of a surveyer or census officer.*

2. I am anxious to understand the point about the મેઘદૂત. You are right about it in your second letter. How does Mr. K. suppose that ઉજ્જયિની of 'Raghu' was not in a flourishing condition ?

3. Vidyabahen has asked for your Lecture No. 4 to be inserted in ગ્રન્થ અને ગ્રન્થકારો. I have sent

her the original and requested her to get it translated."

ચિઠ્ઠી લખી : ( રામભાઈ )

આણંદશંકરના આજ આવેલા કાર્ડમાંના (મે. દૂ. વાળા) છેલ્લા વાક્યનો ઊતારો લખીને પૂછ્યું : ત્હમારી નોંધમાંથી કાંઈ પ્રકાશ આ બાબત મળશે ?

હું ધારું છું–'રઘુ'નો કાલિદાસ, સ્વીકારાયલો કાલિદાસ–હેનો સમય K. H. D.એ પોતાની કલ્પનાથી જૂદો જ ઠરાવેલો અને શકલોકોએ ઉજ્જયિનીને પાયમાલ કર્યાનો સમય તો (!) માન્યો હશે ?–સ્પષ્ટ યાદ નથી આવતું.

મે. દૂ. નો કાલિદાસ પાછળના વખતમાં થયો. તે વખતે ઉજ્જ. પાછું જાહોજલાલીમાં આવેલું, એમ વક્તવ્ય હશે ? ત્હમારી નોંધ જોશો ?

ચિઠ્ઠી આવી :- (રામભાઇ)

જવાબ. મેઘદૂતના કાલિદાસ સં. રામભાઈની K. H. D. ના ભાષણની નોંધમાં નીચે પ્રા. મળે છે:—

રઘુકાર કાલિદાસના સમયમાં ઉજ્જયિની નગર શક આક્રમણથી ધ્વસ્તપ્રાય થયું હતું. મેઘદૂતકાર કાલિદાસ (બીજા કાલિદાસ)ના સમયમાં (ઇ. સ. ના ૪ થા સૈકાની આખરે) પુનઃ સમૃદ્ધ થયું.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૩–૮–૩૧ : ગુરુવાર : ગોકુળભાઇ આવીને કાકુભાઇને ઘેર ગયા'તા તે આવ્યા.

(a) રવિવારે સાઢા આઠે લિપિ સુધારાની ચર્ચા અર્થેની બેઠક રખાવી–અંજારિયા, રામભાઇ, હું, મશરૂવાળા.

સાઢા સાત પછી ગોકુળભાઇ આવ્યા.

(a) Palaeography of India મ્હેં Collegeમાંથી આણેલી મશરૂવાળા માટે લઇ જવાને આપી.

રસિકોને માટે ખુલ્લો મુકવાની ત્હમારી આ પ્રવૃત્તિ માટે વધારે ઉપકાર માનવો જોઇયે.

એક ધૃષ્ટતા કરું ?

વ્યાખ્યાનના આરંભમાં Abt Voglerમાંની ૪ પંક્તિયો ઊતારીને ત્હેનું ભાષાન્તર ત્હમે મૂક્યું છે. એ જ પંક્તિયોને વિવર્તલીલા નં. ૨ ના લેખમાં ('વસન્ત'માં જ્ઞાનબાલ સંજ્ઞાથી પ્રકટ કરેલામાં) મ્હેં નીચે પ્રમાણે ભાષાન્તર (વિષમ હરિગીતમાં) મૂક્યું હતું:—

"શોક રહેવો કઠણ છે,
સંશય ઝડપથી ના શમે
સુખદુઃખ ઘટના દાખવી
ઉદ્‌ગાર કથતા સહુ શ્રમે
ધન્ય થોડા મનુજને
પ્રભુ મન્ત્ર ભણતા શ્રવણમાં
બીજા વધાવે તર્કનેઃ-
આપણ રમે છે ગાનમાં."

સાન્તાક્રુઝ—તા૦ ૬-૮-૩૧: સોમવાર.: કાગળ આવ્યાઃ— આણંદશંકર (બનારસ)

(તા૦ ૧લીનો)—લખે છે :—

"I confess I do not understand K's technicalities of Prosody without definitions and explanations or rather illustrations and English equivalents..

"But I may say frankly that his failure to appreciate Megha Data is shocking. The traditional Pandits' opinion has ranked this [illegible] with the [illegible] of Sanskrit poetry and even such a fastidious scholar as Keith concludes his view

of the work with a glowing appreciation. The criticism that it contains unnatural situations is rubbish. I do not know what evidence K. has to adduce in support of his view that in the time of the author of the Raghuvaṁs'a Ujjayinī was not in a flourishing condition. In the canto on Indumatī's Swayaṁvara the poet refers to the country of Avanti and describes its glories ( including the Mahākāla ) just as he does in the Megha Dūta. Unless I have more light on the statement I cannot understand K's point.

"K's view of the Purusha Sukta shows that he does not understand what यज्ञपुरुष means. यज्ञपुरुष is the same as यज्ञ. He is the spirit of the Sacrifice-not the mechanism, but the spirit that is cosmic in its manifestations. The reference in अत्यतिष्ठद् दशाङ्गुलम् is more to the transcendence of spirit and not to the geographical spread of ritualistic practice. What is meant by पुरुष एवेदं सर्वं भूतं च भव्यम्-all this, both past and future being nothing but the पुरुष ? Does it mean that the past and the future are the sacrificial practices—yajña ?

"I am sure he felt particularly hurt by your remark on his કામણગારો. You were perfectly right".

સાન્તાક્રુઝ—તા૦ ૧૦–૮–૩૧ : સોમવાર : ગોકુળભાઈ તથા કિશોરીલાલ મશરૂવાળા સવા આઠેક વાગ્યે આવ્યા.

(b) હેમનાં "જોડકણાં" પોતે ગાઇ સંભળાવ્યાં છેક ૧૦ વાગ્યા સુધી, વચમાં હમે જમવા બેઠા તે વખતે હેમણે ગાઇ સંભળાવવાનું ચાલુ રાખ્યું,

કાવ્યો સારાં કેટલાંક ખાસ સારાં છે. પદ્યબન્ધ બહુધા નિર્દોષ છે, ભાષા સંસ્કારી છે-ફારસીવાળા છતાં સંસ્કૃત શબ્દો ઉપર પ્રભુત્વ સારું છે.

કંઇક ક્ષતિયો-યતિભંગ ઇ. ની મ્હેં બતાવી તે સુધારશે.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૪-૮-૩૧ : શુક્રવાર.

આજનું T. of I.-

અંતે ગાંધીજી અને Viceroyની વિષ્ટિ નિષ્ફળ ગઇ! ગાંધીજી R. T. Cમાં નહિ જાય!-આ ખરેખરી અનિષ્ટ દશા આણનારી વાતથી મ્હને આઘાત લાગ્યો-ઇશ્વિર કરે તે ખરું.-જ્યા સમજુ લોકો કહે છે કે પ્રમાણમાં ગૌણ પ્રશ્ન માટે મહાન્ હિતનું બલિદાન આપ્યું!

સાન્ટાક્રુઝ—તા૦ ૫-૯-૩૧ : શનિવાર : કાગળ લખ્યા : બ. ક. ઠાકોર (ભરૂચ)-કાર્ડ.

'અભિજ્ઞાન શકુન્તલા નાટક'-ત્રિપાઠી કાં.; હેના પરમસુખરામ, હેના ભાઈ સન્મુખલાલ, હેમનો પાઠાચાર્ય-એ રસમય પરંપરાથી મળ્યું. તે લખ્યું. હેમાં critical પદ્ધતિ યોજનામાં છે-જે ત્હમારું ખાસ લક્ષણ છે-તે માટે મુબારકબાદી આપું છું. વિશેષ વળી આ આવૃત્તિમાં ગદ્યપદ્ય બંનેએ સમાર્યાં છે-લખે છે;-ને આર્યાગીતિ.બેનો પદ્યબન્ધ શુદ્ધ, વિશુદ્ધ, સંશુદ્ધ થયો-તે ખાસ મુબારકબાદી.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૭-૯-૩૧ : ગુરૂવાર

College—બસથી ૨ વાગ્યે પ્હોંચ્યો. 2 to 2-45 p. m. M. A.-વિશ્વગીતા. હેમાં દ્રૌપદીવસ્ત્રહરણના દશ્યને અંતે પૃથ્વીનું આક્રન્દગીત સુન્દર છે-હેનું બીજ-" ફરો જમનાજીનો આરો " એ

ભાનુમતીની આપેલી ગરબીના ઉત્તર ભાગમાંના વિચારોમાં છે-તે ગરબી મ્હેં નોંધી રાખેલી આણી'તી-તે વાંચી સંભળાવી. રોહિત દવેએ ને બીજા એએ તે ઊતારી લીધી. વિમલાને પણ મ્હેં આપી તે હેણે તો સાદ્યન્ત ઊતારી લીધી, હેણે એ ગરબી કદી સાંભળી નહોતી.

મ્હેં કહ્યું—ન્હાનાલાલની ભત્રીજી કનેથી જ એ ગરબી મ્હને મળેલી-હેને હેની મા કનેથી. તેથી લાગે છે કે ન્હાનાલાલને શ્રવણે મરબી કુટુંબમાંથી જ પડી હોય. તો પણ બીજ લઇને આ પૃથ્વીના આક્રન્દગીતમાં હેમણે ખીલવણી સુન્દર અને અપૂર્વ કરી છે-તે બધું કહ્યું.

સાન્ટાક્રુઝ—તા૦ ૩-૧૦-૩૧ : શનિવાર : ખબરદારની ભજનિકા, અંધી દુનિયા, ( p. ૬૬ ) એ કાવ્યમાં

"પ્રભુનો છે મર્મ એવો<br>પથ્થર ઉંચકે ત્યાં દેવો."

એ પંક્તિમાં 'દેવ'નું 'દેવો' તે તો હસનીય પ્રયોગ છે-પણ હેનો અર્થ ગુજરાતી કે એતદ્દેશીય સંસ્કાર સંપ્રદાયથી સમઝાય એમ નથી, તે Sir William Walter ની નીચેની પંક્તિયોમાંથી પકડાય છે.

The God I know or I shall ne'er<br>Know, though He dwells exceeding nigh,<br>"Raise thou the stone and find one there-<br>Clear thou the wood and there am I."—<br>Yes, in my flesh his spirit doth flow<br>Too near, too far, for me to know.

આ પં. માં પં. ૩-૪ તે નીચેના વચનમાંથી લીધી છે—

Jesus saith: Wherever there is one alone, I am with him. Raise the stone & there thou shalt find me. Clear the wood and there am I."

(New Parables of Jesus discovered by Professor Hunt and Greenfall : Message of the East, July 1926).

સાન્ટાક્રુઝ—તા૦ ૧૨-૧૦-૩૧ : સોમવાર : બ. ક. ઠા. નો આજે મળેલો ["સાર્થ જોડણીકોશ" વિશેનો] લેખમાં

આરંભમાં કાલેલકરના કોશની authority વિશે ગાંધીજીએ સૂત્ર મૂક્યું કે

" હવે પછી કોઈને સ્વેચ્છાથી જોડણી કરવાનો અધિકાર નથી."

એ આજ્ઞાવચનને સભ્ય રીતે પણ દૃઢતાથી ઉચ્છેદ્યું છે.

લેખના અંતિમ પેરામાં—જોડણી વિશેની ચર્ચા માટે ત્રણ જણને જશ આપ્યો છે :

(૧) દાક્તર બ્યુલર

(૨) નવલરામ

અને (૩) નવલરામે આરંભેલી ચર્ચા જેમણે શાસ્ત્રીય રીતે સાંગોપાંગ ખેડી તે વયોવૃદ્ધ ભાષાશાસ્ત્રી શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા.

(આ વિષયમાં બ. ક. ઠા. મ્હને અંતઃકરણથી આદર આપે છે. થોડાંક વર્ષ ઉપર 'વસન્ત'માં પણ જોડણી ચર્ચાના લેખમાં બહુમાનસૂચક વચનો લખ્યાં હતાં.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૫-૧૦-૩૧ : ગુરુવાર : કાગળ લખ્યો બ. ક. ઠાકોર (વડોદરા)

જોડણીકોશ વિશેના હેમનો લેખનો offprint માટે ઉપકાર: આપણે આ બાબતમાં બહુ અંશે એક મતના છિયે: મ્હને આ વિષયમાં રસ પડ્યો છે પણ છેવટમાં printમાં મ્હારે વિશે વધારે પડતાં સ્તુતિવચનો છે તે ઠીક નહિ: જો કે જે છે તે ઉપકાર સાથે માથે ચ્હડાવું છું:

સાન્ટાક્રુઝ—તા० ૧૬-૧૧-૩૧ :- સોમવાર :: રામભાઇને ઘેર:મળ્યા

(a) 'કુસુમાકર'નો પત્ર વાંચવા આપ્યો. વાંચીને લાંબી ચર્ચા. રામભાઇને આ પત્ર intelligent, sincere, ને ખરી કદરદાનીનો લાગ્યો.

(b) માનસયાત્રા કાવ્ય રામભાઇ વાંચી ગયા છે. એ 'નવચેતન'નો અંક મ્હને પાછો આપ્યો. પણ હેમને કાવ્ય હેવું ગમી ગયું છે કે ફરી ફરીને વાંચું એમ થાય છે—કાવ્ય sublime લાગ્યું.

(c) એ કાવ્યને અંતે "મધુરી તારાકણી" તે કોઇ વ્યક્તિ માટે છે કે શું ? એમ મ્હને પૂછ્યું. એ ચેત્યા હશે ખરા. મ્હેં કહ્યું—"હા." "કોણ ? કોઈ વાત્સલ્યપાત્ર વ્યક્તિ હશે." મ્હારા હૃદયમાં છાનાં આંસુ મ્હેં શમાવી દીધાં. રામભાઇ પણ જાણી નહિં સક્યા હોય.

સાન્ટાક્રુઝ—તા० ૨૧-૧૧-૩૧ : રવિવાર : હું બેઠો બેઠો જયસુખલાલની "જગતની ધર્મશાળામાં" વાંચતો હતો. વચમાં મોટરવાળો આવીને કહે-છોકરાં બોલાવે છે. હું ગયો. માધવી કહે ચિત્રા રમતે રમતે રોઇ ગઇ।

ચિત્રાનો case :

"હું રમતી'તી ને રોઈ ગઈ."

"કેમ !"

"હું ખોટા ખોટા દીવા સળગાવ'તીતી. ને બ્હેન ખોટું ખોટું હોલવી નાંખતી'તી !"

મ્હેં કહ્યું—" દીવા શેના હતા ? વીજળીના કે મીણબત્તીના ?" તો કહે—"મીણબત્તીના."

હું "તો હવે તું વીજળીના દીવા સળગાવજે. એટલે બ્હેનથી ફુંક મારીને હોલવાશે નહિ."

રાત્રે-સુશીલા, લવંગી, પરસદને મ્હારું 'નવું' કાવ્ય રાત્રે જ પૂરું કરેલું વાંચી સંભળાવ્યું. "गंधर्वनगरीदर्शन" કાવ્યનું. નામ. ગૂઢ બીજ એ કાવ્યની પ્રેરણાનું તો લવંગી સમજી સકી જ.

સાન્ટાક્રુઝ–તા૦ ૨૮–૧૧–૩૧ : શનિવાર : કાગળ લખ્યા : આણંદશંકર (બનારસ).

અશ્વઘોષનું બુદ્ધચરિત-બુદ્ધનો જન્મ પુષ્ય નક્ષત્રમાં લખે છે. Cowellના ભાષાંતરમાં તેમ જ છે. ચીની ભાષામાં ભાષાંતર થયેલ અંગ્રેજીમાં તદ્દન જૂદું જ છે. (૪ થા માસની ૮ મી તિથિયે) ઇ.

આ Thomas ની Life of Buddha જોડે અસંગત થાય છે. ઊતારા કરીને જોડ્યા, ત્હમે કાંઈ પ્રકાશ પાડી સકશો ? પુષ્ય નક્ષત્ર તે પોસ માસમાં જ ? જ્યોતિષી કહી સકે. ૪ થો માસ તે આષાઢી વર્ષ લેતાં આસો વદ ૮ આવે. (પુનમિયા મહિના હશે ગણીને) તો વિજયાદશમી ના આવે ચૈત્રી ને કાર્તિકી વર્ષ તો ના સંભવે, વિક્રમ ને શાલિવાહનની પૂર્વની વાત-તેથી.

સાન્ટાક્રુઝ—તા૦ ૪–૧૨–૩૧ : શુક્રવાર : કાગળ આવ્યા : આણંદશંકર (બનારસ)

જવાબ. અશ્વઘોષના બુદ્ધચરિતમાં પુષ્ય નક્ષત્ર છે-તે દૈવી નક્ષત્ર હોવું શક્ય છે. ચીનાઈ ભાષાન્તરમાં ચોથો માસ ક. છે, તે માટે આધાર શો છે તે મ્હને ખબર નથી. ઇ. ઇ.

સાન્ટાક્રુઝ—તા૦ ૯–૧૨–૩૧ : બુધવાર : (૩) मानसयात्रा તથા तमसो मा ज्योतिर्गमय એ બે કાવ્યોની નકલો પાછી આવેલી-તે કવર જ બધું મુદ્રિકાને આપ્યું.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૧–૧૨–૩૧ : શુક્રવાર : કાગળ લખ્યા : વિષ્ણુભાઇ બક્ષી (રાજકોટ).

નવા વર્ષના અભિનન્દન માટે ઉપકાર. Better late than never एतं न्यायमनुसृत्य. મ્હારા M. A. ના વર્ગના વિદ્યાર્થીઓની

યાદીમાં જે ગણતર નામો તેજસ્વી પ્રથમ કોટીમાં મૂકાય ત્હેમાં ત્હમને હું હંમેશ મૂકતો આવ્યો છું. આશા છે કે વિદ્યાવ્યાસંગ. સાધતા રહેશો.

રા. વ્યોમેશચંદ્ર પાઠકજીનો નૂતનવર્ષાભિનન્દનનો પત્ર મળ્યો'તો. પરંતુ મ્હેં હેમને એક મહત્ત્વની શંકાઓ નોંધેલો પત્ર લખેલો ત્હેનો ઉત્તર એઓ ખાઈ ગયા છે. એટલે હેમને સ્વતન્ત્ર પત્ર લખવાનું માંડી વાળું છું.

કાગળ આવ્યા : ૧ વ્યોમેશચંદ્ર પાઠકજી (રાજકોટ).

મ્હારા જૂના કાગળનો લાંબો જવાબ—'ગદ્યકુસુમ'ને અંગે કરેલા પ્રશ્નોનો (નોટપેપર ઉપર जयमन पाठकजी એમ Stationery ની છાપ, મથાળે motto भारते भातृ भारती).

(વિષ્ણુભાઇ બક્ષીના કવર પાછળ લખ્યું-વ્યો. પા. નો લખેલો પત્ર આ ક્ષણે મળ્યો.)

સાન્ટાક્રુઝ—તા૦ ૧૬-૧૨-૩૧ : બુધવાર : સ્હવારે (બિહારી-લાલ) શાસ્ત્રીને ઘેર-'વિશ્વશાન્તિ'—કાવ્ય-બતાવ્યું. ઉત્તમ કવિત્વ-પૂર્ણ છે. ભાષા જનતા ઝીલે હેવી ગાંધીયુગની નથી. વિદ્યાપીઠનો કવિ છે છતાં. ને ઉપોદ્‌ઘાત કાલેલકરનો છે ત્હેમાં પણ-તે બતાવ્યું.

સાન્ટાક્રુઝ—તા૦ ૧૭-૧૨-૩૧ : ગુરુવાર. આજ મ્હારી પ્રિય પુત્રીની અવસાન—તારીખ. શી રીતે ગૃઢ ઊજવું ? નૂ. ઝં.માંના 'અશ્રુસંચય' કાવ્યનું વાચન પ્હેરોડમાં કરીને એ કાર્ય કર્યું. હેનો આત્મા તો પાવનકારી પ્રભુના ચરણમાં વિહાર કરે છે. છતાં હેના નબાપા નમાયા પુત્રના અંતરાત્મામાં જરૂર દિવ્ય ભાવ પ્રેરશે, પ્રેરો! તથાસ્તુ.

સાન્ટાક્રુઝ—તા. ૨૯-૧૨-૩૧ : મંગળવાર : સાઢા ૭ વાગ્યે એક છોકરો છાવણીમાંથી આવીને કહી ગયો કે કાકા કાલેલકર છાવણીમાં આવી ગયા છે-થોડી વારમાં આવે છે.

પણ–૭ વાગ્યે આવવાના હતા તે સાડા સાત પછી આવ્યો. વિલમ્બ માટે ખુલાસો કર્યો. સેવાદલવાળા લોકો આવ્યા'તા. અને સારસ્વત Colony માંથી taxi આવવાની હતી તે મોડી આવી. વાતોચીતો—

(a) એ કારવારના નહિં બેલગાંવના. પણ બાલ્યકાળમાં પિતા Hd. Asstt. કારવાર કલેકટર ઓફિસમાં હતા, તેથી ત્યહાં ખાનગી નિશાળમાં ભણેલા.

(b) પ્રા. સ. માંના હેમના વ્યાખ્યાન વિશે વાતચીતો થઈ, ત્હમે વ્હેલા આવ્યા. કાગળ હું તે પ્હોંચ્યા માટે લખવાનો હતો. તો કહે–હજી લખજો. મ્હારે આશીર્વાદ તમારા જોઇશે.

(c) "વિશ્વશાંતિ" વિશે–મ્હને બહુ ગમ્યું છે. અવલોકન લગભગ પૂરું થઇ ગયું છે. પણ 'વસન્ત'માં છપાતે બહુ વખત થશે. ગોકુળભાઇ કહે–મ્હને આપજો નકલ કરાવી લઇશ. "પ્રસ્થાન"માં છપાય તો ઠીક–એમ ગો. તથા કા. ની ઇચ્છા હતી. મ્હેં કહ્યું– 'પ્રસ્થાન' મ્હારી જોડણી કાયમ રાખે કે નહિં તે ખબર નથી. બાકી મટુભાઈ મ્હારી જોડણી બા.માં વિરોધી છતાં મ્હારા લેખોમાં મ્હારી જોડણી પોતાથકી રાખે છે–તો હું રામનારાયણને પૂછી જોઇશ. કાલેલકર કહે–હું જ હેમને પૂછી જોઇશ.

(ગોકુળભાઈ, ચન્દ્રશંકર શુકલ, કાલેલકર ને બબલભાઇ (બાળકૃષ્ણ) કાલેલકરના સૈક્રે. હતા.) ચન્દ્રશંકર શુકલ પણ મદદ કરશે. તે નવજીવન ચલાવે છે.

(d) એ અવલોકનમાં કાલેલકરના આમંત્રણ વિશે લખવાનું હજી બાકી છે. થોડુંક જ લખાશે તે કહ્યું. હેમણે ના કહ્યું કે નહિં લખો તો બાધ નથી.

(e) અવલોકન લખવાને બે કારણથી હું પ્રેરાયો–1 કાવ્યના ગુણ 2 સાક્ષરયુગની નિન્દા ખબરદારે કરી છે–ત્હેનો ઉત્તર આપવો.

(f) ખબરદારનાં વાંકચો ઉતાર્યાં છે—હેમાં 'ભણેલા' શબ્દ learned માટે વાપર્યો છે—ત્હાં ખબરદારનું પારસી ગુજરાતી પકડાઇ આવે છે. (ભનેલા ભાષનકર્તા—J. J. Mody નું સંભાર્યું).

(g) સાક્ષરયુગનું સાહિત્ય જનતાએ ઝીલ્યું નથી, ઇ. વચનો મ્હેં કહી બતાવ્યાં ને કાલેલકર નવાઇ પામ્યા. મ્હેં કહ્યું—'વિશ્વશાંતિ' અને ત્હમારું આમ-ત્રણ—એ જ એ વચનનો રદિયો છે. ચંદ્રશંકર શુકલના મ્હોં ઉપર આ remark ની છાપ પડી જણાઇ.

આ બધી વાતો સક્રજંદ અને દાડમ ખાતે ખાતે થઇ. મ્હેં ગો૦ ને fruit નું પૂછ્યું. તો કહે—પેલાં આવ્યાં છે કે શું ? (Kulu નાં pears) ના; ત્હમને હેનો સ્વાદ ઠીક લાગ્યો છે.

(h) બધા ઊઠ્યા. મ્હેં કા૦ ને કહ્યું—વિરોધીને મળવા આવ્યા તેથી આનંદ થયો. "વિરોધી કેમ ?"

હું—જોડણીની બાબતમાં. એટલે એ વિષયપર કાલેલકર બોલ્યા —સાર એટલો કે હકાર છે હેની ના નહિં, તે જણાવવાની જરૂર પણ છે. પણ ત્હેને સંયુક્તાક્ષરમાં મૂકીને ના જણાવવો. બીજાંની અડચણ ઇ. કારણ.

હિંદી તુમ્હે લખે છે તે મ્હ ના ગણવો, મ નો aspirate; જેમ ક નો ખ, પ નો ફ તેમ મ નો મ્હ તે કોઇક જૂદી રીતે બતાવવો.

ક—ખ—ગ—ઘ માટે પણ નવી યોજના રાખવી, ઇ.

મ્હેં કહ્યું—મ્હારો હકાર વ્યાપ્યો છે તે ત્હમે ગમે તે કરશો પણ જંવાનો નથી. ઇ. ઇ.

(k) જતી વખતે ગો. અંદર જઇને મેજ ઉપરથી 'વસન્ત' ઊપાડી લાવીને કહે—આ હું વાંચવા લઇ જાઉં છું. હું: "ઠીક ત્હમે તો ચોર છો—ના, લુંટારા છો." કાલેલકર કહે—"દક્ષણીના સહવાસમાં આવ્યાં તે લુંટારા થાય જ ને."—મ્હેં કહ્યું—"ગો. મરાઠી ભાષા બહુ સારી રીતે બોલે છે—ને મરાઠી કાવ્યો પણ કરે છે." ગો. કહે "એ શું નકામું !" કાલેલકર કહે—"એમ ! ત્ય્હારે તો તે મ્હારે જેવાં પડશે."

સાન્ટાક્રુઝ—તા. ૧૧–૧–૩૨ : સોમવાર : સ્હવારે સાત વાગ્યે હું વરંડામાં ઊભો હતો. તે વખતે પડોશના બંગલામાંથી કાકુભાઈનો માળી આવ્યો કહે: કાકુભાઈનો telephone આવ્યો. ગિરજાશંકરભાઈ રાતમાં ગુજરી ગયા. અરે–રે–રે! આમ ધાર્યું જ નહોતું. ઈશ્વર! તું કરે તે ખરૂં. ક્ય્હારે લઈ જશે?–માળીને પૂછ્યું. તો કહે–તે ખબર નથી.

અડધો કલાક નથી થયો–ને funeral મ્હારા ઝાંપા આગળ થઈને ગયું શ્રી રામ! શ્રી રામ! ઉચ્ચાર થતા હતા–પ્રભુ! એ ધાર્મિક આત્મા તો ત્હારી સમીપ ઊભો છે. હેને હવે રામનામ શ્રવણ શેનું!

× × ×

રામભાઈને દાધીચ મહાવીરનું કાવ્ય બતાવ્યું–જેમાંથી મ્હને "સૂક્ષ્મ સૌન્દર્યનું પૂજન"–નું inspiration મળ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૩૦–૧–૩૨ : શનિવાર : કાગળ લખ્યા : વ્યોમેશ પાઠકજી (રાજકોટ)

(I) હીંચ બાબત હું જે જાણું છું તે લખ્યું–હમચી=હીંચ. નરસિંહ મહેતાની મનાતી એક ગરબીમાં છે, "હમચી લઇ હરિ". વગેરે કાઠિયાવાડમાં બૈરાં ગરબા ગાતે સ્હામસ્હામાં હાથેલીઓ ઝીલે છે–તે હીંચ લેવી કહેવાય છે.

આ ખેલમાં દાદરાના લયનો અંશ છે તેથી બર્વેએ 'હીંચ' નામનો તાલ પણ ગણ્યો છે. ન્હાનાલાલે રાસકુંજની પ્રસ્તાવનામાં હીંચ સં. કહ્યું છે તે હું સમજતો નથી–ખાસ હેમનાં ઉદાહરણોથી તો બોધ મળતો નથી. આ સિવાયનું વધારે જાણતો નથી.

સાન્ટાક્રુઝ—તા. ૯–૨–૩૨ : મંગળવાર : રામભાઈ જોડે વાતચીત—

"નિરખને ગગનમાં" એ પદમાં 'અનલ દીવો–'નો અર્થ હું અખંડ દીવો લઉં છું તે કારણો સહિત કહ્યું. પછી કાંઈ પાઠમાં દોષ હોય તો જુદી વાત. નેત્ર વિણ નિરખવો, રૂપ વિણ પરખવો,

વણુ જિહ્વાયે રસ સરસ પીવો-અહિં નેત્ર અને રસના સાહચર્યથી. રૂપ માટે સ્પર્શેન્દ્રિય જ અપેક્ષિત છે-પણ નેત્ર અને રસના માટે સાધનો છે-ત્હાં 'રૂપ'ને વિશે સાધ્ય વિષય છે-એ ખૂંચે છે.-પણ એટલી ઊનતા ગણીને રૂપ=આકાર, અને સ્પર્શ-નું 'પરખવો' છે, તે મ્હેં ભાર મૂકીને કહ્યું. G. L. L. II માં એ કાવ્યની ચર્ચામાં મ્હેં પરખવો તે સ્પર્શ ઉપરથી કાઢીને શ નો ખ થવા માટે દંશ-ડંખનો દાખલો-અથવા તો પરસવોનું પરખવો થયું હોય-એ. નોંધ્યું છે-તે રામભાઇને બતાવ્યું.

સાન્ટાક્રુઝ—તા. ૧૪-૨-૩૨ : રવિવાર : કાગળ આવ્યા. વ્યોમેશ પાઠકજી (રાજકોટ).

જવાબ. હીંચ વિશે મ્હારું દર્શન વિચારવા જેવું છે-લખે છે. 'પોતાનું' દર્શન જૂદું જ છે તે લખે છે;-દીપચંદી જેવા તાલની ગરબી ૩-૪ ૩-૪ એમ લયમાં ના ગાતાં ૭ ૭ એમ એક તાલથી જ બૈરાં ગાય છે-તે હીંચ; ચલતી ને વિલમ્બિત લયમાં તબલચી હાથ મારવાથી વગાડે તે હીંચ (હેના હાથનું પરિણામ) પ્ર. ઇ. ન્હાનાલાલનું સ્વરૂપ તો વ્યોમેશથી પણ નથી સમજાતું. હીંચ ઉપર સવિસ્તર લખવાનું ધારે છે-બનશે તો મ્હને પ્રથમ બતાવશે.

બારૂ—તા. ૨-૧૦-૩૨ : રવિવાર : સપ્ટેમ્બરના 'કૌમુદી'માં વિ૦ ક૦ (=વિજયરાય કલ્યાણરાય)ની સહીથી 'વાસરિકા'માં પૃ. ૨૫૬ મે——નીચે પ્રમાણે છે—

"શું નરસિંહરાવ ચર્ચાપત્રી જ છે?"—તા. ૧૫ મી-તે દા'ડાની નરસિંહરાવ ચર્ચાની સ્મૃતિ અને આજે ગુજરાતી ચોપડીઓ (સાડા ત્રણ માસના વડોદરા વાસ પછી પહેલી જ વાર) છૂટી પાડી ગોઠવતાં હાથમાં આવેલ 'મનોમુકુર' એ બે પ્રસંગોએ ઉપલો સવાલ સુઝાડયો. ચર્ચાસ્થિળા મારા બંને મિત્રોએ કહેલું કે નરસિંહરાવનું ગદ્ય ઘણે

ભાગે ક્ષણભંગુર ચર્ચાપત્રોમાં જ આવી રહ્યું છે. આમ નથી એ મેં 'સ્મરણમુકુર'ના ગદ્યની—પ્રમાણમાં સરળ અને વધુ સજીવ ગદ્યની —યાદ આપીને કહેલું......ઘણાખરા ચર્ચાકારોનું જે દુર્ભાગ્ય છે તે કદાચ આપણા વયોવૃદ્ધ સાક્ષર વિવેચક અને ભાષાશાસ્ત્રીનું પણ છે: અલ્પજ્ઞ લોકમાનસ તેમને વઢકણા ચર્ચાપત્રી તરીકે ઓળખીને જ અટકે છે. એમની ચર્ચાઓ પણ ક્ષણમાં ભાંગી જાય તેવી નહિં, પણ હજી અમુક જમાનાઓ લગી જીવે તેવી—તેવા પ્રશ્નોને છેડનારી તે હોવાથી–છે, એ તો અભ્યાસીઓથી અજાણ્યું નથી. પણ, 'મનોમુકુર' જેવો ગ્રન્થ સાક્ષી પૂરે છે તેમ, ગયા જમાનામાં જ કેટલાંક ઉત્તમ વિવેચનો ચરિત્રરેખાઓ કે નિબંધો લખાયાં તેના લખનાર પણ માનનીય કર્તા જ છે. એવા બીજા બે ગ્રન્થ ભરાય તેટલાં તેમનાં લખાણ (કે તેથી ય વધુ) હજી માસિકોની ફાઈલોમાં દટાયાં પડયાં છે. વર્નાક્યુલર સોસાયટીએ (ઘટતી રીતે જ) રમણભાઈના વિવેચનાદિકની બીજી આવૃત્તિ છપાવી તેમ આમની પહેલી પણ ન છપાવે? અથવા ફોર્બ્સ સભાના કર્તવ્યક્ષેત્રમાં પણ આ કામ જરૂર આવે...આમાં ગ્રન્થકારને અંગત માન કે લાભ મળે છે એ વિષય મુખ્ય નથી; જે કંઈ મુખ્ય છે તે કીમતી વાઙ્મય આજની ને કાલપરમની પ્રજાના ઉપયોગ માટે સુલભ કરવું, એ જ. આ સેવાકાર્ય એવી સંસ્થાઓ માટે સહેલું છે, તેટલું વ્યક્તિ-કર્તા કે પ્રકાશક —માટે નથી એ તો બહુ દેખીતી વાત છે. કોલેજના ગુજરાતી અભ્યાસક્રમ માટે સારાં પુસ્તકોનો લાભ પણ આ રીતે થાય!

કાંઈ અજબ રીતે વિજયરાય મ્હારા ઉપર મુહેરબાન થઈ ગયા!

મુંબાર—તા. ૯–૧૦–૩૨ : રવિવાર.

બપોરે અમે જમ્યાં; લવંગી મ્હારી જોડે જ હતી. હસેરા ખાતે ભાઈશ્રી કરી'તી તે એણે ખાધી. હું તો light diet માં છું તેથી ના ખાધી.

જમીને હું સૂતો. ૧ વાગ્યે સુશીલાએ જગાડયો: "લવંગીને મ્હોંએ ફીણ આવે છે. અને બેભાન થઈ છે."

રમાબાઈ નર્સ [સુશીલા માટે આવેલાં તે] સારવારમાં હતાં–પરસદ જોડે. પુષ્કળ પાણી છાંટયું. ઉપરથી સરિતાબ્હેન દોડી આવ્યાં. હેમણે બહુ જ મદદ કરી. માધવી બિચારી મદદમાં રહી.

દા. છાયાને તાબડતોબ મોટર મોકલીને બોલાવ્યા—ઘેર હતા. આવ્યા. હેમણે Dr. Moses ને બોલાવ્યો.–પછી Mrs. Moses ને. પ્રેમલ ડૉ. દાસને telephone કરી આવ્યો.

છાયાને case બહુ ભારે લાગ્યો. સુશીલાની માંદગી ઊડી ગઈ. તે બધે આવજા કરવા લાગી. રોકી રોકીને સુવાડવી પડતી'તી.

Case બગડતો ગયો. Convulsion ઉપરાંત ઉલટીઓ અને ન્હેમાં લોહી પડવે ગયું. તે કેટલોક વખત પછી અટક્યું. કાંઈ શાન્ત પડી રહી–જરાક આશાનાં કિરણ નીકળ્યાં. પણ વ્યર્થ! પાંચ વાગે તો માત્ર ચાર કલાકના attack માં મ્હારી વ્હાલી દીકરી, હમારી વ્હાલી દીકરી, માધવી ચિત્રાની માયાળુ માતા પ્રભુના ધામમાં ગઈ!

–ઓ પ્રભુ! આ શો વજ્રપાત! दुःखसंवेदनायैव मयि चैतन्यमर्पितम्? ઊર્મિલા, નલિન–ઊપડી ગયો. ૧૯–૧૮ વર્ષ થયાં; મનને શાન્તિમાં ટકાવ્યું હતું. હમારો બધો આધાર હૃદયનો આ એકલી પુત્રી હતો. તે આમ નિમિષ માત્રમાં હાથતાળી દઈને, ચાલી ગઈ!

પ્રભુ! દયાળ! આ આઘાત મ્હારાથી ખમાતો નથી. ખમીશું, ખમીશું, ખમીશું.

ખાર—તા. ૧૪–૧૦–૩૨ : શુક્રવાર : કાગળ આવ્યા. ગાંધીજી (મહાત્મા) (જેલમાંથી)

છાપામાં સમાચાર વાંચ્યાથી જાણીને દુઃખ આશ્વાસન. હેમના ચાર શબ્દો ઉત્તમ છે; "પણ આનું દુઃખ તમને ન હોય."

ખાર—તા. ૧૮ મી ઑક્ટોબર ૧૯૩૨ : મંગળવાર : આજ લવંગીના શ્રાદ્ધની પ્રાર્થના.

ગઈ કાલે રાતથી હૉલ તૈયાર કર્યો હતો. પ્રાર્થના માટે મિત્રો ૮ વાગ્યાથી આવવા માંડ્યા. ૧૦૦ ઉપરાંત હતા.

અને જયસુખલાલનો discourse ! તદ્દન sublime ! ધાર્મિક શ્રદ્ધા, મૃત્યુનું ખરું સ્વરૂપદર્શન, ઇ. થી સજીવ ! ક્રાઈસ્ટ ઉપરની હેમની ભક્તિ પ્રગટ થઈ જતી હતી. આપણે પ્રભુના તેજમાંથી આવીને પ્રભુના તેજમાં જવાની ઇ. કલ્પના કવિત્વશક્તિથી હેમણે ખીલવી. "જગતની ધર્મશાળામાં" હેમના પુસ્તકમાંથી allusion સુઘટિત રીતે આપ્યાં. લવંગી વિશે ઉત્તર ભાગમાં ગુણદર્શી, sympathetic ઉલ્લેખ, હેનાં માત પિતાનાં હૃદયદર્શન, હેના "સહાધ્યાયી" જોડે sympathy નાં વચન સુઘડ રીતે હેવાં તો આપ્યાં કે હમારાં આંસુ રોક્યાં રોકાયાં નહિં. મધુરિકા તો દડ દડ દડ દડ આંસુ પાડયે જ ગઈ.

સુશીલા અને મુદ્રિકા were the greatest sufferers in silence and tears. ઉપાસનામાં કાર્યક્રમ :–

૧ ભજન : "જે ગમ્યું જગતગુરુ દેવ જગદીશને"–ભાનુમતી.

૨ પ્રાર્થના–જયસુખલાલ–ઉત્તમ.

૩ ભજન–"હરિનામ ભજનકા વેલા હૈ."–માધવી.

૪ ભજન–મૃત્યુ મરી ગયું રે લોલ.

૫ ઉપાસના તથા વ્યાખ્યાન–જયસુખલાલ–sublime !

૬ ભજન–"શાન્તિ શાન્તિ શાન્તિ પ્રભુ" (પ્રાર્થનામાળા અંક ૨૨)

મધુરિકા–ગાણું ઉત્તમ ! હૃદયવેધક, પણ લાગણીના વેગથી breakdown થતે થતે–છેવટે રોઇ પડી.

ખાર—તા. ૧૯–૧૦–૩૨ : બુધવાર : કાગળ આવ્યાં : ગાંધીજી મહાત્મા (યરવડા જેલ).

"સુજ્ઞ ભાઈશ્રી,

સવારની ચાર વાગ્યાની પ્રાર્થના અત્રે કરી રહ્યા ને આ લખવા બેઠો છું. તમારા બંને કાગળો મળ્યા છે. અમે ત્રણે આજે

૮–૩૦ વાગે તમારી સાથે દસમાનું શ્રાદ્ધ ઊજવતા હોઈશું. મૂક પ્રાર્થનાને બદલે 'લીડ કાઇન્ડલી લાઈટ'નો તમારો અનુવાદ ગાઇશું. તેમાં તમને બંનેને જોઇયે તેટલી શાન્તિ ક્યાં ભરી નથી? તમારાં બાળકો તો ચિર-શાંતિ ભોગવે છે, પણ આ જગતમાં જેટલાં બાળક છે તે પણ તમારાં નથી? તમે તો એવું જ્ઞાન ઘણુંએ આપ્યું છે તે અત્યારે તમને બંનેને સહાય કરો.

'પ્રેમલ જ્યોતિ'ની એક વાત તમને ગમશે. વિલાયત જતાં ફાધર એલ્વિને ધાર્યું કે જો ખ્રિસ્તીમાંનો મિત્ર વર્ગ દર અઠવાડિયે મારી સાથે માનસિક સંબંધમાં આવે તો સારું. તેમ કરવા સારુ તેણે મારી પાસેથી એક ભજન માગ્યું કે જે તે બધાએ ધારેલે વખતે દરેક અઠવાડિયે ગાવું. મેં પેલું, ન્યુમેનનું ભજન પસંદ કર્યું. તે આજે યુરોપ અમેરિકા અહિં ને બીજા દેશોનાં મિત્રમંડળ દર શુક્રવારે ૭–૩૦ વાગે સાંજે ગાય છે. અમે અહિં અને આશ્રમવાળાઓ સાબરમતી ૪.માં પ્રેમલ જ્યોતિ દર શુક્રવારે સાંજની પ્રાર્થનામાં ગાઇયે છિયે. એમ એ ભજનમાં તમે જે પ્રાણ રેડયો છે તેમાં વૃદ્ધિ થતી જાય છે. આવી આ તમારી ભેટ તમને પણ ફળો!!!

તમારો
મોહનદાસ
તા. ૧૮–૧૦–૩૨
(યરોડા મંદિર)

બાર—તા. ૨૦–૧૦–૩૨ :: ગુરુવાર :: કાગળ લખ્યા :

૨. રામનારાયણ પાઠક (અમદાવાદ).

૩. રામનારાયણ પાઠક (અમદાવાદ).

૨. હેમતા પત્રનો ઉત્તર :—

પ્રિયભાઈ રામનારાયણ,

ત્હમારા દિલાસાનો પત્ર મ્હને બહુ આશ્વાસનદાયક લાગ્યો છે. માત્ર મ્હને આ સંબન્ધમાં અણઘટતી ઉચ્ચ પદવી આપી દો છો— "આ દુઃખથી આપ મારે મન વધારે પૂજ્ય થયા છો" એ વાક્ય વડે મ્હને કેટલી ઉન્નત ભૂમિકામાં ચઢાવી દીધો ! મ્હને રખેને એ શિખરે રહીને ચકરી આવી જાય એ ભય રહે છે. મહાત્માજીએ મ્હને વળી અન્ય રીતે ઉચ્ચ અધિકારે ચઢાવી દીધો છે તે આ સાથે જૂદા પત્ર જોડે મોકલેલા પત્રવ્યવહારથી જણાશે।

શું ! ગતાસુ ને દેહનો અગ્નિસંસ્કાર થાય, અને પાછળ રહેલાને આત્માનો અગ્નિસંસ્કાર જોઈયે જ એમ હશે ? હાવે પ્રસંગે મિત્રોના હૃદયનો સહચાર દુઃખપ્રદ નથી થતો, હૃદયભાર હળવો બનાવે છે.

આ આઘાતની વિષમતા એક રીતે વિશેષ હતી; ચાર કલાક જ માંદગી ભોગવીને લવંગિકા ચાલી ગઈ, એ વિષમતાનું એક કારણ. વળી એ મ્હારી પુત્રી પુત્રવત્ હતી. મ્હારો જમણો હાથ હતી. મ્હારો હાથ કપાઈ ગયો એમ ક્ષણે ક્ષણે લાગે છે. મ્હારો શ્રદ્ધાબળનો ભંડાર પૂરી ના પડશો—એટલું જ પ્રભુ કને માગું છું."

ત્હમારો સ્નેહાધીન,
નરસિંહરાવ.

૩. ગાંધીજી જોડેનો આખો પત્રવ્યવહાર (નકલ) ખીડીને લખ્યું:—

રા. રા. ભાઈ રામનારાયણ,

આ સાથેનો પત્રવ્યવહાર, ત્હમને વાંચ્યાથી ગમશે એમ માનીને, મોકલું છું. મ્હને તેમ જ કેટલાક મિત્રોને એમ લાગે છે કે આ પત્રવ્યવહારમાં અમુક રીતે જાહેર પ્રજાને બોધ–લાભ મળે હેવું છે; તો તે પ્રસિદ્ધ થાય તો કેમ ! ત્હમારો મત પણ તે દિશામાં હોય તો "પ્રસ્થાન"ના આવતા અંકમાં હેને સ્થાન આપશો.

આ વિષયમાં બે પક્ષ વિચાર આગળ ઉપસ્થિત થાય છે :—(૧) હું કુલાઈ જઈને જાતને, ગાંધીજી જોડેના સ્નેહસંબન્ધને, લોકો

આગળ દમ્ભથી જાહેર ખબર આપવા માટે આ ક્રમ ભરું છું,—એમ કેટલાક 'મિત્રો'ને લાગશે, અને નિન્દાવર્ષણ કરશે.

(૨) મ્હારું વ્યક્તિત્વ ડૂબાડી દઇને આ પત્રવ્યવહારમાં ગાંધીનું મહાત્માપણું સબળતર દીપી ઊઠે એમ છે; તેમ જ મ્હારા જેવા અન્યજનોને આભાસદુ:ખમાં આશ્વાસન આ પત્રવ્યવહારથી મળશે, જે અન્યથા દુર્લભ કદાચિત્ હોય, એ ઉદ્દેશને પ્રાધાન્ય આપી લોકનિન્દાને અવગણીને આ ક્રમ આદરું છું.

આ બંને પક્ષની તુલના કરીને ત્હમે યોગ્ય લાગે તે નિર્ણય ઉપર વેળાસર આવશો, એમ આશા છે. નકલો જ મોકલી છે. ઇચ્છા હોય તો અસલ હસ્તાક્ષરવાળા પત્ર રજિ. ટપાલથી હું મોકલી શકીશ.

શુ.
નરસિંહરાવ

તા. ક. (મહત્ત્વની) પ્રસ્થાનમાં લેવાનું ધારો તો ઉપર સૂચવેલા વિચારોનો આધાર લઇને ત્હમારે જ ચાર, છ પંક્તિમાં પ્રસ્તાવના લખીને મૂકવી, એમ કેટલાક મિત્રોની સલાહ છે. યોગ્ય લાગે તો તે પ્રમાણે કરશો.

ન. ભો.

તા. ક. ૨

એક મિત્ર કહે છે: હું તો આ પત્રવ્યવહાર મ્હારી જોડે હોય તો, પ્રસિદ્ધ ના કરું. મ્હેં કહ્યું: હું બુદ્ધ ભગવાન્ નથી. પણ મ્હારાં સુખ અને દુ:ખ જગતની સાથે ભોગવું છું તો નિરાંત વળે છે. અલબત્ત એમ કર્યાથી જગતને લાભ થતો ના હોય તો તો નહિં. મ્હેં સ્મરણસંહિતા શા માટે પ્રગટ કરી તે વિચારી જુવો.

ન. ભો.

તા. ક. ૩

મહાત્માજીની પરવાનગી માગવાની જરૂર છે ખરી ? હું નથી ધારતો. હેમની વાણી ઉપર આખા જગતની માલેકી છે.

ખાર—તા. ૧૧-૧૧-૩૨ : શુક્રવાર : કાગળ આવ્યા : ગાંધીજી (યરવડા મંદિર)–કાર્ડ.

કોઈની કને લખાવ્યું છે. સહી પોતે કરી છે : ગુજરાતીમાં વ્યુત્પત્તિકોશની ખરી ખોટ છે. તે ત્હમે ધારો અને ત્હમને વખત મળે તો ત્હમારાથી ઘણું થઈ શકે. ત્હમે તો ભાષાની ઘણીએ સેવા કરી છે. આટલી બીજી કરો હેવી મ્હારી વિનંતી છે.

ખાર—તા. ૧૩-૧૧-૩૨ : રવિવાર : કાગળ લખ્યા : ગાંધીજી (યરવડા)—કાર્ડ.

જવાબ. વ્યુત્પત્તિકોશ થાય એ ઇષ્ટ છે. પણ મ્હારાથી હવે બને એમ નથી. કારણો લખ્યાં.

ખાર—તા. ૧૬-૧૧-૩૨ : બુધવાર : કાગળ આવ્યા : ગાંધીજી (યરવડા)—કાર્ડ.

સુજ્ઞ ભાઈશ્રી,

ત્હમને લખીને મેં પજવણી તો નથી કરી ના ? ભિક્ષુક પોતાની ઝોળી સંતાડતો ચાલે તો એના બાર વાગી જાય. તમારી ઉત્તરાવસ્થા છતાં તમારી શક્તિની મર્યાદા હું કેમ આંકું ? જેની પાસે મારી ભિક્ષા માગી શકું એવી બીજી વ્યક્તિ કોઈ તમારા ધ્યાનમાં હોય તો મને નામ મોકલવાની કૃપા કરશો ?

(સહી) મોહનદાસના વં. મા.

(પત્ર લખાવ્યો છે બીજા કોઈ પાસે).

ખાર—તા. ૨૧-૧૧-૩૨ : સોમવાર.

An Everyday Prayer.

Give us, oh God, the grace to bear
The little pricking thorn,

The hasty word that seems unfair,
The twang of truth well worn,
The jest that makes our weakness plain,
The darling plan upturned,
The careless touch upon our pain,
The slight we have not earned,

—Baptist Missionary Review.

Cut out from the Times of India.

I keep this valued prayer in front of me on my writing table so that I may not judge my brothers and sisters harshly.

ખાર—તા. ૧૫–૧–૩૩ : રવિવાર.

અંજારિયાને માનપત્ર

વખત બહુ થઈ ગયો. અઢી કલાક થઈ ગયા. અંજારિયાએ ટપ છાપેલાં પાનાંનું ભાષણ વાંચ્યું નહિ. માત્ર ગણતર મુદ્દાઓ મ્હોએથી કહ્યા–હેમના ગર્જનાયુક્ત અવાજને loud speaker ની જરૂર ન્હોતી.

મુદ્દા સારા કહ્યા–સ્પષ્ટવક્તા થયા તે વખતે શિક્ષકોને ધમકાવતા હોય એમ હેમની રીત પ્રમાણે બોલ્યા.

મુંબઈની સ્કૂલો ઇલાકાની કરતાં ચઢે હેવી છે એ મુદ્દો કાંઇક આપવડાઈથી આણ્યો.

આજનું અસાધારણ માન અંજારિયાને મળેલું જોઇને સુ.ને તથા મ્હને બહુ આનંદ થયો,

(મુદ્રિકાને મ્હેં ધીમે રહીને કહ્યું;–મુદ્રિ! અત્યારે એક જણ યાદ આવે છે!—કહેતે કહેતે હું ગદ્‌ગદ થઈ ગયો. સુશીલાએ ઘેર આવીને મ્હને કહ્યું; લવંગી હોત તો મુદ્રિ. જેટલી જ ખુશ થાત.)

મુદ્રિએ મ્હોં આડું ફેરવી દઈ આંસુ સંતાડયાં.

ખાર—તા. ૧૭-૧-૩૩ : મંગળવાર : ચિઠ્ઠીઓ લખી : મુદ્રિકા (ગોરેગાંવ).

"ચિ. સૌ. મુદ્રિકા તથા ચિ. ભાઇ અંજારિયા,

રવિવારના સમારમ્ભથી સુશીલાને તથા મ્હને બંનેને—અણધાર્યો આનન્દ, ગર્વ અને સુખની લાગણીઓ થઇ તે અનેક કારણથી હૃદયમાં જ શમાવી દેવી એમ ધાર્યું'તું. પણ અત્યારે આટલા એક વાક્યમાં લખ્યું તે થોડું લખ્યું ઘણું કરીને વાંચજો. હમારા પુત્રને માન મળે ને જે ગર્વ થાય, અથવા હમને પોતાને માન મળે ને સંતોષગર્વ થાય, તે પ્રકારની જ સ્થિતિ હતી.

ચિ. સૌ. મુદ્રિકા ! આ માનમાં ત્હને જે ફાળો મળ્યો તે સર્વાંશે ઉચિત જ હતો. આ વિચારો સાથે એક વિચાર તે ક્ષણે હૃદય ઉપર ભારથી વસ્યો'તો તે મ્હેં ત્હેને ત્હાંજ કહ્યો'તો :—આ વખતના આનંદમાં કોણ હમારા જેટલો ભાગ લે ! એ ખોટય રહી તે રહી જ ! સુશીલાએ ઘેર જતે રસ્તામાં જ કહ્યું'તું કે મુદ્રિકાના જેટલો જ આનંદ આજ હેને-એ હોત તો—થાત, બસ વધારે નથી લખતો.

શુ.

નનુભાઇ તથા સુશીલાના
સતત આશીર્વાદ.

ખાર—તા. ૨૩-૨-૩૩ : ગુરુવાર : કાગળ લખ્યા : ડાહ્યાભાઇ દેરાસરી (દાદર) કાર્ડ.

પ્રવીણસાગર કાવ્યમાં સાગર તે રાજકોટના કુંવર મહેરામણસિંહ અને પ્રવીન તે લીંબડીની કુંવરી-તે કોણ ?-જેનો પર્યાય પ્રવીણ હોય ?

ખાર—તા. ૨૫-૨-૩૩ : શનિવાર : કાગળ આવ્યા : ડાહ્યાભાઈ દેરાસરી (દાદર).

"મહેરામણસિંહ રાજકોટના કુંવર હતા. ગાદી ઉપર આવ્યા પહેલાં મરણ પામ્યા હતા. હેમના 'ડાયરા'માં જોડે બેસનાર દોસ્તોમાં

એક ગોરજી, એક શાસ્ત્રી, એક ચારણ, એક મિયાં, એમ બધા મળી સાત જણા હતા. બધાની કવિતાનો સંગ્રહ તે પ્રવીણસાગર. રાજકોટ ઉપર આફત આવી પડવાથી તે મહેરામણસિંહજી ન્હાની ઉંમરમાં કેટલાંક વર્ષ પોતાને મોસાળ, લીંબડીમાં રહ્યા હતા. તે વખતે બંનેમાં સ્નેહ બંધાયો. ભાણેજને કન્યા આપવાનો ખાસ રિવાજ છતાં લગ્ન થાય એમ ન્હોતું, કારણ કે કુંવરીનું સગપણ ભુજ કર્યું હતું. વિવાહ તોડે તો કચ્છવાળા લીંબડી ઉપર ચઢાઈ લાવે.

આ ધર્મસંકટને લીધે કુંવરી સુજાણબા સમૂળગાં પરણ્યાં જ નહિં. ચિત્તમાં મ્હેરામણ અને શરીર ભુજવાળાને કેમ અપાય? આથી આખી જિંદગી કુંવારાં રહ્યાં. આખો સમય કાવ્યાનન્દમાં મગ્ન રહેતાં. કવિયો, ભાટ, વગેરેની કદર કરતાં કોઈએ-ભુજના રાજગોરે-એક વખત પૂછતાં (તે વખત હેમની ઉમર લગભગ ૭૦ વર્ષની હતી) ત્હેમણે કહ્યું-કે પ્રવીણસાગરમાં લખ્યું છે તેટલું બધું નહોતું.

જોશો કે મહેરામણ=દરિયો=સાગર, સુજાણબા=પ્રવીણ. હેમના સોબતીમાંથી એક. સુજાણબાની સખી-લીંબડીના ગોરની દીકરી-ઉપર ફિદા થઈ ગયો હતો. હેની વાત પણ પ્રવીણસાગરમાં ભેગી ભેગી આવે છે. હેમનાં પણ પર્યાયથી નામ આપેલાં છે. મ્હને હાલ તરત મ્હોં પર આવતાં નથી.

પ્રવીણસાગરની ત્હમે યાદ આપી એટલે મ્હને કાંઈક લખવાનું મન થયું. નીચલી ચાર લીટી હમણાં લખી છે તે વાંચી હસવા મોકલું છું.

નૈનન નીર ઝરી બરખેં
અરુ સાસ ઉસાસન કો ભરખો,
ચિત શાન્ત રહે નહિં એક ઘરી
અકુલાય રુ સોચન ફહા કરખોઃ

કહી જાય નહીં, કહિયે કિનકો
મનહીં મનમેં જરણો જરણો,
અણુ એક દેરાસરી ચઢ પરી
હમ ઝાંય રહે મરણો મરણો.

બધાનિ ધટિત.

સ્નેહાધીન. ડાહ્યાભાઈ

[ સંપાદકની નોંધ:—પ્રવીણસાગરની ઈડર સ્ટેટના વિદ્યાવારિધિ ગણપતિશંકર જયશંકર શાસ્ત્રીએ સંપાદિત કરેલી આવૃત્તિ લભ્ય છે; તેમાં સંપાદકીય દો શબ્દ માં સંપાદક જણાવે છે: "राजकोटनरेश श्री. महेरामनजी कविने यह ग्रन्थ संवत १८३८में लिखा"

ગ્રન્થના આન્તર પ્રમાણો ભિન્નાર્થ છે:—

(૧) मित्र सात मिलके रच्यो,
प्रवीनसागर ग्रन्थ।
तिनमें दरसायो भलो
प्रेमनेमको पन्थ ॥

लहर ८४, काव्य १७

(૨) श्रीराजदुर्गाह्वयपुराधिनाथो
मेरामणाख्यो यदुवंशजातः।
ग्रन्थोऽयमीशांघ्रिरतेन तेन
कृतोऽस्ति राये रसवज्जनानाम् ॥

लहर ८४, काव्य ४५

(૩) પ્રવીણ સાગરને પત્ર લખ્યો તેમાં પત્રલેખનની સંવત ૧૮૪૦ આપી છે.

संवत अठार, चालीश धार,
वैशाखमास पूर्णप्रकाश।

પરંતુ શ્રી. રામચન્દ્ર શુક્લ કોણ જાણે કયા આધારે પોતાના हिन्दी साहित्य का इतिहास માં प्रवीनसागर ને ગોવિંદ ગિલ્લાભાઈની

કૃતિઓમાં ગણાવે છે. અને એ કવિનું જન્મવર્ષ સં. ૧૯૦૫ આપે છે ].

બાર—તા. ૨૮–૨–૩૩ : મંગળવાર : કાગળ આવ્યા : રામલાલ ચૂનીલાલ મોદી. (વીસનગર)

(a) 'નાગર અપભ્રંશ' સં. લેખ વાંચ્યો તેથી-લખે છે કે— "મ્હને તો બધું જ નવું જાણવાનું મળ્યું.

ગ્રીઅર્સન અને દેવદત્ત ભાંડારકર જેવા પંડિતો પણ તપાસ કર્યાં વગર બીજાની વાતો ઉપર આધાર કેટલો રાખે છે તે જાણી આશ્ચર્ય થયું.

એ લેખની નકલ માનશંકર પી. મહેતાને મોકલવાનું સૂચવે છે. હેમનું ઠેકાણું નીલકંઠ મહાદેવની શેરી–ભાવનગર.

(b) બધેકાને ઉત્તર લખેલો પ્રગટ થવા માટે હજી બે અઠવાડિયાં વાટ જોશે. પછી કૌમુદીમાં મોકલશે.

(c) 'બિલ્હણ' વિશેનો લેખ અંગ્રેજીમાં પ્રગટ કરવાની મ્હારી સૂચના વિશે લખે છે : મ્હને એકવાર અપ્રિય અનુભવ થયો હતો. ધર્મારણ્ય માંથી મળતી ઐતિહાસિક હકીકત વિશે લેખ લખી–કૃ. મો. ઝ. પાસે સુધરાવી–Modern Review ને મોકલ્યો પણ પ્રગટ થયો નહિ.

પણ લખે છે–ત્હમે કહેશો તો હું બિલ્હણનો લેખ મોકલીશ–અંગ્રેજી કરીને. પછી છપાવાય તો છપાવશો.

પરંતુ આ માટે વિક્રમાङ्कदेवचरित જોઈને બ્યૂલરનું લખેલું verify કરવું છે. માટે એ કાવ્ય પેદા કરી આપશો.

(d) આપનું ઠક્કર વ. મા. વ્યાખ્યાનમાળાનું પુસ્તક વાંચ્યું. 'વસન્ત'માં ભાષાન્તર વાંચેલાં ત્યહારે તો સહેજ commonplace જેવા વિચારો લાગેલા. પરંતુ આ મૂળ અંગ્રેજી વ્યાખ્યાનો વાંચીને તો હું મુગ્ધ થયો. ભાષાન્તરમાંથી મૂળની ખૂબી ચાલી જાય છે

ત્હેનો આ પુરાવો છે. ત્હેમાં નરસિંહ અને અખાનાં કેટલાક કાવ્યોનું જે appreciation છે તે બહુ સુંદર છે.

. [આમ લખે છે]-પરંતુ નરસિંહ અને દયારામના શૃંગાર સં. મ્હારી તુલનાને અંતે શંકા કેટલીક કાઢી છે-દયારામના જીવનને દૂષણ આપેલાં છે તે વિશે સંશય બતાવ્યો, છે.

બાર—તા. ૨૮-૩-૩૩ : મંગળવાર : કાગળ લખ્યા : હીરાલાલ ત્રિ. પારેખ (અમદાવાદ).

પાટણની સ્થાપનાની સાલ પૃ. ૨૪૫માં આપેલા દલપતરામના મહીકાંઠા એજન્સીના દફતરના ઉતારામાં વિ. સં. ૮૦૨ માઘ સુદિ-ને શનિવાર છે!

'કાન્તમાળા' પૃ. ૧૫૭મે રામલાલ મોદીની યાદીમાં રાસમાળામાં લખેલ સાલ વિ. સં. ૮૦૨ માઘ વદ ૭ને શનિવાર છે. એ ફરક ધ્યાન ખેંચે છે.

બાર—તા. ૩૦-૩-૩૩ : ગુરુવાર : કાગળ આવ્યા :
ખરેઘાટ (મુંબાઈ).
જવાબ.

(a) 'પાટણનો લેખ' વિશે મ્હારો લેખ તે બધેકાને સમર્થ સંપૂર્ણ ઉત્તર છે-એમ માને છે. 'ની' પ્રત્યયનો પુરાવો સબળ છે તેમ જ લિપિશાસ્ત્ર પ્રમાણે તો લેખ deliberate forgery. ભલે એમ ના પણ હોય પરંતુ તિથિ વગેરેનો ભ્રમ થયો છે ઈ.

નાગરી script વિશે મ્હારા મતને પૂરેપૂરા મળતા આવે છે.
(પણ નાગર અપભ્રંશ-વિશેની ચર્ચા માટે મૌન રાખ્યું છે) ગુજરાતમાં નાગરોના સંપર્કમાં પોતે આવેલા તેથી પોતે પણ ખાતરી આપે છે. Grierson ના વચનથી પ્રથમથી હેમને શંકા થયેલી.

બાર—તા. ૩-૪-૩૩ : સોમવાર : કાગળ લખ્યા :
ખારેઘાટ (મુંબઈ).

બધેકાનો લેખ લંબાણવાળો-પોતાના ગણિત વિશેનો-ગયા 'ગુજરાતી'માં છે તે cutting બીડીને લખ્યું-એ દલીલોની તપાસ તથા પરિણામ ત્હમે જ કરીને આપી સકો-રામલાલ મોદીને તે કરીને પ્રગટ કરવા દેશો ?-ઇ. ઇ.

નાગરી લિપિ અને નાગરો એ પ્રશ્ન તો મ્હેં ગૌણ ગણ્યો છે. મુખ્ય પ્રશ્ન શેષકૃષ્ણને ખરા સમય કરતાં ૬૦૦ વર્ષ વ્હેલો મૂકવામાં અને હેમચન્દ્રને નાગર અપભ્રંશનો પિતા ઠરાવવામાં N. N. Vasu એ કરેલી ભયંકર ભૂલ્ય તેજ છે-ને તે મ્હેં સફળ રીતે ઉઘાડી પાડી છે એમ આશા છે.

આરે—તા. ૪-૪-૩૩ : મંગળવાર.

ભાનુશંકર વ્યાસ-૯ વાગ્યે આવ્યા-'યક્ષપ્રશ્નોત્તર'માં શ્લો. ૫૨૧માં પ્રેમાનંદની (પાઘડીની) પ્રતિજ્ઞા વિશે પ્રમાણ છે એમ રા એ બતાવ્યું છે-તે શ્લોકમાં પાઘડીની બાધાનો અર્થ કેવળ બ્હારથી જ આણ્યો છે. બીજી રીતે બંધબેસતો અર્થ-પ્રેમાનંદે વલ્લભને (પ્રસન્ન થઇને) પાઘડી (ઇનામ તરીકે) આપી પ્હેરાવી એમ અર્થ વધારે સંભવે છે-તે મ્હેં બતાવ્યું ચર્ચા કરતે એ જ અર્થ સુઘટિત થાય છે એમ ભાનુશંકરને પણ લાગ્યું. મ્હે કહ્યું : "મ્હેં તો પ્રેમાનંદ પુરાણ સમાપ્ત" એમ છેલ્લા લેખમાં બંધ કર્યું છે-તેથી ત્હમે આ શ્લોકનો ખરો અર્થ આમ છે એમ બતાવવા લખો તો શું ?"-કબૂલ કર્યું જોડે લઈ ગયા—

૧ યક્ષપ્રશ્નોત્તર (collegeની copy).

૨ બુદ્ધિપ્રકાશ-નવું (જેમાં વલ્લભ સં. લેખમાં આ પાઘડીની પ્રતિજ્ઞા વિશે કેશવલાલભાઇના ભાષણમાં કલ્પનાબળે ઊભી કરેલી. તદ્રૂપવર્ણન-છટા છે, વલ્લભે ઈશારત કરી, એટલે વીરજીએ ખીંટી ઉપર હતી તે પાઘડી આણીને આપી...ઇ તે પણ લઇ ગયા.

ખાર—તા. ૯-૪-૩૩ : રવિવાર.

ભાનુશંકર વ્યાસ આવ્યા–નવ વાગ્યે–આજ બેટાઈનું કામ નહિં થાય મ્હારી તબિયતને લીધે.

પણ પ્રેમાનંદની પ્રતિજ્ઞા વિશે એ લખી લાવ્યા છે–તે વાંચી સંભળાવવાનું કહ્યું–તે સાંભળ્યું. મ્હેં તથા સુ૦ એ.

બહુ જ સચોટ, સુશ્લિષ્ટ, સમર્થક લખ્યું છે–બુ. પ્ર. ને મોકલશે. નકલ કરાવી લેશે.

ખાર—તા. ૧૮-૪-૩૩ : મંગળવાર.

મુદ્રિકા ૯–વાગ્યે આવી–તરત કામે લાગી. બધું થઈ રહ્યા પછી Seriously વાત કરી :—

(મુદ્રિ.ને)–ત્હને સુશીલાએ બંને છોકરીઓ સોંપી છે. હું મ્હારાં છોકરાં સોંપું છું. મ. મુ.ના ત્રણ ભાગ (૨–૩–૪) તો પ્રગટ કરવાનું થશે. સુ૦ એ ખરચ આપવાનું માથે લીધું છે.

પણ નૂ ઝં. પછીનાં ૪૦–૪૫ કાવ્યો થયાં છે–તે પ્રગટ મ્હારા છતાં ના થઇ સકે તો ત્હમારે એ કામ માથે લેવું–સુશીલાને તું મદદ કરજે–ગોઠવવા કરવામાં. અંજારિયાની મદદ જરૂર લેજે.

ભલે–તું માથે લે છે? વચન આપ. વચન આપતે અચકાઇ –અનિચ્છાથી નહિં, પણ આ અશુભ કલ્પનાથી જ. રોતે રોતે અંતે વચન આપ્યું.

સુશીલાને પણ રોતી રોકી. મ્હેં કહ્યું–માણસ વ્યવસ્થા ના કરે?

ખાર—તા. ૧૦-૬-૩૩ : શનિવાર

કેશવલાલ ધ્રુવ આવ્યા. બેસાડ્યા. હું બેઠો બહુ ઘયડાઇ ગયા લાગ્યા.

બધેકાના લેખ The Guj.માં આવે છે. નરસિંહ મહેતા સં૦, તે વિશે વાત હેવી રીતે કરી કે પોતે એ પક્ષના જ હોય. બધેકાનો પુત્ર પાટણમાં વૈદું શીખે છે. અમુક ગ્રન્થ ત્યાંથી મળેલા– હવેના અંકમાં વિશેષ પ્રમાણ આવશે—

પાટણનો શિલાલેખ–forgery છે તે ના તો ના કહી સકયા–પણ સ્પષ્ટ ના બોલ્યા. મ્હેં કહ્યું–ખરેધાટનો લેખ આવેલો. તો કહે–બધેકાએ ત્હેનો ઉત્તર આપ્યો છે. હું: એનો રદિયો ૧૧મીનામાં આવશે એમ રામલાલ મોદી આશા રાખે છે.

હું: જ્યોતિષની વાત બાજૂ ઉપર રાખો. પણ લિપિ અને ભાષા એ બેય જોતાં બનાવટી લેખ છે હેનું શું?–ચૂપ રહ્યા. કહે–સારો રસ્તો તો એ કે એ લેખનો photo છપાવવો-એ લેખ છે ત્હેમાં ગોટો થઇ ગયો છે.

બાર—તા. ૧૨–૬–૩૩ : સોમવાર.

રામભાઇને–(a) 'ગુજરાતી'ના અંક બંનેનાં cutting વંચાવ્યાં. હેમને પણ હેમાં કાંઇક વગળ જ લાગે છે. નરસિંહ મહેતા સં. ભાગ interpolated હોય. પણ ઝીણી તપાસની જરૂર છે. મ્હેં કહ્યું–દુર્ગાશંકર શાસ્ત્રી મદદ કરી સકે. એ cutting લઈ ગયા. દુર્ગાશંકરને બતાવશે.

બાર—તા. ૨૬–૬–૩૩ : સોમવાર.

ચિઠ્ઠી લખી : રામભાઈ.

૨૫ મીના ગુજ.માં બધેકાની સહીના લેખમાં નાગરી લિપિની ઉત્પત્તિ વિશે નવી જ theory છે તે ઉતારો લખી મોકલીને. લખ્યું કે નાગરી પ્રચારિણી સભાના માસિકનો હવાલો આપીને તે બાબત verification ત્હમારા હિન્દી શિક્ષક મારફત અનુકૂળતાએ કરશો.

આ cutting પણ શાસ્ત્રી દુર્ગાશંકરને મોકલવાનું છે.

કાગળ લખ્યા : આણંદશંકર (અમદાવાદ).

બધેકાની 'નાગરી લિપિ' વિશેની કલ્પના માટે લખ્યું, ત્હમે એ બા. શોધ કરી સકશો.

દુર્ગાશંકર શાસ્ત્રી (પારલા)

'ગુજરાતી'નાં બધાં cuttings ૪થી, ૧૧મી, ૧૮મી, ૨૫મીનાં મોકલી લખ્યું કે આ બાબત અન્વેષણ કરશો ? મ્હને મદદ કરશો. વિશેષ ચર્ચા અનુકૂળતાએ મ્હને મળીને કરશો.

મ્હાર—તા. ૩૦-૬-૩૩ : શુક્રવાર : કાગળ આવ્યા : દુર્ગાશંકર શાસ્ત્રી (Bom. 14, ઝંડુ ફાર્મસી).

જવાબ. બધેકાનાં પ્રમાણપુસ્તકો માટે લખે છેઃ—

"મ્હને તો એ બધું વિચિત્ર જ નહિ પણ બનાવટી લાગે છે. પરંતુ હેને ખોટું ઠરાવવું બહુ મુશ્કેલ છે. એ છપાયેલા ગ્રંથોનો પણ પત્તો મળે એમ લાગતું નથી. પૂનાના Oriental Bk Agencyના Catalogueમાં તો એકકે નામ નથી. હસ્તપ્રતોનાં (Aufrecht) Catalogue-માં જોવું પડશે. ઇ. ઇ.

લીલા બ્હેનને telephoneમાં પૂછ્યું તો હેમણે કહ્યું-કે મ્હેં cuttings બીજાપુર મુનશીને મોકલ્યાં છે.

હવે મ્હારાથી બનશે એટલી અન્વેષણની મહેનત કરવાની મ્હારી ઇચ્છા છે. પણ તે પ્હેલાં આ શનિવારે તા. ૧-૭-૩૩ની સાંજે પાંચ અને સાડા પાંચની વચ્ચે મરીનવિલા આવીશ.

મ્હાર—તા. ૧ લી જુલાઈ ૧૯૩૩ : શનિવાર.

દુર્ગાશંકર શાસ્ત્રી આવ્યા-કલાક ઉપર ચર્ચા થઈ.

(a) હેમણે આ થોડા દિવસમાં ઠીક અન્વેષણ કરી નાંખ્યું છે. બધેકાએ પ્રમાણ તરીકે લખેલા ગ્રન્થોનાં નામ કહિં પણ જડતાં નથી. R. A. S. માં જઈને Aufrecht Catalogue જોઈ ગયા. ગ્રન્થકારોનાં કે ગ્રન્થોનાં નામ જણાતાં નથી. ઇ. અનેક પ્રકારે તૂત બતાવ્યું. સાર એ થયો કે નરતને માટે તો દુર્ગાશંકરે એક લઘુલેખ તૈયાર કરવો હેમાં શંકાઓ વીગતવાર દર્શાવવી ને બધેકાને તે ગ્રંથો રજૂ કરવાની માગણી કરવી. હું એ લેખ નીચે joint સહી કરીશ.

(e) બધેકા દેવનાગરી શબ્દની ઉત્પત્તિ કલ્પિત મૂકે છે તે વાત થતાં હેણે કહેલું નામ યાદ ન આવતાં સુશીલાએ કહ્યું : દેવ-યાજ્ઞિક—તે ઉપરથી દેવદત્તનો Ind. Ant. માંનો લેખ ( Nagar Apabhrams'a તથા Annalsમાંના મ્હારા લેખનું offprint (છેવટની પ્રત) હેમને બતાવ્યાં,

ખાર—તા. ૩-૭-૩૩ : સોમવાર.

સ્હવારે આઠ વાગ્યે પોપટલાલ શાહ આવ્યા; જોડે હતા—"આ કાન્તિલાલ પંડયા આવ્યા છે."

કાન્તિલાલે એક રમૂજી વાત કરી. ઈંગ્લાંડમાં વાલચંદનો ભાઈ ભણવા રહેતો. તે Macdonald કને Guj શીખતો'તો. સ્હાંગ્રે કાન્તિલાલને હેણે કહ્યું. (બંને ભેગા રહેતા'તા). આજ શીખવામાં—"આવ્યો નણદીવીર" આવ્યુ હેનો અર્થ મેકડોનાલ્ડે કર્યો-વીર—Warrior અને નણદી, નંદી, bull; ગ્રીક કથા; હેમાં warrior ને bull જોડે સરખાવે છે.

ખાર—તા. ૫-૭-૩૩ : બુધવાર.

બધેકાના તૂત બાબત આણંદશંકરે અંબાલાલ જાનીને દઢતાથી કહ્યું કે ગ્રંથો બતાવવા જોઈયે. તો કહે-એ જુઠું કહે ? અને હેણે પાટણના ભંડારમાં દીઠા, તે અહિં શી રીતે લાવે ? મ્હેં કહ્યું—તો રામલાલ મોદીને બતાવે. આણંદશંકરે વળી કહ્યું-જુઠું કહે તેમ નહિં પણ સાલ વગેરે વાંચવામાં ભ્રમ થયો હોય.

આ. મ્હને કહે-મ્હારે જઈને ફીરોઝપુરથી નજીક છે ત્હાં તપાસ કરવી પડશે.

મ્હેં કહ્યું—તે ભલે. પણ કેશવલાલના પુસ્તકનું review તો જરૂર કરો.

ખાર—તા. ૨૦મી સપ્ટેંબર, ૧૯૩૩ : બુધવાર.

College : શાહ આવ્યા. ભાનુશંકર વ્યાસ આવ્યા. આજના B. A. (Guj.)ના At Homeના એ બંને guests.

સુશીલા તથા માધવી-એક ટ્રેન ચૂકવાથી જરાક મોડાં આવ્યાં. ચાર વાગ્યા પછી.

... B. A. (Guj.)ના વિદ્યાર્થી આવી ગયા, એક બે સિવાય. Miss—ગેરહાજર ( ∵ Sick ).

એકે ઊભા થઈને ભાનુશંકરને પ્રમુખપદ લેવાનો ઠરાવ મૂક્યો. બીજાએ અનુમોદન આપ્યું.

મ્હેં કહ્યું-આ At Home માં વળી પ્રમુખ શા માટે? ભાનુશંકર પ્રમુખપદે બેઠા.

મ્હેં દૃઢતાથી કહ્યું—No speechifying.

બધાએ ગુસપુસ ચલવી. જણાયું:-હેમણે તો માનપત્ર તૈયાર કર્યું હતું, મ્હેં ને શાહે દૃઢતાથી ના કહી. સરકારના standing order ની વિરુદ્ધ એ થાય. મ્હારે ખુલાસો કરવો પડે. બધાને નિરાશ કરવા પડ્યા.

ભાનુશંકરે ઊભા થઈને કાંઈક ગણગણ્યું-એટલું જ કે માનપત્ર આપવું તે હુકમ વિરુદ્ધ થશે.

શાહ કહે-ફૂલહાર પ્હેરાવવાને વાંધો નથી...હું:-ભલે.

સાવિત્રીએ મ્હને, શાહને, ભાનુશંકરને, સુશીલાને હાર પ્હેરાવ્યા. બધાને ગુલાબનાં ફૂલ સાવિત્રીએ વ્હેંચ્યાં. શાહ કહે-Music રાખવું હોય તો રાખો. તે તત્કાળ બને તેમ નંહોતું.

ચ્હા માટે જોડેના લાંબા મેજ ઉપર બધા ગયા, હું ને સુ. તો ખુરશીઓ લઈને બેઠાં. બીજાં બધાં ઊભે ઊભે ખાવા લાગ્યાં.

ખાવાનું ઉત્તમ યોજ્યું હતું.

અડધા કલાક પછી-બધાં નીચે આગલા મેદાનમાં ગયાં. Photo પડાવ્યો. પાડનાર કોણ છે?-મ્હેં જતા પ્હેલાં પૂછ્યું. શાહ કહે-"શિવજી." સુ. તથા હું બોલ્યાં; હાજી મહમદનો છોકરો ?. સો કહે-ના; હેનું નામ જ શિવજી છે.—નીચે ગયાં ને દીઠો-સુ. એ ઓળખ્યો. હેણે કહ્યું-હું હાજી મહમદનો છોકરો. (હાજી. મ. અલ્લારખા શિવજી તે—અટક શિવજી).

બે Photo લીધા.

બધાનો ઉપકાર માન્યો. હરિશંકર પંડ્યા અને ભાનુમતી, એ બેનું આ કારસ્તાન હતું.

રસ્તામાં ભાનુમતીએ માનપત્ર હાથથી લખેલું મ્હને આપ્યું. હે-હમારે છપાવીને આપવાનું હતું. વાંચવા માટે હું ઘેર લઈ ગયો.

[ Note : માનપત્ર જરાક આડમ્બરી શૈલીનું છે. કો'નો Draft હશે !-છે Sincere. નકલ આ નોટબુકને છેડે રાખું છું.]

[ તા. ૨૦-૯-૩૩ ની Diary ની નોંધને છેડે ફ્હેલી માનપત્રની નકલ. જે અપાયું કે લેવાયું નહિં તો] :-વિદ્વરત્ન કવિવર શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા બી. એ. સી. એસ (નિવૃત્ત), ગુજરાતીના અધ્યાપક, એલ્ફિન્સ્ટન કોલેજ. મુંબઈ.

પરમ પૂજ્ય ગુરુજી,

શ્રી જગદીશની કૃપાથી આપની યશસ્વી જીવનયાત્રાના પંચોતેરમા વર્ષમાં આપ પ્રવેશ કરો છો, એ આનન્દમય અવસરે અમે આપના શિષ્યો આપ પ્રત્યેની અમારી સ્નેહપૂર્ણ માનવૃત્તિથી પ્રેરાઈને આપને વિનયયુક્ત અભિવાદનાંજલિ અર્પવાની અનુજ્ઞા માગિયે છિયે.

આપની કલામય કાવ્યસમૃદ્ધિએ ગુજરાતને અભિનવ કવિતાવિભૂતિ સમર્પી છે; આપનાં ભાષાવિષયક સૂક્ષ્મદર્શી અન્વેષણોએ ગુજરાતને અદ્વિતીય ભાષાશાસ્ત્ર આપ્યું છે; આપનાં તત્ત્વાન્વેષી સાહિત્યવિવેચનોએ ગુજરાતને વાઙ્મયરત્નોની ખરી કદર કરાવી છે. આપની મહામૂલ્ય સાહિત્યસેવાએ ગુજરાતના વાઙ્મયનું ગૌરવ વધાર્યું છે. આપની પ્રદીપ્ત પ્રતિભાને, આપના અવિરત વિદ્યાવ્યાસંગને, આપની નિડર સત્યપરાયણતાને ગુજરાત પિછાણે છે. પરંતુ આપની વત્સલતા, આપની દયાર્દ્રતા, આપનું સૌજન્ય પિછાણવાનું સદ્ભાગ્ય તો આપના શિષ્યોને જ સાંપડ્યું છે.

આપનો બુદ્ધિવિભવ વિશ્વવિદિત છે. પરંતુ આપનું હૃદયમાર્દવ તો "કોઈક વિરલે જાણિયું."

આપની પ્રખર સત્યભક્તિનો, અર્ધસત્ય અને દંભ પ્રત્યે આપની અસહિષ્ણુતાનો, અનુભવ અનેકને થયો હશે; પણ આપના

વિશાળ હૃદયમાં વ્યાપી રહેલી ક્ષમાવૃત્તિનો અનુભવ તો તેને જ થઈ શકે જેણે વૃથાડમ્બર તજીને ઋજુભાવ સેવ્યો હોય.

આપણી વિદ્યાપીઠોની વર્ચસ્વિતા ઓસરતી ચાલી છે; સ્વવિષયમાં પારંગત પ્રમાણભૂત અધ્યાપકો સ્મરણાવશેષ થતા જાય છે: એવા આ સમયમાં આપના જેવા ઉત્તમ કોટિના સર્વદેશીય વિદ્વત્તાવાળા મહાનુભાવે, અતિવ્યવસાયી જીવનના નિવૃત્તિપરાયણ અવશેષને પુનઃ પ્રવૃત્તિપરાયણ બનાવીને, ગુર્જરગિરાની સેવા કરવાની વૃત્તિથી, અધ્યાપકપદ સ્વીકાર્યું એ અહોભાગ્ય ગુર્જરગિરાનું અને ગુર્જરગિરાના અમ જેવા અભ્યાસીઓનું.

ગુર્જરગિરાના અભ્યાસીઓનું એ સદ્‌ભાગ્ય ચિરંજીવ બને એ અર્થે પરમકૃપાળુ પરમાત્મા આપને અને આપનાં ધન્ય જીવનસહચરી શ્રીમતી સુશીલાબ્હેનને સુદીર્ઘ આયુષ અર્પે એવું અમે આપના નમ્રશિષ્યો હૃદયની ઊંડી લાગણીથી પ્રાર્થીએ છીએ.

અને પ્રાર્થીએ છીએ કે આપના ગુણગ્રામોને સમજવાનું, આપે અર્પેલી વિદ્યાનો સફળ વિકાસ કરવાનું, આપે પ્રારંભેલા જ્ઞાનયજ્ઞના તન્તુને અવિચ્છિન્ન રાખવાનું, કાંઈક સામર્થ્ય પ્રભુ અમને આપે.

આપને અને પરમાત્માને પ્રાર્થિયે છિયે "પ્રેમલ જ્યોતિ
ત્‍હારો દાખવી અમ જીવનપંથ ઉજાળ."

અમે આપના ઋણી શિષ્યો

| | |
|---|---|
| અમૃત મહેતા | કેશવલાલ ઉ. જોશી |
| જે. જી. ભાટિયા | ભાનુમતી ભટ્ટ |
| કાન્તિલાલ વોરા | સાવિત્રી પ્રસન્નલાલ દફ્ |
| ધીરજલાલ શિવલાલ દલાલ | ગોવિંદલાલ ભટ્ટ |
| કેશવલાલ દ. જોશી | બિપિન ચીનાઈ |
| ડાહ્યાભાઈ રણછોડદાસ પટેલ | વસનજી દેસાઈ |
| હરિશંકર જયશંકર પંડ્યા | |

હું ધારું છું-ડાબી બાજૂના St Xaviers ના. ને Wilsonના ને જમણી બાજૂના Elphinstone ના.

બાર—તા. ૨૨-૯-૩૩ શુક્રવાર: કાગળ આવ્યા: બ. ક. ઠાકોર (વડોદરા)-કાર્ડ.

રા. ભાઈશ્રી

'વિવર્તલીલા'ની નકલ મળી ગૈ છે. તબિયત સુધારા પર હશે.

બળવંત ઠાકોર
૨૧-૯-૩૩
રાવપુરા વડોદરા.

રસમયકોષ અનેકની વચ્ચે ચર્ચા શી?
બકરી ઘેંટી ઊંટડી
ઘોડી ખરી મહિષડી
ગૌરી કેરાં દૂધમાં રુચે પચે તે પી.

( વિ. લી. માં Notes માં આણંદશંકરનું વચન ઊતાર્યું છે. બ. ક. ઠા ને આ. ના રસમયકોષનું બંધારણ જૂદું ઈ. તે હેને લાગ્યું છે-પણ આ ઊંટડી ય શું?

બાર—તા. ૨૬-૯-૩૩ : મંગળવાર : કાગળ આવ્યા : વિજયરાય કલ્યાણરાય (ભાવનગર).

"વિ. લી. ત્રણ દિવસ ઉપર મળી. આભાર માને છે. અવલોકન બનશે તેટલુ વહેલું ને યથાશક્તિ લખવા કે લખાવવા ગોઠવણ કરીશ.

આપને વાતમાં રસ પડશે એમ ધારીને લખું છું કે પુસ્તક અને મળ્યા પછી થોડી જ વારે ભાઈશ્રી મુનિકુમાર આવેલા. તેમની સાથેની વાત પરથી જાણવામાં આવ્યું કે પૃ ૭૯ મા પરની પહેલી ટીપમાં જે નવા પાઠનો ઉલ્લેખ છે તે સ્વ. કાન્તે આપનું વિવેચન વાંચ્યા પછી, તે યોગ્ય લાગતાં, સ્વીકાર્યો હતો.

વિજયરાયના પ્રણામ."

રામભાઇને ઘેર.

પ્રતાપરાય શાહે પાડેલી મ્હારી છબી રામભાઇને બતાવી. તે વિશે મ્હેં કહ્યું: હેમાં મ્હારું Expression સરસ સચોટ છે. મ્હેં સ્મિત કરવાનો પ્રયત્ન કર્યો'તો, પણ સફળ હું નહોતો થયો. અંતર્ગૂઢઘનવ્યથઃ એ સ્થિતિ મુખમુદ્રામાં જણાય છે.

હું હસું છું, બોલું છું, આનંદ કરું છું પણ આ એક વર્ષથી કરુણરસની છાપ જતી નથી.

ખાર—તા. ૬-૧૦-૩૩: શુક્રવાર: કાગળ આવ્યા: કેશવરામ કાશીરામ શાસ્ત્રી (માંગરોળ).

"ત્રણ ત્રણ પચીશીઓ વીતાવી છતાં" એક યુવાન નરને પણ પછાત રાખી દિયે તેવી રીતે માતૃભાષાની અણમોલી સેવા કરવાને અહોભાગી એવા આપના આત્માને આ એક માતૃભાષાના નાચીજ સેવકનાં સહસ્રશઃ અભિનન્દનો, તે પણ ખરા દિલનાં.

(b) આવતી સા. પરિષદ્‌માં પોતે 'જોડણી' વિશે નિબન્ધ મોકલવાનું ધાર્યું છે–રાયચુરા ઉપર મોકલ્યો છે. હ્હેમાં આરમ્ભમાં સોરઠાઓ લખ્યા છે હ્હેમનો એક આ–

ભાષાન્વેષણ કામ સંતત જેણે આદરી,
કર્યું ખરું નિજ નામ પ્રેરક તે નરસિંહ મુજ.

(c) ગુજરાતી ભાષાનું વ્યાકરણ કરવાનું ધારે છે. કમળાશંકર-નામાં ખામીઓ છે ઈ. કારણથી.

(d) મધ્યકાલીન ગુજરાતી ભાષાના સ્વરૂપ વિશેની પોતાની લેખમાળા તરફ ધ્યાન ખેંચે છે. એ લેખોમાં પોતાની નવીન કલ્પના મૂકી છે:–

"તલ ગુજરાતમાં વિ. સં.ની ૧૮ મી સદીના આરંભથી જૂની ભાષાના સંસ્કારો છે–ત્હારે તલ કાઠિયાવાડમાં છેક સં. ૧૪૫૬ના

એક ખતમાં નવી ભાષા પ્રેમાનંદના સમયમાં જે બંને દેશની સામાન્ય ભાષા તરીકે સ્વીકારાઈ ચુકી હતી ત્હેનું સ્વરૂપ મળી આવે છે."

આ ખત ઉપર પોતે બધો આધાર રાખતા જણાય છે. અને નરસિંહનાં કાવ્યો હાલની ભાષામાં મળે છે તે હેના સમયની જ હતી !!

નાગર અપભ્રંશને મળતી ભાષા એ નહિ હોય ને? Nagar Apabhramshaના મ્હારા લેખની નકલ હોય તો માગે છે.

ખાર—તા. ૯-૧૦-૩૩ : સોમવાર : પ્હેરોડમાં ઊઠી–

(1) ચર્ચાપત્ર ઘડી કાઢયું. મ્હારી ૩/૪ શતાબ્દી સં. બધાએ યોજના ચલાવવાનું કર્યું છે. તે માટે આભાર માનીને લખ્યું કે આ સત્કારથી જ હું સંતુષ્ટ છું. આવતે વર્ષે કશું કરવાની જરૂર નથી.

(2) આજ લવંગીની અવસાન તારીખ. મનમાં સ્ફુરણા ચવાથી ૪ શ્લોક વસંતતિલકાના બનાવી રાખ્યા.

### નવમી ઓક્ટોબર

જો! વીતિયા ત્વરિત દ્વાદશ આજ માસ,  
તોએ થયો ન તુજ ચિત્ર તણો વિનાશ;  
એ દીર્ઘભાસી અવધિ ક્ષણરૂપ ભાસે,  
તું તો રહી સતત આ હૃદયોની પાસે. ૧

તારાગણો ગગનગર્ત ભરી જ દે છે,  
ત્હારાં બધાં સ્મરણ આ ઉર પૂરી રહે છે;  
આઘાતને કુસુમવર્ષણ માની લેશું,  
ને કાળના વહનને પણ લોપી દેશું; ૨

દિક્કાલબંધન થકી પર આત્મ ત્હારો,  
વાત્સલ્યભાવ પણ તેમ જ આ હમારો;  
આશ્વાસનો યુગલ બાલક રૂપ મૂકી  
તું જો! હમારું હિતકાર્ય ન કાંઈ ચૂકી; ૩

એ બાલિકાયુગલ સ્મારકરૂપ ત્હારાં
રૂહેશે નિરન્તર જ આ ઉર દારનારાં :
ને, બેટી! જો ત્વરિત ત્હારી સમીપ આવી
લેશું સદા અમર ધામ રૂડું વધાવી. ૪

બ્પાર—તા. ૨૬-૧૦-૩૩ : ગુરુવાર : કાગળ આવ્યા : વિદ્યાબ્હેન ઑન. સેક્રે. ગુજ. વ. સો. (અમદાવાદ)

"ગુજરાતના બે અગ્રગણ્ય વિદ્વાનો દિ. બ. કેશવલાલભાઈ અને આપશ્રી ચાલૂ વર્ષે ૭૫મા વર્ષમાં પ્રવેશ કરો છો, એથી આનન્દ પામી સોસાઈટીએ એ પ્રસંગ યથોચિત ઉજવવાનો પ્રબન્ધ કર્યો છે અને તેનો કાર્યક્રમ નીચે પ્રમાણે યોજ્યો છે :—

(૧) જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ અને દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને સોસાઈટી તરફથી અભિનંદન આપવા એક સમારંભ કરવો.

(૨) પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને એ મેળાવડાનું પ્રમુખપદ લેવા વિનંતિ કરવી.

(૩) એ મેળાવડાને અંગે સ્નેહસંમેલન તેમ નાટ્યપ્રયોગ રાખવાં.

(૪) બુદ્ધિપ્રકાશનો જૂન અંક-ખાસ અભિનંદન અંક તરીકે પ્રસિદ્ધ કરવો.

કમિટી ઇચ્છે છે કે આપ એ પ્રસંગે અમદાવાદ પધારવાની કૃપા કરશો અને અમારા આનંદમાં વૃદ્ધિ કરશો.

જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં આપને અહિં આવવાનું અનુકૂળ થશે કે કેમ તે જણાવશો, અગર તો અન્ય કોઈ તારીખ આપને સગવડ ભરી હોય તે લખી જણાવવા કૃપા કરશો."

!!!-આ શું તોફાન!

પ્માર—તા. ૨૭-૧૦-૩૩ ; શુક્રવાર : રાત્રે સાઢા આઠ વાગ્યે વચન પ્રમાણે મુદ્રિકા તથા અંજારિયા આવ્યાં.

મુખ્ય વાત-જે માટે બંનેને બોલાવ્યાં'તાં-તે વાત મ્હેં શરૂ કરી.

પ્રથમ તો ૧૫-૧૦-૩૩ ના "ગુજરાતી"માં મ્હેં મિત્રોને વિનંતિ પ્રગટ કરી છે તે અં. ને વાંચવાને આપી (મુદ્રિકાએ તો એ વાંચી છે.)

પછી ગુજ. વ. સો. ની કમિટી તરફથી સેક્રે. (વિદ્યા)નો પત્ર આપ્યો. અં. એ ધાંટો પાડીને વાંચ્યો જેથી મુદ્રિકા પણ સાંભળી સકી.

મ્હેં પૂછ્યું: મ્હારે શું કરવું? ત્હમે શી સલાહ આપો છો?

મુદ્રિકા કહે-એ લોકો માન આપે તેને ના કેમ કહેવાય? વ્યક્તિયો મળીને કરે તે જૂદું અને આમ જૂની સંસ્થા તરફથી થાય ત્હેને ઠેલાય શી રીતે?

મ્હેં કહ્યું-૧૫ મીની વિનન્તિ હજી તો તાજી જ છે. અને આમ આ તરફ હા કહું એ મ્હારી દૃષ્ટિયે કેટલું દૂષણભર્યું ગણાય? મુદ્રિ. ના મનમાં પૂરું ના ઊતર્યું, પણ અં. ના મનમાં બરોબર ઊતર્યું.

મ્હેં જવાબ Draft કરેલો અં. ને આપ્યો. ધાંટો પાડીને હેમણે વાંચ્યો. કહે: આ સ્થિતિમાં આ જવાબ જ વાજબી છે. પછી એ લોકો ગમશે તો Deputation મોકલશે. અથવા તો Forbes Sabha મારફત-કરે-તો ના ન કહેવાય.

મ્હેં કહ્યું: હું એમ થાય તો તરછોડવાની દુચ્છતા ના જ કરું. પણ તે વસ્તુ પણ વધારા પડતી ગણું. ખરું પૂછો તો મ્હને આ રીતે માન લેવું પસંદ જ નથી-નથી ગમતું ન્હાનાલાલનું કર્યું. તેમ મ્હારું કર્યું હોત તો મ્હને તો ના જ ગમત.

અમદાવાદ જવું મ્હારી તબિયત માટે અશક્યવત્ જ છે અને એ પ્રશ્ન પૂરેપૂરો છણ્યો. મુદ્રિ. ને અં. કહે: માત્ર એટલી મુસાફરી ના જ થાય? મ્હેં ખુલાસો કર્યો. કોઇને વદાવ કરવા જાઉં કે લેવા જાઉં તો તે વખતે પણ લગભગ Giddiness આવે. એટલે

બંનેએ માન્યું. અં. એ ઉમેર્યું કે ત્હાં ગયા પછી સમારંભના Excitement ઉપરાંત બધા મળવા આવે કરે તેથી પણ વધારે થાય.

આમ કબુલ થયા પછી મ્હેં મ્હારા જવાબનો Draft અં. ને આપ્યો. હેની Fair copy ત્હમે જ કરીને કાલે જ મોકલજો. ત્હમારા અક્ષર સારા છે. મ્હેં કહ્યું : "હેનાથી રાત્રે તો દેખાતું નથી ને દહાડે રાંધતી જાય અને લખતી જાય ત્હારે બને!"

અં. એ માથે લીધું. કાલે હું ૧૦ વાગ્યા પ્હેલાં માણસને મોકલીને મગાવી લઇશ. અં. કહે-નહિ તો સાહ્ય દશે હું આવીને આપી જઇશ.

(e) રામભાઇએ મોકલેલા કૌમુદીના અંકમાં બ. ક. ઠા. ના મેઘદૂતના પ્રવેશક બા. હેણે કરેલું કે. હ. ધ્રુવની કલ્પનાનું ખંડન કદિ જડતું નથી. ૧૯૩૧ ના કૌમુદી વિશે Footnote છે–ને આ અંકો તો ૧૯૩૨ ના છે.

અં. કહે-૧૯૩૨ ના માં જ મ્હેં દીઠું છે સોધી કાઢીને બતાવ્યું. સજ્જડ સમર્થ ઉત્તર બ. ક. ઠા. એ આપ્યો છે=Critical દષ્ટિની ઝીણવટથી અને સમર્થ વાણીમાં.

બાર—તા. ૨૮-૧૦-૩૩ : શનિવાર : કાગળ લખ્યા : લેડી વિદ્યાગૌરી ઓ. સે. ગુજ. વ. સો (અમદાવાદ).

જવાબ. નકલ રાખી છે. અં. એ કરેલી Fair copy માં સહી કરી. જવાબના મુદ્દા :–

(a) ઉપકાર માનું છું-મ્હારા પૂરતો.

(b) આ બા. માં મ્હારી વૃત્તિ તા. ૧૫-૧૦-૩૩ નાં ગુજરાતીમાં પ્રગટ કરેલા વિનન્તિપત્રમાં છે. ત્હેની નકલ મોકલું છું.

(c) એ વૃત્તિ અદ્યાપિ અવિચલિત જ છે.

(d) એ વિનંતિ પ્રગટ કરી તે વખતે ત્હમારી આ યોજનાનો સ્વપ્ને પણ મ્હને ખ્યાલ નહોતો.

(e) માટે મ્હને આ સમારંભમાંથી બાતલ રાખશો એમ માની લઉં છું.

(f) આ ઉપરથી એમ ના માનશો કે હું ત્હમારી કમિટીના સદ્‌ભાવ માટે આભાર નથી માનતો અથવા તે તરફ ઉચ્ચસ્થાનેથી આગ્રહ કરું છું.

(g) જાન્યુ. માં હું હાજર રહી નહિં સકું. મ્હારી શરીરસ્થિતિને લીધે એ પ્રવાસ ખમી નહિ સકાય. તે દિવસે કે અન્ય દિવસે પણ મુસાફરી વેઠી સકું એમ નથી.

(h) દિ. બ. કેશવલાલભાઈ માટે આ સમારંભ યોજાશે જ એમ આશા રાખું છું. એ વિદ્વાનને યોગ્ય માન આપવા સારુ હું શરીરથી નહિ પણ હૃદયથી હાજર છું એમ માનશો. એ હેમના સમારંભને સંપૂર્ણ વિજય ઇચ્છું છું.

બાર—તા૦ ૩૧–૧૦–૩૩ : મંગળવાર : રહવારે સાઢા આઠ વાગ્યે રામભાઇ આવ્યા. અણધાર્યા જ.

(a) સુખમનીનું Ms. (હેમના ભાષાન્તરનું) હેમને આપ્યું; છપાવતાં શું ખરચ થશે તે તપાસ કરાવે છે. યોગી કને જ.

(b) મ્હારી ૬૯ શતાબ્દી સં. ગુજ. વ. સો. સાથેનો પત્રવ્યવહાર વંચાવ્યો. રામભાઇ તો કૂદે—ના કહેવાનો તમારો હક તો નથી જ! ચર્ચા.

(c) અંબાલાલ જાનીનો નવા વર્ષનો પત્ર વંચાવ્યો. બીજી પુષ્કળ વાતો થઇ. સાં. કુ. માં નર્મદશતાબ્દી ઉજવાશે ઇ. ઇ.

બાર—તા૦ ૭–૧૧–૩૩ : મંગળવાર : કાગળ આવ્યા : વિશ્વનાથ મગનલાલ ભટ્ટ (રાણીકા–ભાવનગર)

આ સાલના 'વાઙ્મય'નું વાર્ષિક અવલોકન ગુજ. સા. સભાએ હેમને સોંપ્યું છે. તેથી વિ. લી. ની પ્રત મોકલવાનું લખે છે.

'વીર નર્મદ'ની પ્રશંસા મ્હેં સા. સભાને લખેલા પત્રમાં કરેલી તેથી હેને આનંદ થયો. કેટલીક ગલતીઓ વિશે મ્હેં ઉલ્લેખ કરેલો તે શી તે જાણવાને પોતે ઇંતેજાર છે: અનુકૂળતાએ—લખે છે.

ખાર—તા૦ ૮-૧૧-૩૩ : બુધવાર : કાગળ આવ્યા : કાલા-ભાઇ દેરાસરી (અમદા.)-કાર્ડ.

"ત્હમારા જીવનનો Sketch લખવાને ધારું છું. માટે બનાવો, લખાણો, યુદ્ધો, બધી વીગત મોકલજો. Serious નહિં પણ Full of humour & laughter લખવાનું છે, જલદી મોકલજો !!" ગાંડા થયા છે કે શું !

ખાર—તા૦ ૧૨-૧૧-૩૩ : રવિવાર : બપોરે વિદ્યા આવી. ક્‌વેં યુનિ. ની Syndicateની મીટિંગ માટે કાલે આવી'તી. આજ અમદા. પાછી જશે. સરોજને ત્યાંથી આવી.

(a) ગુજ. વ. સો. એ આપવા ધારેલા અભિનન્દનપત્ર માટે પૂછવા આવી'તી. કુહે-આવવાનું ટ્હાણુ તો હમારાથી ના થાય. પણ હમેજ Deputation મોકલિયે ને આવિયે તે માટે તો વાંધો નથી ! મ્હેં કહ્યું:-એમ તો હું શી રીતે રોકી સકું ! પણ ત્હમને હું ચ્હા નહિં પાઉં ! (તો કુહે-હમે પાઇશુ).

કુહે-હમે આવ્યાથી ત્હમારા જીવને દુઃખ થતું હોય એમ તો નથી ને !

હું:-દુઃખ કે સુખ વસ્તુ હેમાં છે જ નહિં, પણ આ વસ્તુ જ મ્હને ગમતી નથી. ઇ. ઇ.

મ્હેં કહ્યું : કેશવલાલભાઇ પણ ના કુહે છે. તો કુહે-હેમણે તો ના તો કહી નથી. મ્હેં નડિયાદમાં એ બોલેલા તે વાતનું સ્મરણ કરાવ્યું.

મ્હેં કહ્યું-વસ્તુતઃ Silver Jubilee ને Golden Jubilee ને Diamond Jobilee એ બધા રિવાજ પાશ્ચાત્ય છે. આપણે નકામા દાખલ કર્યા છે.

બાર—તા૦ ૨૦-૧૧-૩૩ : સોમવાર : કાગળ લખ્યા :: રામનારાયણ વિ. પાઠક (અમદાવાદ),

"અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય" નામના હેમના વ્યાખ્યાનમાં બે બાબતો વિશે મ્હારી Remarks મનન માટે મોકલી.

(ક) પૃ. ૨૭ મે "નર્મદાશંકરી (૨૬ માત્રાના) હરિગીતને પછીથી વિષમ હરિગીત નામ મળ્યું"–આમ વચન છે. મ્હેં વસ્તુ-સ્થિતિ ઇતિહાસ સાથે દર્શાવી.

કાન્તા નાટકમાં 'મન્દ મન્દ સમીર વ્હે' ઇ. વાળા શ્લોકોમાં ૨૬-૨૮, ૨૬-૨૮ એમ માત્રાયોજના છે.

પરંતુ હેનું નામ મણિલાલે હરિગીત જ રાખ્યું હતું.

(૨) મ્હારું 'મેઘ' કાવ્ય ૧૮૮૨ ના શુમારમાં બુદ્ધિપ્રકાશમાં આવ્યું. હેમાં મ્હેં એ યોજના રાખી અને નામ વિષમ હરિગીત –મ્હેં પ્રથમ જ પાડ્યું.

(ખ) પૃ. ૭૩ (૧) "શ્રી નરસિંહરાવે પણ પૃથ્વી વાપર્યો સ્મરણમાં આવતો નથી. હશે તો જૂજ જ."

(૨) "પ્હેલાંના વાંચનશૈખીનો હજી પ્રો. ઠાકોરના પૃથ્વીની વિરુદ્ધ બોલે છે."

(૩) મ્હેં વાપરેલા પૃથ્વી :–સ્મરણ આપું ?

(a) "સૂક્ષ્મ સૌન્દર્યનું પૂજન."–(વસંતરજતમહોત્સવસ્મારક-ગ્રન્થ. પૃ. ૧૨ થ. ક.).

(b) 'ત્રણચિત્રો' (વસન્ત–માઘ ૧૯૮૪)

(c) ગંધર્વનગરી દર્શન–શ્લો. ૨૫ મો. (નવચેતન–નોવ્હે-૧૯૩૧).

અલબત, આ જૂજ જ છે.

2. બ. ક. ઠા. ના પૃથ્વી સ્હામે વાંધા તો જુદા જ કારણથી છે. Caesura અને યતિ વચ્ચે ભ્રમ; સ્વેચ્છાએ યતિ સરકાવે ઇ. ઇ.

ખાર—તા૦ ૨૬-૧૧-૩૩ : રવિવાર : કાગળ લખ્યા : Dr. F. W. Thomas M. A., Ph. D.

161, Wood Stock Road, Oxford.

એક Offprint બીડી સાથે પત્ર લખ્યો. ગયા મે માસમાં G. L. L. Vol. II મોકલ્યુંતું તે ત્હમને મળ્યું હશે. આજ આ Offprint મોકલું છું. ∵ Annals ત્હાં જતું હશે કે કેમ તે ખબર નથી.

આ મ્હારા Research ને ત્હમારી તરફથી Response મળશે તો મ્હને બહુ આનંદ થશે.

ખાર—તા૦ ૮-૧૨-૩૩ : શુક્રવાર. શાન્તિબ્હેન બરફીવાળાને ઘેર-(a) રાસકુંજ-સારેગમની પ્રસ્તાવના મ્હારી છે તે "ગુજરાતી" માં મ્હારી ૐ શતાબ્દી સં. લેખમાં આપેલી યાદીમાં કેમ દાખલ નથી? મ્હેં કહ્યું-સરતચૂકથી રહી ગઈ.

ખાર—તા. ૧૬-૧૨-૩૩ : શનિવાર : કાગળ લખ્યા : વિશ્વનાથ મગનલાલ ભટ્ટ (ભાવનગર) રાણીકા, પો. માસ્તરને ત્યાં.

કેટલાંક વર્ષ ઉપર મુનશીના 'જીવનનો ઉલ્લાસ' વિશેના વ્યાખ્યાનની પરીક્ષા-કરનારો લેખ વિશ્વનાથે (સમર્થ દર્શન કરીને) લખ્યો, ત્હેમાં બે સ્થળે મ્હારે વિશે અમુક વિધાન કરેલાં—

(क) 'ઉષ:કાળ'ના મ્હારા વ્યાખ્યાનમાં બાળાશંકરનું કાવ્ય મ્હેં દર્શાવેલું તે વસ્તુતઃ મણિલાલ દ્વિવેદીનું હતું.-હું "હરિપ્રેમ-પંચદશી"ના પ્રવેશકથી ઊંધો દોરાયો એમ મ્હારે વિશે લખ્યું છે.

(ख) છે માનવી જીવનની ઘટમાળ હેવી, દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી ૪. વાળી પંક્તિયો-હ વી. માંની અને 'કોણ કહે સુખ નશ્વર છે!' એ ન. ઝં. ના કાવ્યની ટીકામાં પૂર્વોક્ત વિચારને મ્હેં 'ક્ષણિક વૃત્તિ' કહી કહ્યું છે-તે 'ક્ષણિક' કહેવામાં મ્હારી ભૂલ એ માને છે.

(क) વિશે મ્હારો ખુલાસો—

મણિલાલ દ્વિવેદીને પોતાના નિકટ મિત્ર બાળાશંકરનાં કાવ્યોમાં ખાતર પાડવાની ટેવ હતી—એમ મ્હને વિશ્વાસપાત્ર ખબર મળેલી છે—ઉત્તરરામચરિત બાળાશંકરે આરંભેલું તે મણિલાલે માગી લઈને પોતે નવેસરથી રચ્યું.

આ ઉપરાંત પ્રસ્તુત કાવ્યમાં બે સ્થળે "બાળ" શબ્દ છે—તે (ખાસ ઉપાન્ત્ય પંક્તિમાં તો) બાળાશંકરના નામની ગુપ્ત કૂંચી છે એમ હું માનું છું.

(ख) માટે લખ્યું: મ્હેં એ આખા બે શ્લોકોને ક્ષણિક વૃત્તિ નથી કહી—માત્ર પ્રથમની બે પંક્તિમાંની જ ક્ષણિક કહી છે નૂ. ઝં. ની ટીકા ફરીથી વાંચી જશો તો જણાઈ આવશે.

બાર—તા. ૨૪–૧૨–૩૩ : રવિવાર : કાગળ આવ્યા : ઝીણાભાઈ ર. દેસાઈ (મુંબાઈ).

"સ્નેહરશ્મિ"—ઝીણાભાઈ—જેલમાંથી બે વર્ષ ભોગવી છૂટયા પછી આવ્યા છે. લખે છે:—

"પૂ. શ્રી નરસિંહરાવભાઈ,

આપને નથી હું કોઈ વખત મળ્યો, કે નથી આપને અગાઉ મેં કદી પત્ર લખ્યો; પરંતુ બે વર્ષની લાંબી સજા ભોગવી સાબરમતી જેલમાંથી છૂટી આવતાં પ્રસ્થાનની છેલ્લી છ વર્ષની ફાઈલ ઉથલાવતાં એકાએક શ્રી. લવંગિકા બ્હેનના દુઃખદ અવસાનના આઘાતજનક સમાચાર વાંચતાં હું કંપી ઊઠયો. પૂ. ગાંધીજી સાથેના આપના ટૂંકા પણ હૃદયસ્પર્શી પત્રવ્યવહારમાંથી આપની વેદના કેટલી તીવ્ર હશે તે સ્હેજે સમજાય છે. આપની ઉત્તરાવસ્થામાં આપને પહેલ આ કારમો ઘા સહેવા જેટલી ધાર્મિક શ્રદ્ધા અને બળ આપને ઈશ્વરે બક્ષ્યાં છે એટલે મારા જેવા તો દૂરથી મૂંગા મૂંગા આપના ધૈર્યમાંથી, આપની ભગવત્પરાયણતામાંથી, શ્રદ્ધા પામી એટલું જ આશી.. શકે કે આવી કસોટીમાંથી આપ પાર પડી તે પરમ તત્ત્વની વધુ

વધુ નિકટ જાવ, જેના હેતુઓ આપણને હમેશ અકળ અને અગમ્ય રહ્યા છે. એ ઘટનાને આજે ઠીકઠીક સમય થયો છે, છતાં આપની વેદના તેટલી જ તાજી છે એમ 'રહી ગયેલો' સહી હેઠળ વસન્તમાં પ્રસિદ્ધ થયેલા આપના કાવ્ય ઉપરથી લાગ્યું. એ સંજોગોમાં આપને તદ્દન અપરિચિત એવી એક વ્યક્તિનો આપના દુઃખમાં હૃદયપૂર્વકનો સમભાવ સ્વીકારશો. બાકી જેમને ચરણે બેસી આશ્વાસનના પાઠ શીખવાના મળતાં જીવનની પરમધન્યતા લેખાય તેમને આશ્વાસન આપવાને મારાથી કેવી રીતે ધૃષ્ટતા કરી શકાય?

મારા એક મિત્રના અવસાનના અંગે મેં અનેક સોનેટ લખ્યાં હતાં, તેમાંથી આપને આ સાથે મેં એક મોકલાવ્યું છે. એથી આપની વેદનાભરી Monotony માં એક ક્ષણ પૂરતો પણ Relief મળશે તો ખૂબ આનન્દ થશે. આપના સમય ઉપર અક્ષમ્ય આક્રમણ તો હું નહિ કરતો હઉં? એવી બીતિ મને રહ્યા જ કરે છે એટલે આટલેથી જ વિરમીશ.

લી. સેવક

ઝીણાભાઈના પ્રણામ સ્વીકારશો."

આમ અત્યન્ત અજાણ્યા, અપરિચિત મનુષ્યના હૃદયમાં ઝરતા સમભાવે મ્હને (અને સુશીલાને વંચાવ્યું તે સુશીલાને અશ્રુસ્રાવક આશ્વાસન મળ્યાં. જે નજીકનાં સમ્બન્ધી તરફથી નથી મળ્યું, નથી મળતું, તે આમ દેખાતા દૂર પણ માનવતાના તત્ત્વે નિકટ હૃદયમાંથી પ્રગટતા ઉદ્‌ગારથી મળ્યું—ખરે! હમારા દુઃખમાં અનેક અજ્ઞાત હૃદયો સહભાગી છે—એ ઓછું આશ્વાસન છે?

સ્નેહરશ્મિએ બીડેલું કાવ્ય:—

નીરવ

અરણ્યે અંધારે પ્રસરતી નિશા નીરવ પદે,
ઝમીરે આકાશે ઉડુગણ પ્રભા મૌન વિચરે,

સદા સ્વપ્નો જોતાં જલધિહૃદયે નીરવ ઉરે
રમે મુક્તાપુંજો, કુસુમવદને મૌન વિહરે.
મહા મૌને ઘેરું રવિશશી ઉરે ગાન વિલસે
અને વ્હાલા મારા સુહૃદ ઉદયે મૌન વિકસે!
નથી રોયો હું તો રજનિ નિરખી નીરવ કદી,
મહા એકાન્તેયે ઉર નથી ડગ્યું મૌન નિરખી.
રડું કિન્તુ આજે—પ્રિય મુજ સખા મૂક બનતો
મને ભૂલી સૂતો મરણ શયને નેત્ર બીડતો!
રડું હું કે ઝીલું સુહૃદ! તવ એ મૌન-કવિતા?
રમે મર્ત્યો શબ્દે, અમર વદને મૌન જ ગિરા!
સખા, વ્હાલા તું તો વિભુતણું બન્યો મૌન મધુરું
કરું શાને ત્હારે રુદન થકી એ ગાન બસુરું?

( આ કાવ્ય પણ સુન્દર original કલ્પનાવાળું છે ).

બાર—તા. ૨૫-૧૨-૩૩ : સોમવાર : કાગળ લખ્યા : ઝીણાભાઈ ર.

જવાબ—

રા. રા. ભાઈશ્રી ઝીણાભાઈ,

ત્હમારો પત્ર મળ્યો. અણધાર્યે સ્થળેથી, અણધારી સહાનુભૂતિથી ચેતનપૂર્ણ, હાવા પત્રદ્વારા સમશ્વાસન મળ્યું ત્હેની કીમત આંકવાને હું અસમર્થ છું. મ્હને એમ જ થાય છે કે હું એકલો અરણ્યમાં ભમતો નથી, પરંતુ અદષ્ટ આત્માઓ સ્નેહનો રશ્મિ પ્રેરતા મ્હારી આસપાસ વીંટાયલા જ છે; એ પ્રભુની દયાનું પ્રમાણ આપે છે.

મ્હારા-હમારા-દુઃખમાં સહભાગી થવાના ત્હમારા ઉદ્‌ગાર સહાનુભવથી પ્રેરાયલા જોઈ વિશેષ આલમ્બન મળે છે. ઈશ્વરની દયા દુઃખ સહન કરવાની શક્તિ આપવામાં જેમ પ્રગટ થાય છે તેમ

એ દુઃખમાં સજ્જનોના હૃદયના સમભાવ પ્રગટ કરવામાં પણ પ્રગટ થાય છે. જીવનયાત્રાના વિવિધ અનુભવોથી હમારા આત્માનાં ઘડતર ઘડાતાં આવ્યાં છે અને એ ઘડતરો તે જ હમારું જીવનધન ગણીશું.

ત્હમારા મોકલેલા કાવ્યમાંથી મ્હને નવીન દર્શન થયું એમ લાગ્યું. નવીન છતાં અનવીન, કેમકે મૌનની કીમત મ્હને છેક અજ્ઞાત નહોતી તે મ્હારા વિવર્તલીલા ના અંક ૯ મામાં પૃ. ૬૦ મે કંઈક દર્શાવ્યું છે. અલબત્ત, ત્હમે એનનું અન્ય રીતે દર્શન કર્યું છે, માટે જ ત્હમારા કાવ્યમાંથી મ્હને નવીન દર્શન મળ્યું એમ કહું છું.

ત્હમારું એક કાવ્ય–'શક્તિયોનો રાસ' મ્હેં વાંચ્યું ત્ય્હારે હેનો પ્રભાવ મ્હને અપૂર્વ લાગ્યો હતો.

ત્હમારી સહાનુભૂતિ માટે ત્હમારી દ્વારા પ્રભુનો ઉપકાર માનીને પત્ર બંધ કરું છું.

લિ. શ્રી. ન. ભો. ના
નમસ્કાર.

તા. ક. એક વાત ઉમેરું. 'નીરવ' કાવ્યને Sonnet ના ઘાટમાં દીઠું તેથી વિચાર સૂઝે છે.

ગુજરાતી કવિતામાં Sonnet ના સ્થાન વિશે મ્હને કેટલીક શંકા છે. છતાં આ કાવ્ય જોતાં એક વાત સ્પષ્ટ થાય છે. Sonnet આટેના નિયમોના પાલનથી કાવ્યમાં કલાને અનુકૂળ સંયમ આવે છે, તે વાણી અને વિચારયોજના ઉપર પણ સારી અસર કરે છે; તે 'શક્તિયોનો રાસ' જેવી કવિત્વયુક્ત છતાં અંશતઃ "અણઘડ" (?) કૃતિમાં અસાધ્ય જણાય છે.

બાર—તા. ૨૮-૧૨-૩૩ ગુરુવાર: કાગળ લખ્યા: રામનારાયણ પાઠક (અમદાવાદ).

- "અર્વાચીન.ગુજ..કાવ્ય. સાહિત્ય"માંના કેટલાંક points વિશે છૂટા છૂટક વિચારો—

(a) પૃ. ૭૩, ૭૧, ૫૯. પૃથ્વીમાં પિંગળનો યતિ નથી; પૃથ્વીમાં ગમે ત્હાં યતિ મૂકી સકાય છે–આ ત્હમારા વિધાનમાં છન્દઃશાસ્ત્રમાં બતાવેલા યતિનો સ્પષ્ટ અનાદર અને અર્થાનુસાર વિરામ અને છાન્દસયતિ વચ્ચે ગોટાળો થાય છે.

(b) પૃ. ૫૯ Ballad=રાસ ? રાસ તે તો ગરબાનો કાઠિયાવાડી પર્યાય. Ballad માં તો કોઈક બનાવ, વ્યક્તિ–વિષયક વર્ણન ઈ. વિષયભૂત થાય. Popular Theme વિષયભૂત છે.

(c) અપદ્યાગદ્ય–ત્હમારી ચર્ચા ખરેખર ઝીણવટભરી, હાર્દમાં ઊતરનારી છે. પૃ ૧૦૪–૫ માં એ વિશેનો આખર નિર્ણય યથાર્થ જ છે. ન્હાનાલાલના ‘ વસન્તોત્સવ ’માં impassioned prose નું સ્વરૂપ નથી. કાલક્રમે જયાજયન્તમાં આરોહાવરોહવાળા ગદ્યના નમૂનારૂપ રચના છે. ( મ. મુ. માં મ્હારો લેખ જુઓ).

(d) વનવેલી–ત્હમે એ રચના તરફ અયોગ્ય પક્ષપાત દર્શાવ્યો છે. એ શૈલી નાટક માટે blank verseનું કામ સારે છે–એ ચિન્ત્ય છે. ભલે એ સ્વીકારિયે, પણ એ પ્રચ્છન્ન (પ્રચ્છન્ન શા માટે? transparent ) ઘનાક્ષરી છંદ માટે સ્વતંત્ર છન્દપણાનો દાવો તો ખોટો જ છે. ‘ સાહિત્ય ’ મે ૧૯૨૦ માં સવિસ્તર બતાવ્યું છે.

(e) પૃ. ૧૦૨–૧૦૩ footnote : ત્હમે ઊતારેલી રામદાસની પંક્તિયોમાં ઓવી છન્દનું સ્વરૂપ છે? જ્ઞાનેશ્વરી ની ઓવી તો એથી ભિન્ન છે. કે અણઘડ અભંગ છે? મારા એક Public Lecture માં મ્હેં ઇસારો કરેલો કે ઓવી–ત્હેમાંથી અણઘડ અભંગ–ત્હેમાંથી સુઘડ અભંગ (તુકારામ) એમ એ જ વિકાસક્રમ છે.

(e) 2. પૃ. ૭૨–૭૩. ક્રેક્રા પૃથ્વીમાં કે આર્યામાં?

(f) પૃ. ૯૪–૯૬. ‘ રજની ’માંનો ઊતારો ત્હમે ભાષાન્તરમાંથી લીધો છે. એ અંશતઃ ત્હમારા વિધાનને પુષ્ટિ આપે છે. પરંતુ "કાવ્યની શરીરઘટના" નામના મ્હારા વ્યાખ્યાનમાં ‘ વસન્ત ’, કાર્તિક ૧૯૭૮ પૃ. ૩૬૫–૬ મે ‘ રજની ’ના મૂળ બંગાળીમાંથી

ભાગ ઊતાર્યો છે ( ત્હમારા જેવા જ પ્રયોજનથી) તે વધારે rhythmical અને શબ્દમાધુર્યમય છે–ત્હમે પણ સ્વીકારશો.

આ સર્વ નોંધ છૂટક વિચારો તરીકે મોકલું છું. અવલોકન (review) રૂપે નહિ. અવલોકન માટે મ્હને સમય તેમજ શક્તિનો અભાવ નડે છે.

ખાર—તા. ૩૦–૧૨–૩૩ : શનિવાર.

3–33 p. m. ઝીણાભાઈ દેસાઈ ('સ્નેહરશ્મિ') આવ્યા—

થોડી વાતચીત પછી હેમનાં કાવ્ય શરૂ કર્યાં. પ્રથમનું કાવ્ય–દશઅવતાર દ્વારા evolution વિશેનું–બહુ જ grand અને આકર્ષક હતું. હેમની વાંચવાની રીત્યમાં વધારે ઝડપ છે તે છતાં સમઝાયું. સુશીલાએ પણ ખૂબી લીધી. બીજું કાવ્ય પણ ઉત્તમ હતું. બીજાં ૫–૭ કાવ્યો ગાયાં. આજે હેનો અવાજ ખોખરો થઈ ગયો છે–એ કાવ્યોમાંનાં કેટલાંક તો સાધારણ કોટિનાં હતાં. એક કાવ્ય સાળ વણનારાઓનું Communalist [sic] પણ સારું હતું, પણ એક તો ઉત્કટ communalism નું હતું. મ્હને એ exaggerated લાગ્યું ને બંડખોર.

એક કાવ્ય ગાયા પછી સ્ને. ર. કહે–કાવ્યની ખૂબી સંગીતથી વધે છે–એ મ્હને અનુભવ છે. આ ઉપરથી પ્રસ્થાન ૧૯૮૬ કાર્તિક તથા મહા–નાં કાઢીને બ. ક. ઠા. જોડેની મ્હારી ચર્ચા–સંગીત તે આત્મા ને કવિતા તે દેહ એ theory માટેની વંચાવી વિવર્તલીલાની નોટ્સમાં ઠાકોરના સંયુક્તાક્ષર પૂર્વેના સ્વરના ગુરુત્વના આગ્રહ બાબત મ્હેં જે લખ્યું છે તે બતાવ્યું. વિવર્તલીલાની પ્રત ૧ સ્ને. ર.ને ભેટ આપી.

પુષ્કળ બેઠા. સાઢા પાંચ ૭ સુધી. છેવટે ઝીણાભાઈ કહે 'પ્રસ્થાન'માં 'ગાતા આસોપાલવ' એ વાર્તા–સદ્દેવ–તખલ્લુસથી લખી છે તે મ્હારી છે. એ નવું તખલ્લુસ વાપર્યું. મ્હેં પૂછ્યું : એ અંગ્રેજી ઉપરથી છે ? તો કહે ના; તદ્દન મ્હારી કલ્પનાનું ફળ

છે; મ્હને વસ્તુતઃ હેવું સ્વપ્ન જ આવેલું. ઝીણાભાઇ કહે-બંગાળી લ્બનાં ભજનોમાં શબ્દશુદ્ધિનો વિનાશ થાય છે એમ રામનારાયણ પાઠક કહે છે તે મ્હને યોગ્ય નથી લાગતું. મ્હેં કહ્યું: સંસ્કૃત culture વાળાને કર્ણક્ષતિ થાય જ. ઝીણાભાઇ કહે-પદ્યરચનાના વિકાસના એક ક્રમમાં એમ બને, પણ વખત જતે સુધારો થાય. સંસ્કૃત વૃત્તોમાં રચનાઓ આજ સુધીમાં થઈ છે ત્હેમાં આપ અને મણિશંકર ભટ્ટ એ બે જણા અપવાદરૂપે શબ્દશુદ્ધિ રાખનારા છો. તત્સમ શબ્દોનું ખૂન નથી કરતા. એ ઉપરથી મણિશંકર તરફનો રામનારાયણનો પક્ષપાત 'શતશૃંગ' જેવા દૂષણનો બચાવ કરાવે છે ઇત્યાદિ વાત નીકળી.

બાર—તા. ૩-૧-૩૪ બુધવાર: કાગળ લખ્યા: રામનારાયણ પાઠક (અમદાવાદ).

નવી પાંચ ૭ ટૂંકી ચર્ચાઓ-હેમના અર્વાચીન ગુજ. કવિતા સાહિત્ય સંબંધે છે.

(ક) પૃ. ૫૦-૫૧ યતિચર્ચા સુઘટિત છે. પણ પૃથ્વીના યતિ વિશેની ત્હમારી ચર્ચા જોડે અસંગતિ આવે છે.

(ख) પૃ. ૫૧-૫૨ समन्मात्रकादेश એકંદરે વાજબી છે પરંતુ બ. ક. ઠા.ની કલ્પના લઘુ+લઘુ=એક ગુરુ-ઇ. ચિન્ત્ય છે.

(ग) પૃ. ૪૬ અને આગળ. प्रास=rhyme એ ઠીક શબ્દ નથી. "યમક" હું કહું છું. See કાવ્યની શરીરઘટના, વસન્ત, આશ્વિન, ૧૯૭૭, પૃ. ૩૨૪-૨૫.

(घ) પૃષ્ઠ ૫. કે. હ. ધ્રુવનું મેઘદૂતનું ભાષાન્તર? જોયું જાણ્યું નથી. ગીતગોવિંદના ભાષાન્તર જોડે ભ્રમ તો નથી થયો?

(ङ) પૃ. ૩૫-૩૬ નયન ઉઘાડ્યું પેલું ઇ. માં 'યતિ વધારે લાંબો' કહો છો. વસ્તુતઃ પૂર્વગત સ્વર ત્રૈમાસિક પ્લુત છે. (See G. L. L. Vol. 11 p. 295-296-એ એક ચરણ મ્હારા ખંડ હરિગીતનાં બે ચરણ છે.

(ચ) પૃષ્ઠ ૨૨–૨૩. બંગાળીમાં અંગ્રેજી જેવો accent છે? શ્રવણસંસ્કારમાં ભ્રમ તો નથી? બંગાળીમાં જોરદાર accent તે પણ અગમ્ય છે.

(છ) પૃષ્ઠ ૨૨–બંગાળીમાં 'બાઉલ' તે શું? કોઈ તે સાહિત્યની દેશી?–ટીપ આપીને સમજાવ્યું હોત તો મ્હારા જેવા ઘણા જિજ્ઞાસુઓને લાભ થાત.

બ્યાર—તા૦ ૭–૧–૩૪ : રવિવાર : કાગળ લખ્યા : રામનારાયણ પાઠક (અમદાવાદ).

પૃથ્વી છંદમાં યતિ.

(a) ત્હમારા પૃ. ૭૨ મામાં આપેલા ઉદાહરણમાં (દોઢવેલા પૃથ્વીનામાં) પાડેલા કડકા ૮ મા અક્ષરના છાન્દસ યતિસ્થાને જ છે. એ અભ્યસ્ત પ્રયોગ એ સ્વસિદ્ધ યતિને પરિણામે જ સાધ્ય છે. માટે આ છાન્દસ યતિને ટાળવાના–અવગણવાના શ્રમ હું વ્યર્થ માનું છું.

(b) ત્હમારું પૃ. ૬૭.

હાલ થતું વેદનું પઠન તે જ અસલી રીત હશે એમ માનવાને કશું કારણ નથી એમ લખો છો. હું કહું છું—ન માનવાને કારણ નથી.

ભાંડારકર વગેરે પંડિતો વેદોના ઉચ્ચારણની પદ્ધતિ પરંપરાલબ્ધ અચલિત માને છે—એમ મ્હને યાદ છે.

કાગળ લખ્યાઃ મહો. પંડિત શિવદત્ત (લાહોર).

નૈષધની ત્હમારી પ્રસ્તાવના પૃ. (૧) માં આમ વિધાન છે—
राजशेखरोऽपि स्वप्रन्थैकखण्डे प्रसङ्गतोऽवर्णयत्-नैषधीयस्य प्रथमं पुस्तकं हरिहरो गुजरातेतिहयातदेशे वीरधवलराजनि वसुमतीं शासत्यानयत् ।

પ્રબન્ધ ચિં. ના હરિહરપ્રબન્ધમાં તો ગુજરાત નથી. ગૂર્જરધરા છે. ને વાક્ય પણ જૂદી રીતનું છે. તો ગુજરાત–શબ્દ અને એ વાક્ય કિયે સ્થળે છે તે નિર્દેશ કરશો તો કૃપા થશે.

ખાર—તા૰ ૯-૧-૩૪ : મંગળવાર : કાગળ લખ્યા : મનઃસુખલાલ ઝવેરી (જામનગર) કાર્ડ.

"ફૂલદોલ" માટે ઉપકાર માન્યો. પ્રથમ લખેલું કે નહિં તે યાદ નથી. ત્હમારાં કાવ્યોમાંનાં કેટલાંક અપૂર્વ આકર્ષણવાળાં છે તે યાદ આપે છે.

ખાર—તા૰ ૧૨-૧-૩૪ : શુક્રવાર.

3-30 P. M. હું બધું બંધ કરતો હતો ત્યારે Hamill ને લાયબ્રેરિયન આવ્યા. H.-ને એક કબાટ જોઈતું હતું. તે મ્હારા C. R. વાળા કબાટમાં ગુજ. પુસ્તકો છે તે ઊઘાડીને જોયું. એ કબાટ કામમાં નહિં આવે. ગજેન્દ્રગડકરની રૂમમાં જોવા જતો'તો તે પ્હેલાં—

(a) અંગ્રેજી પદ્યશાસ્ત્રમાં caesura તે punctuation ના pause ની જોડે એકતા રાખે?—પૂછ્યું.

હેણે તો પોતાનો માનીતો વિષય હોવાથી લગભગ lecture શરૂ કર્યું. એક પુસ્તકનું ref. આપ્યું. પછી કહે—હું પેલું કબાટ જોઈ આવું છું. પછી હું વળી વાત કરીશ. હું મ્હારાં પુસ્તકો લેવા કરવાને ગયો. એ આવીને મ્હને ઉપર પોતાને ત્યાં લઈ ગયો. પુસ્તકો કાઢીને ચર્ચા કરી.

સાર—Latinમાં caesura નું નિયતસ્થાન હતું. તે જ પ્રમાણે અંગ્રજીમાં અસલ તેમ હતું. પણ કાળક્રમે અર્થાનુસાર pause તે જ caesura અને ચલયતિ બન્યા.

B. K. T. ગુજ. પદ્યમાં આ ચલયતિ દાખલ કરવા મથે છે તે વાત મ્હેં કહી જ હતી.

ખાર—તા૰ ૧૪-૧-૩૪ : રવિવાર.

અંજારિયાને ઘેર. અજિતરાય મારુ આવ્યા. હેમણે વાત કાઢી તેથી મ્હેં કહ્યું—ઉનાકરનો લેખ ઋગ્વેદમાં Meteorology ના ઇશારા વિશેનો સરસ છે. અંજારિયા કહે-શેમાં છે?

અજિતરાય કહે—J. B. B. R. A. S.માં છે. ડોલરભાઈનો હેમાં એક લેખ છે.

હું-હા. પણ હેમાં ઘોડો ઉચ્ચાર કાઠિયાવાડમાં છે જ નહિં એમ આગ્રહ કરે છે.

મ્હેં રદિયા સૂચવ્યા.

અજિતરાય કહે-ભાવનગરની બાજૂમાં ઘોડો કહે છે.

[ સંપાદકની નોંધ—ઉનાકર તે શ્રી. મુકુંદરાવ વી. ઉનાકર, કોલાબા, ઓબ્ઝર્વેટરીવાળા. ]

બારે—તા૦ ૨૬-૧-૩૪ : શુક્રવાર : કાગળ લખ્યા : રામનારાયણ પાઠક (અમદાવાદ).

A. પ્રાસ B. યતિ એ વિશે સવિસ્તર ચર્ચા.

I. પૃ. ૪૩-૪૪. પ્રાસ માટે આકાङ્ક્ષા સાથે સંનિધિની આવશ્યકતા-કહો છો.

ટેકની પંક્તિનું વ્યવધાન હોય ત્હાં લોકગીતમાં પ્રાસ અનાવશ્યક કહો છો.

એકાંતરે પ્રાસ હોય ત્હાં શ્રવણસંસ્કારમાં પ્રાસોનું અનુસંધાન અશક્યવત્ કહો છો.

આ બધા માટે ઉત્તર—

(a) વ્યવધાન છતાં પૂર્વંગત પ્રાસ, વિષમશબ્દના સૂક્ષ્મ સંસ્કાર વ્યવધાન ઉપર જીત મેળવીને, વ્યવધાનને લુપ્તવત્ બનાવે છે.

વસ્તુતઃ લાંબી પંક્તિને અંતે રહેલા પ્રાસોમાં પણ બીજી પંક્તિનું વ્યવધાન જ હોય છે તે-ઉદાહરણો-.

૧. વ્યોમમંડળેથી ૨. સંગીતની અધિદેવી ૩. ન્હાનાલાલની વિશ્વગીતામાંથી-પારકાં કેમ કીધાં એ કાવ્ય.

(b) એકાંતરો યમક-પ્રાચીન કવિતામાં પણ છે. ઉદા.

૧. 'અરમે રમવાને ગોરી.'

૨. રાધાનાં વખાણ.

૩. રાધાનો માતાને ઉત્તર.

II. પ્રાસરહિત પદ્ય ( પૃ ૪૪-૪૫ ).

કાવ્યની શરીરઘટના-વસન્ત કાર્તિક ૧૯૭૭ પૃ. ૩૭૦ માં-આસો માસ-ગરબી. હેમાં સૌન્દર્યસ્થિતિનું દર્શન. રૂડો જમનાજીનો આરો-એ ગરબી.

(b) ભજનોમાં પ્રાસનું અદર્શન (પૃ. ૪૪). ત્હમારી નિદાન-પરીક્ષા તે ખરી નથી જણાતી-ખરું જોતાં મધુર ગાન-લહરીનું પ્રાધાન્ય ચારુતાનું મૂળ છે-વાતાવરણ મધુર ધ્વનિનું વ્યાપે છે-તેથી ગવૈયાના આલાપમાં તાલ હોતો નથી. હોય છે તો સુષુપ્ત-તે પ્રમાણે આ સ્થિતિ ૪.

(c) પ્રાસ-પિંગળનો છતાં, હેના મૂળમાં સંગીત રહેલું છે.

No. સંવાદ-not સંગીત. 'સંગીત' શબ્દ શિથિલ રીતે વાપરો છો. 'કાવ્યની શરીરઘટના' આશ્વિન ૧૯૭૭ પૃ. ૩૨૩-૩૨૪ માં આ પ્રશ્ન અલ્પચર્ચામાં છેડ્યો છે. પિંગળનો વિષય સંગીતનો વિષય ના બને.

પૃ. ૪૮ કાવ્ય—સંગીતની સંલગ્નતાનો અવરોધ છે.

આ અંશતઃ ભ્રમનું પરિણામ છે. પ્રાસ તે અક્ષરસંવાદ છે. સંગીત તે સંબન્ધી નથી.

કાવ્ય ને સંગીતનો સંબન્ધ-"કાવ્યમાં ગેયતા આવશ્યક નથી"-લખો છો. Not correct.

'કવિતા અને સંગીત'-સુદર્શન ૧૮૯૯ જાન્યુ. હેમાં Shakespear's Poetic Interpretation o Nature પૃ. ૨૦ નો ઉતારો છે તે જોશો.

આ ઉપરથી છન્દ અને રાગ વચ્ચે ભેદનો મ્હારો મત વિરોધમાં નહિં આવે. મ્હારા દૃઢ અભિપ્રાયો-શિખરિણી રાગ કે શંકરાભરણ છંદ માટે છે તે કાયમ જ છે. "શરીરઘટના" પૃ. ૩૨૪ ની footnote જુઓ.

Rhyme માટે પ્રાસ સંબંધે મ્હારી સંજ્ઞામાં દૂષણ, તો સા. દર્પણમાં અન્ત્યાનુપ્રાસ છે તો તે કેમ ના લીધો ?

- યમકનું લક્ષણ પણ સમરોડમરતેજસિ જેવા માટે છે. છતાં યમક સંજ્ઞા સ્વીકારી છે, તે છે.

યતિઃ

(a) ત્હમારું પૃ. ૭૨

દોઢાવેલું ચરણ (અભ્યાસ) પૃથ્વીમાં યતિસ્થાન (પ્રાચીન-મતનું)જ ઉપયોગમાં આવે છે.

(b) પૃથ્વી છંદમાં ચલયતિ કલ્પનારાને પ્રશ્ન—

(1) ચલયતિ પૃથ્વી છંદ માટે જ ગણો છો ? કે બધા છંદ માટે ?

(2) પૃથ્વી– blank verse માટે અનુકૂળ છે એમ માનીને ચલયતિની છૂટ લેતા હશો.

(3) Orthodox યતિ તજવાનું ને ચલયતિ સ્વીકારવાનું પ્રવૃત્તિ–નિમિત્ત શું ? અંગ્રેજી પદ્યરચનાની નકલ ?

Courthope Hist. of Eng. Poetry Vol. III ch. 14–જણાવે છે કે Latin માં અચલયતિ; અંગ્રેજીમાં પણ આરંભમાં તેમ જ; કાલ ક્રમે ચલયતિ variety માટે લીધો–હેની નકલ ગુજ. માં ના ગોઠે. Genius વિરુદ્ધ.

Sonnet માં અંગ્રેજીની નકલ છે. પણ હેમાં બન્ધનોને પરિણામે સંયમજન્ય dignity આવે છે.

સ્નેહરશ્મિના શક્તિઓના રાસમાં અણઘડપણું છે (Sublimity છતાં) તે હેમનાં Sonnetsમાં નથી. એમને મ્હેં કહેલું હેમણે કબૂલ કરેલું.

આ સાર.

ખાર—તા૦ ૯-૨-૩૪ : શુક્રવાર :

ખાર—મુદ્રિકાને ઘેર એક જુવાન ગૃહસ્થ આવ્યા; આંખ્યોમાં બુદ્ધિનું તેજ સરસ; શરીરે દૂબળા.

અંજારિયાએ મ્હને ઓળખાણ કરાવ્યું :—J. J. અંજારિયા. હું નામથી ઓળખતો હતો–M. A. માં 1st class Chancellor's Medal લીધેલો તે.

એ તો મ્હને ઓળખતા હતા. પૂનેથી આવ્યા. અં. ફર્ગ્યૂસન (sic for ફર્ગસન) collge માંથી છૂટીને આવ્યા છે. ત્હાં હેમના બાપને ના ફાવ્યું. એ ( J. J. અં.)ને પ્રથમ અંજારિયાની કર્વે college માં લીધા હતા. ષ. ષ.

ખાર—તા૦ ૨૨-૨-૩૪ : ગુરુવાર :

પ્રેમલને આજે malaria નો તાવ છે. માથું દૂખતું હતું. છાંયા આવ્યા. પ્રે. ને ૧૦૨°. Lungs વગેરે બધું સારું છે.

ખાર—તા૦ ૨૭-૨-૩૪ મંગળવાર :

રાત્યમાં પ્રેમલ કાંઇક delirious જેવું બોલતો લાગ્યો. માણુસોને ઓળખતો નહોતો. Urine એમ ને એમ પસાર કર્યું. ટેંપરેચર તો ૧૦૨°.૬ વધારે નહોતી. હવે શું કરવું? પ્રભુ! દયાળુ!

ખાર—તા. ૧-૩-૩૪ : ગુરુવાર.

હું એકલો પ્રેમલ કને બેઠો–તે વખતે-પ્રેમલ (to me): મ્હને શું થયું'તું?

હું : તાવ.

પ્રેમલ : શે'નો તાવ?

હું : High fever (કહીને ઊડાવ્યું)

પ્રે. : God will help me!

( જે Godના વિશે વિચાર નહોતો કરતો તે અત્યારે આમ!) મ્હેં લાગણી દબાવી રાખી કહ્યું—" God gives us such things to show us that He is."

ખાર—તા૦ ૧૭–૩–૩૪ : શનિવાર.

8–30 A. M. ગોકુળભાઈ સ્હવારે આવ્યા, રાત્રે સૂવા આવશે. ડૉ. ઘોષ તથા છાયા રાત્રે ૧૦ વાગ્યાની લગભગ આવ્યા.

પ્રેમલને પેટનું distension છે—તે નવું complication? વખતે haemorrhage નાં ulcers થાય.

ખાર—તા૦ ૧૮–૩–૩૪ : રવિવાર.

આખી રાત્ય દા. છાયા અને રામભાઇયે પ્રેમલની દવા વગેરેમાં શ્રમ કર્યો. હું બે વાગ્યે સૂતો. મ્હને અઢી વાગ્યે ઊઠાડ્યો. હું ગયો. પ્રેમલ પૂણા ત્રણ વાગ્યે પરમજ્યોતિર્ધામમાં ચાલ્યો ગયો!

ઓ મ્હારા હૃદય! અત્યાર સુધીના આઘાતથી ઘડાયલું તું. વધારે પાષાણવત્ બની જા!

છતાં કાંઈ અગમ્યવેદના મ્હને વીંધી નાંખે છે–સુશીલાને જગાડી–સાડા ત્રણેક વાગ્યે. એ તો તદ્દન આઘાત નીચે દબાઈ ગઈ એમ લાગ્યું. દયાળુ પ્રભુએ સહનશક્તિ અપૂર્વ આપી.

રામભાઈએ હરિની મોટરમાં મુદ્રિકાને બોલાવી આણી. એ તો વરંડામાં હું હતો ત્હાં આવીને ચોધાર આંસુએ રડી પડી. સુશીલા આવી. હેને વળગીને રોવા લાગી. ક્રમેક્રમે હું હેને પ્રેમલની પવિત્ર મરણશય્યા કને લઈ ગયો. મ્હારાથી ચલાતું નહોતું–સ્થિર રહેવાતું ન હોતું. મ્હને પકડી રાખીને એ ઊભી. મ્હેં બે મિનિટ સ્થિર ચિત્તે પ્રાર્થના કરી. પછી મ્હારી રૂમમાં ખાટલામાં જઈને પડ્યો.

આઠેક વાગ્યે funeral procession શરૂ થયું–તે પૂર્વે undertaker's cartને flowersમાં ગમથી ઢાંકેલું રખાવીને ગોકુળભાઈયે અસતો મા સદ્ ગમય તમસો મા જ્યોતિર્ગમય મૃત્યોર્માઽમૃતં ગમય એ મંત્ર ઉચ્ચાર્યો. કાન્તિયે આશ્રમભજનાવલી મ્હારા મેજ ઉપરથી માગી લઈને–હેમાંથી "મંગળમંદિર ખોલો" એ પ્રાર્થનાગીત મન્દસ્વરે ગાયું. બધાં કોંપાઉંડમાં ઊભાં હતાં. સુશીલા broke down. ઓટલા ઉપર બેશી ગઈ. ખૂબ રોવા લાગી.

રાત્રે ગોકુલભાઇ અને રામભાઇ આવ્યા. રામભાઈને મ્હેં કહ્યું :–

બપોરે મ્હેં કહેલું કે લોકોના હાથ પગ કપાય છે ત્હેનું કામ લાકડાના હાથ પગ વડે નભે છે–મ્હને લાગે છે કે મ્હારે માટે સૂનાનો હાથ ઘડાય છે. તૈયાર કરનારો કરી રહેશે એટલે મ્હને આપશે.

ગોકુલભાઈ મૌનથી સાંભળી રહ્યા–બંને જણા ૧૦ વાગ્યા પછી ગયા.

ખાર—તા૦ ૧૯–૩–૩૪ : સોમવાર : કાગળ આવ્યા : શંકર કાલેલકર.

શંકરનો પત્ર ટૂંકો પણ લાગણીભર્યો છે :—"પૂજ્યશ્રી નરસિંહરાવભાઈની સેવામાં.

અજ્ઞ બાલકને મન વડીલ જન એ ધૈર્યના મેરુ સમાન હોય છે, એ કલ્પના એટલી બધી સાન્ત્વનરૂપ હોય છે કે 'શોક ન કરશો' એમ કહેતાં પણ બાલકને સંકોચ થાય. જો વડીલજન જ એ ધૈર્યથી ચલિત થશે તો બાલકોનું શું થશે ? એમણે કોના સામું જોવું ? )

આપનો અજ્ઞ બાલક.

શંકર."

કેટલો સરળ ને શિક્ષણપ્રદ !

બીજે પાને એક પદ્ય છે તે તરફ તો બીજે દહાડે ગોકુળભાઇયે લક્ષ ખેંચ્યું:—

"હૃદય સરખો ચાંપી, માતા મુખે સ્તન આપતી,
અવર સ્તન પાનાર્થે માતા સ્થિતિ બદલાવતી,
પ્રથમ સ્તનથી ખેંચાતાં એ શિશુ રુદનધ્વનિ
કલહ કરતું, માતા મીઠી કદી નવ તું ગણે.
પ્રભો ! મનુજ દીન. હીન, નહિ જ્ઞાનથી પૂર્ણ વા,
પ્રભો ! નવ કળાય ગૂઢ, તવ મર્મ દુઃખો તણો
સ્તનાંતર યતાં પ્રભો ! મનુજ દુઃખથી શોકથી
તપે, કર વિભુ,. દયામૃત થકી હવે સાન્ત્વના :

· ઉપર નીચે કંઈક symbolic ચિત્રો છે તે સમજાતાં નથી, કળાય ખરાં.

બારે—તા૦ ૨૪–૩–૩૪ : શનિવાર : કાગળ આવ્યા : બેટાઈ (મુંબાઈ)

એક સુન્દર કાવ્ય–પ્રસંગોચિત.

અન્તિમ તન્તુ

(પૃથ્વી)

અનેક ઉરવાદ્યના સુભગ તાર તૂટી ગયા,
પરંતુ રણકારશેષ નવ શૂન્યમાં ડૂબિયા;
અખંડ અવશિષ્ટ તન્તુતણું ગાન જે ગુંજતું
સદાય અતિગૂઢ એ કરુણતા રહે ધારતું.
અનેક રજની વિશે પરમ શાન્ત એકાન્તમાં
ઊંડા હૃદયવાદ્યના સ્વર નવા સ્વયં ઊઠતા;
વિરાટ સ્વશૂન્યતામહિં સમત્વ યોગે કરી
ધરે હૃદય મૂકતા, અવર ગાન વાદ્યે તહિં:
પરંતુ અણચિન્તવ્યું હૃદયવાદ્ય શું થંભિયું
ગયું કરુણ ગાનના ધ્વનિ વિશે હવે રાચતું.
રહેલ અવશિષ્ટ તન્તુ પણ ગૂઢ હસ્તે તૂટયો
નિગૂઢતમ અશ્રુ-સ્રોત પણ નેત્રમાં શોષાયો.

(અનુષ્ટુપ)

સૂક્ષ્મસંવાદી જે તંતુ આત્મવાદ્ય તણો અહે;
વિશ્વવાદ્ય તણું ગાન, છિન્ન એ ન થશો અરે!

મુંબાઈ
તા. ૧૯–૩–૩૪

(સહી) સુન્દરજી ગો. બેટાઈ

ઘણું જ ગમ્ભીર તત્ત્વદર્શી કવિત્વપૂર્ણ આ કાવ્ય છે.

ખાર—તા૦ ૨૬–૩–૩૪ : સોમવાર : કાગળ આવ્યા : ૧ મહાત્મા ગાંધીજી (પટના). + + +

૫. બળવંત (? વડોદરા Postal છાપ) કાર્ડ=બ. ક. ઠાકોર·

૧. "સુજ્ઞ ભાઈશ્રી

મારે નસીબે તમને ખરખરાના જ કાગળો લખવાનું આવે છે.

હમણાં જ ગોકુળભાઈનો કાગળ મળ્યો તેથી જાણ્યું કે તમારો દૌહિત્ર પ્રેમલ તમને રેઢા મૂકીને ચાલ્યો ગયો છે. એને બિચારાને શી ખબર કે તમને રેઢા મૂકવાપણું હોય જ નહિં. જે ઈશ્વરને વિષે જીવતા વિશ્વાસથી ભર્યા છે તેને રેઢા કોણ કહી શકે ? તમને ધીરજ આપવા આવનારને તમે બંને ધીરજ આપી રહ્યાં છો એમ ગોકુળભાઇ લખે છે ને તે વાંચી મારી છાતી ઊછળે છે તમારી શ્રદ્ધા વધો. પ્રેમલનું તો શ્રેય જ છે. તેને હું આસમાની બંગલામાં મળ્યો હતો એ તો તમને યાદ હશે.

તમારો મોહનદાસ

પટના તા૦ ૨૩–૩–૩૪

૫. ગામનું નામ postal stamps ઉપરથી જાણી લેવું. અક્ષર તદ્દન જૂદી તરેહના મ્હોટા (માત્ર સરનામામાં હેની મૂળ રીતના).

"આજે ભાઇ આનંદશંકરના કાગળથી જાણવામાં આવે છે કે ત્હમે બે પાછાં એકલાં થઇ ગયાં. આનંદશંકર લખે છે તે ખરું લાગે છે કે આવા ઘા વખતે વાણી મિથ્યા છે. પણ સ્ફુટ વાણીની પાછળ સંગીત તેની પાછળ કુદરત અને સર્વમાં તેમ સર્વની ઉપર અને પાછળ અને અંદર જે ઓતપ્રોત છે તે જ સાચી તે એક જ સાચી બાબત છે જે ત્હમે બંને જાણો છો.

બલવંત."

ખાર—તા૦ ૨૭-૩-૩૪ : મંગળવાર : કાગળ આવ્યા :

ધનુભાઈ દેવયાની } (કરાંચી)·

"જયસુખભાઈના પત્રથી જાણ્યું કે ચિ. પ્રેમલ માતાપિતાને મળવા ચાલ્યો ગયો છે. આવા અનિવાર્ય પવિત્ર છતાં અત્યંત દુ:ખદ પ્રસંગે તમારા જેવા વડીલોને હું શું આશ્વાસન આપું?

કદાચ એ ઊગતા ચિત્રકારને અહિંના પ્રમાણમાં સંકુચિત વાતાવરણમાં પોતાની કલા વિકસાવવાનું યોગ્ય નહિ લાગ્યું હોય. ઈશ્વર ઈચ્છા!

પ્રભુ તમને સૌને આ કારમો ઘા સહન કરવાની શક્તિ આપો.

કાગળ લખ્યા : મહાત્મા ગાંધીજી (પટના).

"સંમાન્ય મહાત્માજી,

આપનો આશ્વાસન પત્ર મળ્યો. મનને શાન્તિ થઈ. લોકો કહે છે—આમ એક જ પાત્ર ઉપર પ્રભુનો કોપ શા માટે ઢળતો હશે! હેનો ઉત્તર એ જ છે કે પ્રભુ કોપ કરતો જ નથી. અને હમારા કરતાં અનેક પાત્રો વધારે દુ:ખ ખમનારાં જગતમાં છે. હમારું દુ:ખ હલકું કરવાને અનેક સ્નેહી જનોની સહાનુભૂતિનું અમીવ્હેણ વ્હે છે જ; અને સર્વોપરિ આપની તરફથી મળતું આશ્વાસન અમૂલ્ય છે.

બાકી, હમારા હૃદયમાં ઊંડા ભાગમાં તો માનવને સ્વાભાવિક નિર્બળતા વારંવાર જોર પણ કરે છે. કોઈને તે દર્શાવવાની હમારી ઈચ્છા નથી. અને તેથી ભાઈ ગોકુળભાઈ જેવા હમને ખોટા યશ આપે છે. હમારી આ પ્રકારની તપશ્ચર્યાનું ફળ ખોઈ નાખવાને હમે રાજી નથી. मद्धकृपा हि केवलम् ।"

આપનો સ્નેહાભિલાષી

(સહી) નરસિંહરાવ

બાર—તા૦ ૨૭-૪-૩૪ : શુક્રવાર : કાગળ આવ્યા : આણંદશંકર (બનારસ)

*Rope Trick* વિશેનું મ્હારું ચર્ચાપત્ર વાંચ્યાથી તે સંબંધે બ્રહ્મસૂત્ર I, 1-17 ના શંકરના ભાષ્યમાંથી નીચેનો ઉતારો તથા Deussen નું ભાષાન્તર આપે છે—

यथा मायाविनश्चर्मखड्गधरात् सूत्रेणाकाशमधिरोहतः स एव मायावी परमार्थरूपो भूमिष्ठोऽन्यः etc

ભાષાન્તર—

As the magician who is a reality and remains upon the earth is different from the magician who with sword & shield climbs up the rope.

(Systems of Vedanta p. 299)

લખે છે:—

You will be doing a service to Mr. Jenkins if you supply him with this passage. I do not know if he has accepted your challenge and replied already.

ખાર—તા૦ ૨૮-૪-૩૪ : શનિવાર : ખરેઘાટ અને મિસિસ આવ્યાં. વાતોચીતો :- (b) Rope Trick વિશેના મ્હારા ચર્ચાપત્રને અંગે આણંદશંકરનો પત્ર વાંચવા આપું છું તે પ્હેલાં જ ખરેઘાટ કહે પેલો passage છે मायावी ઇ. વાળો-(Really he is a walking encyclopaedia ! શાંકરભાષ્યનો પણ study ખરો ! ને આમ જિહાંગ્રે ! ).

આણંદશંકરનો પત્ર વાંચ્યો.

ખાર—તા૦ ૮-૫-૩૪ : મંગળવાર : સુશીલાને મું. ની વાતો કરી ત્હેમાં વિપિનને ન્યુમોનિયા થવાની વાત ભદ્રજીથી જાણેલી કહી. એટલે લાવીને તાર આપ્યો—.

કુમાર.

" Vipinbhai expired last night."

અરે રામ આ શું ! યમરાજ હમારા કુટુંબમાં શો પેંધ્યો છે ! સ્વપ્નામાં પણ નહિ હેવી આ વાત !

ખાર—તા૦ ૨૦-૫-૩૪ : રવિવાર : રામભાઈ આવ્યા (h) M. A. ના ઉત્તરપત્રો વિશે મ્હેં જાણવાજોગ વાતો કહી. એક જણના ઉત્તર ખાસ ઉત્તમ હતા. Philology ના પેપરમાં ૮૪ માર્ક મ્હેં આપ્યા અને હેવો જ Paper I માં 'સહશિક્ષણ' વિશેનો નિબન્ધ સુશ્લિષ્ટ છે. બંને રામભાઈને વંચાવ્યા. ખુશ થયા.

ખાર—તા૦ ૧૫-૬-૩૪ : શુક્રવાર : (c) મ્હારું કાવ્ય-હ. વી. ના ચિત્ર માટેનું રામભાઈને મ્હેં કહ્યું-હું sonnetપંથી નથી, છતાં આ કાવ્યમાં ૧૪ પંક્તિઓ આપોઆપ આવી ગઈ !

રામભાઈ-અને અન્તર્વિભાગ ? હું-તે પણ આવ્યા છે-૬-૬-૨ પંક્તિયો.

બ. ક. ઠા. જેવી involved પંક્તિઓની ગૂંચવણ નથી આવી. માત્ર પ્રથમ અને બીજી પંક્તિમાં syntax સંપર્ક કઠિન છે.

ખાર—તા૦ ૧૬-૬-૩૪ : શનિવાર : કાગળ આવ્યા : રામનારાયણ પાઠક (અમદાવાદ).

૨. Do (,,)

૨. હ. વી. મારેના ચિત્રનું proof.

૧ જવાબ. ચિત્ર તથા કાવ્ય ખુશીથી પ્રસ્થાનમાં મૂકશે. હેમની ઇચ્છા (a) પ્રથમ સ્થાને મૂકવાની છે. તેથી આવતા અંક પછી મૂકી શકાશે. Publisher ને પૂછજો-ક્યહારે મૂકવું છે. ૧૧૦૦ પ્રતો જોઈશે (પ્રસ્થાન માટે).

હ. વી. માટેની ચિત્રની પ્રતોના ભેગાભેગી છાપે તો ખરચ ઓછું આવે. પ્રસ્થાન એટલું ખરચ વેઠી સકશે.

(b) પ્રેમલભાઈ હાવાં સારાં ચિત્રો કરી શકતા તે હું જાણતો નહોતો. એ ચિત્ર પૂરતું સૂચક છે. વીણાની પાછળ ભીંયમાં બદામી આકારો છે તે હૃદયના સૂચક છે, એમ કદાચ બધા નહિં સમજે, કારણ કે એ પશ્ચિમનું symbol છે. ગંજીપામાં heart ને આપણે

સોલ બદામ કહી છે. છતાં હૃદયમાં એક પછી એક તરંગો ઊઠતા જાય છે, સૂક્ષ્મ થતા-થતા છેવટે દેખાય નહિ એટલાં ઊંડાણમાં ચાલ્યા જાય છે, એવું સૂચન હૃદયવીણા શબ્દમાંથી મળી રહેશે. બરાબર લાલ બદામનો એક જ આકાર ન કરતાં આવા અનેક તરંગો કર્યા છે એમાં ચિત્રકારની દૃષ્ટિ રહેલી છે.. અને એમ નહિ તો જાણે વીણાના જ રણકારો હૃદયમાં ઊંડે સુધી ચાલ્યા જાય છે અને પછી એથી ઉલટી રીતે હૃદયના કલ્લોલો વીણામાં મૂર્ત થાય છે એમ ચિત્રની સૂચકતાના બળથી સમઝાઇ રહેશે. એમ હું માનું છું. આપ એ ચિત્ર આપની હૃદયવીણા સાથે જોડે મૂકો તેમાં એક સુન્દર ઔચિત્ય રહેલું છે-સુંદર પણ અત્યંત કરુણ.

કાવ્યનું મથાળું છે તે જ રાખવું છે કે કંઈ બીજું કરવાનું છે તે જણાવશો.

કાવ્ય ઊંઘમાં સ્ફુરે એ તદ્દન સ્વાભાવિક છે.

ખાર—તા. ૧૭-૬-૩૪ : રવિવાર.

✓ સ્હવારે આઠેક વાગ્યા પછી હમે વરંડામાં બેઠાં, ઊભાં હતાં. એટલામાં ત્રણ મોટરો ઝાંપા પાસે ધશી આવીને ઊભી. આગલીમાં બટુક જેવું કોઈ લાગ્યું. હેણે હાથ લંબાવ્યો.

વચલીમાંથી ગોકુળભાઈ ઊતર્યા અને આછા વરસાદમાં છત્રીનું રક્ષણ બીજાએ આપ્યું અને ગાંધીજી ઊતર્યા.

હું ઝડપથી જઈને ચોગો પ્હેરીને આવ્યો.

ગાંધીજી જોડે મંડળ મ્હોટું આવ્યું-ગાંધીજી, કસ્તુરબા, ગોકુળભાઈ, બીજા ૪-૫ જણા, બે દક્ષણી બાઇયો-છોકરાં.

ગાંધીજીએ મ્હને આરામ ખુરશીમાં આગ્રહથી બેસાડયો. તે પછી પોતે જોડેની ખુરશીમાં બેઠા. કસ્તુરબાને સુશીલાએ પોતાની જોડેની ખુરશીમાં બેસાડયાં. ગોકુળભાઇયે, મ્હારા કહેવાથી, બીજાં બધાંને આમ તેમ ગોઠવ્યાં. પણ કેટલાંક તો ઊભાં જ રહ્યાં.

ગાંધીજીને મ્હેં કહ્યું–હું લાચાર છું મીટિંગમાં આવી નહિં સકું. તો કૂહે–ત્હમારે આવવું હોય જ નહિં.

"હું ત્હમને રડાવવાને નથી આવ્યો, હું તો હસાવવાને આવ્યો છું."

હું–'હમે હસિયે છિયે.'

(આ ખરું પણ આજના આ વાક્યથી અને મુલાકાતથી મ્હારું મગજ અને હૃદય બે કલાક સુધી ગમગીનીના મૌનમાં જ બંધાઇ રહ્યું.)

ચિત્રાને ગાંધીજીએ ખોળામાં લીધી. મ્હેં ઓળખાવી. લવંગી બ્હેનની ન્હાની. મ્હોટી ક્ય્હાં! માધવી! પાછળ હતી તે આગળ આવી. આ મ્હોટી. ઓળખાવી–કાલિકતમાં ત્હમારી જોડે એ મોટરમાં બેઠી હતી.

"એમ ? મ્હને યાદ નથી." વધારે સ્મરણ ના આપ્યું.

પ્રેમલની છબિ બતાવવાની રહી ગઇ. હેને આશ્રમમાં દીઠેલો; autograph લેવા આવેલો. ત્હમે શરત કરેલી તેથી એ કબૂલ ના થયો, ઇ. સ્મરણ આપવાનું રહી ગયું. આ ધસારો જ હેવો હતો. ગોકુળભાઇયે પરમ દિહાડે hint આપેલી ("કદાચ આપને ત્હાં આવે") તે છતાં આ surprise visit જ બની.

ગોકુળભાઇયે સૂચના દીધી–૮–૨૫ થયાની. હું–મીટિંગ ૯ વાગ્યે છેને ! તો કૂહે–ના સાડા આઠે. તરત જવા દીધા, જતે જતે વરંડામાં કાકા કાલેલકરનો બીજો પુત્ર બાળ ઓળખાવ્યો. મ્હેં શંકરની કથા કહી. ( કાકા સાહેબની તબિયતનું પૂછવું રહી ગયું ).

ચંદ્રશંકર શુક્લ નથી આવ્યા?–ગાંધીજી કહે–એ તો માંદા ચાલે છે–અમદાવાદમાં છે.

ગોકુળભાઇ–"આ વાલજીભાઇ દેસાઇ !"

હું:-હું આશ્રમમાં મળેલો.

બાળ મ્હને પગે લાગ્યો.

હું-તું પણ કવિ છે ને? શેમાં કવિતા હતી? પ્રસ્થાનમાં-ફૂહે -હું કાકા સાહેબ જોડે અહિં આવ્યો હતો.-મ્હને હવે યાદ આવ્યું.

Gandhiji is a gentleman first and an agitator afterwards. વ્યવહાર, મિત્રતાના વ્યવહાર, ચૂકતા નથી.

બાર—તા૦ ૭-૭-૩૪: શનિવાર: મ્હને સુવા જતે વિચાર સુઝયો તે પ્રથમ સુશીલાને બોલાવીને પછી થોડી વારે શિરીષને પૂછીને મસલહતને અંતે ઠરાવ્યું-મ્હને ઊર્મિ થઈ આવી તે-કે ઈમ. સં. ની ત્રણ files તથા ઉપોદ્ઘાતની એક-આજે મ્હને અભિનંદન અંક ભેટ આપે-ત્હેના બદલામાં ગુજ. વ. સો. ને મ્હારે સુરક્ષણ માટે સોંપીને graceful કૃત્ય કરવું.

× × ×

કૃષ્ણલાલ, આણંદશંકર, નટવરલાલ, અંબાલાલ જાની પછીથી લીલા મુનશી, અને છેવટે હરસિદ્ધભાઈ આવ્યા.

સ્હેજ વાતચીત કરીને-

કૃષ્ણલાલે ઊભા થવાની વૃત્તિ દાબીને ખુરશીમાં બેઠે બેઠે મ્હને કહ્યું-

નનુભાઈ, ત્હમે ૭૫ મા વર્ષમાં પ્રવેશ કરો છો,-તેરમાં, વન-પ્રવેશ તો કરી ચૂકયા છો-તો ત્હમને અભિનંદન આપનારો આ અંક સોસાઇટી તરફથી હમારે આપવાનો છે. (તે બાબતનો પત્ર વાંચી સંભળાવ્યો) ત્હમે હજી લાંબાં વર્ષ જીવો-ઈ. ઇ.

(આણંદશંકરને બોલવાનું સોંપ્યું'તું-પણ એ શરમાય છે-બાકી ત્હેમનો તો ત્હમારી જોડે મ્હારા કરતાં લાંબો સંબન્ધ. હું-"ના' "ઉત્તર આપો ત્યહારે કહેજો."

'બુદ્ધિપ્રકાશ'નો અભિનંદન અંક મ્હેં જોયેલો—હેમતે ઘેર—તેહેવોજ બ્રાઉન પેપરે વીંટેલો—મ્હને આપ્યો Special get-up નહોતું.

મ્હેં ટૂંકામાં ઉત્તર આપ્યો—આ માન આપો છો તે સ્નેહ માટે આભાર માનું છું. પણ મ્હારો અપરાધ એટલોજ થયો કે હું ૭૫ વર્ષ ઉપર જન્મ્યો. મ્હેં સેવા હેવી નથી કરી કે તે માટે ખાસ કદર હોય. લાંબુ જીવન ઇચ્છો છો તે માટે ઉપકાર માનું છું. બાકી મ્હારે મન તો જીવન એટલે સહન. તો સહન કર્યે જવું.

પછી ઉમેર્યું—

આ મ્હારાં ઉપરે ઉપકારના બદલામાં એક ઇચ્છું છું. સ્મ. મું. ની File આજ કાઢી તે પ્રસંગ વર્ણવીને કહ્યું કે મ્હારી તરફથી સોસાઇટીને એ સુરક્ષણ માટે આપશો. ફાઇલો ઊઘાડીને બતાવી—નટવરલાલે કદરથી જોઇ—તે કહે હાની તો ભવિષ્યમાં કીમત ઘણી વધશે.

ખાર—તા. ૯-૭-૩૪ : સોમવાર : કાગળ લખ્યા : ૧ વિદ્યા, ઓન. સેક્રેટરી ગુજ. વ. સો. (અમદાવાદ).

(તા. ૭-૮ નાંખીને, નકલ રાખી છે). મ્હને અભિનંદન અંક આપ્યો તે માટે ઉપકારપ્રદર્શન. મ્હને ક્રૃ. ભાઇયે લાંબુ જીવન ઇચ્છ્યું. પરંતુ આજ લગીના અનુભવોથી જીવન એટલે સહન એમ જ માનું છું. તેથી એ સૂત્રને લંબાવવામાં બહું આનન્દસ્થાન તો નથી જ. છતાં હમારા સદ્‌ભાવનું સ્મરણ કરીને આ તહમારા ગુણદર્શનનો બદલો એક રીતે વાળવાનું સ્ફુરી આવે છે. મ્હારા સ્મ. મું ના પુસ્તકની લિખિત પ્રતનો ક્રમમાં વિકાસ થયેલો સુરક્ષિત રહે હેવા સ્થાનની શોધ કરતાં ગુજ. વ. સો. ના સંગ્રહ ઉપર નજર ઠરી. તે તથા આ. નો ઉપોદ્‌ઘાત તથા ટીકા અને હાજી મહમદનો ચિત્રપરિચય તે પણ સો. ને સોંપું છું તે સંરક્ષણમાં રાખશો.

૨ વિદ્યાને—કાર્ડ ફ્લર આપવાનું ના થયું તેથી બીજી કોઈવાર અન્ય રીતે મંગાવી લેશો.

બાર—તા. ૧૨-૭-૩૪ : ગુરુવાર.

મિસિસ નાયડુનું ભાષણ ૩ p. m. વાગ્યે–F. Y.નો Hall ચીકાર ભરાઈ ગયો હતો. Mrs. N. તો આવીને platform ઉપર બેઠી હતી. હું ત્હાં ગયો. મ્હને બેઠી બેઠી જ હાથ મેળવીને મળી. કહે–આપણે કેટલે વર્ષે મળિયે છિયે–ત્હમે પ્રમુખ થવાના છો?

શરૂ મ્હેં કર્યું--ડાંડુકેએ નિશાની કરી એટલે. (ત્હાં સુધી Mrs. N. જોડે પરચુરણ વાતો કરી).

હું ઊઠયો; politeness નો તાલીનાદ થયો–

મ્હેં કહ્યું : ત્હમારામાંના કોઇ જન્મ્યા પણ નહિં હોય તેટલી જૂની વાત કહું છું. કેટલાં વર્ષ ઉપર તે નહિં કહું–હેમાં તો ladies ની ઉંમર ના ગણાય તે નિયમનો બાધ આવે. પણ Bird of Time બહુ લાંબું ઊડી ગયું છે. એક પ્રસંગે Comedy of Errors ભજવાયું–હેમાં Mrs. Naidu ને હું પાત્રો હતાં–એમ કહી, Bird of Time નું મ્હારૂં review વાંચીને Mrs. Naidu એ લખેલો પત્ર વાંચવાને લીધો.

Mrs. N.–મ્હારા અક્ષર ઉકલે છે? મ્હને નથી ઉકલતા.

હું–માત્ર થોડાં વાકયો જ વાંચીશ. આરંભમાં જ હતું.

"Dear Mr Divatia,

I take for granted that my champion of today & my fellow traveller of long ago are one & the same person."

(મ્હેં આ ભ્રમની ઉત્પત્તિ સમઝાવી.–Ind. Soc. Ref.માં મ્હેં નટરાજનની ભૂલ બતાવીને Mrs. N. નાં કાવ્યોનો બચાવ કર્યો હતો. ઈ– અને fellow traveller તો મ્હારા ભાઇ હતા.)

(2) "I feel perfectly delighted that my friend Mr. Natrajan pitched into me so conscientiously two weeks ago, since it has brought me the assurance that the old Rajput Chivalry still lives in Modern Bombay with her smells and mosquitoes."

(3) "So even the wandering singer has some definite part & lot in this nation's life today."

(4) "Here & there, there still exists a dreamer that really these ideals are the only abiding realities."

આ (4) મહત્ત્વનું વચન-તે આજના ભાષણમાં વિકસાવાશે– એમ ધારું છું.

સરોજિનીએ ભાષણ શરૂ કરતાં, મ્હને ઉપરાઉપરી compliments, રમુજી, sincerely ઇ. આપ્યાં.

ભાષણ

(a) બહુ જ enlightening વિશાળ ક્ષેત્રમાં વ્યાપનારું દર્શન ભરેલું હતું. Meaning of Poetry એ વિષય. પણ બાળકની lullabies તરફ પ્રીતિ, ક્રમે ક્રમે યૌવનમાં અન્ય રસ, ઉત્તરાવસ્થામાં શાન્ત રસ, (ઉદા. Tennysonનું Sunset & Evening Star & Newmanનું Lead Kindly Light ઇ.); અન્ય દેશોમાં વીરરસ. જંગલી પ્રજામાં પણ ઈ. ઇ. જાતિ અનુભવના દાખલા આપી બતાવ્યા.

(b) કવિતા પ્રજાના જીવન, આશા, નિરાશા, વગેરેનું પ્રતિબિમ્બ છે. એ સંકુચિત દર્શન. પ્રથમ સ્થાપીને ઉત્તરે—

(c) વિશ્વવ્યાપિની માનવઇચ્છા, સ્નેહ, ઇ. કવિતાનો ખરો વિષય બને એ વિશાળ દર્શન સિદ્ધાન્તરૂપે સ્થાપ્યું.

(d) રવીન્દ્રનાથ ટાગોરની કવિતામાં પર્વતનાં દશ્યો નથી. સાદી ભૂમિ, ક્ષેત્રો, નદીઓ, ઇ. ઇ.–આપણા હૃદયમાં જે દર્શનો છે તે જ ટાગોર પ્રતિબિમ્બિત કરે છે, તેથી આપણને તે અપૂર્વ અથવા પ્રેરક લાગતાં નથી. પશ્ચિમમાં, યુદ્ધને અંતે થાકી ગયેલી પ્રજાઓની નિરાશા છે ઇ., તેને લીધે ટાગોરની કવિતા આકર્ષક લાગે છે.

(c) યુદ્ધને અંતે વિનાશ. વિનાશનું દર્શન થતાં લોકો અનીશ્વરવાદી થયા–There is no God ઈ.–પણ જરૂર પડી Godની : Let us re-create God in our own heart-image ઇ.

(e) કામિની સેન હમણાં મરી ગઇ–ત્હેના કવિત્વની ઘણી ગુણદર્શિની પ્રશંસા કરી.

(f) મહમદ ઇકબાલનું કવિત્વ પ્રથમ ઉર્દુમાં હતું. હવે ફારસીમાં લખે છે. તે મુસલમાન આલમથી વધારે વિશાળ પ્રદેશને આકર્ષે છે.

બ્પાર—તા. ૧૮-૭-૩૪ : બુધવાર : કાગળ આવ્યા : રામનારાયણ પાઠક (અમદાવાદ).

એક વ્યુત્પત્તિ બા. પ્રશ્ન-કાઠિયાવાડમાં મર (છો–ના અર્થમાં) વપરાય છે–તે સં. वर ઉપરથી હશે?

જ્યેષ્ઠના પ્રસ્થાનનો અંક આજ જ બ્હાર પડયો. ત્હેમાં ઢોલામારૂની વાતમાં નીચેની પંક્તિયો છે—

બાબા મ દેઇ મારુવાં વર કુમારી રહેસિ. (મારવાડમાં મ્હને ના દેશો–ભલે હું કુંવારી રહીશ.) તે वर તે મર નું મૂળરૂપ હશે.

મ્હારો અભિપ્રાય પૂછ્યો છે.

બ્હાર—તા. ૨-૭-૩૪ : શુક્રવાર : કાગળ લખ્યા : રામનારાયણ પાઠક (અમદાવાદ).

. મર-( છો, ભલે )ની વ્યુત્પત્તિ ત્હમારી સંભવિત બહુ લાગે છે. બીજા કોઇયે આજ સુધી તે બતાવી નથી.

'પાનું પડ્યું'-એ વચનમાં પાનુંનો શો અર્થ હશે? કાલે B. A. ક્લાસમાં સ્નેહમુદ્રા વાંચતે પ્રશ્ન નીકળ્યો, મ્હેં કેવળ તર્ક બતાવ્યો.

પાનું=જન્માક્ષર, ગ્રહકુંડળીનું પાનું-ગ્રહયોગ ત્હમને પૂછીશ એમ મ્હેં છોકરાને કહ્યું. મર ની વ્યુત્પત્તિ ત્હમારી વંચાવીને ત્હમારો અધિકાર મ્હેં સ્થાપ્યો.

બ્હાર - તા. ૨૫-૭-૩૪ : ગુરુવાર : કાગળ લખ્યા : ચાંપશી વિ. ઉદ્દેશી (કલકત્તા).

૧. 'ગાનના અવતાર' એ કાવ્ય મોકલ્યું.

બ્હાર—તા. ૨૭-૭-૩૪ : શુક્રવાર.

સુ. પ્ર. અભિનંદન અંકમાં મ્હારા હસ્તાક્ષરનો પત્ર છે-ત્હેમાં સંજાણાએ એક મ્હારી ક્ષતિ બતાવી :—

'વિષયાન્તરતામાં' શા માટે પડું ?

વિષયાન્તર-તેજ નામ છે (अन्यो विषयः विषयान्तरम्) ત્હેને વળી તા ?

. મ્હને પણ ક્ષણવાર સંકોચ થયો. પણ મનમાં ઊતર્યું નહિ. બચાવ હતો, પણ હું ચૂપ રહ્યો.

બ્હાર— તા. ૪-૮-૩૪ : શનિવાર.

જગમોહન-(ર) "અમરપંથનો યાત્રાળુ" ચિત્ર બતાવીને પૂછ્યું-આ ચિત્ર-ત્હમારાં-ઉપરથી ન્હાનાલાલે કાવ્ય રચ્યું? કે કાવ્ય ઉપરથી ત્હમે ચિત્ર દોર્યું? તો કહે-ચિત્ર ઉપરથી કાવ્ય કરેલું. હેની કથા કહી.

ચિત્ર અમદાવાદમાં એક પ્રદર્શનમાં મૂક્યું. તે પોતાનેજ ના ગમવાથી રદ્દીમાં નાંખ્યું. જગમોહન પાસેથી માગીને કોઈ ન્હાનાલાલ કને ચિત્ર લઈ ગયો. ન્હાનાલાલે જગમોહનને બોલાવ્યો. કહે-' ત્હને સમઝણ નથી! આ ચિત્રમાં તો ઘણું ઘણું છે. મ્હેં કાવ્ય લખ્યું છે એ ઉપરથી. હજુ થોડું બાકી છે, તે પૂરું કરીશ.' પછી પોતે તે છપાવ્યું. ઈ.

ઘેર-ઉષા તો ૧ પહેલાં આવી. હું ૠ ઊંઘતો પડયો'તો. ત્હેં બોલાવી. ઘોડે ચડીનેજ આવી'તી-"કાકા, શું કામ હતું? કહી દો. મ્હારે ૠ કલાકમાં જવું જોઇયે."

મુખ્ય કામ-કાવ્ય-નવું કાલે રાત્રે રચ્યું. ઉત્પત્તિકથા કહીને વાંચી સંભળાવ્યું.

બાર—તા. ૧૪-૮-૩૪ : મંગળવાર : ઘેર-કાગળ આવ્યા : "પ્રસ્થાન" આષાઢ.

મ્હારું કાવ્ય તથા વીણાનું ચિત્ર આવ્યાં છે. ચિત્ર પ્રથમ કરતાં સુધર્યું છે.

બાર—તા. ૩-૯-૩૪ : સોમવાર.

✓ કોલેજ-અભિનંદન સભા :-આરંભમાં Hamill બોલ્યા. અંગ્રેજીમાંજ. લાંબું ભાષણ કર્યું. મ્હારે વિશે બહુ સારું સારું બોલ્યા.

આવેલા વક્તાઓ-બેટાઇ, ભાનુશંકર વ્યાસ, કાલેલકર, ચીનાઇ, વામન ઠાકોર અને સેક્રે. પંડયા.

હું બેઠો હતો તે વખતે પાછળથી ભાનુશંકરે એક કવર મ્હને આપ્યું; O. H. M. S. એ શબ્દો છેકી નાંખેલા. અંદર જોયું તો ભાનુશંકર અને બેટાઈની સહીઓવાળું એક કાવ્ય :—

૭૫ પગલાં

दृष्टिपूतं न्यसेत् पादम् એ ન્યાયે પગલાં ભરી,
ત્હમે જીવનની યાત્રા રસદેશે શરૂ કરી.

અનેક કુસુમો વીણ્યાં ચિરંજીવ સુગન્ધથી,
ભર્યાં, અર્પ્યાં કરી પૂજા ગુર્જરી કવિતા તણી.
એ દેવીમન્દિરે બેસી વીણાના તાર છેડિયા,
અમારા ઉરમાં એનાં આંદોલન અનુભવ્યાં.
અને નૂપુરઝંકારે નૃત્યલાલિત્ય દાખવી,
ગીત, વાદ્ય અને નૃત્ય સંપૂર્તિ ત્રણની કરી.
ત્હમારા ઉરને વ્હાલા અખંડ કરુણારસે,
ઓપતી દિવ્યશ્રદ્ધાથી રચી સ્મરણસંહિતા;
કલાને, રસચર્યાને, દેશે ડગ ભર્યાં ત્હમે,
સંધરી તત્ત્વ મોંઘેરું અર્પ્યું છે ગુજરાતને.
સંક્ષોભો જાગિયા કૈંક ત્હમારે ઉરબન્ધને
નવનીત થકી ત્હેના પોષાયા સર્વદા અમો.
ગભીરો ગર્જતો મેઘ રસથી ભીંજવે ધર,
ત્હમારે ઉરથી એનાં ઝીલ્યાં અમૃતબિન્દુડાં.
ત્હમારા જ્ઞાનની જ્યોતે અમારા દીપ ચેતિયા
એ વેળા ઉરમાં દીઠી સદાની નમ્ર વન્દના.
અનેક પગલાં ધારો સ્થિર ને ચેતનાભર્યાં.
ત્હમારે પગલે પગલે અમારી પ્રાણુવન્દના.

(સુન્દર રચના છે ને Sincere છે. છેલ્લી પંક્તિમાં માધવીએ છન્દક્ષતિ બતાવી-'પગલે' બીજી વારનાથી એક અક્ષર વધી જાય છે ને Rhythm તૂટે છે).

મ્હેં આપણું રાશું કર્યું

✓ આપણાં કાવ્યશાસ્ત્રનાં પુસ્તકોમાં નવ રસ કહ્યા છે. ત્હેમાં વળી વત્સલ રસ પણ કોઈક ઉમેરે છે. હું ૧૧મો રસ ઉમેરવાને તત્પર થાઉં છું : આનન્દરસ.

આ આનન્દ રસ તે-
નર્મદ કવિ નિત્ય ઊડતો રે
જ્યહારે નિશામાં ચૂર,
કહું બલિહારી નિશાતણી.

પ્ર. માં કહેલો પ્રેમ–આનન્દ નહિં; અથવા હું મુંબાઇમાં ભણતો હતો તે વખતે (ભીમા શેઠની વાડીમાં) એક ચોબેજી ગાતા—

ભંગા એસી પીજિયે જેસી રંગ તરંગ,
ધરકે જાને મર ગયે, અપને મન આનન્દ.

હેવો આનન્દરસ પણ નહિં.

હું કહું છું તે આનન્દરસ આજ જે ત્હમે બધા ભોગવો છો, તે નિર્દોષ આનન્દરસ. હાવા આનન્દરસમાં કરુણરસની સેર ન્હેવડાવાય નહિ. અલંકારશાસ્ત્રમાં તદ્‌ગુણ અલંકાર કહ્યો છે. તે ધોરણે કરુણ-રસને આનન્દરસને યોગે તદ્‌ગુણત્વ આપી આનન્દરસ જ બનાવી દેવો જોઇયે.

ત્હમે મ્હારી તરફ સદ્‌ભાવ દર્શાવી આજ અહિં બોલાવ્યો છે તે માટે આભાર માનું છું તે ઉપરાંત મ્હારા સમગ્ર કુટુંબને શામિલ કર્યું છે તે માટે પણ–જો કે અહિં મ્હારી પત્નીને સ્થાન મળ્યું છે તે કેવળ તે સમ્બન્ધથી નહિં, પણ એ તો અહિં ex-studentના હકથી શામીલ થાય છે. ત્હમે બધા જાણતા નહિ હો; આ મ્હોટા ખંડમાં પે...લે દક્ષિણપૂર્વ ખૂણે મ્હારે માટે કબાટો મૂકી દઇને અંધારી રૂમ બનાવી હતી. દહાડા છતે વિજળીનો દીવો બાળતા હતા. આ ૧૯૨૧ની સાલથી આરંભ. તે સ્થળે સુશીલા નિયમસર મેઘદૂત, ભણકાર, જયાજયન્ત, ઇત્યાદિ રસ પડે તેવાં કાવ્યાદિકના વાચનમાં ચિક્ષણ લેતી અને કોઈ કોઇવાર ચિક્ષણ આપતી.

આમ મ્હારા કુટુમ્બમંડળને સ્થાન ત્હમે આપ્યું. છતાં અમુક ઊનતા–બાળકોને વિશે, વિધિવશાત્, રહી ગઇ છે, જે માટે ઉપાય

નથી. એ કરુણ સંયોગની કરુણતા અત્યારે ભૂલી જઈશું. મહાત્મા ગાંધીજીએ મ્હને લખ્યું'તું કે, જગતમાં બધાં બાળકો છે તે પણ ક્યહાં ત્હમારાં બાળક નથી?

હા, ત્હમે બધા મારાં બાળકો જ છો. હું તેમ માનીશ.

✓ આ કારણથી-મ્હને આ કોલેજમાં બધાં-ખાસ કરીને છોકરીઓ -"કાકા" કહીને સંબોધે છે-તે એટલે સુધી કે આપણી College નો ગોર પેલો lift ઉપરનો હેમત પણ 'કાકા' કહે છે-તો તે પદ લેવાને બાધ નથી. જો કે મ્હને એકવાર એ સંજ્ઞા ખૂંચતી હતી. કેમકે સુરત તરફ હજામને 'કાકા' કહે છે. તેથી ક્ષણભર એમ થાય છે કે ત્હમે 'કાકા' કહેવાનું છોડી દ્યો તો હું બધાંને પાંચ પાંચ પતાસાં આપું! પણ વળી ભય રહે છે કે પેલા છગન વાઘરીના જેવો તો અનુભવ નહિં થાય?-એકામાં મ્હારા પિતા સબ જજ હતા-તે વખતમાં એક વણિક છગનલાલ હતો. તે વાઘરીઓમાં ધીરધાર કરતો તેથી હેનું નામ છગન વાઘરી પડી ગયું હતું. એ બિચારો કંટાળ્યો ને કહ્યું: મ્હને 'વાઘરી' કહેવાનું બંધ કરો તો આખા ગામને ચોરાશી જમાડું. ચોરાશી જમાડી. જમીને લોકો ચાલ્યા. મળનારાઓએ પૂછ્યું: ક્યહાં જમી આવ્યા? તો કહે: છગન વાઘરીની ચોરાશીમાં!

આમ મ્હારી વલે થાય. માટે પતાસાં નથી આપતો-પતાસાં મ્હારાં પાછાં આપો!

અસ્તુ. અહિં ગુજરાતી મંડળ આટલાં વર્ષથી ચાલે છે ત્હેમાં એકાદ મહા ક્ષોભનો પ્રસંગ આવ્યો હતો. 'અધિકારીની ચૂંટણીને' અંગે તકરાર ઊઠાવાઇ. પ્રમુખે અન્યાય કર્યો છે-ઇ. આરોપો સાથે અરજી આવી. મ્હેં તપાસ પૂરેપૂરી કરી સહી કરનારાઓમાંથી કેટલાકના જવાબ લખી લીધા. તે કહે-હમે સમજ્યા વગર સહી કરી છે. એમ મ્હેં એ પ્રસંગ શમાવી દીધો. તે વખતે મેં અરજી

કરનારાઓને લેખી જવાબ લંબાણથી ને શાન્તિથી આપેલો તે અત્યારે જડતો નથી. બાકી તે જડે તો ખાતરી થાય કે કે'વી રીતે સંકટ નિવારાયું હતું.

એક રમૂજી અનુભવ નોંધું. મ્હારી એ ખૂણાની રૂમમાં એક દિવસ મેજ ઉપર નનામી અંગ્રેજી પંક્તિયોનું કાગળિયું આવતાં વાંતે મ્હેં દીઠું. મ્હેં સંઘરી રાખેલું અત્યારે વાંચી સંભળાવું છું.

There once was a fellow called Divatia–
Who said to his students–
"I hate you"

But they got enraged
And war on him waged,
And said, If you act funny
I will dismiss you.
So be careful next time!!!

અહિંના આ પ્રકારના અનુભવો તો રમૂજ જ આપે છે. પણ હવે તો મ્હારે

Sunset & evening star
And one clear call for me,
And let there be no moaning of the bar.
When I put out to sea.

ભલે એ સમય સમીપ હો કે દૂર હો. મ્હારી પ્રાર્થના એ જ છે.

આ ભાષણને આરંભે ઉષાબ્હેનના હાર્મોનિયમની મદદ લઇને ચિ૦ માધવીએ ગાયેલું ભજન સંભારું છું, (દુર્ભાગ્યે આજ ઉષા બ્હેનને સખત ઉધરસ થઇ છે; બાકી હેમણે ગાયું હોત તો જૂદું જ સૌન્દર્ય પ્રગટ થાત). એ ભજનમાંના આ શબ્દો જોઉં છું.

बंसीकी धून सुनोना जब प्राण तनसे निकले-અને કહું છું-
ત્હમારા બધાના સ્નેહની બંસીની ધૂન સંભળાવતા રહેજો.

મ્હને, સુશીલાને, Hamill ને બરચક હાર અને કલગી આરોપાયા પછી પાસેના ઓરડામાં refreshment ગોઠવ્યાં'તાં ત્હાં બધાં ગયાં. ગોઠવણ સારી હતી.

મ્હારે તથા સુશીલા માટે tray માં સ્પેશિયલ ચ્હા પ્રો. શાહે મંગાવ્યો.

કાગળ આવ્યા : કાકા કાલેલકર-મુંબાઈ (અમદાવાદ જતે), ૨૭ સપ્ટે. ૩૪.

"મુરબ્બી શ્રી. નરસિંહરાવભાઈ,

ચિ. ઉમાશંકર પાસે જાણ્યું કે આવતી કાલે ગુજરાતના સાહિત્યસેવીઓ આપની જન્મગાંઠ ઊજવવાના છે. સાંભળીને આપની આટલાં વરસની ઉજ્જ્વળ સાહિત્યસેવા મનમાં તાજી થઈ: જે વખતે દેશમાં મારા જેવા પણ *નિવૃત્તજીવનની તૈયારી કરે છે તે વખતે આપ પ્રવૃત્તિના ક્ષેત્રમાં સજ્જ રહી યુવાનોને પ્રેમપૂર્વક પ્રેરણા આપી રહ્યા છો અને એમના સાહિત્યજીવનના ઘડતર ઉપર ધ્યાન આપી રહ્યા છો એ જોઈ આપને મસ્તક નમે છે. આપની સેવા અને આપની પ્રેરણાનો લાભ યુવાનો લે અને યુગકાર્યમાં પોતાનો ફાળો આપી યશ વધારે એ જ ઇચ્છું છું.)

લિ. સ્નેહાંકિત

કાકા કાલેલકરના સપ્રેમ પ્રણામ.

ખાર—તા૦ ૫-૯-૩૪ : બુધવાર : ૨-૫૦ P. M. ભાનુશંકર તથા બેટાઇને 'છપ્પ પગલીંનો મ્હારો ઉત્તર પ્હોંચાડવાને મુરલીને આપ્યો.

* આ ક્રૉસ વચન ? -ઉમાશંકર કહે-ના; હવે કાકાસાહેબ સર્વ પ્રવૃત્તિ તજવાના છે.

ઉત્તર

કુસુમો તો થતાં મ્લાન, વીણાના તાર તૂટિયા,
નૂપુરે કિંકિણી સર્વે વાગે છે ખોખરી હવાં;
રહ્યો માત્ર હવે ગૂઢ, કરુણારસ તે વડે
ભલે આ ઉરની ભૂમિ, ભીંજાતી સર્વદા રહે;
કલાને રસની ચર્ચા, થઇ નીરસ જો પડી!
મન્થનો ઉરનાં ઊંડાં થઇ રહેશે ઘડી ઘડી.
વા રિ મ ન્થ ન માં થી શું નવનીત ગ્રહ્યું ત્હમે?
જ્ઞાનની જ્યોત ઝંખાઈ, ભલે એ ત્હમને ગમે.
મૂઢ આશ્ચર્યથી જોઉં મિત્રને શિષ્યમંડલ
શુષ્કારણ્ય વિશે પીએ અમી માની કટુ જલ.

ખાર—તા. ૧૫–૯–૩૪ : શનિવાર.

સ્હવારે–હમે તો ભૂલી જ ગયાં'તાં; ચ્હા પીતાં'તાં, જરાક મોડાં –તે વખતે ગોકુળભાઈ પારેખ સા. સભાનું ડેપ્યુટેશન લઇને આવ્યા! ભાદરવા સુદ ૭ નો વાયદો! આરંભમાં પાંચ જણ, પછીથી બીજા પાંચ છ! કલાકેક બેઠા. મ્હારી ૭૫ મી વર્ષગાંઠ નિમિત્તે તૈયાર કરેલો હસ્તલિખિત લેખસંગ્રહ મ્હને આપ્યો. (હેમાં ઉમેરવાનો છૂટો લેખ જોડે હતો. તેથી પાછો લઈ જવાને લીધો.)

ચ્હા પાયો.

પુષ્કળ વાતોચીતો થઈ. દુર્ગાશંકર શાસ્ત્રી, નર્મદાશંકર (ગુજરાતી Office); મસ્તફકીર, મોહનલાલ ('રજની'ના ભાષાન્તરકાર) કિશનસિંહ ચાવડા વગેરે. સ્નેહરશ્મિ–ઝીણાભાઈ મંડળમાં હાજર હતા.

ખાર—તા૦ ૧૬–૯–૩૪ : રવિવાર : પુષ્પા તથા રમણ આવ્યાં.

(c). 'કાન્તનાં બે નાટકો' પાછું રમણે આપ્યું.

(d). હેમાં એક કાગળિયું છે, એમ રમણે કહ્યું. જોયું તો મ્હારે

વિશે હેણે રચેલું કાવ્ય ખરેખર Sympathy ભરેલું ને કલાયુક્ત છે-લાંબું છે. આ નોટબુકને છેડે ઉતારી રાખું છું:

(તા૦ ૧૬-૯-'૨૪ ની ડાયરીમાં નોંધાયેલું તે) રમણ વકીલે મ્હને આપેલું કાવ્ય—

જીવનહ્વાણુની ભવ્યતા.

(પૃથ્વી)

મહાગિરિસમા—ત્હમે, નયનસંમુખે છો ઉભા,
કૃતાર્થ તમ દર્શને અમ ઉરો થતાં, વન્દતાં,
અબોલ બનતાં ઢળે ચરણમાં ત્હમારા, પિતા
વિશુદ્ધ ઉરથી વહન્ત જલ ગૂઢ વાત્સલ્યનાં.
પડ્યા જખમ વંજ્રના શિર પરે ઘણા કારમા
છતાં, સહુ ગણી પ્રતીક વિભુનાજ સંકેતના
અભંગ ઉર-આશથી સકલ ઘા વધાવી લીધા
નહિ રુધિર દૂઝતા જગતને વ્રણો દાખવ્યા.
દવે અતલઅન્તરે અનલ-જ્વાલ તે આવરી
ત્હમે શિખર ઉપરે કદી થવા ને દીધી છતી;
બળે ઉદધિ અન્તરેજ વડવાગ્નિથી સર્વદા,
છતાં જગત પામતું અનિલ શીત આનન્દદા.
શિરે વરસતી અસંખ્ય જલની ઝડીઓ વેઠી
ત્હમે દવ ન હોલવ્યા હૃદયના: ઉરોલ્લાસથી,
જનો અવરનાં દુઃખો શમવવા વહાવી નદી—
સદાશિવ પ્રવાહની પુનિત માત ગંગા સમી:
વિરાટ ઉર આપનું સકલ તાપને આવરે,
તપી ઉરતણા ઝરા ગગન ચિત્તને છાવરે!
જગે વરસતી ઝડી ઉદક જ્ઞાનનું સીંચતી,
અને ઉર-વરાળથી તરસ ભૂમિની છીપતી.

પડી વિપદ એકલા સહન શાન્ત ચિત્તે કરો,
અને હૃદયવાદ્યના કરુણ ભાવમાંથી વણો
કલા, રસિકતાભરી, ઉર વિવેકભાવે ભીનાં
ત્હમે અવર કાજ ગીત રસભાવનાથી ભર્યાં.
મથો વીસરવા સદા હૃદયભાર, સંવેદનઃ
દઇ જગતને ત્હમે કરુણ ગીત આનન્દનાં.
દૂનાં નયનનીરથી પ્રજ્વલતાં ઉરો ઠારતા,
ન શું અમિત આ દીસે જીવનલ્હાણની ભવ્યતા?
ક્ષણે અડગતા ત્હમે નવ મૂકી: સદા
ઉભા સ્થિર મહાનુભાવ! અણુસહ્ય આપત્તિમાં.
કૃતાર્થ થઈ દર્શને ઉભયનાં ઉરો વન્દતાં
અબોલ બનતાં ઢળે ચરણમાં ત્હમારાં સદા.
ધરી પ્રકટ મૂર્તિ શું અહિં ગભીરતા આ ઉભી,
વશી નીરવતા હૃદે સભર મૌનથી ગાજતી!

શંકર ભવન, ફ્રેન્ચ બ્રિજ
મુંબાઈ ૭
તા. ૭ સેપ્ટેમ્બર ૩૪.

(sd.) રમણ ન. વકીલ

બાર—તા૦ ૭-૧૦-૩૪ : રવિવાર : [ અભિનંદન સભા ].

5-15 P.M.—વાગ્યે સભા શરૂ થઇ. હોલ ભરાઇ ગયો હતો. શણગાર સરસ કર્યો હતો.

હરસિદ્દભાઇ ને મ્હારી જોડે ખુરશી મૂકી હતી. હું ને સુશીલા sofa ઉપર, લલ્લુભાઈ ગાદીતકિયે—જ્યોતીબ્હેન બૈરાંમાં ભોંય જ બેઠાં હતાં.

પ્રોગ્રામ શરૂ થયું. પાધ્યાએ opening લાંબું કર્યું. બધાં ભાષણોમાં રામભાઇ તથા ભાનુમતી ભટ્ટનાં ઉત્તમ હતાં. રામભાઇએ સંક્ષેપ કરી નાંખી લોકભોગ્ય ભાગ સારો ગોઠવ્યો હતો. વિદ્દદ્‌ભોગ્ય ભાગ તો થોડો કહેવો પડ્યો.

મ્હારા "દિવ્ય ટહૂકો" કાવ્યમાં સંમાપન સ્પષ્ટ શબ્દોમાં ના હોત તો ધ્વનિરૂપ સારું રહેત. મથાળું 'દિવ્ય ટહૂકો' તેથી સમજાત જ એમ હેમની દલીલ હતી.

[ મ્હેં મારા ભાષણમાં હેનો ઉત્તર આપ્યો'તો. ]

રામભાઈએ મ્હારા Personal સ્વભાવલક્ષણના દાખલામાં એક કહ્યું–સાંટાકુઝમાં એકવાર ધોતિયું ને hat પ્હેરીને હું જતો'તો. કોઈયે કહ્યું–ધોતિયા ઉપર hat! મ્હેં જવાબ દીધો ભાઈ! hatને ઠેકાણે hat પ્હેરાય, ને ધોતિયાને ઠેકાણે ધોતિયું પ્હેરાય."

( શ્રોતાજનો ખૂબ હસ્યા. ) મ્હારા અંગત ગુણદોષની ચર્ચા પણ બહુ કરી.

ભાનુમતીએ લખી લાવેલું વાંચ્યું. આરંભમાં. કૂહે–નનુ કાકા ૭૫ વરસના થયા તે આજ જાણું છું. એ વૃદ્ધ થયા છે–એમ હમને બાળકોને લાગતું જ નથી. હમારી જોડે હમારા બરોબરિયા તે બને છે. ઇ. ઇ.

પોપટલાલે ભાષણ સારું કર્યું—લલ્લુભાઇ પણ અંગત બાબત કૂહેતે ગળગળા થઇ ગયા. હમારા ધૈર્યનું વખાણ કર્યું, હું આંસુ પ્હરાણે રોકી સક્યો.

મ્હારા ભાષણ પ્હેલાં સુભદ્રા કને या देवी न ददाति दर्शनसुखं મ્હેં ગવડાવ્યું—ને હેના ભાષાન્તરથી મ્હેં આરંભ કર્યો.

બ્યારની સા. સભા મોડી જાગી તે માંટે મ્હેં રમૂજ કરી–કહ્યું —હેમણે બચાવ કર્યો છે કે હમારું સંચોસત્ર એક બીજું પણ છે —या निशा सर्वभूतानां—( બધાં હસ્યા ).

ત્હમારા આનંદમાં ભાગ હું લઇશ જ. આનંદ અને સુખ ભિન્ન વસ્તુ ઇ. ઇ.

બ્યારિ—તો૦ ૨૩–૧૦–૩૪ : મંગળવાર.

૮ a. m. ગોકુળભાઈ આવ્યા ! જોડે બેગમ ! હેમની મોટર વાપરી. હેની જોડે વાતો ચીતો.

કાકાસાહેબ (કાલેલકર) આવવાના છે—તેથી અહિં બેઠા. એ મુંબાઈથી આવવાના. ૮ા નો વખત આપ્યો હતો. અડધો કલાક વાટ્ય જોઇ. ના આવ્યા. કહિંક રોકાઈ ગયા હશે. હવે તો કાલે સ્હવારે કે પરમ દહાડે સ્હવારે કાકા સાહેબને લઇને આવશે.

કિશોરલાલ મશરૂવાળા મુંબાઈ આવ્યા છે. રસ્તામાં દમ ઊપડ્યો હતો. પણ ગાંધીજીની જોડે વરધામાં સંપર્ક વધારે થયો હતો–Congress ના પ્રશ્નો વિશે. તેથી ગાંધીજીએ મશરૂવાળાને Congress Camp માં બોલાવી લીધા છે–બંધારણને અંગે સલાહ મસલહતમાં મદદ માટે–ત્હાંજ રહે છે. મ્હને હેમને (મશરૂવાળાને) મળવાની ઇચ્છા છે—કોઇક સ્હવારે મળવું. એમ ગોકુલભાઇએ કહ્યું. એ ગોઠવણ કરશે–ને મ્હને કોઇ પણ રીતે ખબર કરશે. ગયા.

[ મ્હને થયા કરે છે કે—રાજકીય વગેરે વિષયમાં સ્પષ્ટ મતભેદ છતાં, અને ખાસ આકર્ષણનું કારણ નથી છતાં,—આમ કાકાસાહેબ વગેરે મ્હારી તરફ શા માટે સદ્‌ભાવ રાખતા હશે–તે તે આમ મળવા આવવા સુધી! મ્હારામાં ચારિત્ર્યાદિકની ઉન્નતિ નથી, કોઇ મ્હોટા આદર્શ ગુણ નથી-છતાં આમ કેમ? પ્રભુ? મ્હને દીન જ રાખજે ].

ખાર—તા૦ ૨૪–૧૦–૩૪ : બુધવાર.

કાકાસાહેબ (કાલેલકર) આજ ૮ વાગ્યા પછી તરત આવ્યા જોડે ગોકુળભાઇ હતા પુષ્કળ વાતો થઈ–.

(a) કહે=ગાંધીજીએ કહ્યું—હું પણ જોડે આવું. પણ નીકળ સકાય એમ નથા.

(b) કિશોરલાલ વિશે પૂછ્યું તો ગોકુળભાઇયે ને કાકાસાહે કહ્યું—એ અહિં રહેવાના જ છે. ને ખાર આવશે તે વખતે મ્હ મળી જશે. મ્હેં કહ્યું—એમ રાખવું ઠીક નથી. હેમની તબિય હેવી છે કે ખારમાં આવેલા છતાં તાવને લીધે પાછાં જવું પડેલું આરે કાલ લાગ છે તો મ્હને દિવસ આપે તો હું મોટરમાં ગાંધીજી

ઝૂંપડીમાં એ છે ત્હાં મળી જાઉં. ગોકુળભાઇયે કહ્યું—તો હું પૂછીને નક્કી કરીને ખબર વેળાસર આપીશ.

(c) ગાંધીજી Congressમાંથી નિવૃત્ત થયા એ નક્કી જ. છતાં અમુક રીતે સલાહ મદદ આપશે જ. આ Session પૂરી થયા પછી જ નિવૃત્ત થશે.

(d) કાકાસાહેબ હવે ગામડાંમાં કામ કરશે. કાં તો ડાંગના પ્રદેશમાં ભીલ લોકોને કેળવવામાં. કાં તો દરિયાકિનારે દૂબળાઓમાં. (જ્હાં હેમના બાળે કામ કરેલું છે તે લોકો હેમને બાળના બાપ તરીકે ઓળખે છે.)

(g) મ્હારામાં હેવું શું છે? કે આમ મતભેદ અનેક છતાં કાકાસાહેબ, ગાંધીજી વગેરે મ્હને મળવા આવે છે? એમ મ્હેં પૂછ્યું. મ્હારી દીનતાનો લોપ થાય હેવું આ થાય છે. સુશીલા કૃહે—શા માટે લોપ થાય? કાકાસાહેબ કૃહે—પુષ્પનો સુગંધ લેવાને આવે તે પુષ્પને મના કરવાનું કારણ નથી.

(h) વિ. લી. ના અવલોકનમાં રામનારાયણે મ્હારામાં ક્રિશ્ચિયનિટીની અસરનું દર્શન કર્યું છે તે અન્યાય માટે મ્હારે વાંધો છે. તે કહ્યું. પ્રાર્થના સમાજ તરફ એક જાત્યનો Prejudice અમુક વર્ગને છે તે વાતાવરણથી રામનારાયણ મુક્ત નથી થયા.

કાકાસાહેબને એ વાક્ય વંચાવ્યું. એ કૃહે—એ અન્યાય છે. ક્રિશ્ચન થયેલા હિન્દુઓનામાં પણ Theistic ભાવના જે છે તે હિન્દુની જ છે—ક્રિશ્ચનોને તો તે ઉપરથી બોધ મળે છે.

(મ્હેં કહ્યું—રામનારાયણને આપનો આ અભિપ્રાય છે તે લખું? તો કૃહે—ખુશીથી લખજો.)

(k) સ્મરણયાત્રા મળ્યું? મ્હને પૂછ્યું. મ્હેં કહ્યું—હા. વાંચ્યું. હેમાં બાવાવાળું પ્રકરણ ખરેખરૂં હૃદયદ્રાવક છે.

(l) સા વિદ્યા યા વિમુક્તયે એ સૂત્ર આપે લીધું છે. ત્હેનો અર્થ દેશના રાષ્ટ્રિયમોક્ષને લોકો લાગુ પાડે છે તે વિપર્યય શું નથી? મ્હેં

કહ્યું. કાકાસાહેબે patched up ખુલાસો કર્યો. મૂળ વચનનો ઉદ્દેશ તો કામાદિક રિપુથી મુક્ત થવાનો જ છે. પણ એ રિપુઓને પરિણામે પરરાજ્ય આવ્યું માટે હેમાંથી મુક્તિ તે અર્થ આણ્યો.

હું—હેમાં કાર્યને કારણનો વિપર્યય જ થાય છે.

ચૂપ રહ્યા.

(m) હૃદયવીણાનું પ્રેમલનું ચિત્ર (પ્રસ્થાનમાં) અને અસલ form કાકાસાહેબને બતાવ્યું. તત્કાળ હેની તત્ત્વગત ખૂબી પારખી લીધી ને કહી બતાવી. અને એક પાશ્ચાત્ય લેખક ને artistની જોડે સરખામણી કરી.

બ્યાર—તા૦ ૨૬-૧૦-૩૪ : શુક્રવાર.

રામભાઈ આવ્યા. ૭-૨૦ A. M. હમે મોટરમાં ઊપડ્યાં—સુશીલા, માધવી, ચિત્રા, રામભાઈ, હું. પા કલાકમાં વલી Congress Camp-.

ગોકુળભાઈ આવ્યા. (છોટુભાઈ બોલાવી લાવ્યા) પછી હેમણે રજા મેળવી મહાત્માજીની hut આગળ ગાડી રખાવી. ગોકુળભાઇ અંદર જઈને વરધી આપી આવ્યા. વોલંટીઅરો હમને રોકત-પાસ વિના. પણ ગોકુળભાઇના વચનથી હમે બધાં દાખલ થયાં.

કિશોરલાલ hutની બહાર દૂરથી સ્હામે આવ્યા. મળ્યા-ભાવથી મળ્યા. હેમના ખંડમાં જવાને હમે દાખલ થતાં'તાં ત્યહાં સરોજિની નાયડુ મોટરમાંથી ઊતરી (જોડે દા. અનસારી). મ્હને દેખીને તરત How are you, Mr. Divatia? કહીને આવી. વરંડાના કઠેરાની બ્હાર રહી. Shake hand થયા. મ્હેં કહ્યું—Doing as well as I can under the circumstances. એ જોડેના Hut માં ગઈ જ્યહાં અબદુલ ગફારખાનનો ખંડ હતો.

કિશોરલાલના ખંડમાં મ્હને ખુરશી મળી. બેઠો. સુશીલા બધાંની જોડે જમીન ઉપર બેઠી. કાકાસાહેબ, મહાદેવ, વગેરે બેઠા.

( કિશોરલાલ બીજા ખંડમાં જઇને ગોમતીબ્હેનને લાવ્યા. સુશીલા કને બેઠાં–ને મ્હને 'ગીતાધ્વનિ' નામનું પોતાનું નવું પુસ્તક ભેટ આપ્યું. કહે–સુધારવા માટે આપું છું–અંદર પ્રસ્તાવનામાં જોજો.

હું–બગાડું તો? છેકંછેકા કરીને બગાડું?–તો કહે–ભલે–તે માટે જ આપું છું.

અનુષ્ટુપ્‌માં ભાષાન્તર સમગ્ર કર્યું છે. વાતોચીતો થઇ.

(a) કિશોરલાલને પૂછ્યું–મ્હારું છેલ્લું કાર્ડ મળ્યું'તું? તો કહે –હા. મ્હેં કહ્યું–સરનામાની જરૂર નહોતી, ઉષા શ્રોફ હમારી Collegeમાં જ છે, હેને બોલાવીને બતાવ્યું તો કહે એમ ને એમ તે જશે. અકોલામાં કિશોરલાલ જાણીતા જ છે. છતાં P. O. વાળા કેવી કેવી રીતે લોકોને સોધી કાઢે છે–તે વાત ઉપર બધા ચઢ્યા. મહાદેવે કહ્યું–લંડનમાં એક કાગળ મહાત્માજી ઉપર આવ્યો. ત્હેને સરનામું કશું નહિં. માત્ર મહાત્માજીની છબી કશામાંથી કાપીને ચ્હોડેલી–ને નીચે London એટલું જ! તે વગર ઢીલે મળ્યું. બિચારા P. O. વાળા કહે—Who does not know Gandhiji?

કિશોરલાલ કહે–અહિંથી પૂરું થયા પછી હું બાર જરૂર આવીશ જ–ને મળીશ. ત્હાં પાંચ છ ઘેર જવાનું થાય છે ને તેથી ગઇ વખત થાકી ગયો ને ત્હમારે ઘેર ના અવાયું.

મ્હેં કહ્યું—આ વખત પ્હેલું ઘર હમારું રાખજો.

હેમને હજી દમ તો છે જ. તાવ હાલમાં નથી

મહાત્માજી તો Working Committeeની મીટિંગમાં રોકાયેલા હતા. મ્હેં મળવાનો મનોરથ રાખ્યો જ નહોતો.

૨૦–૨૫ મિનીટ પછી સુશીલાને મ્હેં કહ્યું–હવે રજા લઇશું? મહાદેવ ઊઠ્યો–હું બાપુજીને કહી આવું. તરત હેની પાછળ ગાંધીજી આવ્યા! ( પાછળ પાછળ વલ્લભભાઇ–નમસ્કાર થયા. પણ મ્હેં ઓળખ્યા નહિં! )

મહાત્માજી—"આ કૃપા અણધારી?" | ✓

હું—કૃપા તો પ્રભુની. તેથી જ મળાયું.

મ્હને ખુરશી ઉપરથી ઊઠવા ના દીધો. હાથ પકડીને બેસાડી દીધો. ઊભે ઊભે વાતો પુષ્કળ થઈ.

ચિત્રાના નામની વાત જાણી. મ્હેં મહાદેવને પૂછ્યું–ચિત્રાંગદા પુસ્તક ત્હમારું જ છે ને? પણ–સુશીલાને એ નામ માટે અજ્ઞાત અણગમો હતો.

"કેમ?"

હું–એ મા વિનાની ઊછરી હતી.

સુશીલા ગળગળી થઈ. કહે–મ્હેં બહુ બ્હાનાં જૂદાં જૂદાં કાઢીને–નામ નાપસંદ કર્યું. પણ હેની માને એ જ નામ ગમ્યું! ગાંધીજીએ પ્રથમ કહ્યું–ત્હમે શા માટે આવ્યા?

હું–અત્યારે આપ Mountain છો, હું મહમદ છું. વદાય થવાને ઊઠયા. મહાત્માજી પાછળ પાછળ આવતા હતા.

રામભાઈને મશરૂવાળા જોડે પેસતાં વાંત જ ઓળખાણ કરાવ્યું હતું. ટોપી પ્હેરેલા અસલ દીઠેલા–આજ ફેંટાદાર હતા તેથી ના ઓળખ્યા.

ગાંધીજી જોડે ઓળખાણ કરાવવું રહી ગયું. ઘેર જતે મ્હેં કહ્યું–હું ભૂલી જ ગયો. નહિ તો કોશનુ કામ સોંપેલું તે હજી નથી કર્યું તે–એમ કહીને ફજેત ત્હમને કરત રામભાઈ કહે–મ્હને ડર હતો જ. પણ હું બચી ગયો.

માધવીને ગાંધીજીને (જતી વખત) પગે લાગવાનું કહ્યું–ને ડોકું નમાવ્યું, તેથી મ્હેં કહ્યું–બરોબર વાંકી વળીને નમ–ગાંધીજીએ વાંસામાં ધપ્પો માર્યો. મ્હેં કહ્યું–આ છોકરી બહુ તકરારી છે. મ્હને તકરારો કરીને હેરાન કરે છે–હેની માની પેઠે

ત્યાર—તા० ૨૨–૧૨–૩૪ : શનિવાર : કામળ આવ્યા : બુદ્ધિપ્રકાશ. (Oct.–Nov.)

આ અંકમાં મ્હારે વિશે શંકરપ્રસાદ છ. રાવળનું ભાષણ મુંબાઈમાં કરેલું છપાયું છે. (અપૂર્ણ). બહુ ઝીણવટથી કવિત્વકૃતિયો ઇ.નું દર્શન કર્યું છે–હેમાં કોઈ સ્થળે ક્ષતિ હશે.

પરંતુ મ્હારા જીવનપ્રસંગોમાં બે સ્થળે તો તદ્દન ખોટી હકીકત –કર્ણપરંપરા ઉપર ભરૂસો રાખીને–લખી છે.

(a) એકવાર હું–નરસિંહ મહેતા જેમ ભાભીથી રીસાઈને ગયેલા તેમ હું–ઘર છોડીને ગયેલો–ગોપનાથ નહિ પણ સાબરમતીના પૂલ નીચેની ધગધગતી રેતીમાં; ત્હાં લોકોએ મ્હને પરસેવે નાહી ગયેલો સોધી કાઢ્યો–અને હું ઊઠાય નહિં હેવી સ્થિતિમાં હતો.

[ આ શી વિકૃત હકીકત! મનુભાઈ જોડે કંકાસ ભારે થયો. મળસકામાં ચાલી ગયો–દૂધેસરની સડકે–કોટની ધારે સૂઈ રહ્યો. અંતે વખત થતાં હું ગ્રેળે ઘેર જવાને ઉપડયો, રહામે સગરામ લઈને શિવશંકર ભૈયો મળ્યો ત્હેમાં હું ઘેર ગયો–ઇ. હકીકત આમ ફેરવીને સાંભળેલી સાચી માની લઈને મૂકી છે!–એટલી કૃપા કે દારૂ પીને હું બેહોશ પડયો હતો એમ નથી લખ્યું! ]

(b) ગાંધીજીની જોડે મ્હારે વૈમનસ્ય થયેલ! (તદ્દન બદલેલી વાત), ગાંધીજી પોતે મ્હને મળવાને આવ્યા, મ્હેં હેમને નમન કર્યું ઇ. ઇ.

[ ગાંધીજીએ 'નવજીવન'માં દયારામભાઈને સં. લખેલી બા.માં તદ્દન વિપરીતતા હતી, તેથી હું નાખુશ થયો એમ ગાંધીજીને કોઈ ભરાવ્યું–મ્હેં ખુલાસો પત્રદ્વારા કર્યો–આટલું બીજ. એ આવ્યા બીજે પ્રસંગે ને દયારામને મળવાને માટે ઇ. વાત સાદી ને સરલ બદલી નાંખી છે].

બાર—તા० ૧૬–૨–૩૫ : શનિવાર : 4 P. M. હું ઊંઘી ઊઠયો. તો ગટુ અને નવલરામ જગન્નાથ ત્રિવેદી બેઠા હતા. સુશીલા જોડે વાતો કરી હતી. ચ્હા હેમને પાયો હતો.

રતિલાલ ત્રિવેદીના નવા પુસ્તક વિશે સુ.એ વખાણ કરેલાં તે હેમણે કબૂલ રાખ્યું :—

(a) નવલરામે પોતાનું પુસ્તક 'કેટલાંક વિવેચનો' મ્હને ભેટ આપ્યું, ('અભિપ્રાયાર્થે') મ્હેં કહ્યું–તો તો પાછું રાખવું પડશે. મ્હને Collegeના કામ ઉપરાંત કામની શક્તિ રહેતી નથી.

(b) 'જયા જયન્ત'ની ભાવનાનું બીજ 'અલક્ષ્ય જ્યોતિ'માં મ્હેં બતાવ્યું. તે ઉપરાંત નવલરામ જ. ત્રિવેદીએ એક જૂની જૈન-કથામાંથી બતાવ્યું છે. નામમાં પણ સામ્ય છે ૪.

બાર—તા૦ ૨૦–૩–૩૫ : બુધવાર : ગઈ કાલે રાત્રે મ્હને એકદમ ચક્કર આવ્યાં અને પડવા જેવો થઈ ગયો. સુશીલાને ઊઠાડી. માધવીને ઊઠાડી. દા. છાયાને હરિને મોકલીને બોલાવ્યા. પછી હરિ કને બરફ મ ગાવડાવ્યો અને મુદ્રિકાને બોલાવી મંગાવી. B. P. ૧૫૦–૯૦. સવારે દા. છાયા આવ્યા. B. P. ૧૫૦–૮૦

બાર—તા૦ ૧૪–૪–૩૫ રવિવાર : રામભાઈએ બધો ખુલાસો કર્યો; હેમણે મનોમુકુરના વિભાગો કરીને મ્હને બતાવ્યા. આણંદશંકર જોડે નક્કી કરેલા વિભાગો પૂરા થઈ જતા હતા, પણ હેમાં બે વાંધાભરેલા લેખો આવતા હતા તેથી કટાક્ષલેખોમાંથી ત્રણ મૂક્યા.

બાર—તા૦ ૧૮–૪–૩૫ : ગુરુવાર : કાગળ આવ્યા :—

ગાંધીજી (વર્ધા)

"સુજ્ઞ ભાઈશ્રી,

હમણાં જ સાંભળું છું કે હાલમાં તમે પથારીવશ છો. એમ કેમ પાલવશે ? હજુ તો ઘણાં વર્ષો જીવવું છે ને સેવા કરવી છે. સો લગી જીવવાનો તો અધિકાર છે ના ?

આનો જવાબ આપવાનો પણ ન હોય.

-વર્ધા ૧૭–૪–૩૫ તમારો મોહનદાસ ગાંધી"

બાર—તા૦ ૫–૫–૩૫ રવિવાર : કાગળ લખ્યા : આણંદશંકર

ત્હમારો લેખ "નરસિંહ અને મીરાં—એ નવાળાઓ ક્યહાંથી આવી ?" "આપણો ધર્મ" બીજી આવૃત્તિમાં છે ? મ્હને બીજી આવૃત્તિ મળી નથી, માટે મોકલજો. મ્હારી તબિયત વિશે લખ્યું.

ખારે—તા૦ ૧૨-૫-૩૫ : રવિવાર : ધનુભાઈ અને પ્રવીણ આવ્યા. ધનુભાઇએ "અમે બધાં"ની ચોપડી આપી. બીજી પૂર્ણ વાર્તાચીતો થઈ.

ખારે—તા૦ ૧૪-૫-૩૫ : મંગળવાર : ગોકુળભાઈ, મહાદેવ હરિભાઈ દેસાઇ અને વલ્લભભાઈનો પુત્ર ડાહ્યાભાઈ આવ્યા. થોડીવાર બેઠા. Giddiness વગેરે માટે મહાદેવે એક ઉપાય સૂચવ્યો. કાળી માટી માથા ઉપર મૂકવી. ગોકુળભાઈને બંગલા માટે બાણુએ કહેલું કહ્યું. વલ્લભભાઈનો પુત્ર તો વિધુર છે. એક છોકરો છે. આઠ વરસનો ઇ. ઇ.

ખારે—તા૦ ૧૭-૬-૩૫ : સોમવાર : પરમ દહાડાનાં 'પ્રજાબન્ધુ'માં મ્હારા 'બુદ્ધચરિત'નું અવલોકન આવ્યું છે. ઉપરટપકિયું છે. ગુણદર્શન છે પણ પાતળું ને અસંબદ્ધ. દોષ બે બતાવ્યા છેઃ—

(૧) અંગ્રેજી મૂળને વળગી રહેવા જતાં કોઇ કોઈ સ્થળે કવિતાની પ્રાસાદિકતા ક્ષીણ થાય છે.

(૨) સમગ્ર Light of Asia નો અનુવાદ થવો જોઇયે તે ભૂખ અતૃપ્ત રહે છે.

ખારે—તા૦ ૨૨-૬-૩૫ : શનિવાર : કાગળ આવ્યા :— પોપટલાલ શાહ (M. V. Victoria Near Aden)

મ્હારી તબિયત માટે શુભેચ્છા—

(a) ઇન્દ્રધનુષ્ય-બે થાય તો રંગના ક્રમ ઉલટા હોય છે. તે હેમણે પ્રત્યક્ષ જોયું. આ ઘટનાનું કારણ પણ સાદું અને સરળ છે તે પુસ્તક વાંચીને ત્હમને કહેવાનો હતો, પણ વખત નહિં મળવાથી તે કામ બાકી રહ્યું છે.

ખાર—તા૦ ૩૦-૬-૨૫ : રવિવાર : કાગળ આવ્યા:—
હીરાલાલ ત્રિ. પારેખ (અમદા૦)

હવે ત્હમારી તબિયત સુધરી છે, ને થોડું ઘણું કામ કરી શકો છો, તો—લેડી વિદ્યાબ્હેન અભિનંદનગ્રન્થ સારુ લેખ ગુજરાતી સ્ત્રીજીવન વિશે લખી મોકલશો. કાવ્ય મોકલશો તો પણ હરકત નથી.

(કો'ણે કહ્યું તબિયત સારી થઈ છે!)

ખાર—તા૦ ૧૪-૭-૩૫ : રવિવાર : રાત્રમાં મ્હને relapse થયો. ૩ વાગ્યે મુદ્રિકાને બોલાવી. દા. છાયાને બોલાવ્યા. સ્હવારે દા. છાયા આવ્યા. B P 180-90 દા. દાસ આવ્યા.

ખાર—તા૦ ૨૧-૭-૩૫ : રવિવાર : રમણ વકીલ આવ્યો. હેમને મ્હારાં સમર્પણ એ Take My Life એ અંગ્રેજી કવિતાનું, ગાંધીજીના કહેવાથી કરેલું, ભાષાન્તર નકલ કરવા માટે આપ્યું. અહિં બેશીને જ કરી.

એ કરતા હતા એટલામાં ભાનુશંકર અને બેટાઈ આવ્યા. ભાનુશંકર કને ચાંપશી વિ. ઉદ્દેશીને કાગળ લખાવ્યો. અને ત્હેની જોડે સમર્પણ મોકલ્યું. બધા ખૂબ બેઠા. પુષ્કળ વાતો થઈ.

ખાર—તા૦ ૨૯-૯-૩૫ : રવિવાર : સ્હાંઝે રામનારાયણ પાઠક આવ્યા હેમને "ઈશ્વરસ્નેહ અને વિશ્વક્રમમાં હેતુ" એ લેખ શંકરપ્રસાદ રાવળ મણિશંકરનો કહે છે તે વાત કરી. એ પણ કહે છે કે ન્હાનાલાલનો જ છે. એ ચર્ચાપત્ર લખશે.

ખાર—તા૦ ૧-૧૦-૩૫ : મંગળવાર : ૧૧ વાગ્યાને સુમારે હું ઊભો હતો અને ડાયરીઓ જૂની જોતો હતો. એટલામાં ત્ય્હાંથી ખસ્યો અને શું થયું તે કોણ જાણે? પણ ખાટલામાં પડેલો હતો. પછીથી રમાબાઈએ કહ્યું કે "ત્હમે કોટ માંગ્યો અને આપતી હતી એટલામાં ત્હમે પડયા તે મ્હેં ઝાલીને ખાટલામાં સુવાડયા."

દા. છાયાને બોલાવ્યા. Visit ઉપર ગયા હતા. ત્ય્હાંથી આવે કે તરત આવવાનું કહ્યું.

બાર—તા. ૧૬-૧૦-૩૫ : બુધવાર : કાગળ લખ્યા : આણંદશંકર (અમદા.) (સુશીલા કને લખાવ્યો)–

'નીલનેની'નું ભાષાન્તર તૈયાર કરીને સાકરલાલે વાંદરે મોકલ્યું (ms) તે પહેલાં એક શબ્દની શુદ્ધિ માટે ન.એ શંકા બતાવી'તી. તત્સમરૂપે શુદ્ધ પ્રયોગ નહિ–એમ હેમનું કહેવું હતું, સાકરલાલે બચાવમાં કેશવલાલભાઈનો પ્રયોગ બતાવ્યો હતો. જાણવામાં ત્રણ અક્ષરનો શબ્દ હતો. ત્હમે હેનો નિર્ણય સકારણ આપ્યો હતો–તે શબ્દ શો તે યાદ આવતું નથી. યાદ હોય તો ત્હમે લખી મોકલજો.

તા. ક સાકરલાલને પૂછશો તો કદાચ એ શબ્દ કહી આપશે.

બાર—તા. ૧૮-૧૦-૩૫ : શુક્રવાર.

સ્હવારે ડા. છાયા–B. P. 160–80. 'You can resume your work now"!! નર્સો માટે તપાસ ચાલુ છે. "આ જ મોટરમાં બ્હાર જાઉં?"–હા."

બાર—તા. ૨૧-૧૦-૩૫ : સોમવાર : કાગળ આવ્યા : C. Jamnadas & Co. (મુંબાઈ).

૧ સ્મ. સ. લગભગ છપાઈ જવા આવી છે. નવી આવૃત્તિ માટે પ્રસ્તાવના લખી મોકલો.

કાગળ લખ્યા: C. Jamnadas & Co. (મુંબાઈ).

૨ સ્મ. સં. નાં ચિત્રો તથા ટીકા અને ઉપોદ્ઘાત તેમજ ચિત્રોની ટીકા આવી નથી. તે મોકલશો એટલે નવી આવૃત્તિની પ્રસ્તાવના લખીશ.

સાકરલાલ દવેનો ઉત્તર બીડયો છે–

૨૨-૧૦-૩૫

"શ્રીયુત આણંદશંકરભાઈ,

રા. ભાઈ લીનુભાઈ આજે સવારે મળ્યા હતા.

મ્હારા સ્મરણ પ્રમાણે મેં "શોચ" (શોકના અર્થમાં) નામ તરીકે વાપર્યો હતો, અને નરસિંહરાવભાઈના વાંધાના જવાબમાં

કેશવલાલભાઇની પરાક્રમની પ્રસાદીમાં શ્રોતારો ટાંકયો હતો. એ તત્સમ શબ્દ નથી એ વાત તો મેં સ્વીકારી જ હતી. સં. શોક ઉપરથી "શોચ" એ તદ્ભવરૂપ ગણાય, હિન્દીમાં सोच વપરાય છે તેમ.

આપની તબિયત હવે સુધારા ઉપર હશે.

લિ. સાકરલાલ અ. દવેના નમસ્કાર."

બ્બારે—તા. ૨૫-૧૦-૩૫ : શુક્રવાર.

કાલ્યે રાત્રમાં મ્હને relapse થયો. ત્રણ વાગ્યે દા. છાયાને બોલાવ્યા.

*
* *

સંપાદકની નોંધ-૧૯૩૫ ના ઓક્ટોબરના આખરથી ડિસેંબરની ૨૫ મી સુધીના દિવસોમાં રોજનીશીમાં કોણ આવ્યું કોણ ગયું એની નોંધ પથારીવશ બનેલા નરસિંહરાવભાઇએ દૌહિત્રી કને લખાવી છે. તેથી વિશેષ કાંઇ નથી.

## પૂર્ણાહુતિ

### સંપાદકોની નોંધ

૧૮૯૨ માં શરૂ થયેલી અને ૪૩ વર્ષની 'રોજ રોજની હકીકત રજૂ કરતી આ રોજનીશી ૨૫-૧૦-૩૫ ને રોજ એકાએક લખાતી બંધ થાય છે. અને ક્ષણુંક્ષણુની ઘટનાને ૪૩ વર્ષ સુધી પુસ્તકારૂ કરનાર આ અજબ પુરુષની, તથા એમનાં પત્ની સુશીલા બ્હેનની ધીમે પણ અફર ક્રમે પરલોક ભણી વધતી જીવનયાત્રાના અંતિમ પ્રસંગો વણનોંધ્યા રહી જાય છે.* એક જ ઓરડામાં આ વૃદ્ધ દંપતી પોતપોતાના ખાટલામાં સૂતાં છે. દિવસે દિવસે ક્ષીણતા વધતી જાય છે. પોતપોતાની દશા ભૂલીને તેઓ એક બીજાની સ્થિતિનો વિચાર કર્યા કરે છે. બંનેની પ્રભુધામમાં પ્રયાણ કરવાની તૈયારી છે. વર્ષો પહેલાં મુએલાં વ્હાલાં બાળકોને જઈ મળવાની ઉત્કંઠા છે. બંને મૃત્યુને સત્કારવા ઉત્સુક છે. પણ પહેલી તક કોને સાંપડશે એ વિચારમાં મૌન, શાન્તિથી, નિમગ્ન છે

અને આખો જન્મારો જેણે દુરારાધ્ય પતિની સફળ આરાધના કરી હતી એ પત્ની પરલોકમાં એમના માટે નિવાસ સજ્જ કરવા ૧૯૩૬ માં પ્રથમ વદાય લે છે.—અને નરસિંહરાવ પણ એ સ્વર્ગવાસિની વાસકસજ્જાને લાંબી રાહ જોવડાવવા ઇચ્છતા નથી. तत्पादप्रतिमानिवेशितपदस्य (એના ચરણાંકમાં ચરણ મૂકી આગળ વધતા) અને गच्छन्तीमनुगच्छतः એવા નરસિંહરાવનું, પોતાની અને પત્નીની વચ્ચે પડેલું અંતર ટૂંકાવવાનું અધૈર્ય વધતું જાય છે, પણ એમની

---

* આ પ્રસંગોને નિરૂપતી નાટિકા "નરસિંહરાવ" શ્રી. ધનસુખલાલ મહેતાએ લખી છે. જુઓ "અખંડાનંદ" ૨૦૦૫ નો દીપોત્સવી અંક.

. એક સ્વમુખે ઉચ્ચારેલી પ્રતિજ્ઞા છે—ભીષ્મપિતામહે બાણશય્યા ર સૂતાં સૂતાં ઉચ્ચારેલી તેવી : હું ઉત્તરાયણની રાહ જોતો રહીશ. ાટલે ગુજરાતી સાહિત્યના આ ભીષ્મપિતામહને પૂર્ણપ્રતિજ્ઞ કરવા ાટે એમની જીવનયાત્રા ઉત્તરાયણ સુધી લંબાય છે.

૧૯૩૭ નું વર્ષ શરૂ થયું. ઉત્તરાયણ આવ્યું.—અને ઉત્તરાયણ- । દિવસે એમણે દેહ છોડયો. अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् । ગીતાએ ભાખેલા પુણ્યકાલે—જે સમયે પ્રયાણ કરનાર 'અના- ત્તિને પામે છે એ પુણ્ય સમયે—નરસિંહરાવે પરલોક પ્રયાણ કર્યું.

---

